# આમુખ

ભારતીય વિદ્યા ભવનની સંશોધન ગ્રંથમાળાનો પ્રસ્તુત સત્તરમો ગ્રંથ એક ભાષાશાસ્ત્રને લગતા લેખોનો સંગ્રહ છે. ગુજરાતી ભાષાના શાસ્ત્રીય અભ્યાસની દિશામાં આપણે ત્યાં બહુ થોડા પ્રયાસ થયા છે. પંડિતયુગના સાક્ષરોને વાઙ્મયના એકએક ક્ષેત્રમાં રસ હતો તેથી તે વેળા દરેક વિષયની જેમ ગુજરાતીના અભ્યાસનાં મંડાણ પણ થયેલાં. તેમાં નરસિંહરાવ દીવેટિયા જેવા વિદ્વાને ગુજરાતીનું ઊંડાણ અને ઝીણવટ સાથે અધ્યયન કરવાને જે પ્રશસ્ય પ્રયત્ન કર્યો તેને અંગે એ વિષયનાં મહત્ત્વ અને રસ આપણને સમજાવા લાગ્યાં. પણ એમના પછીની અત્યારની પેઢીને કોણ જાણે કેમ એ વિષય પ્રત્યેનું આકર્ષણ ઓસરી ગયું લાગે છે. શ્રી. નરસિંહરાવના કાર્ય પછી અને પશ્ચિમમાં ભાષાશાસ્ત્રના પ્રદેશમાં જે ઝડપી પ્રગતિ થતી રહી છે તે ધ્યાનમાં લેતાં ગુજરાતીના ઉચ્ચ કોટિના અભ્યાસ માટે સંતોષકારક કહી શકાય તેવું બહુ જ થોડું થયું છે. સામાન્ય ભાષાશાસ્ત્રને લગતું સાહિત્ય તો આપણે ત્યાં નહિવત્ છે.

આ સહુ વાત લક્ષમાં લેતાં ડૉ. ભાયાણીનો પ્રસ્તુત સંગ્રહ મૂલ્યવાન ઠરે છે. સંગ્રહના આરંભના વિભાગમાં ભાષાશાસ્ત્રના કેટલાક સામાન્ય સિદ્ધાંતો વિશે પ્રમાણભૂત વિચારણા થયેલી છે. તે પછીના વિભાગમાં ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતી વિશે જે કહેવામાં આવ્યું છે, તેનું વિશિષ્ટ મહત્ત્વ છે. ગુજરાતી ભાષા સંસ્કૃતજન્ય છે એ ખરું પણ તેનું સમગ્ર સ્વરૂપ-ઘડતર પ્રાકૃતભૂમિકામાં—વિશેષ તો અપભ્રંશભૂમિકામાં થયેલું છે. ઘણુંખરું લક્ષબહાર રહી જતી આ વાત પર ડૉ. ભાયાણીએ તેમના અપભ્રંશના વિશિષ્ટ અભ્યાસને કારણે ઘટતો ભાર મૂક્યો છે. તે જ પ્રમાણે તેમની વ્યુત્પત્તિચર્ચા એ વિષયમાં એક આગવું પ્રદાન બની રહે તેમ છે, કારણ કે તે માટે અનિવાર્ય critical, તુલનાત્મક અને ઐતિહાસિક પદ્ધતિનો તેમણે ઉચિત ઝીણવટ સાથે પ્રયોગ કર્યો છે.

શાસ્ત્રીય પદ્ધતિ અને ઊંડાણથી ભાષાસામાન્ય વિશે તેમ જ ગુજરાતી વિશે વિચારણા કરતા આપણા આંગળીને વેઢે ગણાય તેટલા ગ્રંથોમાં પ્રસ્તુત સંગ્રહનું સ્થાન અતિ મહત્ત્વનું છે. આશા છે કે અભ્યાસીઓ તેમ જ વિદ્યાર્થીઓને તે ઉપયોગી થઈ પડશે.

જયંતકૃષ્ણ દવે
ઑન. ડાયરેક્ટર
ભારતીય વિદ્યા ભવન

# પ્રાક્કથન

ગત બારેક વરસના ગાળામાં અવારનવાર, ખાસ કોઈ પૂર્વનિર્ણીત યોજના વિના મેં કરેલાં ભાષાવૈજ્ઞાનિક લખાણો અને વ્યાખ્યાનો અહીં સંગૃહીત કર્યાં છે. તેમાંનાં ઘણાંખરાં બુદ્ધિપ્રકાશ, ફા. ગુ. ત્રૈમાસિક, ભારતીય–વિદ્યા (હિં.–ગુ.), ગુ. સા. પ. પત્રિકા, ગુ. સં. મં. ત્રૈમાસિક, પ્રસ્થાન વગેરેમાં પ્રસિદ્ધ થઈ ચૂકેલાં છે. કોઈ કોઈ લેખ અને કેટલીક વ્યુત્પત્તિ–નોંધો અહીં પહેલીજ વાર અપાય છે.

કોઈ વ્યવસ્થિત કે આછીઝાંખી યોજના નજર સામે રાખ્યા વિના—સ્વૈરપણે કરાયેલાં આવા શાસ્ત્રીય વિષયને લગતાં છૂટક લખાણોનું મૂલ્ય ઝાઝું ન અંકાય. છતાં એને ગ્રંથસ્થ કર્યાં છે તેના બચાવ લેખે કાંઈ સ્વીકાર્ય હોય તો એટલું કહું કે અહીં અપાયેલા લેખ આદિ ભાષા–અન્વેષણની અર્વાચીન પદ્ધતિ અને દૃષ્ટિ લક્ષમાં રાખીને લખાયા છે, અને વિચારણાના કેંદ્રસ્થાને ગુજરાતી છે. એટલે ગુજરાતીના—અને કાંઈક અંશે સામાન્યપણે ભાષાના શાસ્ત્રીય અભ્યાસમાં જેમને રસ છે, તેમને થોડાક ઉપયોગી, કાંઈક સ્વાદ લગાડે તેવા આ નીવડે તોયે ઘણું.

આથી એવું કશું સૂચવવાનો આશય નથી કે અહીં રજૂ કરાયેલી સામગ્રીમાં પશ્ચિમનાં ઉચ્ચ કક્ષાનાં ભાષાકીય સંશોધન અને અનુશીલનની આછીઅધૂરી ઝાંખી પણ થાય છે. એ કક્ષાનું સંશોધન જે પારંગતતા, એકનિષ્ઠા અને પરિશીલન માગી લે છે, તેનો વિચાર જ્યારેજ્યારે આવે છે ત્યારે પેલી પ્રાંશુલભ્ય ફળ અને વામનની વાત યાદ આવે છે (મહાકવિનુ વેણ, મહાકવિના વેણ તરીકે નહીં પણ સામાન્ય દૃષ્ટાંત લેખે વાપરવાની છૂટ ન લેવાય ?). માત્ર, ભાષાવિજ્ઞાન કેવાકેવા પ્રદેશોમાં પ્રવેશ કરે છે ? કઈ પદ્ધતિએ તે કામ કરે છે ? ગુજરાતીનાં અનેક પાસાંઓનો આધુનિક ભાષાવૈજ્ઞાનિક દૃષ્ટિએ કઈ રીતે વિચાર થઈ શકે ?—આવી બાબતોનો આછોપાતળો ખ્યાલ આપવો, અને એ વિષયમાં આગળ જવાની, ઊંડા ઊતરવાની વૃત્તિ સતેજ કરવી એટલું જ પ્રસ્તુત સંગ્રહનું પ્રયોજન છે.

પશ્ચિમમાં ભાષાશાસ્ત્રના ક્ષેત્રમાં ખૂબ કામ થયું છે, અને એમાં સંશોધન અને અભ્યાસ કૂદકેભૂસકે આગળ વધતાં જાય છે. સામાન્ય ભાષાવિજ્ઞાનને—એટલે કે અનેક ભાષાઓનાં સ્વરૂપ, બંધારણ, ક્રમવિકાસ, વિસ્તાર

આદિના વ્યક્તિગત અને તુલનાત્મક સૂક્ષ્મ અધ્યયનને પરિણામે સામાન્ય રૂપે ભાષાનુ સ્વરૂપ, રચના, ક્રમવિકાસ વગેરેના પ્રતિપાદનને—લગતા પણ કેટલા બધા ગ્રથો છે! ધ્વનિતત્ત્વ (ધ્વનિઉત્પાદનનો વ્યાપાર, ધ્વનિમાપન, ધ્વનિઓનુ સ્વરૂપ, ધ્વનિપરિવર્તન, ધ્વનિ અક્ષર શબ્દ આદિ, ધ્વનિઓદ્વારા વિચારોનુ મૂર્તીકરણ, વગેરે), વ્યાકરણતત્ત્વ (શબ્દભેદ, પદાર્થો–Categories, વ્યાકરણનુ ઘડતર, વ્યાકરણતત્ત્વનુ પરિવર્તન, વગેરે), કોશતત્ત્વ (શબ્દભડોળ, શબ્દપરિવર્તન, અર્થપરિવર્તન, વગેરે), ભાષાતત્ત્વ (ભાષા અને બોલીઓ, શિષ્ટમાન્ય ભાષાનું ઘડતર, પરભાષાનુ ઋણ, ભાષાનો ઉદ્ગમ, તેના બધારણનું વૈવિધ્ય, ભાષાકીય પરિવર્તન, ભાષા અને પ્રમાણશાસ્ત્ર–માનસશાસ્ત્ર–સમાજ-શાસ્ત્ર–સાહિત્યશાસ્ત્ર, વગેરે), અર્થવિજ્ઞાન એ સૌના પદ્ધતિસરના અને તલાવગાહી અધ્યયન પાછળ પશ્ચિમના પડિતો મડી પડ્યા છે પ્રસ્તુત સગ્રહમા 'સિદ્ધાતવિચાર'નુ મોટુ નામ ધારણ કરતા વિભાગ નીચે આપેલા લેખો આ પ્રદેશમા બીતા બીતા કરેલા બેચાર ડોકિયા જેવા છે તેમા પણ 'સાદૃશ્ય' અને 'શબ્દોની ચડતીપડતી' એ બેમાની વિચારણા પર વાંદ્રે (Vendreys)ના પુસ્તક લેંગ્વેજની સારી એવી અસર છે

સામાન્ય ભાષાવિજ્ઞાન ઉપરાત વ્યક્તિગત ભાષાઓના ઐતિહાસિક તેમ જ સમકાલીન સ્વરૂપનુ અધ્યયન પણ પશ્ચિમમા પૂરતા ઊંડાણથી થતુ રહ્યુ છે. તેમા ભારત–યુરોપીય ભાષા અગેનું સશોધન તો પશ્ચિમના પાડિત્યની એક જ્વલત સિદ્ધિ—જો કે તેની સિદ્ધિઓ પણ ક્યા ઓછી છે?—લેખારો અભ્યાસ-દારિદ્ર્ય હમણાહમણા આપણને કોઠે પડી ગયુ લાગે છે ને તેથી જે વિષયથી આપણે અજ્ઞાત હોઈએ તે વિષે જગતમા પણ અધારુ પ્રવર્તે છે એવુ માની લેવાનુ વલણ કેટલીક વાર દેખાય છે ભારત–યુરોપીયને વિષે જ આપણા એક અભ્યાસપ્રેમી લેખકે, તે ડગમગતી અટકળની ઇમારત જેવી હોવાનો મત—અજ્ઞાનમૂલક જ તો—ઉચ્ચારેલો અને એટલે કાઈક અસ્થાને ગણાવાનો ભય છતા આ સબધમા થોડાક શબ્દો ગકુ

' and, in 1900, the primitive IE may be said to have been firmly established It must be emphatically stated here that the science of linguistics is now no more in an experimental stage, hazarding its conclusions on the strength of unsatisfactory relics of speech scattered over a number of tongues.

The labours of linguisticians, throughout the last more than a century have enabled us to form a clear idea of the primitive IE speech as a single and almost homogeneous language. Thousands of words of the original speech have been reconstructed, and in most cases, the endings, stress and precise meaning determined. This must indeed be regarded as one of the greatest achievements of the human intellect[1] '

આ ભારત-યુરોપીય આપણે માટે હજી દુર્ભાગ્યે દૂરદૂરની રહી છે, પણ તેની ભારતીય-આર્ય શાખા(એટલે કે વૈદિક બોલીઓ, અને તેમનો સંસ્કૃતાદિ ભાષાપરિવાર)મા આપણને રસ પડવો જોઈએ પણ તેને અંગેયે ગુજરાતીમા થયેલુ કાર્ય નહિવત્ છે થોડાક સમય પર પ્રસિદ્ધ થયેલો સુનીતિકુમાર ચેટર્જીના વ્યાખ્યાનોનો અનુવાદ[2] આ વિષયનુ આપણુ એકમાત્ર ઉલ્લેખપાત્ર પુસ્તક છે કત્રેના ૧૯૪૦–૪૧ના વીલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો[3] કેટલાક વિશિષ્ટ પ્રશ્નોની—અને ખાસ તો ભાષાના ઐતિહાસિક અન્વેષણમા સ્થળકાળની મર્યાદાઓના મહત્ત્વની—તાત્ત્વિક ચર્ચા કરતા હોવાથી ઘણા મૂલ્યવાન છે. તેમનો ગુજરાતી સાર હજી પણ ઉપયોગી બનશે માની અહીં સગ્રહ્યો છે પ્રાકૃત વ્યાકરણકારોના કાર્યની સમગ્રદૃષ્ટિએ સમીક્ષા કરતુ નીતી દોલ્ચીનું અધ્યયન માધ્યમિક ભારતીય-આર્યના ક્ષેત્રમા હમણા થયેલા પ્રદાનોમા ઊંચુ સ્થાન ધરાવે છે મૂળ કૃતિ ફ્રેંચમા છે તેના સાર-સગ્રાહક અવલોકન-લેખનું ભાષાંતર પણ એ દિશાના સશોધનનો ખ્યાલ આપવાની દૃષ્ટિથી અહીં અપાયુ છે

અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી એટલે તો આપણુ ઘરઆગણુ. અને છતાયે એ વિશે નક્કર, સ્પષ્ટરેખ, સર્વસ્વીકાર્ય બને તેવુ કાર્ય આપણે ત્યા કેટલુ થયુ છે? ગુજરાતીના ઉદ્‌ગમ અને ક્રમવિકાસનો સર્વસ્પર્શી શાસ્ત્રીય વૃત્તાંત આપવા માટેની થોડીઘણીયે સામગ્રી—પણ પૂરતી વિશ્વસનીયતા

૧ દાંડેકર, ઇંડીયન હીસ્ટરી કોંગ્રેસ, પ્રાચીન યુગના વિભાગીય પ્રમુખ તરીકેના ભાષણમાથી (પ્રોસીડીંગ્ઝ, ૧૯૪૭, પૃ ૨૮).

૨ સાંડેસરા, ભારતીય-આર્ય ભાષા અને હિંદી, ૧૯૫૧

૩ સમ પ્રોબ્લેમ્ઝ ઑવ હીસ્ટોરીકલ લીંગ્વીસ્ટીકસ ઇન ઇંડો-આર્યન, ૧૯૪૪.

વાળી—આપણને સુલભ ખરી? પ્રાચીન ગુજરાતીનો કોશ કે ભૂમિકાવાળાના વ્યાકરણી પૃથક્કરણ છે ખરા? અને એ તૈયાર થઈ શકે તે માટે આલોચનાત્મક પદ્ધતિએ સંપાદિત થયેલી અને ભાષાકીય મૂલ્યની સામગ્રી તારવીને જુદી આપતી પ્રાચીન ગુજરાતીની કૃતિઓ જ કેટલી? આ પ્રદેશનો ચે મોટો ભાગ હજી પણ અક્ષુણ્ણ જેવો રહ્યો છે, એટલે તેમા બે પગલા પાડે તેયે ભોમિયા જેવો ગણાઈ શકે છે. તમે ચાર-છ શબ્દોના મૂળ કે અર્થની ચર્ચા કરી (તેમા વ્યુત્પત્તિવિચારના પાયાના સિદ્ધાંતોનું અજ્ઞાન હોય તો પણ કશી હરકત નહી), અથવા તો કોઈ પ્રાચીન કૃતિ છપાવી નાખી (તેમા આલોચનાત્મક પદ્ધતિ એટલે શુ એ તમે ન જાણતા હો તોયે ચાલે), એટલે તમે થયા સંશોધક ને પ્રાચીન ગુજરાતીના જાણકાર! આવી પરિસ્થિતિનો લાભ લઈ લખેલા કેટલાક અખતરા પ્રસ્તુત સંગ્રહના અપભ્રંશ અને પ્રા. ગુજરાતીને લગતા લખાણોમા મળશે આપણા ઉચ્ચ અભ્યાસમા આ વિષયને ખાસ સ્થાન અપાયુ હોવા છતા તેનું કોઈ વિશેષ ફળ નજરે પડતું નથી એ વિચારવા જેવુ નથી?

આ પછી અર્વાચીન ગુજરાતીનો પ્રદેશ લઈએ તો તેમા આપણને શુ મળ્યુ છે? એક, જોડણીની ચર્ચા—તે પણ કેવી? 'બાલની ખાલ' ઉખેળતી પણ પાયાના સિદ્ધાંતોને સ્પર્શ્યા વિના ગોળગોળ ફરતી, બે, સંસ્કૃતના બીબામા ઢાળેલુ વ્યાકરણ, ત્રણ, કોશ—એટલે માત્ર સાર્થ જોડણીકોશ, વ્યુત્પત્તિ-ફ્યુત્પત્તિ વિશે તો હાલ્લે રાખોને, કોણ પૂછવાનુ છે? અને ચાર, સૂક્ષ્મ ઐતિહાસિક કે આલોચનાત્મક દૃષ્ટિ વિનાની શબ્દચર્ચા—ઇતિશ્રી ને અર્વાચીન દૃષ્ટિએ જે બેત્રણ મૂલ્યવાન પ્રયાસ થયા છે, તેમની વિશે ખાસ કોઈ જાણતું નથી

નરસિંહરાવના વ્યાખ્યાનો પરિચયગ્રંથ તરીકે આપણે ત્યા વપરાય છે તેમની શુદ્ધિ કરવાની દૃષ્ટિએ બેત્રણ લેખ તૈયાર કર્યા પછી જણાયુ કે એક તો વાઘો જરા પણ બંધબેસતો નથી રહ્યો, ને થોડોઘણો બંધબેસતો કરવા જે તાણખેંચ અને થાગડથીગડ કરવી પડે તેમ છે, તેમા મૂળની કાયાપલટ કર્યા જેવુ જ થાય—અને તે કરતા તો નવો વાઘો તૈયાર કરવામા ઓછો શ્રમ પડે! એટલે એ કામ આગળ ન ચાલ્યુ

વ્યુત્પત્તિને શાસ્ત્ર ન ગણવુ એ આપણી એક વિશિષ્ટતા લાગે છે આપણુ શરીર જન્મથી માંડીને મૃત્યુ સુધી આપણી સાથે હોય છે છતા એટલા પરિચયની મૂડી પર જ આપણે રુધિરાભિસરણની પ્રક્રિયા કેવી રીતે

ચાલે છે, કોશોનું બંધારણ કેવું છે, વાહિની–રહિત ગ્રંથિઓ કેટલી અને તેમની પ્રવૃત્તિ શી? આવી બાબતમાં અભિપ્રાય કે ઊડતું સૂચન પણ આપવાની ધૃષ્ટતા નથી કરતા. વિશેષજ્ઞનો એ પ્રદેશ હોવાનું સૌ સ્વીકારે છે. પણ ભાષાની બાબતમાં જુદું જ વલણ જોવા મળે છે. તેમાં બોલતા શીખીએ ત્યારથી તે અવાચક થઈ જઈએ ત્યાંસુધી ભાષા સાથે આપણને કામ રહે છે એટલી હકીકત તેની વિશે શાસ્ત્રીય વિધાનો કરવાનો અધિકાર આપી દેતી હોવાનું મનાય છે! અને સર્જક, વિવેચક, વિચારકને તો વળી ભાષા પાસેથી વિશેષ સેવા લેવાની, એટલે તેનો અધિકાર વિશેષ! આથી આપણા કેટલાક પ્રમુખ સાહિત્યકારો પણ વ્યુત્પત્તિના પ્રદેશમાં અવારનવાર છમકલું કરવાનો લોભ રોકી શકતા નથી. પણ રીતસરના અભ્યાસીઓ પણ શબ્દમૂળને લગતી વિચારણામાં પૂર્વભૂમિકાનાં ધ્વનિવલણો, સ્થળકાળની મર્યાદા, ધ્વનિપરિવર્તનનું સ્વરૂપ અને બીજા સિદ્ધાંતોની ઉપેક્ષા કરે છે તો પછી બીજાઓ વિશે શું કહેવું? વ્યુત્પત્તિને તરંગખેલ ન બનવા દેવી હોય તો શબ્દનો પૂર્વ ઇતિહાસ, ઘડતર અને અર્થની દૃષ્ટિએ તેનો ઇતર ભાષાસામગ્રી સાથે સંબંધ, તથા તેનું પ્રચલિત મૂલ્ય એ સૌ લક્ષમાં રાખી વિચાર થવો ઘટે. પ્રસ્તુત સંગ્રહમાં આપેલી વ્યુત્પત્તિઓના એક ભાગમાં શબ્દોની વિસ્તારથી ચર્ચા કરેલી છે. તેમાંના કેટલાકની બાબતમાં મળતી સામગ્રી તૂટક હોવાથી તેમની વિષેનો નિર્ણય છેવટનો ન ગણાય. વળી મારવાડી, હિંદી તેમ જ બીજી પડોશભાષાઓની સામગ્રીનો ઉપયોગ નથી થઈ શક્યો એ એક મોટી ખામી ગણાય. 'સ્વરભાર'નું નામ પણ નથી લીધું તે બીજી. આ ચર્ચામાં જે કાંઈ અટકળ કે અનુમાનનો અંશ છે તેનો પાયો પણ ઉપલબ્ધ સામગ્રી અને તેની આલોચનાત્મક મુલવણી જ છે. મળતા પુરાવાના પ્રકાશમાં જ્યાંસુધી જવું યુક્ત ગણાય તેથી વધારે આગળ જવાનો પ્રયાસ નથી કર્યો. નિર્ણયક કે સૂચનાત્મક વિધાનો બનતી સાવધાનીથી રજૂ કર્યાં છે. જ્યાં કોઈ કારણે વિસ્તારથી ચર્ચા નથી થઈ શકી, કે એકાદ પાસાનો જ સ્પર્શ કરી શકાયો છે, ત્યાં શબ્દનું મૂળ થોડાક પુરાવાઓ સાથે સૂચવ્યું છે અને એવા શબ્દોનો અલગ વિભાગ રાખ્યો છે. આ ઉપરાંતનો વિભાગ જોડણીકોશની ચોથી આવૃત્તિની કેટલીક વ્યુત્પત્તિની શુદ્ધિ કે પૂર્તિ રૂપે છે. જોડણીકોશે તદ્‌ભવોની વ્યુત્પત્તિની બાબતમાં બેજવાબદારપણે, કોઈ પણ ગંભીર પ્રયાસમાં ન કલ્પી શકાય તેવાં અટકચાળાં કર્યાં છે, તેમાંથી કેટલાક શબ્દના મૂળ વિશે એક વિભાગમાં અછડતો વિચાર કર્યો છે. નવી વ્યુત્પત્તિ આપવાની ન હોવા છતાં પણ, જ્યાં સૂચવેલી વ્યુત્પત્તિ

વ્યુત્પત્તિવિચારના ધરમૂળના સિદ્ધાંતોનો ભંગ કરતી હોવાથી અસંભવિત લાગી, તેવા શબ્દોની પણ એક માદી દષ્ટાંત લેખે આપી છે.

અંતમાં થોડાંક અવલોકનો મૂકેલાં છે. તેમનું આ સંગ્રહમાં ઔચિત્ય કેટલું એવો પ્રશ્ન ઉઠાવી શકાય ખરો. પણ મુખ્યત્વે ભાષાકીય પ્રશ્નો ને ગવેષણાને સ્પર્શતાં હોવાથી તેમને લીધાં છે.

પ્રગટ થઈ ગયેલા લેખોનાં સ્થળ, સાલવારી વગેરે કશું નથી આપ્યું, કારણ કે ઘણાંખરાં લખાણો—ઓછાવધતા ફેરફાર સાથે અહીં મુદ્રિત થાય છે. કેટલાંકમાં નવી સામગ્રી મળી તે ઉમેરી છે, કેટલાંકમાં કોઈ ત્રુટિ દૂર કરી છે, કેટલાંકનો વિસ્તાર કર્યો છે કે જુદી રીતે રજુઆત કરી છે, તો કેટલાંક મત બદલાતાં નવેસરથી જ લખ્યા છે. એટલે પ્રસ્તુત સંગ્રહમાં લેખોનું જે સ્વરૂપ છે તે જ પ્રમાણભૂત ગણવાનું છે. દસબાર વરસના ગાળામા જુદીજુદી દૃષ્ટિએ અને અભ્યાસની જુદીજુદી કક્ષાએ લખાયેલા લેખોમાં પદ્ધતિની, વિચારણાની, રજુઆતની કે ઉલ્લેખો, વિરામચિહ્નો, સંકેતો આદિની એક-વાક્યતા લાવવી ખૂબ દુષ્કર હોય છે. કેટલોક પ્રયાસ કર્યો છે. તોયે અસંતોષ રહી જાય તેવું થોડું નથી. વિદ્વાનોની ઉદારતાથી એ નભી જશે એવી આશા છે. કેટલાક મુદ્રણદોષો વિશે પણ એ જ કહેવાનું છે.

'વાગ્વ્યાપાર' શબ્દ આપણે ત્યાં ધ્વનિપ્રક્રિયાને લગતી ઐતિહાસિક વિચારણાના અર્થમાં વપરાતો રહ્યો છે. આ અપપ્રયોગ છે. એટલે 'વાણીનો વ્યાપાર' એવા યૌગિક અર્થમાં તે ભાષાશાસ્ત્રીય પંચકણીનો સમાવેશ કરવાની સગવડ આપે તેવો હોવાથી સંગ્રહના નામ તરીકે રાખ્યો છે.

સંગ્રહની નાનીમોટી કોઈ ત્રુટિ વાચકોના લક્ષમાં આવે અથવા તેના કોઈ પણ અંશની ઉપયોગિતા વધે તેવી સામગ્રી કે સૂચના તેમની પાસે હોય તો જણાવવા વિનંતી છે.

પ્રકાશન અંગેનો પ્રબંધ કરી આપવા માટે ભારતીય વિદ્યા ભવનના કુલપતિ શ્રીમાન મુનશીજીનો, તથા તેના મુદ્રણ આદિને અંગે પ્રબંધ કરી આપવા માટે ભારતીય વિદ્યા ભવનના સંચાલકો તથા એસોસીયેટેડ પ્રેસના વ્યવસ્થાપકનો હું અત્યંત ઋણી છું.

વિલેપાર્લે

વૈશાખી પૂર્ણિમા, ૨૦૧૦

હ. ભાયાણી

# અનુક્રમ

×

# બોલચાલની ભાષાનાં સ્ખલનો

*

આપણી હંમેશની વાતચીતમાં કેટલીયે વાર 'ચામડાની જીભ'થી કાંઈને બદલે કાંઈ બોલાઈ જવાની ભૂલ થતી હોય છે. એ તદ્દન જાણીતુ છે. બોલતાં બોલતાં એક ઉક્તિપ્રકારને બદલે બીજો જ ઉક્તિપ્રકાર, એક શબ્દને બદલે ભળતો જ શબ્દ, એક ધ્વનિને બદલે મળતો ધ્વનિ વપરાઈ જાય છે, અથવા તો એક સાથે બીજું ભળી જઈ સંકરરચના ઊપજે છે અને ઘણીવાર આ રીતે થયેની શબ્દની કઢંગી કાયાપલટ કે રમૂજી અર્થગરબડ આપણી પ્રવાહપતિત વાતચીતમાં પણ હાસ્યવિનોદના રંગ પૂરે છે.

આવી ભૂલો કેમ થતી હશે? એ શેની સૂચક છે? દરેકથી, ગમે તે વખતે, અને તરેહતરેહની ભૂલો થાય છે તો આની પાછળ કાંઈ નિયમ કે વ્યવસ્થા જેવું હશે ખરું? આવા પ્રશ્નો સ્વાભાવિક રીતે જ ઊઠે. આ પ્રશ્નોના સમાધાન માટે માનસિક વ્યાપારો વાણીરૂપે સાકાર કેવી રીતે બને છે તે જરા જોવું જોઈશે.

આપણે જ્યારે વાત કરતાં હોઈએ છીએ ત્યારે આપણા વક્તવ્યનો જે અમુક ભાગ બોલાતો હોય છે તેની સાથોસાથ જ આપણું મન, તરતમાં જ બોલવાની વસ્તુ તૈયાર કરવામાં અને તે વસ્તુની અભિવ્યક્તિ માટે ભાષાકીય સામગ્રીની ઘટતી વિગતોની વીણણી કરવામાં રોકાયેલું રહેતું હોય છે[1]. આમાં એક જ વિચારની અભિવ્યક્તિ માટે સરખા સમર્થ બે ઉક્તિપ્રકારો એક સાથે જ હોઠે ચડી જતાં, ભળતો જ શબ્દ સાહચર્યાદિને લીધે મૂળ શબ્દનું સ્થાન લઈ લેતાં, અથવા તો અમુક શબ્દના ઘટક ધ્વનિઓના ઉત્પાદન માટે મગજમાંથી ઉચ્ચારણ–અવયવો તરફ જે અનેક અટપટા આદેશો છૂટે છે

૧. વિશેષ માટે જુઓ, યેસ્પર્સન (Jespersen), લેંગ્વેજ, ૧૯૩૪, ૨૭૬–૨૮૨.

તેમાં કોઇ વાર બે આદેશો એકબીજા સાથે અટવાઈ જતાં, કે કો જરૂર કરતાંય વહેલામોડા છૂટતાં, ઉક્તિપ્રકારોમાં, શબ્દોમાં કે શબ્દધ્વનિઓના સ્વરૂપમાં અથવા તેમના પૂર્વાપર ક્રમમાં ગરબડ ઊભી થાય છે.

ભળતા શબ્દો કે પ્રયોગો બોલાઈ જવાનું બીજું પણ કારણ છે. પૂર્વેના અનુભવને પરિણામે ચિત્તમાં સંઘરાયેલા વાચાસંસ્કારો ('સ્પીચ આઇડીયાઝ', speech ideas) પરથી ઘડાઈને ઘટતી શબ્દાકૃતિઓ ('વર્બલ ઇમેજીઝ, verbal images) પહેલેથી જ વ્યક્ત થવાની અણી પર આવીને ઊભી રહી હોય છે. તે ક્ષણે બેદરકારી કે ચલિત ધ્યાન હોય તો એકને બદલે બીજીનું કે એકની સાથે સંકીર્ણ સ્વરૂપમાં બીજીનુ ઉચ્ચારણ થવા સંભવ રહે છે. ચિત્તનો એક કરતા વધારે વિચારકણો સાથેનો એકકાલીન સંપર્ક અને એ ભિન્ન વિચારકણો પ્રત્યેની વધતીઓછી એકાગ્રતા વક્તવ્યના ઇષ્ટ સ્વરૂપ અને મૂર્ત થયેલા સ્વરૂપ વચ્ચેના વિસંવાદનું કારણ છે.

વધારેમાં, સામ્ય ધરાવતા ધ્વનિઓની એક જ શબ્દમાં કે વાક્યના પાસેપાસેના શબ્દોમાં સહસ્થિતિ, અથવા અર્થસામ્ય ધરાવતા બે પર્યાયશબ્દોનું સ્મૃતિમાં એકસાથે થતું સ્ફુરણ વાચિક સ્ખલનો નિપજાવવામાં ખૂબ જ સહાયક બને છે.[1]

આમ વાણીના ઉત્પાદન વ્યાપારમાં જ સ્ખલનો કરવાની જાણે કે પૂરતી સગવડ છે.

બોલાતી ભાષામા સમયના વહન સાથે સતત પરિવર્તન થતું રહે છે એ સુવિદિત છે. તો આ વાચિક સ્ખલનોનું ભાષાકીય પરિવર્તનોમાં શું સ્થાન છે? ભાષાકીય પરિવર્તનનું વાસ્તવિક સ્વરૂપ અને તેનાં કારણો એ ઘણો ચર્ચાસ્પદ વિષય છે, અને તેમની હજી સુધી સર્વમાન્ય બની હોય તેની ચોક્કસ અને સર્વસ્પર્શી મીમાંસો નથી થઈ[2]. પણ આ વિષયમાં ઘણો પ્રમાણભૂત

૧. અરાત સરખા ધ્વનિ ધરાવતાં ઉચ્ચારના અટપટાં કે ભુલામણાં જોડકણાં આ નિયમને અનુસરીને જ રચાયેલાં છે. ગુજરાતી 'પાંચ પાપડ પાકા કાકા, પાંચ પાપડ કાચા કાકા, પાકા પાકા ખાઓ કાકા, કાચા કાકા, મૂકો પાછા' રાખવા તો અંગ્રેજી She sells seashells on the seashore; The shells she sells are seashells I'am sure; For if she sells seashells on the seashore; Then I'm sure she sells seashore shells--આના સારા ઉદાહરણ છે.

૨. ઇઓર્ગુ જોર્ડાન (Iorgu Jordan), એન ઇંટ્રોડક્શન ટુ રોમાન્સ લીંગ્વીસ્ટીક્સ (અંગ્રેજી ભાષાંતર), ૧૯૩૭, ૩૬-૪૮.

ગણાય તેવો મત સ્વીકારીએ તો તે પ્રમાણે બે જાતના ધ્વનિવિકારો છે :ધ્વનિ-નિયમો અને ધ્વનિ-સૂત્રો સારૂપ્ય ('એસીમીલેશન'), વૈરુપ્ય ('ડીસીમીલેશન'), વ્યત્યય ('મેટેથીસીસ') વગેરે દરેક ભાષામાં પ્રવર્તતા સામાન્ય વલણો તે ધ્વનિનિયમો, અને સામાન્ય વલણોનો કોઈ વિશિષ્ટ ભાષા કે વિશિષ્ટ બાબત પૂરતો વિનિયોગ તે ધ્વનિસૂત્રો, બીજા શબ્દોમા કહીએ તો ધ્વનિનિયમો ભાષા સામાન્ય પર વર્ચસ્વ ધરાવે છે—એટલે કે તેમનુ અસ્તિત્વ ભાષાના ઘટકરૂપ ધ્વનિતંત્ર, રૂપો વગેરેનાં ભંડાર રૂપ મનમાં જ માત્ર છે.. તેમનું અસ્તિત્વ પ્રચ્છન્ન છે, અને અભિવ્યક્તિ માટે તેઓ અવસરની રાહ જોતાં રહે છે. બીજે પક્ષે ધ્વનિસૂત્રોનું ભાષાવિશિષ્ટ પર વર્ચસ્વ હોય છે, અને એ રીતે તે ખરેખરું અસ્તિત્વ ધરાવતા હોય છે. પણ દરેક બાબતમાં તેઓ એકરૂપ ન રહેતાં બોલીએ બોલીએ બદલાતાં રહે છે. તેમને સ્થળકાળની મર્યાદા છે. પ્રાકૃતમાં સંસ્કૃત સ્વરમધ્યગત વ્યંજનોના સ્પર્શત્વનો ક્રમિક ઘસારા દ્વારા લોપ, અઘોષ વ્યંજનોનો ઘોષભાવ વગેરે આ પ્રકારના છે. બોલચાલનાં સ્ખલનોમાં જે ધ્વનિવ્યાપારો વ્યક્ત થાય છે તે સાર્વત્રિક ધ્વનિનિયમોની કોટિમાં આવે છે.

નિત્યની વાતચીતમાં થતાં સ્ખલનોની તપાસ બે વસ્તુ તરફ આપણું લક્ષ્ય ખેંચે છે. એક તો એ કે દેખીતી રીતે અતંત્રપણે થતી લાગતી આ ભૂલો વાસ્તવિક રીતે જોતા અમુક ચોક્કસ નિયમોને વશ વર્તીને જ થાય છે. બીજું એ કે વ્યત્યય વગેરે વિકારોનુ આવુ દેખાતું બાહુલ્ય આપણને વ્યત્યયમૂલક વગેરે શબ્દોનું ઘડતર સમજાવી શકે છે. જુદાજુદા લોકોથી વારંવાર કોઈ શબ્દના ઉચ્ચારણની બાબતમાં એની એ ભૂલ થતા, તે અશુદ્ધ રૂપ કે અપ-શબ્દ જ સમય જતાં શુદ્ધ તરીકે ચાલુ થઈ જાય છે.

નીચે આપેલાં ઉદાહરણો નિત્યની બોલચાલની ભાષામાંથી વીણીવીણીને એકઠાં કરેલાં છે, અને તેમાં સુશિક્ષિત, અર્ધશિક્ષિત ને અશિક્ષિત, તેમજ કિશોર, યુવાન ને વૃદ્ધ એમ શિક્ષણભેદ અને વયભેદનું પ્રતિનિધિત્વ ધરાવતી વ્યક્તિઓનો ફાળો છે એ વાત ઉદાહરણોનાં બહુરૂપી વિપર્યાસોપરથી પણ કેટલેક અંશે કળી શકાય તેમ છે. આવી ભૂલો અતિ સાધારણપણે દરરોજ થતી જોવામાં આવે છે. ઘણીવાર એમ પણ બને છે કે શબ્દ કે ઉક્તિનો અમુક ભાગ ખોટી રીતે વ્યક્ત થઈ ગયા પછી તરત જ, બોલનાર વ્યક્તિને ભાન થાય કે પોતે બોલવામાં ભૂલ કરી છે, અને પરિણામે તે એ આખોયે શબ્દ

કે ઉક્તિ સુધારી લે છે—અધબોલેલું છોડી દઈ વક્તવ્યને ફરીથી તે સાર્થ રૂપે રજૂ કરે છે. આવું હોય ત્યારે નીચેનાં ઉદાહરણોમાં એ અર્ધોક્તિનો બાકીનો અંશ ત્રૂટક રેખાથી દર્શાવાયો છે.

**(૧) વ્ય ત્ય ય ('મેટેથીસીસ' metathesis)**

**अ. ધ્વનિવ્યત્યય.**

કપડું > પકડું
ટીકા > કીટા
દાલદા > લાદલા
ધમ્માચકડી મચી > ધમ્માકચડી મચી
ધરપકડ > ધરકપડ
પંકજ મલીક > પંજક મલીક
રાધાકુમુદ મુકર્જી > રાધામુકુદ મુકર્જી
ફરજ > ફજર
મોરલી > મોલરી
રિયાસતી > રિસાયતી
લાજુ > ભાજુ
ગામદેવી > માગદેવી
વાતચીત > વાચ……
સરજુગ (લૌકિક = 'સતજુગ') > સરગુજ
'આસ્ક' (ask) > આક્સ
વત્સ > વસ્ત
'એક્સ્પેક્ટ' (expect) > એક્સેપ્ટ
'ગ્રાસ્પ' (grasp) > ગ્રાપ્સ
'જનરલ' (general) > જર્નલ
'વાસ્પ' (wasp) > વાપ્સ
ચમકીને બદલે લખાણમાં ચકમી
પડદાને બદલે લખાણમાં પદડો
ફેમીલી (family) ને બદલે લખાણમાં ફેલીમી (falimy)
બર્થા (Bertha) ને બદલે લખાણમાં બથ્રા (Bethra)

નીચેનાં વ્યત્યયનાં ઉદાહરણો કાંઈ લખેલાને બદલે કાંઈ વાંચવાથી નીપજેલાં છે. આમાંયે ચલિત ધ્યાન કે દુર્નિરીક્ષણ જ કારણરૂપે છે :

માતલિ > માલતી
'મેકડફ' (Macduff) > મેડકફ
} (ઓછા જાણીતાને સ્થાને વધારે જાણીતું)

લીયાકતઅલી > લીકાયતઅલી

ગર્દભ > ગદર્ભ
વિક્રમોર્વશીય > વિક્રમોવર્શીય
ન્યગ્રોધ > ન્યગોધ્ર
} (રકારનો વ્યત્યય)

[આ જ પ્રકારનો વૃંદાવન > મંદાવન > વંદ્રાવન ચાલુ વપરાય છે.]

આતંક > આંતક
અંત્યજ > અત્યંજ
પ્રિયંવદા > પ્રિયવંદા
શકુંતલા > શંકુતલા
સળગંત > સળંગત
} (અનુનાસિકનો વ્યત્યય)

आ શબ્દાંશ – વ્યત્યય.

(૧) એક – શબ્દ – નિષ્ઠ

બાધાઆખડી > આધાબાખડી
ગોપગોવાળ > ગોળ......
'ચ્યાંગ – કાઈ – શેક' > ચ્યાંગ – શાઈ......
'ટીમોશેન્કો' > શીમોટેન્કો
'બોલ – બેટ' (ball-bat) > બૉટબેલ
'બ્રેસ્ટ – ક્લોથ' (breast-cloth) > બ્રેથક્લોસ્ટ
'લીનલીથગો' > લીથલીનગો

(૨) અનેક – શબ્દ–નિષ્ઠ ('સ્પૂનરીઝમ્ઝ,' spoonerisms)

અન્તુ પટો ચપાપી ગયો > પતુ અંટો......
કામ શું છે કાથાના ખાટલાનું ? > કામ શું છે ખાટાના કાથલાનું ?
ગોટો વાળ્યો > ગોળો વાટ્યો
છાશ ખાટી > ખાશ......
ટાંગો ભાંગી ગયો > ભાંગો ટાંગી ગયો.
તરભાણું ને પંચપાતર > પંચભાણું ને તરપાતર

દવે, શરબત લેશો ? > શવે, દરબત લેશો !
નરીમાન સોરાબજી > સરીમાન......
પાછળનું કાદો > કાછળ......
પાછો હઠી ગયો > પાહો......
ભીંડા ને ટિંડોરા > ટીંડા ને ભિંડોરા
દારૂનાં માટલાં > મારૂનાં દાટલાં
गर्जन्ति केचिद् वृथा > वर्जन्ति के ......
सूत्रे मणिगणा इव > सूत्रे गणिमणा इव
Down with the war-dogs > down with the wag...

૬ શબ્દ-વ્યત્યય.

કપડાંને સાબુ દેવો છે > સાબુને કપડાં દેવાં છે.

કેસ કોર્ટે જશે > કોર્ટ કેસે જશે.

થોડી ગાંસડી આ વાડીએ ને થોડી ગાંસડી પેલી વાડીએ > થોડી ગાંસડી આ વાડીએ ને થોડી વાડી પેલી ગાંસડીએ.

ભુરાભાઈને સોજા ચડ્યા છે > સોજાભાઈને ભુરા ચડયા છે.

મોતીબાઈ, મેથી છે કે ? > મેથીબાઈ, મોતી છે કે ?

હું પગ પર માથું રાખીને બેઠી હતી > હું માથા પર પગ રાખીને બેઠી હતી.

[૨] સારૂપ્ય ('ઍસીમીલેશન,' assimilation)

કોશા વેશ્યા > કોશ્યા વેશ્યા

દૂધ કે છાશ ? > દુશ કે છાશ ?

પાન ખાવું નથી ('વરિયાળી ખાવી છે'ની અસર નીચે) > પાન ખાવી નથી.

'બૂક-પોસ્ટ' (book-post)નું 'રીસ્ક' (risk) શું કામ લેવું ? > બીક-પોસ્ટનું રીસ્ક શું કામ લેવું ? ('રીસ્ક'ના 'રી'ની અસર નીચે 'બૂ.'નું 'બી.')

બોલવામાં એવી ઘણી ભૂલ થાય છે > બોલવામાં એવી ઘણી ભીલ થાય છે.

('એવી'ને 'ઘણી'ના ઈકારની અસરથી 'ભૂ.'નું 'ભી.')

રાજાજીની આજ્ઞા > રાજાજીની આજાજી

વીંટીનું ચિહ્ન એવું કેમ બોલાયું ? > વીંટીનું ચિહ્નું એવું કેમ બોલાયું !
('૦નુ'ને '૦વું'ની અસર નીચે '૦હ્ન'નું '૦હ્નું')

क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति > क्षीण्ये पुण्ये मर्त्यलोके विशन्ति

[ પ્રાકૃતોમાં વ્યંજનસારૂપ્યનો નિયમ વગેરે આ ધ્વનિવલણ પ્રમાણે છે ]

[૩] સદ્વનિ-લોપ ('હૅપ્લૉલૉજી,' haplology)

આ ઘટના પણ સામાન્ય છે.

'વીસીસીટ્યુડ' (vicissitude)ને બદલે 'વીસીટ્યુડ'

'વ્યાખ્યાન'ને બદલે 'વ્યાખાન' (લખાણમાં)

[ माउस्ससिआमाथी मावसिआ द्वारा 'માસી,' દિન ના નાથ > દિનાનાથ, અંગગતનુ અંગત, આ વલણથી બે ધ્વનિઓમાથી એકના લોપથી સધાયુ છે ]

[૪] સંકરો ('બ્લેંડ્ઝ,' blends)[૧]

अ શાબ્દિક

ફરીથી × ફરી વાર = ફરીથી વાર[૨]

મદોન્મત્ત × મદમસ્ત = મદોમસ્ત (લખાણમા)

ગાંધીજી × (રાજાજી) = ગાધાજી

(વાત-સંદર્ભ રાજાજીનો હતો)

ઝગી ઊઠે × સળગી ઊઠે = ઝળગી ઊઠે

ગળચી પકડી × હડપચી પકડી = ગળપચી પકડી (લખાણમાં)

શો હિસાબ × શી વિસાત = ('શી' ચૅકીને પછી) 'શો હિસાત' (લખાણમા)

શેણે ! × કેમ ? = શેમ[२]

(સળગાવતાં) બે મિનિટનો 'પીરીયડ' (period) લાગશે > બે સ્પીરીટ...

('મિનિટ'ને બદલે, મનમાં રહેલાં 'સળગાવતાં'નો સકાર ને પાછળના 'પીરીયડ'નો 'પીરી' ગૂંચવાઈ જઈ 'સ્પરીટ' બોલાઈ ગયુ.)

'સેલર' (sailor) × ખારવો = સેરવો

---

૧. મેલવું × મૂકવું = મેકવું, પાંચીકા × ફૂકા = પાંચીફૂકા, ચપ્પુ × ચાકુ = ચક્કુ, એ આ જ વ્યાપારના ફળરૂપ પ્રયોગો કેટલાક જૂથોમા પ્રચલિત થઈ ગયા છે.

૨ blunt = blind × stunt, slide = slip × glide, slender=slight × tender, twirl = twist × whirl વગેરે સકરમૂલક શબ્દો અગ્રેજીમાંથી યેસ્પર્સને (લેંગ્વેજ, ૩૧૨-૧૩) નોંધ્યા છે.

wish you best luck × wish you good luck = wish you bad luck.

(પહેલું કહેવાનો અર્થ નિર્ણય કરતાંમાં જ, બીજી ઉક્તિ વધારે ઉચિત લાગી ને પરિણમ્યો બેનો સંકર.)

આ વા ક્ય ર ચ ના મૂ લ ક ('સીંટેક્ટીક,' syntactic)

......આ વસ્તુ પ્રતિપાદિત થાય છે × આ વસ્તુનું પ્રતિપાદન થાય છે = આ વસ્તુ પ્રતિપાદન થાય છે.

ઉક્ત નવલકથામા પાટણના દરવાજાનાં જે નામ આપ્યાં છે. × ઉક્ત નવલકથામાં પાટણના દરવાજાના જે નામ આવે છે. = ઉક્ત નવલકથામા પાટણના દરવાજાના જે નામ આવ્યાં છે.

તેમનુ શ્રી. સોમદેવ નામ હતું × તેમને શ્રી. સોમદેવ નામ આપ્યુ = તેમનુ શ્રી. સોમદેવ નામ આપ્યુ.

અમે બે પૈસાની શીંગ 'ખાયા' વિના રહેતા નથી × અમે બે પૈસાની શીંગ ખાવાનું ચૂક્તા નથી = અમે બે પૈસાની શીંગ ખાયા વિના ચૂકતા નથી.

દષ્ટિપાત કર્યો × દષ્ટિ નાખી = દષ્ટિપાત નાખ્યો.

મેં કીધુ × હું બોલ્યો = મેં બોલ્યો.

લાંબો વખત કરવુ × લાંબા વખત સુધી કરવું = લાંબો વખત સુધી કરવુ

વરમાળા આરોપી × વરમાળાનું આરોપણ કર્યું = વરમાળા આરોપણ કરી

[ ૫ ] અ ર્થ દ ગ્ધ તા-મૂ લ ક  અ પ પ્ર યો ગો ('મૅલૅપ્રોપીઝ્મ્ઝ, Malapropisms).

'તેમની વચ્ચે હમણાં ખટરાગ થયો છે,' ને બદલે, 'તેમની વચ્ચે હમણાં અનુરાગ થયો છે.'

'તેઓ છેડાછેડી છોડવા ગયા છે,' ને બદલે, 'તેઓ છૂટાછેડા કરવા ગયા છે'

'તે કોમને લગતી કેટલીક પ્રકીર્ણ બાબતો પણ તેમા નોધાઈ છે,' ને બદલે 'તે કોમને લગતી કેટલીક ઉત્કીર્ણ બાબતો પણ તેમા નોધાઈ છે.' (લખાણમાં)

'ઍક્સ્કેવેશન' (excavation) ને બદલે 'ઍક્સ્કેગેશન.'

'આર્ટિસ્ટીક' ((artistic) ને બદલે 'આર્ટિફિશલ' (artificial)

'પોટેન્શલી' (potentially) ને બદલે 'પોટન્ટલી' (potently)

મહેરબાન ડાક્ટર સાહેબ, અભિનય સાથ લખવાનું કે—('વિનય સાથ' ને બદલે) (લખાણમાં)

[ ૬ ] સંબદ્ધ શબ્દનો આદેશ ('સબ્સ્ટીટ્યુશન', substitution)
[ કારણ : સહચારી વિચારનો બલાત્પ્રવેશ ]

'કાનમાં આંગળી નાખી' ને બદલે 'આંખમાં આંગળી નાખી.'

'એ તો મહાભારતમાં કથા આવે છે,' ને બદલે, 'એ તો ભાગવતમાં કથા આવે છે.' (વાતસંદર્ભ ભાગવતનો)

'દુલા કાગનાં કાવ્યો'ને બદલે 'દુલા કાગનાં નાટકો.'

'વીંટીમાં નામ લખાવ્યું'ને બદલે 'ચિઠ્ઠીમાં નામ લખાવ્યું.'

'અનંતરાય મજામાં છે ને?' ને બદલે (અ૦ ના પિતા) ચંપકલાલ મજામાં છે ને?'

(પુત્રને બદલે પિતાનું નામ બોલાઈ ગયાનાં બીજાં પણ ઉદાહરણો).
પૂર્વ૦ પાંચમી 'કેસ' (case) લે છે કે ત્રીજી?' ને બદલે
'પૂર્વ૦ પાંચમી 'જેન્ડર' (gender) લે છે કે ત્રીજી?'
"તાકાત છે? 'કેસ'માં જવું પડશે" ('કોર્ટમાં'ને બદલે)

શરૂઆતમાં આપણે જોયું કે આ સ્ખલનોનાં માનસિક કારણ તરીકે ચલિત ધ્યાન, દુર્નિરીક્ષણ અથવા તો મનનો એક કરતાં વધારે વિચારકણો સાથે સમકાલીન સંપર્ક છે. પણ અર્વાચીન મનોવિશ્લેષણ-શાસ્ત્ર આ વાત સ્વીકારવા તૈયાર નથી. તે તો આમાં ઘણો ઊંડો અર્થ ભાળે છે. સીગ્મુંદ ફ્રોઇડ(Sigmund Freud) તેમના "મનોવિશ્લેષણ પર પ્રાવેશિક વ્યાખ્યાનો" (Introductory lectures to psychoanalysis; અંગ્રેજી ભાષાંતર, ૧૯૩૬નું મુદ્રણ) એ ગ્રંથમાં 'સ્ખલનોનું માનસશાસ્ત્ર' એ વિષયથી જ પોતાના પ્રતિપાદ્યનો આરંભ કરી ખાસ્સાં ત્રણ પ્રકરણ સુધી એ ચર્ચે છે. તેમનું વક્તવ્ય આ છે: વાતચીત, શ્રવણ, વાચન, લેખન, મુદ્રણ, સ્મરણ અને લેવા-મૂકવામાં થતી ભૂલોની બાબતમાં થાક, આવેશમયતા કે ધ્યાનાભાવ એ કારણો દેખાવપૂરતાં જ કારણો છે; ઊંડી તપાસ કરતાં જણાશે કે દરેક નહીં, તો ઘણીખરી ભૂલો પાછળ અમુક પ્રચ્છન્ન અર્થ રહેલો જ હોય છે. વાસ્તવમાં ભૂલો એ બે જુદાજુદા આશયોની અથડામણમાંથી જનમતી માનસિક ઘટનાઓ છે. અમુક વસ્તુ કહેવાના આશયને દબાવી દેવાને કારણે જ વાચિક ભૂલો કે જિહ્વાદોષો થતા હોય છે. જે આશય વ્યક્ત કરવો ઇષ્ટ ન લાગવાથી તેની અભિવ્યક્તિ ન

થવા દેવાનો આપણો—આપણા સંપ્રજ્ઞાન મને નિર્ણય કર્યો હોય, તે આશય સંપ્રજ્ઞાત ઇચ્છાની ઉપરવટ થઈ, બીજો કોઈ આશય વ્યક્ત થતો હોય ત્યારે તેમાં ફેરબદલો કરાવીને તેની સાથે મિશ્રિત થઈ જઈને, કે તેનું સ્થાન પોતે પચાવી પાડીને વ્યક્ત થઈ જાય છે. જિહ્વાદોષ વગેરે પાછળ આ પ્રકારની તંત્રરચના છે એમ ફ્રોઈટનું મંતવ્ય છે. અને તેણે આ વિચારો ચૂંટેલાં, સમુચિત ઉદાહરણોના સમર્થન અને તર્કબળના પરિપોષ સાથે રજૂ કરી તેમને બને તેટલા સ્વીકાર્ય બનાવવા પ્રયાસ કર્યો છે.

પણ ફ્રોઈટના બધાં મતવ્યો ગળે ઊતરે તેવાં નથી. આપણે ઉપર ભૂલોના જે વર્ગ પાડ્યા છે તેમાથી પહેલા પાચ તો ચોકખેચોકખી ધ્વનિમૂલક ઘટનાઓ જ રજૂ કરે છે, અને ભાષામાત્રનો ઇતિહાસ આવાં ઉદાહરણોથી ભર્યો હોવાથી તેમા આશય–આરોપણ કરવુ યુક્તિયુક્ત લાગતું નથી. ધ્વનિપરિવર્તન થવાનુ કારણ શ્રમની કરકસર જ છે, અને થાક કે અસ્વાસ્થ્યની સ્થિતિમાં આપણે વધારે સ્ખલનપ્રવણ હોઈએ છીએ એ હકીકત, તે સ્થિતિમાં ઓછો શ્રમ પડે તેવી રીતે બોલવાના સ્વાભાવિક વલણથી સમજાવી શકાય તેમ છે. તેવી જ ઉશ્કેરાટભરી મનોદશામા ધ્યાનની અસ્થિરતાને જ લીધે ભૂલો થવાનો સંભવ વધી પડે છે. એટલે સ્ખલનોના મૂળમાં રહેલાં કારણો વિશેનુ ફ્રોઈટનું મતવ્ય છેલ્લા છઠ્ઠા વર્ગ પૂરતું જ સ્વીકારવા–લાયક લાગે છે. બાકીના વર્ગ નીચે આવતી ભૂલોમાથી કોઈ ક્વચિત્ ઊંડા આશયને અવલંબીને ઉદ્ભવે, પણ ઘણુંખરુ તો તેમને અર્થહીન સ્ખલનો જ ગણવા જોઈએ.

*

# સંક્ષેપની પ્રક્રિયા

*

શ્રમની કરકસર—વક્તવ્યને બોધગમ્ય રાખવા અનિવાર્ય હોય તેટલો જ મૌખિક પ્રયાસ કરવાની વૃત્તિ—એ ભાષા પાછળ રહેલા માનસિક વ્યાપારોનું એક ઘણું અગત્યનું વલણ છે, અને ભાષાઓમાં પરિવર્તન લાવનારું એ એક પ્રચંડ બળ છે. તેના જે વિવિધ આવિર્ભાવો છે તેમાનો એક તે સંક્ષેપની પ્રક્રિયા. જેમ અડધુ વાક્ય બોલવાથી સરતા કામ માટે આપણે આખુ વાક્ય વાપરતા નથી, તેમ બે શબ્દને બદલે એક જ શબ્દ, અને આખા શબ્દને બદલે માત્ર શબ્દાંશથી ચાલતું હોય તો ચલવવાની આપણી વૃત્તિ રહે છે. બોલનારના મુખભાવ, સ્વર, ચેષ્ટા (એક શબ્દમાં, અભિનય) તેમજ વ્યાવહારિક સંદર્ભ ને રૂઢિને આધારે, અવ્યક્ત રહેલા શબ્દોનો અર્થ સહેલાઈથી પૂરો પાડી શકાય છે. આથી વિશેષણ કે વિશેષ્ય, અથવા તો બે સમસ્ત શબ્દોમાંથી એક, અથવા તો શબ્દનો એક અંશ અધ્યાહૃત કે અનુક્ત રાખવાનું વલણ વધતે ઓછે અંશે દરેક ભાષામાં પ્રવર્તતું હોય છે.

આપણા પ્રાચીન મીમાંસકો અને નૈયાયિકોએ પણ આ વિષયમાં થોડોક વિચાર કરેલો છે. તેમને ભાષાશાસ્ત્રની જેમ આવા પ્રશ્નો સાથે સીધો સંબંધ ન હતો. પણ પ્રમાણશાસ્ત્રને વાક્ય અને વાક્યાર્થનું કામ પડતું હોવાથી અનુક્ત કે અધ્યાહૃત વાક્ય અને વાક્યાર્થ વિશે પૂર્વ મીમાંસા અને ન્યાયમાં ચર્ચા થયેલી છે.

અપૂર્ણ વાક્ય અથવા વાક્યાર્થની શબ્દ અથવા અર્થ વડે જે પ્રમાણ દ્વારા પૂર્તિ કરાય છે તે પ્રમાણ યથાપ્રાપ્ત શ્રુતાર્થાપત્તિ (=શબ્દાધ્યહાર) કે દૃષ્ટાર્થાપત્તિ કહેવાય છે. નૈયાયિકો માત્ર શબ્દાધ્યાહારને અને પ્રાભાકર સંપ્રદાયના મીમાંસકો માત્ર દૃષ્ટાર્થાપત્તિને સ્વીકારે છે. 'બંધ કર' એમ કોઈ કહે એટલે

ક્રિયાપદ સકર્મક હોવાથી કર્મની અપેક્ષા (આકાંક્ષા) વણપૂરાયેલી રહેતાં 'ખારવું'એ અપેક્ષિત કે અનુક્ત શબ્દ શ્રુતાર્થાપત્તિ પ્રમાણ વડે સાંભળનાર વ્યક્તિ પૂરો પાડે છે.[1]

આવે પ્રસંગે જ્યાં અમુક શબ્દો અનુક્ત રહ્યા હોય ત્યાં આપણે તાત્કાલિક પરિસ્થિતિ કે સંદર્ભને આધારે બોલનારનું વક્તવ્ય સહેલાઈથી સમજી જઈએ છીએ. આ શબ્દલોપ કરતાં શબ્દાંશનો, સમસ્ત શબ્દના એક અવયવનો, અથવા તો વિશેષણ-વિશેષ્યની જોડીમાંથી એકનો લોપ આપણું વધારે ધ્યાન ખેંચે છે. ફ્રેટો(ગ્રાફ), એગ્ઝામ(િનેશન), મૅથ(મૅટીક્)સ, મૅટ્રીક્(યુલેશન), (ટેલી)ફોન, (એરો)પ્લેન, યુની(વર્સીટી), ટી.બી (=ટયુબરક્યુલોસીસ) વગેરે અંગ્રેજી શબ્દો આધુનિક કેળવણી પામેલી ગુજરાતી જનતામાં છૂટથી વપરાય છે. રમુ (=રમણીક), (સુ)શીલા, (કલ્પ)લતા, (હરગોવિંદ) દાસ, દમૂ (દક્ષિણામૂર્તિ), (જપ)માળા, (આગ)ગાડી, (વિદ્યાનો) અભ્યાસ, વગેરે સો ટકા ગુજરાતી ઉદાહરણો પણ ટાંકી શકાય. આ સૌમાં શબ્દ પુષ્કળ વપરાશમાં હોઈ અતિપરિચિત લાગતા, તેનો એક અંશ બોલાતાં જ સમગ્ર શબ્દ સમજાઈ જાય છે, તેથી અંશથી જ વ્યવહાર નભાવવાનું વલણ પ્રતીત થાય છે.

## (૨) સૂત્રાત્મક સંક્ષેપ

આમાં આદ્ય વર્ણો સાથે મૂકીને એક કે વધારે શબ્દનું બનેલું લાંબું નામ સૂત્રાત્મક રીતે ટૂંકાવવાનું વલણ (જેમ કે, 'યુનો,' 'યુનેસ્કો,' 'યુ. એસ. એ.', 'બી. એ.' વગેરે) મૂળે લિખિત ભાષામાંથી બોલચાલની ભાષામાં પ્રવેશ પામ્યું છે. સંસ્કૃતોત્થ ભાષાઓમાં વર્ણમાળા અક્ષરાત્મક ('સીલેબીક,' syllabic) હોવાને કારણે આ વલણ ખાસ વિકસિત થાય તેવું નથી. પણ અંગ્રેજીની અસર નીચે વ્યક્તિના કે ક્વચિત સંસ્થાના નામ માટે અને માનવાચકો માટે આપણે આ વલણ લેખનમાં અપનાવ્યું છે, અને સાથી કોઈ કોઈ સંક્ષેપ બોલચાલની ભાષામાં પણ પ્રવેશ્યો છે. ક(વિ) દ(લપતરામ) ડા(હ્યાભાઈ), બ(ળવંતરાય) ક(લ્યાણરાય) ઠા(કોર), ન(રસિંહરાવ) ભો(ળાનાથ દી(વટીયા) વગેરે અર્ધશિષ્ટ પ્રયોગો પ્રચલિત છે દ(ક્ષિણા)મૂ(ર્તિ) એ પણ

૧ यत्र स्वपरिपूर्णस्य वाक्यस्यान्वयसिद्धये ।
शब्दोऽध्याह्रियते तत्र श्रुतार्थापत्तिरिष्यते ॥ માનમેયોદય, ૧૪૭. 'સ્થૂળ દેવદત્ત દિવસે ખાતો નથી' એ વાક્ય 'દેવદત્ત રાત્રે ખાય છે' એવા જે અર્થની અપેક્ષા રાખે છે, તે દૃષ્ટાર્થાપત્તિ દ્વારા પૂરો પાડવામાં આવે છે.

અમુક વર્ગમાં એ સંસ્થાના ટૂંકા નામ લેખે વપરાતો. લેખનમાં રા. બ., પૂ., મુ., ચિ., ગં. સ્વ., સ્વ., વિ. વ., મુ., લી. (લિખિતંગ, લિખિતમ્) વગેરે વપરાય છે. તેમાંથી શ્રી(યુત, કે મતી), રા(જમાન) રા(જેશ્રી) બોલચાલમાં પણ આવ્યા છે. સંસ્કૃતમાંથી બે ઉદાહરણો મળે છે. વદિનું મૂળ સ્વરૂપ वदि એ લેખનમાં વપરાતા व० दि० (वहुल–दिन° કે 'दिवस), પરથી તથા સુદિ નું મૂળ સ્વરૂપ सुदि લેખનમાંના सु० दि० ( सुक्ल–दिन, કે० दिवस ) પરથી બન્યું છે. જૈનોમાં સાધુ માટે વપરાતો માનવાચક पन्यास શબ્દ, લેખનમાંના प० ( पण्डित ) અને न्यास ના સમાસથી થયેલો છે.

## અન્ય પ્રકારો

આ પ્રકાર ઉપરાંત, શબ્દખંડન કે શબ્દાંશલોપ સમસ્ત શબ્દનો અવયવલોપ અને વિશેષણ–વિશેષ્યમાંથી એકનો લોપ એવા સક્ષેપના બીજા પ્રકારો છે.[૨] આ પ્રકારોને તપાસતાં જણાશે કે કેટલીક વાર શબ્દાંશલોપમાં શબ્દનો પૂર્વાંશ પ્રચારમાં રહી ઉત્તરાંશ લુપ્ત થાય છે, કેટલીક વાર એથી ઊલટું બને છે. તેજ પ્રમાણે વિશેષણ–વિશેષ્યની જોડીમાથી વિશેષણ જ વપરાશમાં રાખવાનુ પ્રબળ વલણ છે, તો સાથે માત્ર વિશેષ્ય પાસેથી જ એ જોડીનુ કામ કઢાયુ હોય એવાં ઉદાહરણો પણ મળે છે ખરાં. તેમ બે સમસ્ત સંજ્ઞામાંથી કોઈ વાર આગલી તો કોઈ વાર પાછલી જાળવી રાખવાનું વલણ પણ જોઈ શકાય છે. આથી આ સૌની પાછળ કોઈ વ્યવસ્થા છે કે નહિ— એટલે કે આવા પ્રકારમાં સંક્ષેપની પ્રક્રિયા કયા નિયમે પ્રવર્તે છે એ પ્રશ્ન આપણી તપાસને ખાસ નોતરે છે

## (૧) શબ્દાંશ–લોપ

પ્રથમ આપણે શબ્દનો કોઈ અંશ લુપ્ત થયો હોય તેવાં ઉદાહરણ લઈએ. અંગ્રેજીમા આવાં પુષ્કળ ઉદાહરણો મળે છે, પણ આપણી ભાષાને આ વલણ પણ બહુ અનુકૂળ હોય તેમ લાગતું નથી. અંગ્રેજીમાં પણ ફોટો–(ગ્રાફ), ટેલી(ફોન), વગેરે જેવા તો તેમના મૂળની દૃષ્ટિએ સમસ્ત શબ્દો છે, એટલે તેમનો લુપ્ત થતો અંશ એક અવયવ જેવો જ ગણાય. પણ એગ્ઝામ, મેટ્રીક, ડોક્(ટર) વગેરેમાં શબ્દના ઘડતરને લક્ષમાં રાખ્યા

૨. યેસ્પર્સને અંગ્રેજી વગેરેને લક્ષમા રાખીને ખંડિત, કે સંક્ષિપ્ત શબ્દો વગેરેનું લેંગ્વેજ, ૧૦૮, ૨૬૯ પર પ્રતિપાદન કર્યું છે.

વિના જ સંક્ષેપ થયો છે, એટલે એ બરાબર શબ્દાંશ-લોપનાં ઉદાહરણો છે. બસ ('ઓમ્નીબસ' omnibus), મોબ ('મોબાઇલ' mobile), કેબ ('કેબ્રીઓલેટ' cabriolet), જેવા તો એટલા રૂઢ છે કે એ સંક્ષેપો હોવાનો ખ્યાલ જ ન આવે. ગુજરાતીમાં કબુડાં (કબૂતર) જેવા રડ્યાખડ્યા અપવાદે આપણને માત્ર વિશેષ નામોમાં આ વલણ જોવા મળે છે. રઘુ(નાથ), (કલ્પ)-લતા વગેરે સમસ્ત જેવા ગણાય. સુશી(લા), સુની(સુનયના), જેવા ખંડિત શબ્દનાં સાચાં ઉદાહરણ ગણાય. બીજાં ઉદાહરણોમા સંક્ષિપ્ત રૂપને ઉ કે એવો બીજો કોઈ પ્રત્યય લાગે છે. આ રીતે રમુ (રમણીક), ગીધો (ગિરધર), નબુ (નર્બદા, નર્મદા), પશુ (પરશોતમ), છોટમ (છોટાલાલ), જેઠમ (જેઠાલાલ), વગેરે થયા છે. આમાં મોટે ભાગે પૂર્વાંશ જળવાઈ રહે છે. અંગ્રેજી ઉદાહરણોમાં પણ જ્યાં સંક્ષેપ માટે ઉત્તરાંશનો લોપ કરતાં અવશિષ્ટ અંશ અર્થસંભ્રમ કરે તેવું હોય ત્યાં જ તે જળવાઈ રહ્યો છે. નહીં તો આગળ પડતું વલણ તો પૂર્વાંશને જાળવી રાખવાનું છે.

અંગ્રેજીમાં વિશેષનામના સંક્ષેપ માટે યેસ્પર્સને બતાવ્યું છે કે જ્યારે પૂર્વાંશ જળવાઈ રહે, ત્યારે સંક્ષેપ માટે મોટેરા કારણભૂત હોય, પણ ઉત્તરાંશ જળવાઈ રહ્યો હોય તેવાં નામો ઘડવામાં મુખ્યત્વે બાળભાષાનો જ ફાળો હોય કેમ કે બોલાતા શબ્દનો ઉત્તરાંશ જાળવી રાખવો એ બાળભાષાનું એક જાણીતું વલણ છે. પણ (હરગોવિંદ)દાસ, (સુ)શીલા, (કલ્પ)લતા, (મૃણા)લિની, (ચંદ્ર)કળા વગેરેમાં જ્યાં ઉત્તરાંશ જળવાઈ રહ્યો છે, ત્યાં એ શબ્દો બાળભાષામાંથી લેવામાં આવ્યા છે એમ આપણને નથી લાગતું. (હરગોવિંદ)દાસમાં લાઘવને કારણે, (સુ)શીલામાં સુશી કરતાં શીલા સંસ્કારી જેવું લાગે છે તેને કારણે (સ્નેહ° કે કલ્પ°)લતામાં પૂર્વાંશ પરથી લઘુ રૂપ ઘડવું ફાવે તેવું ન હોવાને કારણે, તો (ચંદ્ર)કળામાં ચાલુ ચંદ્રા કરતાં કાંઈક નવીનતર ઘડવાની ઇચ્છાને કારણે ઉત્તરાંશ જાળવી નવાં રૂપ ઘડાયાં છે. આમાં બાળભાષાનો કશો ફાળો નથી. सच्चा(= सच्चहामा सत्यभामा) અને संडा(खडवाणा, खण्डवाना) પ્રાકૃતમાં પણ વિશેષ નામને સંક્ષિપ્ત કરવાના વલણનાં સૂચક છે.

## (૩) અવયવ-લોપ

સંક્ષેપના આ પ્રકારનાં પણ ઉદાહરણો ખોળતાં મહેનત પડે છે. (ભોંય)શીંગ, (વાલ)પાપડી, (વાજા)પેટી, (જપ)માળા, (આગ°, મોટર°, ઘોડા°, કે

બળદ)ગાડી, (આગ)બોટ, અંગ્રેજી 'મેચબૉક્સ' match-box પરથી (મેચ)બાકસ, એ પૂર્વાવયવ-લોપનાં ઉદાહરણો છે. ઐતિહાસિક દૃષ્ટિએ સં. (શકટ)शकटिका માંથી સગડી થયું તે પણ આ પ્રકારનું છે. રેલ (ગાડી) અને ઐતિહાસિક દૃષ્ટિએ જાન (सं जन्या + यात्रा, મભાઆ. (जण्णजत्ता, जन्नजत्त, जन्नत्ता, जन्ना) અને હિંદીમાંથી લીધેલ મેના (प्रा. मयणा, मयणसाला, मयणसलागा, सं. मदनसारिका) ઉત્તરાવયવ-લોપ માટે ટાંકી શકાય. અંગ્રેજીમાં (પેન)હોલ્ડર, સ્ટ્રૉ(હેટ), રીટર્ન(ટીકિટ), ફ્લે (પાઈપ), રાઈફલ(ગન), બ્યુગલ(હૉર્ન) વગેરે જાણીતા છે. વપરાશને લઈને રૂઢ થઈ જતાં આવા શબ્દો માટે (માળા, પેટી, રાઈફલ, બ્યુગલ વગેરે) સંક્ષેપથી સધાયા હોવાની શંકા પણ નથી રહેતી.

(ગ) શબ્દલોપ.

સંક્ષરતા, શબ્દાંશલોપ કે અવયવલોપ કરતાં શબ્દલોપનું વલણ ગુજરાતીમાં બળવત્તર દેખાય છે. છપ્પનિયો (દુકાળ), અડદિયો (પાક) દંડવત (પ્રણામ), શણુંગ (દાળ), તલધારી (લાપશી), લક્કડશી (લાડુ) વગેરેમાં વિશેષણ-ભાવી શબ્દ——વિશેષ્યની અર્થમર્યાદા બાંધતું હોવાથી——જળવાઈ રહે છે, ને વિશેષ્ય અનુક્ત રહે છે. ઓરમું 'ઓરીને બનાવેલું (મિષ્ટાન્ન)' ચૂરમું, 'ચૂરીને બનાવેલું (મિષ્ટાન્ન)' વેઢમી, 'વીંટા કરીને બનાવેલી (પોળી, રોટલી)' આ રીતે જ ઉદ્ભવ્યા હોય. ચોખા (<चोक्षा: तण्डुला:)ને કઢી (क्वथिता पेया)નો પણ એવો જ ઇતિહાસ હોય.

આ ઉપરાંત શબ્દલોપનો એક વિશિષ્ટ પ્રકાર ગુજરાતી, હિંદી વગેરેમાં પ્રચલિત છે. આમાં કેટલાક ચાલુ વપરાશનાં વાક્યોમાથી મુખ્ય શબ્દને સ્થાને રહેલું નામ અતિ પરિચિત હોવાને કારણે અનુક્ત રહે છે, અને આથી ઉક્તિમાં પણ સચક્તા, અને તેને લીધે સચોટતા અને નાવીન્ય સધાય છે——જો કે આવી લઢણો કે પ્રયોગો રૂઢ બની જતાં તેમની સૂચકતા અને સચોટતા ઘસાઈ જાય છે, અને કેટલીક બાબતમાં પ્રયોગ એટલે અંશે અશ્મીભૂત બની ગયો છે કે એકલું વિશેષણ જ નામ તરીકે ચલણી બની ગયું છે, અને છતાં વાપરનારને ગંધ પણ આવતી નથી કે પોતે સંક્ષિપ્ત પ્રયોગ કરે છે. ઉદાહરણો:

તેને હાડોહાડ—લાગી (વ્યાપી) ગઈ (ક્રોધની આગ, રીસ)
તેની તો મનની—મનમાં રહી ગઈ (આશા, વાત)
ચોરનારની ચાર—ને જોનારની બે (આંખ)

મેં તેને બરોબરનો—લીધો (ઉધડો)
મેં તેને બરાબરની—સુણાવી દીધી (ગાળ)
એ તો—પડશે તેવા દેવાશે (ઘા, ભાઠાં)
ગરબડ કરી છે તો એક—ચોડી દઈશ (થપાટ, લપાટ, થપ્પડ)
તારી ભલી—થાય (દશા)
બહુ ભુંડી—થઈ (દશા)
હરી કરે તે—ખરી (દશા)
હવે તો થાય તે—ખરી (દશા)
એ તારીની—(તારી માની દીકરી?)
એ તારી—(ભલી-દશા-થાય)
તેને પાણિયું—મળ્યું (નાળિયેર)
તેને ગડગડિયું—પરખાવ્યું (નાળિયેર)
તારું—છોલાવા (મુંડાવા) ગયો હતો? (માથું)
ખાય શું, ચોળવાની—! (રાખ)
કરો કંકુના—(રૂપિયા, ચાંદલા)
બંને વચ્ચે—લાગી (જામી)—(લડાઈ, તકરાર)
તેના તો બારે—બૂડ્યાં (વહાણ)
ચોર્યાશી—ના ફેરા (લાખ જન્મ)
બાવન—ની બહાર (અક્ષર)

આવા પ્રયોગોમાંથી ચોર્યાશી (નાત), દંડવત[1] (પ્રણામ), ચડતી (દશા), પડતી (દશા), ચડતીપડતી (દશા) વગેરે સ્વતંત્ર શબ્દ તરીકે ચલણી થઈ ગયા છે.

---

૧. દંડવત 'પ્રણામ'ના અર્થમાં વાપરવા માટે ન્હાનાલાલની આ પ્રમાણે ટીકા થયેલી : તેમ જ "પાર્થે દંડવત કીધા" એમાં "દંડવત"નો અર્થ તો "લાકડી પેઠે" એટલો જ થાય ! લાકડી પેઠે શું કર્યું ! "દંડવત પ્રણામ"ના અર્થમાં આ એકલો શબ્દ અભણ લોકો શબ્દાર્થના અજ્ઞાનથી વાપરે છે, પણ કવિને એવો પ્રયોગ કરવાને એક પણ કારણ નથી (વિ. ક. વૈદ્ય, સાહિત્યવિમર્શ, ૭૩-૭૪). પણ દરેક ભાષા આ રીતે ઘડાની હોય છે, અને સામાન્ય જનતા જ તેને ઘડે છે. એટલે તે અભણ, અજ્ઞાન હોય તો પણ તેના પ્રયોગો જીવંત અને પ્રતિનિધિરૂપ લેખાય છે.

દંડવત શબ્દ કાઠિયાવાડમાં સામાન્ય પ્રચારમાં છે : જીવનનું પરોઢ (પ્રભુદાસ ગાંધી ૧૯૪૮)માં આરંભે અપાયેલા ગાંધીજીના ૨૬-૭-૧૯૦૮ના પત્રમાં સહી આ પ્રમાણે છે : 'લિ. મોહનદાસના દંડવત'. ઠેઠ મહાપચ્ચીશીમાં દંડવત રૂપે તે મળે છે.

આ સૌમાં કેટલીક વાર વિશેષણ પછી આવતું નામ તો કેટલીક વાર એવા ખાસ સંદર્ભ વિના એકલું આવતું નામ અનુક્ત રહ્યું છે.

ઉપર આપેલાં ઉદાહરણો પરથી જોઈ શકાશે કે કોઈમાં પૂર્વાંશ લુપ્ત થાય છે, કોઈમાં ઉત્તરાંશ. શબ્દાંશલોપના ઉદાહરણોમાં નિયમે કરીને પૂર્વાંશ જળવાઈ રહે છે, પણ અર્થસંભ્રમની શક્યતા હોય કે નવીનતા સાધવાનો હેતુ હોય ત્યાં જ અપવાદ રૂપે પૂર્વાંશનો લોપ થાય છે. ને ઉત્તરાંશ જળવાઈ રહે છે. અવયવલોપના ઉદાહરણોમાં મૂળની વિશેષણ–વિશેષ્યની કે નામોની જોડીમાંથી નિયમ તરીકે વિશેષણ કે પૂર્વાવયવ—કે જે ઉત્તરાવયવના અર્થને વિશિષ્ટતા અર્પે છે, તેની મર્યાદા બાંધે છે—જળવાઈ રહે છે. વિશેષ્યના અર્થની, પ્રથમ સ્થાને રહેલા વિશેષણશબ્દથી મર્યાદા બંધાતી હોવાથી એ જ ખાસ અર્થવાહક બને છે, અને એકલું પ્રચલિત થઈ જાય છે. પાક તો અનેક હોય. 'મેં પાક ખાધો' કહેનારનો અર્થ સંદિગ્ધ રહે છે. 'પાક' એટલે 'કયો પાક'? એટલે 'અડદિયો પાક' એ જોડીમાંથી આગલો શબ્દ અનુક્ત રાખનારનો અર્થ અસ્પષ્ટ જ રહે. પણ 'મેં અડદિયો ખાધો' કહેતાં 'પાક' શબ્દ અનુક્ત રહેવા છતાં બોલનારનું વક્તવ્ય પૂરતું સ્પષ્ટ થઈ જાય છે. એ જ રીતે અનેક દાગીનાઓમાં ખાસ એક 'શસુંગ' કે 'ત્રેવટી' અનેક મિષ્ટાન્નોમાંથી ખાસ એક ચૂરીને કરેલું (ચૂરમું) વગેરેમાં વિશેષણો અસંદિગ્ધપણે કહેનારનું વક્તવ્ય રજૂ કરતાં હોવાથી એકલાં ચલણી બની શક્યાં છે. પણ જ્યાં પૂર્વાવયવ નામ હોય, અને સ્વતંત્રપણે વપરાતું હોય, ત્યાં તે સમગ્ર શબ્દનું સ્થાન લઈ ન શકે એ દેખીતું છે. 'દહીંવડાં' માટે

# સાદૃશ્ય(ઍનૅલૉજી, ANALOGY)નું સ્વરૂપ*

★

### ભાષાનું સંકુલ સ્વરૂપ

વાણી અને વિચાર વચ્ચે રહેલા સંબંધની તપાસ કરતાં એક વસ્તુ તરત જ આપણી નજરમાં આવશે કે આપણું ચિત્તતંત્ર અસંખ્ય અને અનેકવિધ વ્યાપારો અને વૃત્તિઓના ભંડાર જેવું છે, જ્યારે જેની દ્વારા આ ચિત્તતંત્રના વ્યાપારો વ્યક્ત કરવાના છે, તે ભાષા પાસે પ્રમાણમાં ઘણાં પરિમિત સાધનો હોય છે. આ અસમાનતાને પહોંચી વળવા માટે—મનોવ્યાપારોની સંકુલતા ઉચિતપણે વ્યક્ત કરવા માટે—સ્વાભાવિક રીતે જ ભાષાને પોતાનાં ઝીણાંમાં ઝીણાં તત્ત્વોનો પણ અર્થસૂચકપણે ઉપયોગ કરવો પડે છે. પરિણામે મનોવ્યાપારોમાં જે સંકુલતા રહેલી છે તે ભાષાકીય ઘટનાઓમાં પણ અમુક પ્રમાણમાં પ્રતિબિંબિત થાય છે. આ હકીકત બતાવે છે કે પહેલી નજરે પણ કંઈક અટપટી દેખાતી ભાષાકીય ઘટનાઓ તેમના ખરા સ્વરૂપમાં તો ખૂબ જ ગૂંચવણભરી હોવી જોઈએ, અને આપણે કોઈપણ ભાષાના અર્વાચીન સ્વરૂપને, ભાષાસામગ્રીનાં જુદી જુદી ભૂમિકામાં થયેલાં રૂપાંતરોની તુલના કરી, ઐતિહાસિક દૃષ્ટિએ ઘટાવીએ છીએ ત્યારે તો આપણને ભાષાના સ્વભાવમાં રહેલી આ સંકુલતાની પૂરી પિછાણ થાય છે. આથી આપણે સમજી શકીએ કે પ્રાચીન ભાષાઓના અભ્યાસીને આ દૃષ્ટિએ કેટલા જાગ્રત રહેવાનું જરૂર છે. મૂળ ભાષાના બોલાતા સ્વરૂપના માત્ર ગણતર લિખિત અવશેષો સાથે તેને કામ કરવાનું હોય છે, અને આ અવશેષોની દરિદ્રતા, કોઈ પણ વર્તમાન બોલાતી ભાષાની અનર્ગળ સમૃદ્ધિની સરખામણીમાં તદ્દન ઉઘાડી છે. બીજી રીતે કહીએ તો, પ્રાચીન ભાષાના અભ્યાસીને ઝીણીમોટી અસંખ્ય ભાષાકીય ઘટનાઓથી ઊભરાતા, જીવન્ત

* ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના ચૌદમા અધિવેશનના ભાષાશાસ્ત્ર વિભાગ માટે રજૂ કરાયેલો નિબંધ.

બોલચાલની ભાષાના મહાસાગરને બદલે લિપિના કાંઠાથી મર્યાદિત, મૃત વાઙ્‌મયિક ભાષાનું ખાબોચિયું તપાસવાનું હોય છે. તેથી તેને આધારે તે જે નિર્ણયો બાંધે છે, તેમાં ખાસ સાવચેતીની જરૂર રહે છે.

## ભાષાશાસ્ત્રમાં સાદૃશ્યના સિદ્ધાન્તનો પ્રવેશ

અને એક રીતે અર્વાચીન ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં સાદૃશ્યના તત્ત્વની ઓળખ અને સ્વીકાર આ હકીકતની સાખ પૂરે છે. ઓગણીસમી સદીનો આરંભ એ અર્વાચીન ભાષાશાસ્ત્રીય અભ્યાસનો ઉષ:કાળ. ભાષાના સ્વભાવની હજી ઉપરછલ્લી જ પિછાન થઈ હતી. ભાષા પર અસર કરતા બળોની હજી માત્ર થોડીથોડી ઝાંખી થઈ હતી. સંસ્કૃત, અવેસ્તા, ગ્રીક, લૅટીન, કેલ્ટી, ટચુટોની, સ્લાવોની વગેરેના તુલનાત્મક અને ઐતિહાસિક અભ્યાસને પરિણામે, ભાષાઓનું સ્વરૂપ બદલવામાં ધ્વનિવ્યાપારો કેવી રીતે પ્રવર્તે છે તેનો કંઈક ખ્યાલ આવ્યો હતો. અભ્યાસ વધતાં તેમના પરિબળની વધારે ને વધારે પિછાણ થતી ગઈ પણ હજી જોઈતી ચોકસાઈનો અભાવ હતો. જેમ જેમ અભ્યાસનું ક્ષેત્ર વિસ્તરતું ગયું, બીજા ભાષાકુળોના બંધારણ અને ઇતિહાસ તપાસાવા લાગ્યા, તેમ તેમ, ફલિત થતા નિર્ણયોમાં પ્રથમ જે અસ્પષ્ટતા હતી તે દૂર થવા લાગી. બીજા શાસ્ત્રોમાં જે ઝીણવટ અને ચોકસાઈ જરૂરી ગણાતી તેમનો ભાષાશાસ્ત્રીય અભ્યાસમાં પણ આગ્રહ રખાવા લાગ્યો. એક ભાષાની બે પૂર્વાપર ભૂમિકાઓની તપાસણીદ્વારા ધ્વનિઓમાં થયેલા વિકારોનો સમાવેશ કરતા જે ધ્વનિનિયમો તારવવામાં આવતા, તે પહેલાં તો 'સગવડિયા' કહી શકાય તેવા હતા, કેમ કે માત્ર મુખ્યમુખ્ય ઘટનાઓની સમાનતા ધ્યાનમાં લઈ તેમને આધારે અનુમાનો દોરાતાં. જે કેટલીક ખૂંચતી હકીકતો આ નિયમોનો છડેચોક ભંગ કરતી દેખાતી તેમની તરફ નજીવા અપવાદો, અનિયમિતતાઓ તરીકે દુર્લક્ષ કરવામાં આવતું. પણ હવે તો આવા અપવાદોનેય આવરી લેતા બીજા પેટાનિયમોની તપાસ કરવામાં આવતી. આમ ધ્વનિનિયમોની સાર્વત્રિકતા પર વધુ ને વધુ ભાર મૂકાતો ગયો. પરિણામે ઓગણીસમી સદીના છેલ્લા ચરણમાં "ધ્વનિનિયમો જાણે કે આંખો મીંચીને—અન્યનિરપેક્ષપણે—એક પ્રકારની અબાધિત અનિવાર્યતાથી પ્રવર્તે છે" એવો, ધ્વનિવ્યાપારોને અણઘટતું અતિમહત્ત્વ આપી દેતો અને તેથી અતિગણનાની કોટિમાં મૂકી શકાય તેવો વાદ ઊભો થયો. આનું એક અગત્યનું પરિણામ એ આવ્યું કે ધ્વનિનિયમોના અપવાદોને શાસ્ત્રીયપણે સમજાવવામાં સાદૃશ્યનું તત્ત્વ કેવું કામ કરી રહ્યું છે એ સ્પષ્ટ થતું ગયું, અને ભાષાના વિકારક બળોની યથેષ્ટ તલસ્પર્શી તપાસને

સીધે ધ્વનિનિષ્ઠ બળોનો પણ ભાષાવિકાસમાં કેટલો અસામાન્ય ફાળો છે, એ લક્ષમાં આવ્યું. પહેલાં જેની આભાસી સાદશ્ય ('ફૉલ્સ ઍનૅલૉજી' false analogy) કહી કુત્સા કરાતી, જેની તરફ ધ્વનિનિયમોના વિરોધી અને અનિયમિતતાઓના ઉત્પાદક તરીકે કરડી નજરે જોવામાં આવતું, તે સાદશ્યનો સ્વભાવ ખરા રૂપમાં જણાતાં એ પ્રકારના ખ્યાલો દૂર થયા, અને ધ્વનિ-નિયમોના અગત્યના સહયોગી અને પૂરક તરીકે તેને ઉચિત સ્થાન અપાયું.

આથી ભાષાકીય અભ્યાસની પદ્ધતિમાં પણ દૂરગામી પરિવર્તન થયું. શરૂઆતમાં જ્યારે થોડા સીધાસાદા ધ્વનિનિયમોની અસર નીચે, ઉપરછલ્લી સમાનતાને અણઘટતું મહત્ત્વ આપી, ઝીણી ઝીણી વિગતોની કડાકૂટ કર્યા વિના ઝટ દઈને શબ્દોની વ્યુત્પત્તિ રજૂ કરવામાં આવતી, ત્યારે ભાષાદેહનો રૂપપલટો સમજાવવો એ રમતવાત લાગતી. એથી ઊલટું ધ્વનિનિયમોનું ધોરણ કડક થયું ત્યારે કેટલીક વાર તો એવી સ્થિતિ આવીને ઊભી રહેતી કે મૂળ નિયમને વશ વર્તતા શબ્દો કરતાં અપવાદો અને અનિયમિતતાઓ વધી પડે. સાદશ્યના સિદ્ધાંતે જ આવીને ઘટતી વ્યવસ્થા આણી અને સમજાવ્યું કે જેમ કેટલાક શબ્દો આડુંઅવળું પગલું ભર્યા વિના સરળ રસ્તે ઊતરી આવે છે, તેમ બીજા કેટલાક શબ્દો એવી અતર્ક્ય અટપટી ગલીકૂચીઓમાંથી પસાર થઈને આવે છે કે તેમની રખડપટ્ટીના પ્રેરક બળો તદ્દન અસમંજસ હોવાની આપણને ખાતરી થયા વિના ન રહે. વળી, સાથે એ પણ સ્પષ્ટ થયું કે શબ્દોને (અથવા તો બીજી ભાષાસામગ્રીને) તેમના વાતાવરણથી છૂટા પાડીને તેમનો ઇતિહાસ તપાસવો એ તદ્દન અશાસ્ત્રીય છે. કારણ, કોઈ પણ શબ્દનો ઇતિહાસ ઘડવામાં તેનાં ધ્વનિદેહ અને અર્થસામગ્રી સાથે એક યા બીજી દૃષ્ટિએ સાદશ્ય ધરાવતા શબ્દોનો ખૂબ જ અગત્યનો ફાળો હોય છે. આમ, ભાષાકીય ઘટનાઓના સંકુલ સ્વરૂપનો ખરેખરો ખ્યાલ સાદશ્યના તત્ત્વે જ આપ્યો. અહીં આપણે આ સાદશ્યના સ્વરૂપનાં કેટલાંક પાસાંની ઝાંખી કરીશું.

## સાદશ્યનું સ્વરૂપ

સાદશ્યનું સ્વરૂપ પાઉલે[1] આ પ્રમાણે સ્પષ્ટ કર્યું છે: "(૧) જનનીભાષા ભારત-યુરોપીય વિભક્તદશાને પામી તે પહેલાંના દૂરદૂરના કાળની

૧. મૂળ પાઉલ (Paul)ના "પ્રીન્ત્સીપીઅન દેર સ્પ્રાક્‌ગેશીખ્તે, Prinzipien der Sprachgeschichte" (૧૯૦૯)માંથી અંગ્રેજીમાં અનુવાદિત ટાંચણ: સ્વીટ (Sweet): કલેક્ટેડ પેપર્સ Collected Papers (૧૯૧૩) પા. ૧૧૨ ઉપર; યેસ્પર્સન (Jespersen): લેંગ્વેજ. Language, ૬૪.

ભાષાભૂમિકામાં પણ પૂર્ણસ્વરૂપે તૈયાર થએલા શબ્દો જ હતા, નહિ કે છૂટક રૂપે રહેલા ધાતુઓ, અંગો ને પ્રત્યયો : અને એ શબ્દો જુદાજુદા અંશોની મેળવણીરૂપ છે, એવી વાપરનારને ગંધ પણ ન હતી—આ સાદી હકીકત કદી લક્ષબહાર ન જવી જોઈએ. અને બોલનાર બોલતી વેળા, સ્મૃતિમાં સંઘરેલા જે ભંડાર પર આધાર રાખે છે તે ભંડાર આવા પૂર્ણસ્વરૂપે તૈયાર શબ્દોનો બનેલો હોય છે : તેની પાસે કાંઈ છૂટક પ્રકૃતિ અને પ્રત્યયોનો જથ્થો નથી હોતો કે જેમાંથી તે તે પ્રસંગે જરૂરનું રૂપ તેમની (એટલે કે પ્રકૃતિ અને પ્રત્યયની) મેળવણીદ્વારા ઘડી કાઢે. (૨) આમાં એવું કહેવાનો આશય નથી કે બોલનાર જે જે રૂપ વાપરે છે તે દરેક તેનું સાભળેલુ અને સ્મૃતિસ્થ કરેલુ હોય છે. એ વાત જ અસંભવિત છે. ઊલટું, તેણે કદી ન સાભળ્યા હોય કે કાંઈ ખાસ ધ્યાન આપ્યુ ન હોય તેવા વિભક્તિરૂપો, આખ્યાતિક રૂપો, વગેરે ઘડવાની પણ તેનામાં શક્તિ હોય છે. (૩) પણ આવું ઘડતર, તેના મગજમાં છૂટક પ્રકૃતિ ને પ્રત્યયોનુ અસ્તિત્વ જ ન હોવાથી, તેમની મેળવણીદ્વારા કરવુ અશક્ય, એટલે તેવા દરેક ઘડતર માટે, આસપાસની બીજી વ્યક્તિઓ પાસેથી પહેલેથી શીખી લીધેલા તૈયાર ઘડતરના શબ્દબીબાંનો જ આધાર લેવાતો હોય છે. એ પહેલેથી શીખી લીધેલા તૈયાર ઘડતરના શબ્દો મૂળ તો તેણે એક એક કરીને જાણ્યા પદાર્થો હોય છે અને (૪) પછીથી વ્યાકરણી ('કેટેગરીઝ્ catagories) ને મળતી તેમની વર્ગણી કરી દીધી હોય છે, પણ પોતાની સ્મૃતિમાં રહેલી શબ્દમંડળીઓ વ્યાકરણના વિભાગોને મળતી આવે છે એવો તે શબ્દમંડળીઓની સ્વરૂપસ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ ખાસ કેળવણી સિવાય આવતો નથી. આ પ્રકારની ટોળાબંધી—જુદા જુદા શબ્દોની અમુક સાદશ્યને આધારે કરેલી વિવિધ વર્ગણી—સ્મરણશક્તિને ઘણી સહાયક બને છે, એટલુ જ નહિ, પણ તેને માટે એવા બીજા નવીન રૂપો ઘડવાનુ સંભવિત બનાવે છે. 'સાદશ્ય' તરીકે જે સિદ્ધાંત જાણીતો છે તે આ જ."

આમ, દરેક બોલનાર બોલતો હોય છે, ત્યારે સાદશ્યમૂલક રૂપો સતત સરજાયે જતો હોય છે એ સ્પષ્ટ છે. તેથી [૧] પહેલાં સાંભળેલાં અને સ્મૃતિમાં સંઘરેલાં રૂપ, શબ્દ કે પ્રયોગનો વ્યવહાર કરવો—સ્મરણદ્વારા પુનઃસર્જન અને [૨] જાણીતી ભાષાસામગ્રીને આધારે ન સાંભળેલો શબ્દ, રૂપ કે પ્રયોગ નવો ઘડી વાપરવો—સાદશ્યદ્વારા અભિનવ ઘડતર : આ બે સાદશ્યના અનિવાર્ય ઘટકો છે.

અને ઉચ્ચારણઅવયવો દ્વારા ભાષાનું ઉત્પાદન અને આ ઉત્પાદનના મૂળમાં પ્રવર્તી રહેલા માનસિક વ્યાપારો : એ બે વચ્ચેનો પરસ્પર સંબંધ—

અર્થાત્ ભાષાનું માનસશાસ્ત્ર 'સાયકોલૉજી ઑવ્ સ્પીચ' (psychology of speech)—જરા ધ્યાનપૂર્વક તપાસીએ તો આ સાદશ્યના તત્ત્વનું આવું સ્વરૂપ અને વર્ચસ્વ શા કારણોને લીધે છે તે આપણાથી સારી રીતે સમજી શકાય. પ્રથમ આપણે પાઉલના પૃથક્કરણે આપેલાં સૂત્રોનો જ વિસ્તાર કરવાનો છે, અને પછી તેને આધારે આગળ વિચાર કરીશું.

## શબ્દઉત્પાદનના પૂર્વવ્યાપારો

શબ્દોનો ઉત્પાદનવ્યાપાર તપાસતાં બે અગત્યની ઘટનાઓ તરફ આપણું લક્ષ ખેંચાય છે. પ્રથમ તો જે શબ્દો આપણા ઉચ્ચારણવ્યાપારને લીધે વ્યક્ત થાય છે, તે શબ્દો કોઈ પણ જાતના પૂર્વસંબંધ વિના, તદ્દન અદ્ધરથી જ નવા સરજાઈને બહાર પડે છે, એવું નથી. સામાન્ય રીતે આપણી નાની વયથી આસપાસના સમાજમાં જે ભાષા પ્રચલિત હોય તેને આપણે આંતરિક અનુકરણ-શક્તિ દ્વારા સ્વભાષા તરીકે અપનાવતા આવીએ છીએ. જે જે શબ્દોના વપરાશથી આપણે જાણીતા થઈએ છીએ, તેમને આપણી સ્મૃતિમાં સંઘરીએ છીએ. સાંભળવામાં આવતા શબ્દોનાં બિંબ કે આકૃતિ ('વર્બલ ઈમેજ', verbal image) તેમની ધ્વનિસામગ્રી અને અર્થસામગ્રી સાથે આપણી સ્મૃતિ પર અંકિત થઈ જાય છે. એટલે આપણે વિચારોને વાણીદ્વારા વ્યક્ત કરવા હોય છે, ત્યારે સામાન્ય સંજોગોમાં શબ્દબિંબોના ભંડારમાંથી અનુકૂલ બિંબોની વીણણી કરી તેમને આપણે મૂર્ત સ્વરૂપ આપીએ છીએ.[૨]

## શબ્દનું અનેકરંગી અર્થવર્તુળ

હવે આ શબ્દબિંબો કે શબ્દો આપણા મનમાં એકલાઅટૂલા નથી રહેતા. એક તો આપણે જે અનેકરંગી પ્રસંગો અને પરિસ્થિતિઓમાં અમુક શબ્દ વપરાતો જોયોજાણ્યો હોય છે, તે બધાંનો પાસ એ શબ્દને લાગે છે;

૨ જુઓ વાંદ્રિયે (Vendryes), 'લૅંગ્વેજ' (Language), ૬૫ અને પછીનાં અર્વાચીન ભાષાશાસ્ત્રના આ વિચારોની ઝાંખી આપણે અહીં હજારથીયે વધારે વરસ પહેલાનાં ભારતવર્ષના ભાષાશાસ્ત્રીઓનાં લખાણોમાં કરી શકીએ છીએ. નિરુક્તકાર યાસ્ક (ઈસુપૂર્વ ૬ઠી–૭મી સદી) પોતાના કોઈ પૂર્વાચાર્ય ઔદુમ્બરાયણનો મત નોંધે છે: "વચન માત્ર (ઉચ્ચારણના) અવયવોમાં જ શાશ્વત છે એમ ઔદુમ્બરાયણ (માને છે)." એટલે કે ભાષાધ્વનિઓ ઉચ્ચારણઅવયવોથી છુટા પાડી શ્રવણેન્દ્રિયનો સ્પર્શ કરે અને અર્થબોધ થાય એટલા પૂરતા જ અસ્તિત્વમાં હોય છે, તેમની અંતઃકરણ ઉપર કોઈ શાશ્વત છાપ પડતી નથી. આ મત તે સમયથી જાણીતી થએલી શબ્દના નિત્યત્વ-અનિત્યત્વને લગતી ચર્ચાનો એક પક્ષ છે. શબ્દનું ખરું સ્વરૂપ શાશ્વત માનતો બીજો પક્ષ સમય જતાં વૈયાકરણોના સ્ફોટવાદ તરીકે પ્રસિદ્ધ થાય છે. વૈયાકરણોમાં પતંજલિ વગેરેએ, મીમાંસકોમાં જૈમિની વગેરેએ, અને આલંકારિકોમાં

અને 'સૂક્ષ્મ અર્થોના ઝીણાઝીણા તાંતણાઓનું જાળું' શબ્દની ચોતરફ બંધાય જાય છે. એક દાખલો લઇએ. "બે માતા અને બાળક", "બાળબુદ્ધિ", "માનવી મૂળ તો પ્રકૃતિનું બાળક", "કુટુંબ જીવનની અને જાહેર જીવનની આટઆટલી જવાબદારીઓ સ્વીકારવા છતાં તેના હૃદયનો બાળકભાવ હજી જરા પણ ઓછો નથી થયો", "શ્રી. બાળકરામની સેવાની જોઇતી કદર હજી થઈ નથી", વગેરે પ્રયોગોમાંના બાળક શબ્દની વિવિધ અર્થસૂચકતા તે શબ્દનો ઉપયોગ કરનાર જાણતો હોય છે. ઉપરાંત તે શબ્દના અર્થની ચિત્રવિચિત્ર રંગોળીમાં વ્યક્તિગત અનુભવની પણ ભાત પડે છે. સૂતિકાગૃહની પરિચારિકા, અનાથાશ્રમનો સંચાલક, સંતતિનિયમનનો અભ્યાસક, કવિ, માતા, કેળવણીકાર એ સૌના બાળક શબ્દ સાથે જડાએલા સંસ્કારો કંઈક અંશે એકબીજાથી નિરાળા અને વિશિષ્ટ પ્રકારના હોય છે. વળી કોઈના જીવનમાં કોઈ બાળક સાથે એવો પ્રસંગ બન્યો હોય કે તેની સ્મૃતિની સાથે તે સદાને માટે જડાઈ ગયો હોય. તેવી વ્યક્તિને કાને બાળક શબ્દ પડતાં જ તેનો ભૂતકાળનો અનુભવ પાંગરી ઊઠે છે. એટલે તેના માનસે રચેલા બાળક શબ્દના અર્થવર્તુળમાં આ વિશિષ્ટ તત્ત્વનો પણ સમાસ થએલો હોય છે. દરેક શબ્દનું આ પ્રમાણે જ સમજવાનું.

## શબ્દોર્મિઓની વાડાબંધી

પણ બીજું વધારે ધ્યાન ખેંચે તેવું તો એ છે કે આપણા ચિત્તપર છપાયેલા શબ્દો સમાજપ્રેમી માનવીની માફક પોતાના ધ્વનિ, રૂપ અને અર્થ સાથે થોડીઘણી સગાઈ ધરાવતા બીજા શબ્દો સાથે મળીને અલાયદી ટોળીઓ જમાવતા હોય છે.

લીધું, દીધું, પીધું, કીધું, ખાધું.
ચડવું, પડવું, લડવું, રડવું, દડવું, જડવું.

---

આનંદવર્ધન, મમ્મટ વગેરેએ આ વિષય સારી રીતે ચર્ચ્યો છે (જુઓ, લક્ષ્મણ, સરૂપકૃત નિરુક્તનું અંગ્રેજી ભાષાન્તર પા. ૧ ઉપરના ઉલ્લેખો અને પા. ૨૦૩ ઉપરનાં ટાંચણ) એ ધ્યાનમાં રાખવા જેવું છે કે વૃત્તિકાર દુર્ગાચાર્ય (આ. ૧૩મી સદી) વર્ણદ્વારા વ્યક્ત થતો વિનાશી શબ્દ અને તેની બુદ્ધિ પર પડતી અવિનાશી છાપ એ બે વચ્ચે સ્પષ્ટપણે ભેદ પાડે છે. અને તેમને માટે અનુક્રમે 'શબ્દવ્યક્તિ' અને 'શબ્દાકૃતિ' (સરખાવો અંગ્રેજી સંજ્ઞા verbal image) એવી સંજ્ઞાઓ યોજે છે. પ્રાચીન ભારતના વિદ્વાનોના ભાષા વિશેના વિચારો (શબ્દની વૃત્તિઓ, અભિહિતાન્વયવાદ, અન્વિતાભિધાનવાદ, વગેરે) ની અર્વાચીન ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ મુલવણી લાભપ્રદ બને તેવી છે. કપિલદેવ દ્વિવેદીકૃત 'અર્થવિજ્ઞાન ઔર વ્યાકરણદર્શન' (૧૯૫૧), આ દિશામાં હમણાં કરાએલો એક સારો પ્રયાસ છે, પણ તેમાં પણ અર્વાચીન દૃષ્ટિનો પૂરતો ઉપયોગ નથી કરાયો.

ચડસાચડસી, મારામારી, ગાળાગાળી, કાપાકાપી, મુક્કામુક્કી.
દેવ-દેવો, માણસ-માણસો, સમાજ-સમાજો, ગુલાબ-ગુલાબો.
ચડવું-ચડ-ચડાણ, ઊતરવું-ઊતર-ઊતરાણ માંડવું-માંડ-મંડાણ.

આમ સમાનરૂપ અને સમાનધ્વનિ શબ્દોની ટોળીઓ બંધાય છે. કોઈ વ્યક્તિએ અમુક રૂપ કદી ન સાંભળ્યું હોય છતાં બીજા તેવા સંબંધોને આધારે તે તેને તરત ઘડી કાઢે છે. દાખલા તરીકે કોઈએ દીધું એવું રૂપ દેવું ના ભૂતકાળ માટે યોજ્યું, તો કાં તો તેણે દેવુંના ભૂતકાળ તરીકે દીધું વપરાયેલો સાંભળ્યો હોય, તેનું બિંબ તેની સ્મૃતિમાં સંઘરાયું હોય અને આ પ્રસંગ આવતાં તેનો ઉપયોગ તેણે કર્યો હોય; (૨) કાં તો પહેલાં સાંભળેલું હોય છતાં તેની સ્મૃતિમાં એટલા ઝાંખા સ્વરૂપમાં રહ્યું હોય કે જો તેના મનમાં આ દીધું રૂપને સરખા સ્વરૂપવાળા બીજાં રૂપો (લેવું–લીધું કે પીવું–પીધું, વગેરે)નો સદ્યોગ ન થયો હોત તો તેને આ પ્રસંગે દેવું પરથી દીધું યાદ કરવામાં કંઈ પણ સહાય ન મળી હોત અને તો તેને ભૂલી જવાથી વાપરી શક્યો ન હોત; (૩) અથવા તો વાપરનારે દીધું કદી સાંભળ્યો જ ન હોય. માત્ર દે છે, દેશે, દેવું વગેરે સાંભળ્યા હોય. પણ આ ઉપરાંત તેણે લેવું–લીધું : પીવું–પીધું : કહેવું–કીધું આ જાણીતા રૂપોની આવી વર્ગણી કરી રાખી હોવાથી, તેને આધારે તત્ક્ષણ દેવુંના સંબંધે દીધું ઘડી કાઢ્યું હોય. આમ આવી દરેક બાબતમાં સ્મૃતિ અને સર્જનલક્ષી તરંગ (ફેંસી, fancy)નો—સ્મૃતિદ્વારા પુનઃસર્જન અને સાદૃશ્યદ્વારા અભિનવ ઘડતરનો—કેટકેટલો ફાળો છે તેનો નિર્ણય કરવો ઘણીવાર મુશ્કેલ હોય છે.

(આમાંથી એક સત્ય એ ફલિત થાય છે કે અમુક બોલાયેલા રૂપની વાસ્તવિક સ્વરૂપઓળખ માટે "ભાષામાં તે પ્રચલિત છે?" અથવા "વૈયાકરણોએ તારવેલા ભાષાના નિયમોની સાથે એની સંગતિ છે ખરી?" એવો પ્રશ્ન નહીં પણ "આ હમણાં વપરાયું તે રૂપ વાપરનારની સ્મૃતિમાં પહેલેથી જ હતું કે તેણે પહેલી જ વાર ઘડી કાઢ્યું છે, અને જો પહેલી જ વાર ઘડી કાઢ્યું હોય તો કયા સાદૃશ્યે?" એવો પ્રશ્ન પુછાવો જોઈએ. કારણ, વાસ્તવિક-ભાષા માત્ર બોલનાર વ્યક્તિમાં જ જીવંતરૂપે રહે છે, અને શાસ્ત્રીય અન્વેષણમાં પણ ભાષાને બોલનાર વ્યક્તિથી છૂટી પાડી શકાય નહિ. વ્યાકરણ અને કોષમાં વ્યક્ત થતી ભાષાને—એટલે કે શક્ય હોય તેવા બધા શબ્દો અને રૂપોના સમૂહને—નગદ વાસ્તવિકતા ધરાવતી માની લેવી—એ માત્ર એક ભાવાત્મક અમૂર્તતા ('ઍબ્સ્ટ્રેક્શન', abstraction) છે એ વિસરી જવું—એ મોટી ભૂલ છે.[૩])

૩. યેસ્પર્સન, ઉક્ત ગ્રંથ, ૬૪–૬૫

## ૬ રૂપતંત્રના પરિવર્તક બળ તરીકે સાદૃશ્ય

પણ આપણે વિષયાન્તર છોડી સાદૃશ્યના કાર્યક્ષેત્ર પર જ આવીએ. ભાષા સમય જતાં જે ભૂમિકાઓ બદલે છે, તેમાં ધ્વનિવ્યાપારોની સાથે સાદૃશ્યનું તત્ત્વ પણ પોતાનો પ્રભાવ પાડી રહ્યું હોય છે. રૂપતંત્ર ('મોર્ફોલૉજી', morphology)ની કાયાપલટ મુખ્યત્વે સાદૃશ્યને આભારી હોય છે. વૈદિક સમયની બોલીઓના સંકુલ વ્યાકરણી બંધારણની સરખામણીમાં પ્રાકૃતોનું બંધારણ ઘણું સાદું છે; પ્રાકૃતોની સાથે સરખાવતાં અર્વાચીન ઉત્તર ભારતીય ભાષાઓ વ્યાકરણદૃષ્ટિએ વધારે સરળ ગણી શકાય તેવી છે. ભાષામાં વિપુલપણે વપરાતાં અંગોનાં રૂપોના સાદૃશ્યે તેથી જુદા પ્રકારનાં અંગોનાં રૂપ ઘડાય છે, ને તેથી અપવાદો, વિવિધતા અને વિશિષ્ટતા દૂર થઈ એકરૂપતા પ્રવર્તે છે. સંસ્કૃતના મૂળમાં રહેલા બોલચાલના ભાષાસ્વરૂપમાં નામિક અકારાન્ત અંગોના બાહુલ્યને લીધે ઇતર-સ્વરાન્ત અને વ્યંજનાન્ત અંગોનાં વધુ વપરાશમાં આવતાં રૂપો પણ અકારાન્ત અંગોનાં રૂપ પ્રમાણે થવાં લાગ્યાં. વિકરણ अ અને अय् લેતાં આખ્યાતોની મોટી સંખ્યાને લીધે, ગણભેદ લુપ્ત થવા લાગ્યા. કાળ અને અર્થ ઉપર પણ સાદૃશ્યનો પ્રભાવ પડ્યો અને રૂપતંત્રમાં પૃથક્ક્રિયા-('એનેલીસીસ,' analysis)નું તત્ત્વ વધ્યે જતાં ઉત્તરોત્તર સરળતા આવતી ગઈ: પ્રાચીન ભારતીય-આર્યમાંથી માધ્યમિક ભારતીય-આર્યનું અને તેમાંથી અર્વાચીન ભારતીય-આર્યનું રૂપતંત્ર આ રીતે વિકસ્યું. દરેક ભાષાના ઇતિહાસમાં સાદૃશ્યનો આવો પ્રભાવ નજરે પડે છે.

## ૭ પ્રાસ અને અનુપ્રાસ

આપણે ઉપર જોયું તેમ એક શબ્દ બીજા અનેક શબ્દ સાથે વિવિધ સંબંધથી સંકળાએલા હોય છે. આથી એક શબ્દનો પ્રયોગ થતો હોય ત્યારે તેના કેટલાક સાથીઓ તેની પાછળ જ સ્મૃતિપટ પર તરી આવે છે. પ્રાસ અને અનુપ્રાસ પાછળ આવું ધ્વનિસાદૃશ્ય કામ કરી રહ્યું છે. આવું સાદૃશ્ય સ્મૃતિને જાળવી રાખવું બહુ સરળ પડે છે. એટલે તેના પ્રયોગનાં અનેક ઉદાહરણો આપણને મળી આવે. કાવ્યોના પ્રાસ, શાક્તોના પંચ મકાર ('માંસ', 'મત્સ્ય', 'મુદ્રા', 'મદિરા', 'મૈથુન') 'લાલ', 'બાલ' ને 'પાલ', સુરતના ત્રણ નજ્ઞા, વગેરેમાં આ જોઈ શકાય.

## ૮ કહેવતો

કંઠસ્થ રાખવાની હોવાને લીધે કહેવતોમાં તો ધ્વનિસાદૃશ્યનું તત્ત્વ ખૂબ ઉપયોગમાં લેવાયું છે. સામાન્ય લોકમાનસને પ્રાસ-અનુપ્રાસનો સારો શોખ

હોય છે, એ પણ આમાં વધારેના કારણ તરીકે ગણાવી શકાય. "શીરા માટે શ્રાવક થવું" એ કહેવતમાં શ્રાવકોમાં સામાન્ય વપરાશનાં અને તેથી તરત યાદ આવે તેવાં 'શીરા' ઉપરાંત બીજાં બેચાર મિષ્ટાન્નો હોય છે, છતાં શીરો જ કહેવત માટે યોગ્ય ગણાયાનું કારણ એટલું જ કે શ્રાવકના શકાર સાથે અનુપ્રાસ સાધે તેવો શીરો જ છે. 'છોકરાંની ટાઢ બકરાં ચરી જાય' એમાં ઇતર પશુઓ કરતાં બકરાંની પસંદગી થઈ તેની પાછળ બકરાંઓમાં ટાઢ ચરી જવાનો કોઈ ખાસ ગુણ છે એવુ નથી, પણ બીજા કોઈ સામાન્ય રીતે જાણીતા પશુના નામ કરતા બકરાંના ધ્વનિ છોકરાં એ ધ્વનિસમૂહ સાથે બરાબર પ્રાસ મેળવવાનુ કાર્ય સાધી શકે છે, એ જ કારણ છે. 'ભેંસ આગળ ભાગવત'મા બીજાં પ્રાણીઓ અને પુરાણો કરતાં ભેંસ અને ભાગવત કહેવતકારની દૃષ્ટિએ એટલા માટે ચઢિયાતાં છે કે તેઓ 'ભ-ભ'નો પ્રાસ આપી શકે છે. આવા અનેક દાખલા ટાંકી શકાય. એ દરેકમાં શબ્દપસંદગી પાછળનાં નિર્ણાયક ધોરણમાં ધ્વનિસાદૃશ્ય એ પ્રાથમિક અગત્યનુ ધોરણ છે.

### શબ્દશ્લેષ

પ્રાસ-અનુપ્રાસ ઉપરાંત શ્લેષ જેવા શબ્દાલંકારો પણ સાદૃશ્યને લીધે જ સંભવિત બને છે. પ્રસ્તુત વિષયને વ્યક્ત કરવાને યોજાયેલા શબ્દ કે ધ્વનિ, રૂપ કે અર્થના સાદૃશ્ય કે સાહચર્યથી બીજા કોઈ શબ્દ કે અર્થ સાથે સંકળાએલા ન હોય તો પ્રસ્તુત ઉપરાંત અપ્રસ્તુતનું સૂચન થવાનો સંભવ જ ન રહે અને પરિણામે ચમત્કૃતિ પણ ન ઊપજે. "શકુન્તલાવી"માં શકુન્તલાના કેટલાક ધ્વનિ સાથે શકુન્ત એ ધ્વનિસમૂહનું સાદૃશ્ય હોવાથી જ 'શકુન્ત લાવી' ને 'શકુન્તલા આવી' આપણને સ્ફુરે. ફરિયાદ સાથે ફરી અને યાદ આપણા શબ્દબિંબોના ભંડારમાં વર્ગબંધુઓ તરીકે સંઘરાએલા હોય તો જ બે અર્થની શક્યતા.

### લૌકિક વ્યુત્પત્તિ

અને અહીં આપણે લૌકિક વ્યુત્પત્તિ ('ફોક ઈટીમોલૉજી,' folk-etymology)ના પ્રદેશ પાસે આવી પહોંચીએ છીએ. જેમ શ્લેષના એક પ્રકાર સભંગ શ્લેષ ('શકુન્તલાવી')માં એક જ ધ્વનિસમુદાયના જુદીજુદી બે રીતે કરાતા વિશ્લેષને અવલંબી જુદાજુદા બે અર્થ સૂચવાય છે, તેમ લૌકિક વ્યુત્પત્તિઓમા અમુક શબ્દ કે સમાસના ખરા ઘડતરના અજ્ઞાનને લીધે ભળતી જ વ્યુત્પત્તિ આપવામાં આવે છે, અમુક શબ્દ, તેના વાસ્તવિક ઘટકોને બદલે સાદૃશ્યને આધારે કોઈ જુદા જ ઘટકોનો બનેલો લાગે છે, અને તેથી

એ નવા કલ્પેલા ઘટકોના અર્થમાંથી મૂળ શબ્દનો અર્થ તાણીતૂશીને કાઢવામાં આવે છે. દરેક સમયની અને દરેક દેશની ભાષામાં આનાં ઉદાહરણો મળી આવશે. વૈદિક યુગની ભાષામાં આવાં પુષ્કળ ઉદાહરણો મળે છે. અથર્વવેદની યાતુવિદ્યા અને અભિચારને લગતી ક્રિયા માટે વપરાતા મન્ત્રોના શ્લિષ્ટ શબ્દોમાં લૌકિક વ્યુત્પત્તિની સ્પષ્ટ ગંધ આવે છે.[૪] આ ઉપરાત બ્રાહ્મણગ્રંથો તો આ પ્રકારના 'વ્યુત્પત્તિવેડા'થી ઉભરાય છે. અમુક યજ્ઞક્રિયામા જે મંત્ર યોજાતો હોય તે મંત્રના પદોમાંથી મારીમચડીને પ્રસ્તુત પ્રસંગને અનુરૂપ અર્થ કાઢવામાં આવે છે: "આહુતિઓ" એ ખરેખર તો 'આહૂતિ'ઓ છે કારણ કે એમના વડે યજ્માન દેવોનું 'આહ્વાન' કરે છે." (ઐતરેય બ્રાહ્મણ, ૧/૨). "કારણ કે હોતા 'આનુ આવાહન કર, પેલાનુ આવાહન કર' એમ યથાસ્થાન દેવતાઓનું 'આવાહન' કરાવે છે, તેથી તે 'હોતા' છે." (ઐત૦ બ્રા૦, ૧/૨). "કારણ કે (વેચાતા લીધેલા સોમના ચાલ્યાં ગયેલાં બળ અને વીર્ય) આઠ (अष्ट) ઋચાનુ પઠન કરવાથી (પાછા) મેળવ્યા (अस्नुवत) તેથી अष्ट એ अष्ट કહેવાય છે." (ઐત૦ બ્રા૦, ૩/૧). આખા બ્રાહ્મણ સાહિત્યમાં આવી વ્યુત્પત્તિઓ વેરાયેલી છે. યાસ્કનુ निरुक्त પણ આવી લૌકિક વ્યુત્પત્તિઓથી ભરપૂર છે. પછીના સાહિત્યમાં પણ લૌકિક વ્યુત્પત્તિઓનો તોટો નથી. नार–એટલે પાણી, તે જેનું अयन–(આશ્રયસ્થાન) છે તે नारायण–(મનુસ્મૃતિ, ૧/૧૦). "જેનું માંસ હું અહીં ખાઉં છું, મને (માં) તે (स) પરલોકમા ખાશે' આજ માંસનુ માસ–પણુ છે." (મનુ૦ ૫/૫૫) કુમારસભવમા કાલિદાસ उ (પાદપૂરક) અને मा (નિષેધાર્થ) [='તપ કર નહિ'] એ બંનેના સયોગ વડે હિમાલયની પુત્રી ઉમાનું નામ સાધે છે, તેમાં સોંઘી વ્યુત્પત્તિનો જ આશરો લેવાયો છે. સંસ્કૃત કાવ્યો અને નાટકો પરની ટીકાઓમાં આવી સંખ્યાબંધ વ્યુત્પત્તિઓ મળી આવે છે. પ્રાકૃત કુમારપાલપ્રતિબોધ (પા. ૨૧૯) સંસ્કૃત ब्राह्मणના પ્રાકૃત સ્વરૂપ माहणની વ્યુત્પત્તિ આપે છે કે मा એટલે 'નહિ' हण એટલે 'હિંસા કર'—તેથી હિંસા ન કરે તે ખરો माहण (બ્રાહ્મણ) છે. અને આ વ્યુત્પત્તિ મૂળ વિમલસૂરિના पउमचरियमાંથી છે. ગુજરાતીમાં પણ લૌકિક વ્યુત્પત્તિઓ શોધવા જવુ પડે તેવું નથી: 'કલા'ને 'પી' ગયો તે કલાપી. 'ઉરે' જે 'વસી' તે ઉર્વશી, વાણિઆ એટલે વહાણિઆ કારણ કે તે વહાણ ઉપર બેસીને આવ્યા. 'સૌને પ્યારી' તે સોપારી, 'બળની હદ' તે

૪ જુઓ બ્લૂમફીલ્ડ (Bloomfield) 'હીમ્ઝ ઑવ ધ અથર્વવેદ', Hymns of the Atharveda) સૂક્ત ૪ ૩૧ ૭, ૫ ૧૩ ૫, ૫ ૧૯ ૮, ૬ ૮ ૫, ૭ ૧૨ ૩, વગેરે પરનું ટિપ્પણ.

બળદ, 'મદવાળો નર' તે નરમદ, 'બાને પાળે' તે બાપા, 'ભવ ત્રીજે' એ ભત્રીજો, માશી એટલે 'મા શી'–'મા જેવી'. 'તગમાં તર' તે ભણતર. વૈષ્ણવોમાં આ વ્યુત્પત્તિ જાણીતી છે. કૃષ્ણાવળી (=ફગણી) એટલે 'કૃષ્ણ' પાસેથી પાછી 'વળી'.[૫]

## લોકકથા અને દેવકથા

આ ઉદાહરણોને ઝીણવટથી તપાસતાં એક વસ્તુ છૂપી નહિ રહે. આવી લૌકિક વ્યુત્પત્તિમાંથી કોઈ કોઈ વાર લોકકથાઓ કે દેવકથાઓ પણ ઘડી કાઢવામાં આવે છે.[૬] બ્રાહ્મણ ગ્રન્થોમાંથી આપેલા ઉદાહરણોમાં આ વધારે સ્પષ્ટપણે દેખાશે. શચીપતિ (='બળનો સ્વામી' ઇન્દ્ર) એ શબ્દમાંથી શચી (ઇન્દ્રાણી) આ રીતે જ ઘડાઈ. સંસ્કૃત કોશોમાં કુશીલવ–શબ્દ 'નટ' એ અર્થમાં આપેલો છે. શબ્દની વ્યુત્પત્તિ ચર્ચાસ્પદ છે. આ શબ્દનો રામાયણમાં આવતા કુશ અને લવ સાથે બેશક સંબંધ છે. પણ કોઈ એમ માને છે કે કુશ અને લવ, રામાયણમાં, આવા પ્રકારના વીરચરિત કાવ્યના પહેલા પાઠક તરીકે રજૂ થયા છે, તેથી તેમને આધારે, થોડાઘણા અભિનય સહિત આખ્યાન કરનાર દરેકને માટે અને છેવટે નટ માટે, કુશ અને લવ જોડાઈ બનેલો કુશીલવ શબ્દ પ્રચલિત થયો. પણ મને બીજો મત[૭] ખરો લાગે છે. માગધ કે ચારણને લઈને મળતા સૂત અને માગધોમાંથી કોઈ વશિષ્ટ વર્ગને માટે મૂળ કુશીલવ શબ્દ પ્રચલિત હશે. પછીથી રામાયણ જ્યારે આદિકાવ્ય ગણવા લાગ્યું હોય ત્યારે કે તે પહેલા આખ્યાનરૂપ કાવ્યના સૌથી પહેલા પાઠક તરીકે કુશીલવમાંથી કુશ અને લવ ઉપજાવી કાઢવામાં આવ્યા હોય. રામાયણના ઉત્તરકાંડની પ્રક્ષિપ્તતા અને કુશ અને લવના કૃત્રિમરીતે થએલા જન્મની કથા આ અનુમાનને ટેકો આપે છે. તેવી જ રીતે, અથર્વવેદના એક સૂક્ત (૧–૧૧–૩)માં પ્રસવના અધિષ્ઠાતા તરીકે સૂષન્ (સર૦√સૂ 'જન્મ આપવો') દેવનો ઉલ્લેખ છે. ખરી રીતે સૂષન્ જેવો કોઈ શબ્દ જ નથી, પણ પુષ્ટિના દેવ પૂષન્‌ના ધ્વનિસાદૃશ્યથી એ સૂક્તકારે ક્ષણિક તરંગમાં સૂષન્ દેવ ઘડી કાઢેલો છે.

૫ કોઈ વેળા આ માં બુદ્ધિચાતુર્ય દેખાડવાનો પ્રયાસ પણ જોઈ શકાય. મેં ગીતાના એક ભક્ત વાચક પાસેથી જાણેલું કે 'ગીતા' એટલે 'તાગી', 'તાગી' બરાબર 'ત્યાગી', એટલે કે ગીતા ત્યાગનો ઉપદેશ કરે છે, વાચન કરનારને ત્યાગી બનાવે છે!

૬ આ માટે જુઓ "દેવકથાસૃષ્ટિ તેનાં સર્જક બળો, સર્જન અને વિકાસ", પ્રસ્થાન: અષાઢ, ૧૯૯૬

૭ સરખાવો મૅકડોનલ્ (Macdonell) સંસ્કૃત કોશ, કુશીલવ શબ્દ નીચે

કેટલીક લોકકથા કે દેવકથાના સર્જનમાં આદિ ઉદ્‌ભવસ્થાન તરીકે આવી છોકરમતિયા કે અસમંજસ લાગતી લૌકિક વ્યુત્પત્તિઓ હોય છે એ બીના ઘણી અચરજ પમાડે તેવી લાગે, પણ તેનાં કારણો તપાસતાં તેમાં નવાઈનું તત્ત્વ જરા પણ નહિ દેખાય. સામાન્ય જનતાનું માનસ હમેશાં સરળતાપ્રેમી અને ધોકાપંથી વૃત્તિવાળું હોય છે. તેમાં તેને કંઈક કંઈક સાદૃશ્યને આધારે શબ્દબિંબોની ટોળાબંધી કરી દેવાની ખાસિયતનો આધાર મળે છે; એટલે જ્યારે તે શબ્દો પર વ્યાપૃત થાય છે ત્યારે તે લાકડે માંકડું વળગાડવા જેવું જ કરે છે. દેખીતી રીતે મેળમાથા વિનાના લાગતા ગમે તેવા બે શબ્દોને તોડી-ફોડી કંઈક નવું ઉપજાવે છે કે બે અર્થોનો ખીચડો કરે છે. અનુકૂળ સંજોગો મળતાં આવા શબ્દાશો કે સંકરશબ્દો ભાષામાં સ્થાન પામે છે. આમા કથાસર્જક કલ્પનાનું બળ કામ કરી રહ્યું હોય તો માત્ર વ્યુત્પત્તિ આગળ ન અટકતાં લોકમાનસ કથાસર્જન સુધી પણ પહોંચી જાય છે.

## ધ્વનિઓની ગરબડ

આથી શબ્દના ધ્વનિદેહમાં થતી ગરબડ કે તેના અર્થમાં ઊભા થતા ગૂંચવાડા પર પણ પ્રકાશ પડે છે. પરભાષાનો વિશિષ્ટ ધ્વનિરચનાવાળો શબ્દ કાને પડતાં આપણે તેને મળતા સ્વભાષાના કોઈ શબ્દ સાથે તેને જોડવા પ્રેરાઈએ છીએ. મુબઈના ઉપનગર **વાંદરા**નું નામકરણ મૂળમાં ગમે તે પરથી થયુ હોય પણ લોકમાનસે તેનો જાણીતા **વાંદરા** સાથે મેળ બેસાડી દીધો છે. **સાન્તાક્રુઝ**ને બદલે **શાન્તાપુરુષ** બોલાતું સાંભળવામા આવ્યુ છે. આમાં પરદેશી અર્થવિહીન લાગતા ધ્વનિસમુદાયને સ્થાને સાર્થ (સાર્થ એ રીતે કે **શાન્તા** શબ્દ ગુજરાતીમાં છે અને **પુરુષ** પણ ગુજરાતીમાં છે) શબ્દોનો સહઉપન્યાસ કરવામાં આવ્યો છે.

## સાદૃશ્યમૂલક ધ્વનિવિકારની લાક્ષણિકતા

એ લક્ષમાં રહે કે આ ઉદાહરણો ધ્વનિસાદૃશ્યના છે. જ્યારે આગળ ટાંકેલાં ઘણાંખરાં રૂપસાદૃશ્યનાં હતાં. રૂપસાદૃશ્યને લીધે અમુક શબ્દ કોઈ વિશિષ્ટ રૂપ માટે પહેલાં અમુક પ્રત્યયો લેતો હોય, પણ પાછળથી તેવા જ રૂપ માટે તેનાથી જુદા પ્રકારના પ્રત્યયો લેતા બીજા શબ્દસમૂહની અસર નીચે પોતાના પ્રત્યયોને બદલે તે શબ્દસમૂહને માટે વપરાતા પ્રત્યયો લેવા માંડે છે. જ્યારે ધ્વનિસાદૃશ્યને લીધે એક શબ્દના ધ્વનિઓમાંથી અમુકને સ્થાને, બીજા શબ્દોના ધ્વનિઓની અસર તળે બીજા જ ધ્વનિ ધૂસી જાય છે.

અને શબ્દના ધ્વનિદેહમાં પલટો થવાનાં કારણોમાં ધ્વનિનિયમો અને સાદૃશ્ય બંને વચ્ચે જે સ્પષ્ટ ભેદ છે તે આ જ છે. ધ્વનિબળોની અસર નીચે થતા ફેરફારોમાં અમુક ધ્વનિની ઉત્તરોત્તર શ્રેણીદ્વારા કાયાપલટ થાય છે— ધ્વનિનો ક્રમબદ્ધ વિકાસ થાય છે; જ્યારે સાદૃશ્યમૂલક ધ્વનિપરિવર્તનમાં અમુક ધ્વનિનું સ્થાન બીજો જુદા પ્રકારનો ધ્વનિ સીધેસીધું જ લઈ લે છે. તેમાં નિયમિત વિકાસ નથી હોતો. તેમાં તો એકને સ્થાને બીજાનો આદેશ ('સબ્સ્ટીટયુશન,' substitution) જ થાય છે. દાખલો લઈએ તો પ્રાચીન ભારતીય-આર્ય સ્વરમધ્યગત અઘોષ સ્પર્શો માધ્યમિક ભારતીય-આર્યમાં લુપ્ત થાય છે, તે અઘોષ સ્પર્શ > ઘોષ સ્પર્શ > ઘર્ષ ('સ્પાયરંટ' spirant) > લોપ—એ ક્રમે જ; પણ સાન્તાક્રુઝ > શાન્તાપુરુષ એમાં જે ક્રુ° ને સ્થાને પુ° આવે છે, તેમા કોઈ અવાન્તર ધ્વનિભૂમિકાઓએ ભાગ ભજવ્યો નથી; ક્રુ° ને સ્થાને સીધેસીધો જ પુ° મુકાયો છે. આથી એ પણ સ્પષ્ટ થશે કે ધ્વનિબળોની અસર નીચે થતા ફેરફારો, તે ધ્વનિ ધરાવતા ભાષાના બધાય શબ્દોને લાગુ પડે છે—એટલે કે આખુંય ધ્વનિતંત્ર તેમનું આલંબન હોય છે; જ્યારે સાદૃશ્યમૂલક ફેરફારો વ્યક્તિગત—અમુક એક શબ્દ પૂરતા જ મર્યાદિત હોય છે.

## ૧ અર્થસંકર

અર્થગૂંચવાડાનાં મૂળ પણ આમાં જ રહેલાં છે. સાદૃશ્યને આધારે અમુક શબ્દમાં મૂળથી ઘટક તરીકે ન હોય તેવા ધ્વનિસમૂહને ઘટક તરીકે કલ્પવામાં આવે, ત્યારે સ્વાભાવિક રીતે જ નવા કલ્પેલા ઘટકોનાં મૂળ અર્થ અને તે શબ્દના મૂળ અર્થ વચ્ચે મેળ બેસારવાના પ્રયત્નમાં, એક અથવા તો બન્ને અર્થવિકાર પામે, તો કોઈ વાર નવા શબ્દો જ ઘડી કાઢવામાં આવે./ विधवा માં वियुक्तिवाचक वि० આદિ ઘટક તરીકે રહેલો છે. એવો ભ્રમ પ્રચલિત થતાં, એ શબ્દ એકાત્મક હોવા છતાં वि+धवा એ રીતે એનો વિભાગ કરવામાં આવ્યો અને મૂળ શબ્દના અર્થને અવલંબીને धव- શબ્દ 'પતિ' એ અર્થમાં નવો ઘડી કાઢવામાં આવ્યો. આની અસર નીચે 'મધુનો વંશજ' તે માધવ (=કૃષ્ણ), આને બદલે माया: धव: "લક્ષ્મીનો પતિ" (='વિષ્ણુ' એટલે પછી 'કૃષ્ણ') તે માધવ એવો વિગ્રહ કરવામાં આવ્યો. असुर- < असु- + उर- ને બદલે નઞર્થક अ- અને सुर- નો બનેલો લાગે એટલે सुर- જેવો નવો શબ્દ જ ઘડાય. वट्- 'વડો', वाटिका, વાડ વાડી વગેરેના મૂળમાં રહેલું √वृ- 'ઘેરવું' નું કોઈ રૂપ वृत-> ભૂલાઈ જતાં

√वद्–'ઘેરવુ' એવો નવો ધાતુ જ કલ્પાય વળી બોલાતી ભાષામા સળંગ વાક્યો જ બોલાતા હોવાથી, ખોટા શબ્દ વિભાગને લીધે અર્થગૂચવાડો ઘણી વાર ઊભો થતો હોય છે, દેશી રાજ્યના એક રાજવી 'જર્મન કાઉન્ટ' ને બદલે 'જર્મનકા ઊંટ' સમજ્યાથી થએલી ધમાલ અહીં ઉદાહરી શકાય.

## સાદૃશ્યનો કાર્યપ્રદેશ

આ પ્રમાણે શબ્દોનો ધ્વનિદેહ અને તેમનુ અર્થનતુંળ, ભાષાનુ વ્યાકરણી બધારણ કે રૂપતત્ર, પ્રાસ, અનુપ્રાસ ને શ્લેષ જેવા શબ્દાલકારો, કહેવતો, લૌકિક વ્યુત્પત્તિ, લોકકથા ને દેવકથા—આટલા વિશાળ ક્ષેત્ર પર સાદૃશ્યનુ તત્ત્વ પોતાની કારીગરી ચલવતું હોય છે; અને એ હકીકત ભાષાશાસ્ત્રમા તેનું સ્થાન પ્રથમ કોટીના અગત્યના તત્ત્વોમા છે એ સ્પષ્ટપણે દેખાડી આપે છે.



# શબ્દોની ચડતીપડતી

*

પ્રાચીન ગુજરાતી સાથે અર્વાચીન ગુજરાતી સરખાવતાં, અથવા તો ગુજરાતી, હિંદી ઇત્યાદિની સાથે અપભ્રંશ, પ્રાકૃત કે સંસ્કૃતની તુલના કરતાં તરત જ જણાઈ આવશે કે અમુક વસ્તુ, ભાવ, ક્રિયા કે સંબંધનો વાચક એક ભૂમિકામાં અમુક શબ્દ હોય છે, જ્યારે પછીની ભૂમિકામાં તે તે વસ્તુ, ભાવ વગેરે વ્યક્ત કરવા, કેટલીક બાબતોમાં તો ધ્વનિપરિવર્તન પામીને પણ એનો એ જ શબ્દ પ્રચારમાં રહેલો હોય છે, પણ બીજી કેટલીક બાબતોમાં જુદો જ શબ્દ વપરાતો થયો હોય છે—જેમ કે સગપણના વાચક સંસ્કૃત मातृ–, भ्रातृ–, भगिनी–, वधू–, श्वशुर–, श्वश्रू–, जामातृ–, श्यालक–, मातृस्वसृ– વગેરે શબ્દો ગુજરાતીમાં **મા, ભા (ભાઈ), બહેન, વહુ, સસરો, સાસુ, જમાઈ, માશી** એ રૂપે જળવાઈ રહ્યા છે, તો બીજા पितृ–, पितामह–, पितृव्य–, मातुल–, पुत्र–, पितृस्वसृ– એ શબ્દોનું સ્થાન ગુજરાતીમાં **બાપા, દાદા, કાકા, મામા, દીકરો કે છોકરો, ફઈ** એમણે લીધું છે.

**મોઢો** (मुख–), **કાન** (कर्ण–), **આંખ** (अक्षि–), **જીભ** (जिह्वा), **દાંત** (दन्त–), **હોઠ** (ओष्ठ–), **હાથ** (हस्त–), **આંગળી** (अङ्गुलि), **અંગુઠો** (अङ्गुष्ठ–) સંસ્કૃત સંજ્ઞાઓને જ ધ્વનિભેદે જાળવી રાખે છે, પણ **નાક, ગાલ, લમણો, ડાળો, જડબું, હડપચી, અગાળુ, ડાક, વાંસો, ખભો, પહોંચો, કાંડું, ઘૂંટણ** કે **ગોઠણ, પગ** એ નવતર સંજ્ઞાઓ છે. પ્રાણીઓનાં નામ લઈએ તો **ગાય** (गो–), **ભેંસ** (महिषी), **હાથી** (हस्तिन्–), **વાંદરો** (वानर–), **વાઘ** (व्याघ्र–), **કાગડો** (काक–), **પારેવું** (पारावत–), **મોર** (मयूर–), **ગીધ** (गृध्र–) એ સ્વરૂપફેરે સંસ્કૃતમાં પ્રચલિત હતા તે જ શબ્દો છે, જ્યારે **બકરું, કૂતરું, ઘોડો, બળદ,**

પેટું, પેપટ, ચકલી, કાબર, ઢેલ એ શબ્દો નવા પ્રવેશેલા છે. વાંકું સં. વક્ર–ને રજૂ કરે છે, પણ સંસ્કૃત ऋजु–નું સ્થાન સીધું, પાંસરું, પાધરું એ શબ્દોએ લીધું છે. હિંદી બાયા, દાહિનામાં સંસ્કૃત વામ– અને દક્ષિણ– સંચવાઈ રહ્યા છે, પણ ગુજરાતીએ ડાબું, ને જમણું એ જુદા જ શબ્દો અપનાવ્યા છે. શબ્દકોશના અનેક ક્ષેત્રોમાંથી આવાં મૂળની જાળવણી કે પ્રચાર–લોપનાં ઉદાહરણો ટાંકી શકાય. અને કોઈ પણ ભાષાની બે પૂર્વોત્તર ભૂમિકાની તુલના ભાષાના અભિધાનકોશમાં થતા રહેતા પરિવર્તનની સાક્ષી બની શકશે.

## પરિવર્તનનાં કારણોની તપાસ

આવી તુલનાથી સુચવાતો પ્રશ્ન, અભિધેય એકનુ એક રહેવા છતાં અભિધાન કેમ ફરી જાય છે—આ ઘટના પાછળ કયાં બળો, કયા કારણો પ્રવર્તી રહ્યાં છે એની વિચારણા, ખૂબ રસપ્રદ નીવડે છે. આમાં, શબ્દોની કાયાપલટ કેમ થાય છે (भगिनी બ્હેન), કે તેમનો અર્થ કેમ બદલાઈ જાય છે (वाहन – વહાણ) એની તપાસ ઉદ્દિષ્ટ નથી. એ તો જાણીતાં ધ્વનિલક્ષણો ને અર્થપરિવર્તનના નિયમોને આધારે સમજાવી શકાય. પણ મૂળનો શબ્દ કોઇ પણ રૂપે જળવાઈ ન રહેતાં તેનુ સ્થાન તેનાથી સાવ જુદો જ શબ્દ (સં. उदर–પ્રા. उअर–ને સ્થાને ગુજ. પેટ, મરાઠી પોટ) શા માટે લે છે એ આ પ્રશ્નનો વિષય છે અને એની ટૂંકી ચર્ચા જ અત્રે પ્રસ્તુત છે.

## તપાસની મર્યાદાઓ

ઉપરાંત, ભારતીય ભાષાઓને આધારે જ એવી ટૂંક ચર્ચા કરતા તે પરત્વે એકબે મર્યાદાઓ સ્વીકારવી અનિવાર્ય થઈ પડે છે. ભારતીય ભાષાઓને અનુલક્ષીને ઉક્ત પ્રકારની કોઈ વ્યવસ્થિત ચર્ચા થઈ હોવાનુ મારા ધ્યાનમાં નથી. આથી પ્રથમ પ્રયાસ કરનારને નડતી પ્રતિકૂળતાઓના અંગેની મર્યાદા તે પહેલી. બીજી મર્યાદા તે એ કે આપણે ત્યાં શુદ્ધ આલોચનાત્મક પદ્ધતિએ સંપાદિત થયેલા પ્રાચીન ગ્રંથો આંગળીને વેઢે ગણાય તેટલા, પરિણામે શતાબ્દીવાર કે ભૂમિકાવાર શબ્દકોશોનો કે ઐતિહાસિક દૃષ્ટિએ ભાષાન્વેષણમાં ઉપકારક થઈ પડે તેવા શબ્દકોશો (ફીલોલોજીકલ ડીક્ષનરીઝ, philological dictionaries)નો અભાવ, આવા સાધનના અભાવે કોઈકોઈક શબ્દોનો જ સળંગ જેવો ઇતિહાસ આપણને મુકાબલે સુલભ હોય, આને લઈને અમુક શબ્દના પ્રયોગલોપ પાછળ કયા ચોક્કસ બળો કામ કરી રહ્યાં છે તેનો નિર્ણય કરવો કોઈક જ વાર શક્ય; ને એટલે અમુક પરિવર્તક બળની પ્રવૃત્તિ દેખાડવા માટે ઉચિત ને પૂરતી સંખ્યામાં ઉદાહરણો

મળવાં મુશ્કેલ; આ કારણમાલા દ્વારા, હાથ પરના વિષયની ચર્ચાના સંબંધમાં પહેલી બીજી મર્યાદા નિર્દિષ્ટ થાય છે. એટલે પ્રસ્તુત પ્રયાસ મૂલવતાં આ બે મર્યાદાઓ ધ્યાનમાં લેવાશે એવી આશા છે

## સામાજિક પરિવર્તનની અસર

### (क) પરભાષાની અસર

ભાષા એક સ્વતંત્રપણે અસ્તિત્વ ધરાવતી—'અનન્યપરતંત્ર' ઘટના નથી વ્યક્તિનું ચિત્તતંત્ર અને આસપાસનો સમાજ એ તેના આલંબન છે.' એટલે આ આલંબનોમાં થતું પરિવર્તન સ્વાભાવિક રીતે જ ભાષામાં પણ પ્રતિબિંબિત થાય. નવી સંસ્કૃતિ કે નવા લોકોના સંપર્કમાં આવવાનું બને ત્યારે તે સંસ્કૃતિ જેટલા અંશે ચઢિયાતી લાગે ને તે લોકો જેટલા પ્રમાણમાં રાજકીય અને ધાર્મિક અગત્ય ધરાવતા હોય તેટલે અંશે ને તેટલા પ્રમાણમાં ભાષામાં શબ્દોનો પ્રવેશ-નિકાલ થાય છે. આ રીતે ૧૨મી સદીથી મુસ્લિમ અસર નીચે રાજ્યશાસન અને ધારાશાસ્ત્રને લગતી ફારસી-અરબી સંજ્ઞાઓનું તત્કાલીન ઉત્તર ભારતીય ભાષાઓમાં ભરણું થયું ને તે વિષયોને લગતી સંસ્કૃતમૂલક સંજ્ઞાઓ પ્રચારમાંથી નીકળી જવા લાગી—કેટલીક બાબતમાં જૂનો ને નવતર બંને શબ્દો સાથે વપરાવા લાગ્યા. પણ ફારસીની રાજ્યપ્રતિષ્ઠા, આજે અંગ્રેજીની છે તેથી એક માત્રા વધે તેટલી હોવાથી ને બીજા ઐતિહાસિક સંજોગો અનુકૂળ હોવાથી, તેનો વ્યવહાર ને અભ્યાસ વધારે ને વધારે પ્રમાણમાં થતો ગયો પરિણામે કેટલાક સાવ સામાન્ય વપરાશના—દેશભાષાઓના હાર્દ કે વ્યક્તિત્વ સાથે નિકટનો સંબંધ ધરાવતા—શબ્દોને પણ હાંકી કાઢી ફારસી-અરબી શબ્દોએ તેમનું સ્થાન લઈ લીધું. ગુજરાતીમાં પ્રવેશેલા આવા થોકબંધ ફારસી-અરબી શબ્દોમાંથી ઉદાહરણ લેખે નીચેના આપી શકાય (એ જ અર્થનો વાચક સંસ્કૃતભવ શબ્દ પણ સાથેસાથે—ચાલુ હોય ત્યાં બાજુમાં કૌંસમાં મૂક્યો છે.)

નરદ, બાજુ (પાસ), જુદું (નોખું, અલગ, અળગું), અંદર (માહિ, મોઝાર, ભીતર) ખાસ, નક્કી, જરૂર, બાકી, બાદ, જરા (થોડું), ખૂબ (ઘણું, ઝાઝું), સિવાય (વિણ, વણ), તૈયાર, રોજ, હમેશા, કાયમ જલદી (ઉતાવળે), બરાબર (ઠીક), ફક્ત (માત્ર), સાફ, ગંદું (મેલું), સહેલું, અસલ (જૂનું), બિચારો, ચાલાક, ગરમ (ઊનું), ગરીબ, મજૂર, મોટી [illegible], મહેનત, દાણો, માલ, બજાર, કીંમત, ઉંમર,

બહાનું, નગારૂ, રસ્તો, મોરી, ડાયરો, કુદરત, દરિયો, મહિનો, ગપ, બગલ, વખત (સમો, કાળ, વેળ, વાર), ચીજ, જણસ, જગ્યા (ઠેકાણું).

ફારસી–અરબી શબ્દોનાં ઉદાહરણો જેવાં જ **ફીરંગી** (પોર્ચ્યુગીઝ) ભાષાની અસરનાં કેટલાંક, અને અંગ્રેજીની અસરનાં તો ઢગલાબંધ ઉદાહરણો ટાંકી શકાય. પણ એ વિષય સ્વતંત્ર પ્રયાસ માંગી લે તેટલો વિસ્તૃત હોવાથી અહીં એકાદ બાબત પૂરતો ઉલ્લેખ કરવા સિવાય કશું વધારે કહી શકાય તેમ નથી. શહેરમાં વસતા ઘણાયે કેળવાયેલા શ્રીમંત કુટુંબોમાં **બા, બાપુજી** ને બદલે **મમ્મા, પપ્પા** સામાન્યપણે વપરાતા થઈ ગયા છે. તેમ જ નાના બાળક માટે **બચ્ચુ–બચલી, બબલો–બબલી, બકુડો–બકુડી** વગેરેને ઠેકાણે **બાબો** અને **બેબી** (મૂળ અંગ્રેજી baby ઉભયલિંગ પણ ગુજરાતીમાં ઇકારાન્ત સ્ત્રીલિંગ નામોની અસર નીચે **બેબી**=છોકરી) પ્રચલિત થયા છે. આમાં શાસક પ્રજાની સંસ્કૃતિ અત્રત્ય સંસ્કૃતિ કરતાં ઘણી બાબતોમાં ચડિયાતી લાગતાં તેની રહેણીકરણી ને ભાષાનાં અનુકરણનો આપણે ત્યાં જે જુવાળ આવેલો તેની નીચે **બા, બાપુજી, બચલી** વગેરે સામાન્ય, **મમ્મા, પપ્પા, બેબી** વધારે શિષ્ટતા ને સંસ્કારના પમરાટવાળા લાગતાં તે ચલણી થયા, ને અંગ્રેજી શિક્ષણ પામેલાની વાતચીતમાં '**આ મારાં વાઈફ છે,' 'હજબંડ છે,' 'મધર' છે,' 'ફાધર'** છે વગેરે સાધારણપણે સાંભળવા મળે છે. પણ રાષ્ટ્રીયતાના જુવાળની અસર નીચે આવા બધા શબ્દો એકાદ દસકામાં ભાષાનિકાલ થાય તો નવાઈ નહીં. ફેશન ને શિષ્ટ રહેણીકરણીનાં ધોરણ બદલાવા સાથે જ શબ્દજગતમાં મોટી ઉથલપાથલ મચી રહે છે.

પણ આવા સીધા શબ્દો ઉપાડવા ઉપરાંત એક બીજી પરોક્ષ રીતે પણ પરાયી ભાષા કે સંસ્કૃતિની અસર પડતી હોય છે. નવતર વિચારોના વાચક જે શબ્દો પરભાષામાં હોય તેમને મળતું આપણી ભાષામાં કશું ન હોય એટલે નવા શબ્દ ઘડાઈને (કે જૂના શબ્દો સાવ નવા જ અર્થમાં) ભાષામાં લેખકવર્ગ કે વિદ્વદ્વર્ગ તરફથી પ્રચલિત કરવામાં આવે છે. પારિભાષિક શબ્દોને બાદ રાખીએ તોપણ **અસ્મિતા** ('કોંશ્યસ્નેસ'), **પ્રાધ્યાપક** ('પ્રોફેસર'), **પરિપત્ર** ('સર્ક્યુલર'), **સંસ્કૃતિ, સમાજ**, વગેરે અનેક આપણે ત્યાં પશ્ચિમના સંપર્ક પછી પ્રચારમાં આવ્યા છે. અને આ દિશામાં પ્રયોગો ચાલુ છે તે **ખેડાણ–કામ**[1] ('સ્પેડવર્ક'), **કેશવિચ્છેદ**[2] ('હેર–સ્પ્લીટીંગ'),

---

૧. અનંતરાય રાવળ, ગુજરાત સાહિત્ય સભાની ૧૯૪૭–૪૮ની કાર્યવહી, સુડતાળીસનું પ્રશસ્ય વાઙ્મય, પા. ૭૮

૨. વિશ્વનાથ ભટ્ટ, વિવેચનમુકુર, પા. ૨૫૯. 'દેશવિચ્છેદ જેવી ઝીણવટ',

દિવસક્રમ[૭] ('ઓર્ડર ઓવ ધ ડે'),ધૂળમુક્કા ('ડ્રાય એગ ડસ્ટ'), વિજયરાયનો વાસરિકા ('ડાયરી'), ઠાકોરના દિનકી ('ડાયરી'), દ્યથ ('આપુઢીયા') ફિરકિકા (રેડિયો-રીચર), વગેરે વગેરે.

[ઘ] પ્રાંતિક બોલીઓની અસર

પણ એ ભાષા સંપર્કના પ્રભાવની વાત કરતાં કરતાં જ આપણે એક જ ભાષાના પેટાભેદો—બોલીભેદોની શબ્દોના ભાગ્ય પર પડતી મંગળ-અમંગળ છાયાની વાત પર આવી લાગ્યા. ભાષાના શિષ્ટમાન્ય શિક્ષિત વર્ગમાં પ્રચલિત સ્વરૂપ અને અશિક્ષિત વર્ગમાં પ્રચલિત સ્વરૂપની પરસ્પરના શબ્દકોશ પર થતી અસર પાછળ કામ કરી રહેલા બળો તત્ત્વત: એક જ છે. અત્યારે આપણી સાહિત્યની ભાષામાં ફારસી મૂળના શબ્દો બને તેટલા ઓછા વાપરવાનું વલણ, ત્રણચાર દાયકા પહેલાં કેટલાંક ગુજરાતી સાહિત્યકારોમાં પ્રિય બનેલી સંસ્કૃતપ્રચુર શૈલી, ગાંધીજી અને ગુજરાત વિદ્યાપીઠની અસર નીચે, સરળતા અને લોકભોગ્યતા સાહિત્યનો ઊંચો ગુણ ગણાતાં સાદા, તળપદા શબ્દોને પ્રથમ પસંદગી આપવાનું વલણ વગેરે, શિષ્ટતાનું ધોરણ ફરતાં શબ્દોના ચલણમાં થતાં પરિવર્તનનો ખ્યાલ આપે છે. **માસ્તર** ને બદલે **શિક્ષક**, **ભણવું** ને બદલે **અભ્યાસ કરવો**, **શેવું** ને બદલે **રડવું**, **નિશાળ** ને બદલે **શાળા**, **ભણતર** ને બદલે **કેળવણી** વપરાવા લાગ્યા છે તે આ અમુક પ્રાંતની ભાષા શિષ્ટ ભેદોના ગણાતાં, તે જ ભાવને વ્યક્ત કરતા બીજા પ્રાંતિક શબ્દોનું સ્થાન લેતા હોવાનાં ઉદાહરણ છે. **ઝોળી-થેલી**, **કળશો-લોટો**, **માંડવી-શીંગ**, **શેવું-રડવું** વગેરે પણ ટાંકી શકાય. કેળવણીનું પ્રમાણ વધતાં કેટલાક પ્રાંતિક શબ્દો અદશ્ય થઈ જવાની શકયતા છે.

[ગ] નિષિદ્ધ ('ટેબૂ' taboo) શબ્દો

કેટલીક ક્રિયાઓ, વસ્તુઓ ને બનાવોનું સ્વરૂપ જ અશિષ્ટ, અશ્લીલ કે સૂગવાળું ને તેમનો ઉલ્લેખ નિષિદ્ધ ગણાય છે. એટલે તે તે ભાવોના વાચક શબ્દો બીજા ભાવોના વાચક શબ્દોની સરખામણીમાં જલદી વપરાશમાંથી બાતલ થાય છે. મળમૂત્રના વાચક શબ્દો કે મળમૂત્રના ત્યાગની ક્રિયાના વાચક

---

૭. વિ. ક. વૈદ્ય, સાહિત્યદર્શન, પા. ૧૧૬ 'અને પ્રક્ષોભણો જ જ્યારે દિવસક્રમ બને;' પા. ૨૮૧ 'ધૂળમુક્કા પંડિતભાઈઓ;' અને પા ૧૪૩ 'દૈવી અસંતોષ' ('ડીવાઇન ડીસ્કન્ટેંટ') ને પ્રયોગ.

શબ્દો પ્રાંતે પ્રાંતે જુદાજુદા અને ભૂમિકાએ ભૂમિકાએ બદલાતા હોવાનું જોઈ શકાય છે. મરણ અમંગળ ગણાતું હોવાથી 'મરણ પામવું' એ ભાવ સૂચવવા ભાતભાતના શબ્દો વપરાય છે. અને આમાંથી કેટલાક ચાટૂક્તિ—'યુફેમીજમ' euphemism—એટલે કે શબ્દનિષેધનું શિષ્ટ કે સંસ્કારી સ્વરૂપ—નાં ઉદાહરણ પણ પૂરાં પાડે છે, જેમ કે **ગુજરી ગયા, સ્વર્ગસ્થ, કૈલાસવાસી** કે **લીલે વસ્તર થયા, સ્વધામ પહોંચ્યા, શ્રીચરણ પામ્યા, ગૌલોક પામ્યા,** અને ધાર્મિકતા ઘટતી જતાં : **વિદેહ થયા, ગત થયા** વગેરે. તેજ રીતે **વિધવાને** બદલે **ગંગાસ્વરૂપ, આંધળું**ને બદલે **પ્રજ્ઞાચક્ષુ**. **સાપના** ભયને લીધે તેનું નામ લેવું પણ નિષિદ્ધ ગણાતાં ગામડામાં રાત્રે સાપ નીકળે ત્યારે તેનો ઉલ્લેખ **મોટો જીવ** એ શબ્દ વાપરીને કરાય છે. પ્રાકૃતમાં 'રીંછ'ના વાચક સંસ્કૃત ऋक्षमांથી આવેલા अच्छ– શબ્દ ઉપરાંત પ્રાકૃતમાં भल्ल– શબ્દ પણ છે. વ્યુત્પત્તિની દૃષ્ટિએ भल्लનો સંબંધ भद्र– સાથે છે. એટલે **સાપને મોટો જીવ** કહેવામાં જે ચાટૂક્તિ રહેલી છે તે જ **'રીંછ'** ને **'ભદ્ર'** કહેવા પાછળ રહેલી છે. અપભ્રંશ दूणाम (=दुर्नाम 'દુષ્ટ નામ વાળી') 'ડાકણ' સહેજ જુદા પ્રકારનું ઉદાહરણ છે. રોગ અને શારીરિક ખોડનો પણ અમંગળમાં સમાવેશ થાય છે. આ જ કારણે **તાવ આવ્યો** ને બદલે **કળતર આવ્યું** કે **તોતડો** છે ને બદલે **જીભ ઝલાય** છે વપરાય છે, અને **તોતળું, તોતડું, બોડું, ગૂંગુ, બોબડું, ફાંગું, ફેરું, લૂલું, લંગડું, ટાંગ્ય, ઠુંઠું, બાંડું, બૂચું, ચીબું, બોખું, ટાલિયું, બોડકું, બૂંઠું, ઠીંગણું** વગેરે મોટે ભાગે દેશ્ય મૂળના શબ્દો અર્વાચીન ભાષાઓમાં પ્રચલિત થયા છે તે, શારીરિક ખોડને પ્રચલિત કરતાં જુદા શબ્દથી વ્યક્ત કરવાના વલણને આભારી હોય એ સંભવિત છે; જો કે આ વિધાન ખાતરીથી તો જ કરી શકાય જો આ શબ્દોનો સળંગ ઇતિહાસ આપણી જાણમાં આવે. પણ આની પાછળ જે સિદ્ધાંત કામ કરી રહ્યો છે તે એ કે અશિષ્ટ કે આઘાતજનક લાગતા શબ્દ પરભાષામાંથી લઈ વાપરતાં એ આઘાત કે અશિષ્ટતાની લાગણી ઓછી થાય છે. એટલે જ આપણે **પ્રેગ્નંસી** (pregnancy) **ડીલીવરી** (delivery) **પીરીયડ્ઝ** (periods) **મંથલી કોર્સ** (monthly course) (એ પણ વધારે પડતું 'ઉઘાડું' લાગતાં 'એમ. સી'.), **સાયકલ** (cycle) વગેરે વપરાતા જોઈએ છીએ. શહેરી જનતા **ઘાઘરો** શબ્દ ગ્રામ્ય ગણે છે, ને **ચણિયો** વાપરે છે. બંનેમાં વધારે જૂનો પહેલો છે, કેમકે હેમચંદ્ર પોતાના દેશીકોશમાં घग्घर શબ્દ जघनवस्त्रभेदના અર્થમાં નોંધે છે, ને હિંદીમાં **ઘઘરા** શબ્દ છે, જ્યારે

ઘસારાને લીધે કોઈવાર મૂળે અંશતઃ જુદા ધ્વનિ ધરાવતા શબ્દો તદ્દન સરખા ધ્વનિદેહવાળા બની રહે—સમાનધ્વનિતા (કે સધ્વનિતા, હોમોફોની, homophony) પરિણમે. આ શબ્દોના અર્થ એવા પ્રકારના હોય કે આથી અમુક સંદર્ભમાં બેમાંથી કયો શબ્દ વપરાયો છે તે નક્કી કરવામાં કઠિનતા લાગે તો તેમાંથી એક શબ્દને તેના પર્યાય માટે સ્થાન ખાલી કરવુ પડે. અનુમાને દાખલો આપીએ તો વદન અને વચન બંને પ્રાકૃતમાં વયણ રૂપે આવીને રહે છે. પછી બંનેનું વેણ થતાં, પ્રાકૃત—અપભ્રંશને ન નડી તે અર્થબોધની મુશ્કેલી પછીની ભૂમિકામાં જણાતાં, 'વચન' અર્થમાં વેણ ચાલુ રહ્યો, પણ 'વદન' અર્થ માટે મુખમાથી આવેલો **મ્હોં** જ પ્રચલિત થયો. પણ આ કહું છું તે ઉદાહરણ પૂરતું જ. બાકી તો વચન, વદન ને મુખના પ્રચારનું પ્રમાણ, પ્રાકૃતમાં **વેણ** ને **મોઢું** એ ભાવના વાચક સામાન્ય પ્રચારમા હોય તેવા બીજા કયા કયા શબ્દો હતા, પછીની ભૂમિકામાં પણ આવા કયા શબ્દો હતા, તેમના વપરાશની મર્યાદાઓ કશી હતી કે નહિ, બીજી સહજન્ય ભાષાઓમાં આ અર્થના વાચક કયા શબ્દો ચલણી થયા છે વગેરે હકીકતો આપણી સમક્ષ હોય તો જ આ વિશે કશું નિર્ણયાત્મક કહી શકાય.

(क) ધ્વનિમૂલક પરિવર્તન—શબ્દસંક્ષેપ

ધ્વનિમૂલક ફેરફારો અનેક પ્રકારના હોય છે. ઉપર આપણે ક્રમિક ધ્વનિપરિવર્તનની વાત કરી. બીજો એક પ્રકાર ખંડિત કે સંક્ષિપ્ત શબ્દોનો છે. કોઈ સામાન્યપણે વપરાતો શબ્દ વધારે પડતો લાંબો લાગતાં તેના એકદેશનો જ વ્યવહાર થાય છે. **ટેલીફોન** ને બદલે **ફોન** કે **યુનીવર્સીટીને** બદલે **વર્સીટી** વગેરે જાણીતા છે. એ રીતે જ **સગડી** નિષ્પન્ન થયો લાગે છે. સંસ્કૃતમાં अगारधानी ને अगारपात्री 'સગડી'ના અર્થમાં છે. તે ઉપરાંત अगारशकटिका 'પૈડાવાળી સગડી'ના અર્થમાં નોંધાયેલ છે. જાણીતી સંજ્ઞા હોવાને લીધે अगारशकटिका એવું લાંબુંલાંબું બોલવાને બદલે ખાલી शकटिका વ્યવહૃત થતું હોય. એમાંથી सगडिआ ને **સગડી**. સમસ્ત શબ્દનુ સ્થાન તેનો એક અવયવ લઈ લે કે તે પ્રમાણે વિશેષ્યનુ સ્થાન વિશેષણ લઈ લે તેવું કેટલીક વાર બને છે. चोक्षा व्रीहय. કે शालय 'ફોતરા, કાઢેલી—છડેલી શાળ' એ પ્રયોગમાં चोक्ष શબ્દ 'સાફ કરેલ, ચોકખું કરેલું' અર્થમાં છે. પણ પછી चोक्षा. છૂટો જ 'છડેલી ડાંગર'ના અર્થમાં ચાલુ થયો, એટલે ગુજરાતીમાં **ચોખા**, તેવી જ રીતે खण्डशर्करा ને બદલે खण्डा પ્રચલિત થતાં તેમાથી ગુજરાતી **ખાંડ** નિષ્પન્ન થયો, સાથે સાથે અર્થગરબડ પણ થઈ ગઈ. મૂળ क्वथिता पेया 'ઉકાળેલી રાબ' માથી क्वथिता અવશિષ્ટ રહ્યો, તેમાંથી **કઢી**.

**ચરણિયો** ચરણ+ઇયો એમ નવા ઘડતરના **ચરણિયો**='ચરણ પર પહેરાતું વસ્ત્ર' પરથી આવેલો છે.

## બોલનારના ચિત્તમાં થતા પરિવર્તનની અસર

અહીં સુધી આપણે ભાષાના એક આલંબન સમાજમાં થતાં પરિવર્તનોને લઈને પરિણમતા શબ્દોના અસ્તોદયનો કાંઈક પરિચય મેળવ્યો. આ વિષયમાં ભાષાના બીજા આલંબન બોલનારના ચિત્તંત્રનો કેટલો ફાળો છે તે હવે તપાસીએ.

આ જાતની અસર બે પ્રકારના પરિવર્તનને અવલંબીને થાય છે. શબ્દના ધ્વનિદેહમાં થતા કેટલાક ફેરફારને લીધે તે શબ્દ વપરાશમાંથી નીકળી જવાની પરિસ્થિતિ ઊભી થાય છે, અથવા શબ્દનો અર્થ પલટાવાથી તેના મૂળના અર્થના વાચક તરીકે નવી સંજ્ઞાનો ઉદય થાય છે.

### (क) ધ્વનિમૂલક પરિવર્તનની અસર—ક્રમિક ધ્વનિપરિવર્તન

ભાષાધ્વનિઓમાં સૂક્ષ્મ પરિવર્તન સતત થતું રહે છે. આથી શબ્દનો ધ્વનિદેહ ક્રમેક્રમે ઘસાતો જાય છે. કેટલીક વાર એવું બને કે ઘસાતાં ઘસાતાં શબ્દનો એટલો ટૂંકો કે અસ્પષ્ટાકૃતિ અંશ અવશિષ્ટ રહ્યો હોય કે બોલનારને નવો શબ્દ અપનાવવાની ફરજ પડે. સંભવ છે કે उदकનું પ્રાકૃતમાં उअअ થયું ને પછી તેનું उउँ કે એવું કોઈક સ્વરૂપ થવા જાય, જે ઉચ્ચારણની દૃષ્ટિએ કઠિન વાક્યસંદર્ભમાં દુર્બોધ જણાતાં લુપ્ત થઈ, पानीय=પાણી ને સ્થાન મળ્યું હોય. જો કે ભાષા અતિસંક્ષેપના નિવારણ માટેયે ઉપાય યોજતી હોય છે. અપભ્રંશ-સમયથી છૂટે હાથે વપરાતા થયેલા -ड, ल વગેરે સ્વાર્થિક પ્રત્યયો ધ્વનિઘસારાથી ખૂબ ટૂંકા—એકાક્ષરી જેવા થઈ ગયેલા શબ્દોના ધ્વનિદેહનો વિસ્તાર સાધી આપવાનું કામ કરે છે. मुख પરથી મ્હો કે મોં થયું. પણ સાથે ड- ભળી સધાયેલું મોઢું પણ વપરાતું થયું. शुकનું સૂ- થઈને ઊભું રહે એવી ભીતિ ઊભી થતાં -डउ તેને લાગી ગયો ને અક્ષરમૂલ્યે મૂળ જેટલો જ સૂડો સિદ્ધ થયો. स्तोकનું थो- થતાંમાં જ, -डउ ભળી થોડું થયો. આનો અર્થ એ નથી કે ગુજરાતી એકાક્ષરી શબ્દો નથી સહેતી; માત્ર એક સ્વરની મૂડી હોય એવા પણ ઘણા શબ્દો ગુજરાતીને જાણીતા છે. પણ જે શબ્દો એકાક્ષરી બનતાં દુર્બોધતાની કે ઉચ્ચારણને લગતી કશી મુશ્કેલી ઊભી થવાની શકયતા હોય તેવા શબ્દો કાંતો વપરાશમાંથી ખરી પડે અથવા તો નવી ધ્વનિસામગ્રી આત્મસાત્ કરી પુષ્ટ બને. અહીં ટાંકેલાં ઉદાહરણો અટકળિયાં સમજવાનાં છે.

ઘસારાને લીધે કોઈવાર મૂળે અંશતઃ જુદા ધ્વનિ ધરાવતા શબ્દો તદ્દન સરખા ધ્વનિદેહવાળા બની રહે—સમાનધ્વનિતા (કે સધ્વનિતા, હોમોફોની, homophony) પરિણમે. આ શબ્દોના અર્થ એવા પ્રકારના હોય કે આથી અમુક સંદર્ભમાં બેમાંથી કયો શબ્દ વપરાયો છે તે નક્કી કરવામાં કઠિનતા લાગે તો તેમાંથી એક શબ્દને તેના પર્યાય માટે સ્થાન ખાલી કરવું પડે. અનુમાને દાખલો આપીએ તો वदन અને वचन બંને પ્રાકૃતમાં वयण રૂપે આવીને રહે છે. પછી બંનેનુ વેણ થતા, પ્રાકૃત—અપભ્રંશને ન નડી તે અર્થબોધની મુશ્કેલી પછીની ભૂમિકામાં જણાતાં, 'વચન' અર્થમાં વેણ ચાલુ રહ્યો, પણ 'વદન' અર્થ માટે મુખમાથી આવેલો **મ્હોં** જ પ્રચલિત થયો. પણ આ કહું છું તે ઉદાહરણ પૂરતું જ. બાકી તો વચન, વદન ને મુખના પ્રચારનું પ્રમાણ, પ્રાકૃતમાં **વેણ** ને **મોઢું** એ ભાવના વાચક સામાન્ય પ્રચારમાં હોય તેવા બીજા કયા કયા શબ્દો હતા, પછીની ભૂમિકામાં પણ આવા કયા શબ્દો હતા, તેમના વપરાશની મર્યાદાઓ કશી હતી કે નહિ, બીજી સહજન્ય ભાષાઓમાં આ અર્થના વાચક કયા શબ્દો ચલણી થયા છે વગેરે હકીકતો આપણી સમક્ષ હોય તો જ આ વિશે કશું નિર્ણયાત્મક કહી શકાય.

### (क) ધ્વનિમૂલક પરિવર્તન—શબ્દસંક્ષેપ

ધ્વનિમૂલક ફેરફારો અનેક પ્રકારના હોય છે. ઉપર આપણે ક્રમિક ધ્વનિપરિવર્તનની વાત કરી. બીજો એક પ્રકાર ખંડિત કે સંક્ષિપ્ત શબ્દોનો છે. કોઈ સામાન્યપણે વપરાતો શબ્દ વધારે પડતો લાંબો લાગતાં તેના એકદેશનો જ વ્યવહાર થાય છે. **ટેલીફોન** ને બદલે **ફોન** કે **યુનીવર્સીટીને** બદલે **વર્સીટી** વગેરે જાણીતા છે. એ રીતે જ **સગડી** નિષ્પન્ન થયો લાગે છે. સંસ્કૃતમાં अगारधानी ને अगारपात्री 'સગડી'ના અર્થમાં છે. તે ઉપરાંત अगारशकटिका 'પૈડાંવાળી સગડી'ના અર્થમાં નોંધાયેલો છે. જાણીતી સંજ્ઞા હોવાને લીધે अगारशकटिका એવું લાંબુંલાંબું બોલવાને બદલે ખાલી शकटिका વ્યવહૃત થતું હોય. એમાંથી सगडिआ ને **સગડી**. સમસ્ત શબ્દનુ સ્થાન તેનો એક અવયવ લઈ લે કે તે પ્રમાણે વિશેષ્યનું સ્થાન વિશેષણ લઈ લે તેવું કેટલીક વાર બને છે. चोक्षा व्रीहयः કે शालय 'ફોતરા કાઢેલી—છડેલી શાળ' એ પ્રયોગમાં चोक्ष શબ્દ 'સાફ કરેલુ, ચોકખું કરેલું' અર્થમાં છે. પણ પછી चोक्षा. છૂટો જ 'છડેલી ડાંગર'ના અર્થમાં ચાલુ થયો, એટલે ગુજરાતીમાં **ચોખા.** તેવી જ રીતે खण्डशर्करा ને બદલે खण्डा પ્રચલિત થતા તેમાથી ગુજરાતી **ખાંડ** નિષ્પન્ન થયો, સાથે સાથે અર્થગરબડ પણ થઈ ગઈ. મૂળ क्वथिता पेया 'ઉકાળેલી ગર્ભ' માથી क्वथिता અવશિષ્ટ રહ્યો, તેમાંથી **કઢી.**

સાસરું (श्वाशुरकम्+गृहम्) પણ આવું જ. વિશેષ માટે આ સંગ્રહનો 'સંક્ષેપની પ્રક્રિયા' એ લેખ જુઓ.

(ઘ) સાદશ્યમૂલક પરિવર્તન

ભાષામાં ધ્વનિમૂલક પરિવર્તનો જેટલું જ અગત્યનું સ્થાન સાદશ્યમૂલક પરિવર્તનોનું છે. અને સાદશ્યબળનો પણ શબ્દભંડોળ પર ઘણો પ્રભાવ પડે છે. અમુક સમાન અર્થના કે ધ્વનિના બંધનથી બંધાયેલ શબ્દજૂથની તેની સાથે સંબદ્ધ ધ્વનિજૂથ પર અસર થતી હોય છે, તેમ એક જૂથના મોટા ભાગના શબ્દોમાં જે ફેરફારે પગપેસારો કર્યો હોય તે, તે જૂથના બાકીના શબ્દો કોઈ કારણે એ ફેરફારની અસરમાંથી બચી ગયા હોય તો તેમને પણ, વખત જતાં આવરી લે છે. તિથિના નામ प्रतिपद्, द्वितीया, तृतीया વગેરે પડવો, બીજ, ત્રીજ વગેરે રૂપે ગુજરાતીમાં ઊતરી આવ્યાં, પણ એક, બે, ત્રણ, ચાર, પાંચ; એકડો, બગડો, ત્રગડો, ચોગડો, પાંચડો; એકવડું, બેવડું, ત્રેવડું વગેરેની સરખામણીમાં પડવો ક્રમભંગ કરતો લાગે છે, એટલે નવો એકમ શબ્દ અસ્તિત્વમાં આવ્યો.

(ગ) અર્થમૂલક પરિવર્તનની અસર—વિશિષ્ટનો વ્યાપક પ્રયોગ

સં. प्र–वीणનો મૂળ અર્થ 'વીણા વગાડવામાં કુશળ', પણ પછીથી સામાન્યપણે 'કુશળ'ના અર્થમાં તે વપરાતો થયો. આ સં. कुश–लનો પણ મૂળ અર્થ તો 'કુશ ઘાસ તોડવામાં નિષ્ણાત' છે, અને निष्णात નો પણ એવો જ ઇતિહાસ છે. બુદ્ધની મૂર્તિ ઉપરથી ફારસીમાં બુત સામાન્ય રીતે 'મૂર્તિ'નો વાચક થયો છે. કાદંબરી બાણભટ્ટની જાણીતી ગદ્યકૃતિ પરથી સામાન્ય અર્થમાં 'નવલકથા' માટે મરાઠી વગેરેમાં પ્રચલિત થયો છે. પ્રાચીન ગુજરાતી–રાજસ્થાનીમાં કેકાણ શબ્દ 'યુદ્ધનો ઘોડો' કે 'ઘોડો' અર્થમાં મળે છે. નવમી સદી લગભગના એક અપભ્રંશ ગ્રંથમાં દરેક જાતની ઉત્કૃષ્ટ વસ્તુ ગણાવતાં हय केक्काणउ 'ઘોડો કેકાણો' એમ ઉલ્લેખ મળે છે તે પરથી કહી શકાય કે કેકાણ એ ઘોડાની એક ઊંચી જાત હશે ને પછીથી તે 'ઘોડો' એવા સામાન્ય અર્થનો વાચક બન્યો હશે. કાઠિયાવાડમાં 'ગાડીને વઢિયારા જોડ્યા' (એટલે કે 'બળદ જોડ્યા') એમ બોલાય છે, તેમાં 'વઢિયારા' શબ્દનો 'વઢિયાર ગામથી આવતા બળદ' એવો મૂળ અર્થ છે.

(ગ) અર્થમૂલક પરિવર્તનની અસર—દ્યોતકશક્તિનો ઘસારો

ભગડીની બાબતમાં આપણે જોયું કે સામાન્ય પ્રયોગમાં કે નિત્યના વ્યવહારમાં જે શબ્દ હોય તેને માટે ઢંકાવાનો ભય ઊભો થાય છે.

આવા જાણીતા શબ્દોનું કલેવર ખંડિત થાય છે એટલુજ નહી, તેમને અર્થની બાબતમાં પણ ઠીકઠીક સહન કરવું પડે છે. નિત્ય વપરાશના શબ્દોની અર્થછાયા ઘસાતી જાય છે. તેમની વ્યંજકતા ધીમે ધીમે બૂઠી બનતી જાય છે. ખાસ કરીને ઉત્કટ ભાવો વ્યક્ત કરતા શબ્દો વપરાશમાં લાંબો વખત રહેતાં ફીકા પડી જાય છે, ને મૂળની ઉત્કટતા વ્યક્ત કરવા નવો શબ્દ અસ્તિત્વમાં આવે છે. આ રીતે સંસ્કૃતના અધિકતા ને શ્રેષ્ઠતાવાચક પ્રત્યયો –तर,–तम ક્રમે ક્રમે વપરાશમાંથી ચાલ્યા ગયા, મોટેરો વગેરેની અર્થદ્યોતકતા મોળી પડી. એટલે ગુજરાતીએ **ના કરતાં વધારે** ને **સૌથી વધારે** ઘડી કાઢયા, રંગોની કે એવા દર્શન, સ્પર્શ, આસ્વાદ વગેરેના સંવેદનોની ઉત્કટતા વ્યક્ત કરતા **રાતું ચોળ** જેવી ઉપમાદેહી ઉક્તિઓનો પ્રયોગ પણ આ વ્યાપારને આભારી છે. **ખૂબ રાતું, અતશય રાતું સૌથી રાતું** વગેરે વપરાતાં રતાશની ઉત્કટતા પૂરતા ભાર સાથે વ્યક્ત થતી ન લાગતાં **ચોળ જેવું રાતું, રાતું ચોળ** એ પ્રયોગ ચલણી બન્યો એ પ્રમાણે **લાલ ચટક, લીલું છમ, કાળું લ્યાળા જેવું, પીળું આવળ, ધોળું ફૂક, ફીકું ફચ, ટાઢું બોળ, ઊનું આંધણ, ખારૂં ઉસ, ખાટું બડસ, તીખું આગ, તુરૂં વળગ, કડવું ઝેર, કોરું ધાકોર, ભીનું લોંદા, મેલું ઘાણો, કઠણ પાણો, ચીકણું લાખ, આધળું ભીત, કાળું ભંઠ, ધોળું શેતર,** વગેરે. આમા **રાતું ચોળ, ખાટું બડસ, લીલું છમ,** વગેરેમાં **ચોળ, બડસ છમ,** વગેરે શબ્દો ચાલુ વપરાશમાં ન રહ્યા હોવાથી મૂળની ઉક્તિની ઉપમાદ્યોતકતા જતી રહી અને તે માત્ર ઉત્કટતા સૂચવવાનુ કામ સારવા લાગ્યા. **ચોળ**='મજીઠ'–'મંજિષ્ઠા', એટલે **રાતું ચોળ**='મજીઠ જેવું રાતું;' **લ્યાળો**='કોયલો', **કાળું લ્યાળા જેવું**='કાળું કોયલા જેવુ'; આ મૂળનો અર્થ, પણ હવે **રાતું ચોળ**='અતિશય રાતું', સમય જતાં **ચોળ** વગેરે, અર્થદ્યોતકતા અસ્પષ્ટ થઈ હોવાને કારણે પ્રયોજાતાં અટકી જવાની શકયતા ખરી.

### (ग) અર્થમૂલક પરિવર્તનની અસર—અર્થછાયાઓનો વિકાસ

જેમ કેટલાંક કારણોને લીધે શબ્દની અર્થવ્યંજકતા વિસ્તૃત થાય છે કે ઘસાઈ જાય છે, તેમ બીજાં બળોના પ્રવર્તવાથી તે મર્યાદિત થાય છે, એટલે કે પહેલા જે શબ્દ અમુક અર્થવતુંલનો વાચક હતો તે હવે તેના મર્યાદિત અંશનો જ વાચક બની રહે છે, અને પરિણામે બાકીના અંશના વાચક તરીકે નવો શબ્દ વપરાશમાં આવે છે. સંસ્કૃતિવિકાસ સાથે જીવન સંકુલ બનતુ ગયું છે, અને તેથી સંસ્કૃત સમાજની ભાષા પણ એ સંકુલતાનુ

પ્રતિબિંબ પાડે છે, અને અમુક સ્થૂળ અર્થની સૂક્ષ્મ અર્થછાયાઓ વ્યક્ત કરવા પર્યાયકલ્પ અનેક શબ્દોનો પ્રયોગ કરે છે. અંગ્રેજી આવા પર્યાયસ્વરૂપ પુષ્કળ શબ્દો વાપરે છે. પણ આપણી ભાષાઓમાં પણ આના ઉદાહરણ થોડા નહીં મળે. 'દિવસનો આરંભકાળ' 'સવાર' એ અર્થના વાચક સૂક્ષ્મ અર્થ-ફેરવાળા કેટલા ગુજરાતી શબ્દો છે? સવાર, મળસ્કું, પરોઢિયું, વહાણું, ભળકડું, ભળભાંખળું, મોંસુઝણું, પહો (પહો ફાટયોમાં), અને સાહિત્યમાં ભોર, પ્રભાત, પ્રાતઃકાળ, અરુણોદય, ઉષઃકાળ, ઉપરાંત જરૂર પડયે હિંદીના સવેરે, સુબહ અને અંગ્રેજી મોર્નીંગ, ડૉન.

'માથુ' માટે આપણે માથુ, મસ્તક, શિર, શીર્ષ વગેરે શિષ્ટ ઉપરાંત ટૂંડો, મુંડો, તાલો, ઘારી, ટક્કો, બોથાલો, તસ્તાલો એ ઉપશિષ્ટ શબ્દો પણ વાપરીએ છીએ.

એમ, એની જેમ, એ રીતે, એ પ્રમાણે, એની માફક, એ પ્રકારે, એની ઘાડે, એની ફાની, એની મિસાલ ઓછાં છે?

જુદા જુદા સમયે અને જુદા જુદા રૂપે ખાવાની ક્રિયા માટે વપરાતા. શિષ્ટ અને ઉપશિષ્ટ (slang) શબ્દોની કતાર જુઓ: ખાવું, જમવું, આરોગવું, પેટ ભરવું, દાબવું, દબાવવું, ઝાપટવું, ચડાવવું, ઝડકવું, ઓસવું, ગળચવું, પોથારવું, પેટૂભા કરવા, હાથ મારવો, ઉડાવવું, કકડાવવું, આહાર કરવો, ભોજન કરવું, ખોરાક કે અન્ન લેવું, શીરાવવું, રોંઢો કરવો, વાળુ કરવું, ટીમણ કરવું, ઠુંગો કરવો, નાસ્તો કરવો, પારણા કરવા—સત્તાવીશ જેટલા ભિન્ન ભિન્ન અર્થછાયા વાળા પણ એક જ કેંદ્રીય ભાવને વ્યક્ત કરતા પ્રયોગો છે.

અરે નકાર જેવો સાદો ભાવ વ્યક્ત કરવા માટે આપણી પાસે કેટલી બધી સામગ્રી છે ન, ના, નો, નથી, નહિ, નહીં, નવ, મા, મ, મત, અ- અન-, અણુ-, વણુ-, વિના, બિન, વગર, સિવાય, બે- તથા માથું ધુણાવવું, નન્નો પઢવો વગેરે પ્રયોગો.

(ग) અર્થમૂલક પરિવર્તનની અસર—બાલભાષાના શબ્દો

અર્થવ્યજકતા ઘસાઈ જતા જે નવી સંજ્ઞાઓનો ઉદય થાય છે, તેમનાં ઉદ્‌ભવસ્થાનો ભિન્ન ભિન્ન હોય છે માતા, પિતા વગેરેને માટે ઔપચારિક ભાષામા વપરાતી સંજ્ઞાઓ ઉપરાંત વહાલસૂચક સંજ્ઞાઓ પણ ઘરમા પ્રયોજાતી હોય છે માતા પિતા ની સાથે બા બાપુજી,

મમ્મા પપ્પા, મા બાપા, બાઇ ભા વગેરે જાણીતા છે. આવી વાત્સલ્ય કે સ્નેહ વ્યક્ત કરતી સંજ્ઞાઓ પણ વખત જતાં મોળી પડી જતી લાગે છે. એટલે તેમનુ સ્થાન બાળકની કાલીઘેલી બોલીમાંથી જે શબ્દો માબાપોએ સગાકુટુંબીઓ ને મિત્રમંડળ પૂરતા પ્રચલિત કર્યા હોય છે તે (નર્સરી વં્જ nursery words) લે છે. પિતા, માતા, કરતાં બાપા, બા, મામા વધારે વહાલ સૂચવતાં લાગતાં તે બાળભાષાના શબ્દો ચલણી થયા. ગુજરાતીના સંબંધસૂચક શબ્દોમાં ઘણાખરા દેશ્ય મૂળના લાગે છે, તે સંસ્કૃતોત્થ કે તદ્ભવ શબ્દોને સ્થાને આ કારણે જ આવી ગયા હોય એ ઘણુ સંભવિત લાગે છે. મૂળે આ નવતર શબ્દો બાળભાષામાંથી હોય તેનુ એક પ્રમાણ એ કે દ્વિરુક્તિ બાળભાષાનું ખાસ ધ્યાન ખેંચે તેવું લક્ષણ છે અને કાકા, કીકો, ગગો, ચાચા, જીજી, દાદા, નાના, [હિંદી ફુફી] બાબો, ભાભા, ભાભી, મામા, લાલો એ સૌમાં સ્પષ્ટ દ્વિરુક્તિ છે.

[ग] અર્થમૂલક પરિવર્તનની અસર—ઉપશિષ્ટ (સ્લૅંગ, slang) શબ્દો

બાળભાષાની જેમ વિશિષ્ટ વર્ગની બોલીમાં પ્રચલિત—'ઉપશિષ્ટ' શબ્દો પણ તેમની અર્થદ્યોતકતા ઉત્કટ લાગતાં શિષ્ટ ભાષામાં સ્થાન પામે છે. ચાલુ શબ્દ સતત વાપરવાના કંટાળાને લીધે, ને જરા ટોળમાં કે હળવે ભાવે વાતચીત કરતા હોઈયે ત્યારે, પ્રચલિતને બદલે, ઉપચાર કે લક્ષણાને આધારે તે જ અર્થ વ્યક્ત કરતો નવો શબ્દ આપણે વાપરીએ છીએ. કોઈ ન કહેવાનું અજાણતાં કહી બેસે એટલે તેણે બાફ્યું, નિષ્ફળ જનારે ઉકાળ્યું, સારી રીતે જમ્યો તેણે ઝાપટ્યું કે બરાબર હાથ માર્યો વગેરે. અનુકૂળતા મળતા આવા ઉપશિષ્ટ શબ્દો શિષ્ટ તરીકે ચાલુ થાય છે. સંસ્કૃત उदर- ને સ્થાને ગુજરાતીમાં પેટ છે, તે, પેટી શબ્દ સૂચવે છે તેમ, મૂળ 'ડબ્બો' 'પિટક' એવા અર્થનો વાચક હોય. ઉદરને ટોળમાં ડબ્બો, પેટી કહેવું સાવ સ્વાભાવિક છે. બાળકના જરા ફૂલેલા પેટ માટે હાંડો, હાંલ્લુ વગેરે હળવે ભાવે વપરાય છે, તે આનું સમર્થક છે; આ ઉપશિષ્ટ—જનતાના નીચલા થરોમાં પ્રચલિત શબ્દ પછીથી સામાન્ય વપરાશમાં રૂઢ થઈ ગયો હોય.

[ग] અર્થમૂલક પરિવર્તનની અસર—અર્થબાહુલ્ય

કેટલાક શબ્દોની અર્થબહુલતા તેમને માટે ઘાતક નીવડે છે. શબ્દના બેચાર અર્થમાંથી કોઈ અમુક એક પર ભાર મૂકવાની જરૂર પડતાં તે એક જ અર્થને વ્યક્ત કરતો બીજો શબ્દ મૂળના શબ્દનું સ્થાન લઈ લે છે. સંસ્કૃત दक्षिण- 'પ્રાકૃતમાં પણ दाहिण- રૂપે, જમણા હાથ માટે વપરાવો ચાલુ રહ્યો.

પણ દક્ષિણ હસ્ત જમવાનું કામ કરતો હોવાથી 'જમનારો', 'જમવામાં વપરાતો' 'જેનાથી જમાય છે તે' એ અર્થનો जिमणउ શબ્દ પ્રચારમાં આવ્યો. 'કયો હાથ?' ના ઉત્તરમાં 'જેનાથી જમાય છે—જે જમે છે તે હાથ' એમ કહેવાતાં પછી જમણો શબ્દ ગુજરાતીમાં રૂઢ થયો.

આ રીતે શબ્દોના અસ્તોદયનાં પ્રવર્તક કેટલાક બળોનો આપણે અછડતો પરિચય મેળવ્યો. તે તે બળનાં દ્યોતક જે ઉદાહરણો અહીં ટાંકયાં છે તેમાંથી ઘણાંખરાં અટકળની કોટિનાં છે. શબ્દોના વપરાશના ઇતિહાસની સામગ્રી વ્યવસ્થિત સ્વરૂપે ઉપલબ્ધ થાય ત્યારે જ નિર્ણયાત્મક ઉદાહરણો આપી શકાય.



# શબ્દસૃષ્ટિની ભીતરમાં ડોકિયું

અજાણી વસ્તુ વિશે કુતૂહલ થવું એ મનુષ્યસ્વભાવ છે. આથી ઊલટું, અતિપરિચિત વસ્તુમાં નવીનતાનો આછોપાતળો પાસ પણ ન રહ્યો હોવાથી તે તરફ ઉદાસીન થવું એ પણ મનુષ્યસ્વભાવ છે. જન્મીએ ત્યારથી તેમ મરીએ ત્યાંસુધી આપણું શરીર, આપણી સાથે ને સાથે હોય, પણ તેની રચના, બંધારણ કે કાર્યમાં ડૉક્ટરો સિવાય બીજાં બહુ ઓછાંને રસ હોય છે. તે જ પ્રમાણે 'તાતા' 'પાપા' કરતાં આવડે ત્યારથી તે વાચા બંધ થાય ત્યાંસુધી આપણને ભાષા સાથે કામ પડતું હોય છે—અરે કોઈ સંકુલ પરિસ્થિતિમાં હોઈયે ત્યારે વિચાર પણ વાણીને આશરે થતો હોય છે, છતાં તેનાં સ્વરૂપ, બંધારણ વગેરે વિશે, વ્યાકરણની પરીક્ષા આપવાની હોય તેવો પ્રસંગ બાદ કરતાં, ભાગ્યે જ આપણને કશી જિજ્ઞાસા થાય છે. પણ આ દિશામાં દૃષ્ટિ સહેજ ખુલે તોયે બૌદ્ધિક આનંદ મળે એવું આપણી હંમેશના વપરાશની ભાષામાંથી પણ ઘણું મળી રહે છે.

સારું છે, નહીં તો બિચારા મિષ્ટાન્નપ્રેમીને માટે મોટી આફત ઊભી થાય—જલેબી, બરફી, મેસુરના તેણે સપનાં જ સેવવાનાં રહે.

પણ આ સાવ સામાન્ય વાત પણ કેટલી અર્થસૂચક છે? બે જુદીજુદી સંસ્કૃતિનુ મિલન થતાં અનેક રીતરિવાજો, રહેણીકરણીઓ ને ચીજવસ્તુઓની આપ-લે થાય જ. તેમા સંપર્ક લાંબો અને ગાઢ હોય તો આવો વિનિમય અનેક ક્ષેત્રને સ્પર્શે. આપણા ઇતિહાસના આરંભકાળમા આર્યેતર જાતિઓ સાથેના, પછી મુસ્લિમો સાથેના અને આધુનિક કાળમાં પાશ્ચાત પ્રજાઓ સાથેના સંપર્કના પરિણામો જોતા એ સત્યનુ સમર્થન કરી શકીએ

## 'કાકા' ને 'મામા'

આ પછી આપણે એક બીજી દિશામા વળીએ. આપણે સંબંધવાચક શબ્દો વિશે કદીયે થોડો પણ વિચાર કર્યો છે ખરો? **કાકા, મામા, દાદા, જીજી, નાની, ભાભી, ગગો, કીકો, બાબો** (અને બીજી ભાષાઓના **ચાચા, દીદી, બીબી, ફુઈ, લાલા, મમ્મા, પપ્પા,**) એ શબ્દોમાં કશી સમાનતા નજરે ચડે છે? આ બધામાં એકનો એક વ્યંજન કે અક્ષર બેવડાયો છે તે શું અકસ્માત જ હશે? ગુજરાતી મૂળે **સંસ્કૃતમાંથી** (એટલે કે તેના જેવી તેની સમકાલીન લોકબોલીમાંથી) અવતરી છે. તે **સંસ્કૃતનું** જ કાળક્રમે થયેલ રૂપાંતર છે. તે છતાં **મા, ભાઈ, માસી,** વહુ, સાસુ વગેરે **સંસ્કૃતમાંથી,** ઊતરી આવેલા શબ્દોના વિરોધે ઉપર નોંધેલા **કાકા-મામા** વર્ગના શબ્દો ક્યાંક બીજેથી જ આપણે ઉપાડ્યા હોવાનું જણાય છે. આમાં કશું રહસ્ય હશે ખરું? આ સવાલોનો થોડોક ઉત્તર બાળકની ભાષા ઉપર જેણે સહેજ ધ્યાન આપ્યુ હોય તેને મળી રહેવાનો સંભવ છે. બાળભાષામા 'ખાવાનુ' માટે **મંમ**, 'મોટર' માટે **ભંભ**, 'નવું કપડું' એટલે **વાવા**, 'ઝભલુ' જીજી, 'કુતરું' એટલે **તૂતૂ** કે **યૂયૂ** વગેરે અનેક શબ્દો છે, જેમાં આ બેવડાવાનો કિમિયો અજમાવેલો છે. આથી આપણે સહેજે અટકળ કરી શકીએ કે ઉપર નોંધેલા સંબંધવાચક શબ્દોમાંથી મોટા ભાગના મૂળે બાળભાષામાં હોય અને પછીથી ચાલુ ભાષામાં ચલણી બન્યા હોય./

## 'માસી' ને 'માસા'

જમણ ને સગપણને લગતાં શબ્દો પાછળ કેવો ઇતિહાસ છુપાઈ રહ્યો છે તેની આપણે ઝાંખી કરી. હવે સહેજ ઊંડા ઊતરી ભાષાની એક ખાસિયત તરફ આંગળી ચીંધી આપણે આ નોંધ સમેટી લઈએ.

કાકો : કાકી, માસો : માસી, મામો : મામી, ફુવો, (ફુઆ) : ફુઈ (કે ફોઇ, ફઈ), દાદો : દાદી એ સગપણના શબ્દો પર વિચાર કરતા જણાશે કે તેમાં કાકો, મામો, દાદો એ મૂળ શબ્દો છે, જ્યારે કાકી, મામી, દાદી એ નારીજાતિના શબ્દો નરજાતિના શબ્દો પરથી સિદ્ધ થયા છે. કાકો પરથી કાકી, મામો પરથી મામી વગેરે. દેખાવમાં માસો–માસી, ફુવો–ફુઈ એ બંને જોડકાં કાકો–કાકી વગેરેને મળતા છે, પણ તેમાં પહેલો કયો અને પછીનો કયો એનો વિચાર કરતાં જણાશે કે માશી (मातृष्वसा– 'માની બહેન') એ સંબંધ પહેલાનો છે. માસાનો સંબંધ પછીથી સિદ્ધ થયો છે. એટલે માસી શબ્દના આધારે માસો શબ્દ સધાયો છે. ખરી રીતે જેમ નણંદ પ્રથમ સંબંધ અને નણંદના પતિનો સંબંધ પછીથી સિદ્ધ થયો છે, ને તેથી તેનો વાચક શબ્દ નણદોઈ (ननान्दापति), નણંદ પરથી સધાયો છે; અથવા તો જેમ બહેન અને બનેવી (भगिनीपति) છે, તેવી રીતે માસી પરથી માસોઈ કે એવો કોઈ શબ્દ ચવો જોઈતો હતો:

બહેન : બનેવી, નણંદ : નણદોઇ, માસી : માસોઈ પણ કાકી : કાકો, મામી–મામો વગેરેના સાદૃશ્યે માસી–માસો, ફુઈ–ફુઓ ઘડાયા.

## સાંજરે

આ સાદૃશ્યનુ બળ ભાષાના સ્વરૂપમાં જાતજાતનાં પરિવર્તન લાવે છે. આપણી ભાષાનો જે શબ્દભંડોળ આપણી સ્મૃતિમાં સંઘરાયો હોય છે, તેમાં પણ ધ્વનિના, ઘડતરના, અર્થના, રૂપના એવા એવા અનેક પ્રકારના સાદૃશ્યને જોરે શબ્દોની ટોળાબંધી આપણે કરી દીધી હોય છે. આપણે કોઈવાર સાંભળીએ છીએ :

'તું સવારે આવીશ કે સાંજરે'?

આમાં સાંજે ને બદલે સાંજરે શબ્દ વપરાયો છે તે સવારે, બપોરે, રાતરે તેમ જ જ્યારે, ત્યારે, ક્યારે, અત્યારે વગેરે કાળવાચક શબ્દોમાં છેડે રહેલા –રે ની અસર નીચે છે. બીજા શબ્દોમાં એ અંતે આવતો –રે મૌલિક છે, જ્યારે સાંજરે માં તે આગંતુક છે. સંસ્કૃત सन्ध्या– પરથી સાંઝ, સાંજ થાય, ને તે પરથી સાંજે પછી આપણા મનમાં સવારે, બપોરે, વગેરે કાળવાચક શબ્દોની ટોળાબંધી હોવાથી અને તેમાંના

ઘણાખરાને અંતે -રે હોવાથી **સાંજે** ને બદલે **સાંજરે** થયું **સવારે**, **બપોરે** ને **રાતરે**માં ત્રણત્રણ અક્ષરો છે, એની પણ અસર આમાં પડી છે, ને બે અક્ષરોનો **સાંજે** ત્રણ અક્ષરનો **સાંજરે** બન્યો છે **ગળચી**ને બદલે **ગળપચી** ક્યાંક બોલાય છે, તે **હડપચી**ના સાદૃશ્યે જ તપાસ કરતાં સાદૃશ્યના આવા ઘણા ઉદાહરણ મળે સંસ્કૃતમાંથી પ્રાકૃતો થઈ અને તે પછી અર્વાચીન ભાષાઓ સિદ્ધ થઈ તેમાં મૂળના વ્યાકરણી બંધારણમાં જબરી ઉથલપાથલ કરવામાં આ સાદૃશ્યના બળનો જ મુખ્ય ફાળો છે

## મેકવું

જેમ **સાંજરે**માં બીજા શબ્દોની અસર નીચે કોઈ શબ્દનું રૂપ ફરી જાય છે, તેમ કોઈ વાર એવું પણ બને કે બે શબ્દો કે પ્રયોગો વચ્ચે ગરબડ થાય ને બંનેના મિશ્રણ દ્વારા કોઈક ત્રીજું જ જન્મે આના ઉદાહરણ નાના છોકરાની વાતચીતમાંથી ઘણાં મળશે છોકરાઓ **ચકકુ**, **મેકવું**, **પાંચીકુકા** ને **ફરીથી વાર** એવા શબ્દો વાપરે છે **ચપ્પુ** અને **ચાકુ**ના મિશ્રણથી **ચકકુ** થયો **મેલવું** ને **મૂકવું** મળી **મેકવું** બોલાય છે **પાંચીકા** અને **કુકા**ની ભેળસેળથી **પાંચીકુકા** બન્યો અને **ફરી વાર** અને **ફરીથી** બંને ભળી જતાં **ફરીથી વાર** પ્રયોગ અસ્તિત્વમાં આવ્યો **આંડુચુકુ** પણ આવો જ મને લાગે છે **આડું** અને **વાંકુચુકુ**ના મિશ્રણથી તે થયો હોય

અહીં દૃષ્ટાંતરૂપે આટલું જે કહ્યું છે તે નજરમાં રાખી આપણી ભાષા પર વિચાર કરનારને અનેક રસભરી વાનગીઓ હાથ લાગશે



# કેટલાક કહેવાતા અપપ્રયોગો અને દુષ્પ્રયોગો

## [ ૧ ]

**સંસ્કૃતનું અણઘટતું દાસ્ય: શુદ્ધતા-ભ્રષ્ટતાના અધકચર્યા ખ્યાલો**

(૧) વિજયરાય ક. વૈદ્યના મતે **સાહિત્યિક** શબ્દ ભ્રષ્ટજન્મા કે અશુદ્ધ છે. [માનસી, ૬–૨, જુન ૧૯૪૧, પા. ૧૪૯, ૧૭૦].

(૨) રામનારાયણ વિ. પાઠકના મતે **ઇચ્છિનીય** શબ્દ સાચો નથી [એક પત્રમાં].

(૩) રામપ્રસાદ પ્રે. બક્ષીના મતે **ભાષાકીય** જેવા ઘડતરના શબ્દો અશુદ્ધ હોઈ પ્રયોગાર્હ નથી [મૌખિક]

(૪) જ્યોતીંદ્ર હ. દવેના મતે **જ્યોતિરેખાને** બદલે **જ્યોતીરેખા** વાપરવું જોઈએ [કૌમુદી, આગસ્ટ ૧૯૫૩, પા. ૧૮૫].

આ નમૂનારૂપે આપેલા તેમજ બીજા આવા પ્રકારના અભિપ્રાયોના ઘડતર પાછળ પ્રેરક બળ તરીકે સંસ્કૃત વ્યાકરણની પ્રબળ અસર અને તેને આધારે બંધાયેલા ભાષાની શુદ્ધિ–અશુદ્ધિને લગતા ખ્યાલો રહેલા છે. સંસ્કૃત ભાષાસામગ્રીને આધારે ઘડવામાં આવતા શબ્દો કે રૂપો ગુજરાતી ઉપયોગ માટે હોય તોપણ તે જો સંસ્કૃત વ્યાકરણના—એટલે કે પાણિનિમાન્ય શિષ્ટ સંસ્કૃતના વ્યાકરણના નિયમોને અનુસરીને ઘડાયા હોય તો જ શુદ્ધ, તેવા નિયમોની ઉપરવટ થઈને સધાયેલા શબ્દો કે રૂપો ગુજરાતી માટે પણ અશુદ્ધ—તેથી સાજ્ય—આ સિદ્ધાન્તને લક્ષમાં રાખીને ઉપરના શબ્દો સામે વાંધો લેવામાં આવ્યો છે. એ ખોટા સિદ્ધાન્તનું અનુસરણ અને તજ્જન્ય ભાષાશુદ્ધિ માટેના ભ્રમિત અને ભ્રામક ખ્યાલો ગુજરાતી ભાષાને લગતાં ઘણાયે લખાણોમાં નજર પડે છે. ગુજરાતી ધ્વનિતંત્ર, જોડણી, રૂપતંત્ર, શબ્દભંડોળ, વગેરે દરેકનો તેના સ્વતંત્ર વ્યક્તિત્વને અનુલક્ષીને અભ્યાસ થવાને બદલે દરેક બાબતમાં સંસ્કૃતને ત્રાજવેકાટલે તેમનો તોલ કરાય છે. ગુજરાતી એ પોતાના સ્વતંત્ર બંધારણ અને વિશિષ્ટ વ્યક્તિત્વવાળી તેમજ પોતાના અમુક વિશિષ્ટ નિયમો પ્રમાણે વિકસતી એક ભાષા છે એ હકીકત તરફ ઉક્ત પ્રકારના લખાણોમાં નર્યું દુર્લક્ષ દેખાય છે. લૅટીન ભાષાની વ્યાપક અસર નીચે અંગ્રેજી, ડેની, વગેરે યુરોપની અર્વાચીન ભાષાઓના

અભ્યાસની જે સ્થિતિ થયેલી[1] તેને મળતી સ્થિતિ સંસ્કૃતની અસર નીચે કંઈક અંશે ગુજરાતીના અભ્યાસની થઈ છે.

**સાહિત્યિક, ઈચ્છનીય, ભાષાકીય, જ્યોતિરેખા,** વગેરે શબ્દોનો વિરોધ તેમનુ ઘડતર સંસ્કૃત નિયમો અનુસાર ન થયુ હોવાથી કરાય છે. આવો વિરોધ ભાષાવિકાસનો ઇતિહાસ લક્ષ બહાર રાખનાર જ કરી શકે અને તેથી તે અનુચિત છે એ નીચેની વિચારણા પરથી જોઈ શકાશે.

### (૧) ભાષાઓની વ્યક્તિવિશિષ્ટ વિકાસશીલતા

કોઇ પણ ભાષાનો ઇતિહાસ આપણને કહેશે કે ભાષાસામગ્રીનુ રૂપાન્તર સતત થતુ ગયુ છે. આથી અમુક ભૂમિકા માટે જેને અબાધિત નિયમ ગણવામા આવતો હોય તેનો પછીની ભૂમિકામા છડેચોક ભંગ થવાનો પણ પૂરો સંભવ રહે છે. એક ભૂમિકામાં શબ્દ–ઘડતર વગેરે નિશ્ચિત નિયમોને વશ વર્તીને જ થતા જણાય છે, પણ પછીની ભૂમિકામાં, પૂર્વ નિયમોને ઠોકર લગાવી અટપટી ગલીકૂંચીઓમાં કરેલી રખડપટ્ટીનો અને અસમંજસ લાગે

તેવાં ભ્રમણોનો ઇતિહાસ રજૂ કરતા કેટલાયે ભાષાવિકારો મળી આવશે. એટલે સંસ્કૃતના નિયમો ગુજરાતીને માન્ય હોવા જ જોઈએ. એ માન્યતા ભૂલ ભરેલી છે. વૈદિક ભાષાના મૂળમાં રહેલી બોલીમાંથી તેમ જ તેની સહજન્ય ઇતર બોલીઓમાંથી વિકસેલા (બોલચાલના તેમ જ **પાલિ, પ્રાકૃત,** આદિ જેવા સાહિત્યકીય) મધ્ય ભારતીય-આર્ય ભાષાભેદોમાં મૂળના ધ્વનિતંત્ર અને રૂપતંત્રનું દૂરગામી સ્વરૂપાન્તર થયું હોવા ઉપરાંત શબ્દઘડતરના કેટલાક તદ્દન નવા નિયમો અસ્તિત્વમાં આવેલા છે. મધ્યયુગીન બોલીઓમાંથી નવી ભારતીય-આર્ય બોલીઓ વિકસતાં કેટલીય નવતર સામગ્રી ઉદ્ભવેલી છે. ગુજરાતી **તારણહાર, બોલનાર, આવનારું,** વગેરેમાંનો **૦ણહાર, ૦નાર, ૦નારું** પ્રત્યય કે **લજામણું, બીહામણું** વગેરેમાંનો **૦મણું** પ્રત્યય કેવા વિધવિધ અંશોની મેળવણીથી અત્યારનું અભંગ સ્વરૂપ પામ્યો છે એ જાણીતુ છે. આમાં અમુક પ્રત્યય કે શબ્દના ઘડતર પાછળ અમુક શિષ્ટમાન્ય નિયમો જ હોવા જોઈએ એવું કશું નથી. એટલે ગુજરાતીને શબ્દઘડરના સંસ્કૃતથી સ્વતંત્ર નિયમો હોઈ શકે એ સ્પષ્ટ છે.

## (૨) સંસ્કૃત વ્યાકરણ-નિયમોનું દેખાવ પૂરતું જ અબાધિતપણું

અને સંસ્કૃતની એકરૂપતા—તેના નિયમોની સાર્વત્રિકતા—પણ શું ઉપરછલ્લી નથી ? ધર્મ અને સાહિત્ય માટે વપરાતી એક વિશિષ્ટ ભાષા તરીકે સંસ્કૃત પ્રતિષ્ઠા પામી એટલે તેનો વિકાસ રુંધાયો અને **પાણિનિ** અને તેના પુરોગામી તથા અનુગામી વૈયાકરણોની અસામાન્ય ભાષાશાસ્ત્રીય પ્રતિભાને બળે તેને સ્થિર સ્વરૂપ મળ્યું; તેના વપરાશ માટે એક શિષ્ટમાન્ય ધોરણ બંધાયું; પણ **વીરચરિત કાવ્યોનું સંસ્કૃત, બૌદ્ધગ્રંથોનું સંકર-સંસ્કૃત** અને **જૈન સંસ્કૃત:** બ્રાહ્મણ—બૌદ્ધ અને જૈન પરંપરા પ્રમાણેનાં સંસ્કૃતનાં આ ત્રણ લૌકિક સ્વરૂપો તથા કાતન્ત્ર, **સારસ્વત, ચાંદ્ર, જૈનેન્દ્ર, શાકટાયન, હેમચંદ્ર, જૌમર** ઇત્યાદિ ઇતર વ્યાકરણી સંપ્રદાયોને માન્ય એવી કેટલીક અપાણિનીય વ્યાકરણી વિગતો સાબિત કરે છે કે સંસ્કૃતની નિયમબદ્ધ સ્થિરતા માત્ર દેખાવ પૂરતી હતી. તેમાં મર્યાદિત ફેરફારો તો થતા જ રહેલા. જૈન સંસ્કૃતમાં તો બોલચાલની ભાષામા વપરાતા અનેક દેશજ શબ્દોને સંસ્કૃત વાઘા પહેરાવી ઉપયોગમાં લેવામાં આવ્યા છે. અને આમ રૂઢિપુનિતતા અને શિષ્ટતાના ધોરણો ટૂંકજીવી હોઈને, ભાષાની સદોદિત વિકાસશીલતા આગળ તેમને નમવું જ પડે છે એ સત્યની આપણને પ્રતીતિ થાય છે.

## (૩) ગુજરાતીને વિકાસ માટે પૂરતી મોકળાશ આપવાની જરૂર

એટલે, ભાષા માનસિક ભાવો વગેરે વ્યક્ત કરવાનું એક સાધનમાત્ર હોઈ તેમાં જરૂરિયાત પ્રમાણે ફેરફાર થવાની શક્યતા છે એ બહુ સામાન્ય બિના છે. અર્વાચીન ગુજરાતીમાં નામો ઉપરથી વિશેષણો ઘડવાની શક્તિ જોઈએ તેટલી વિકસી નથી. તેવી જરૂર પડે ત્યાં આપણે સામાન્ય રીતે, તત્સમની બાબતમાં **૦વિષયક, ૦લક્ષી, ૦આત્મક, ૦નિષ્ઠ, ૦ગત, ૦મૂલક,** વગેરે દ્વારા, કેટલાક સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો દ્વારા, અને એમનાથી કામ ન સરે ત્યારે સમાસ દ્વારા, જ્યારે તત્સમેતરની બાબતમાં મર્યાદિત કાર્યપ્રદેશવાળા શુદ્ધ ગુજરાતી પ્રત્યયોથી, સંબંધવિભક્તિથી કે છેવટે ગોળગોળ ઉક્તિથી ચલાવી લઈએ છીએ. આમ આપણી ભાષાની વિશેષણો ઘડવાની શક્તિ વિકસે એ જરૂરી છે. બીજું, અમુક અંશે આપણી ભાષા હજી ઘડતર–અવસ્થામાં છે. તેના સ્વરૂપના અમુક પાસાં હજી એરણ ને હથોડીની વચ્ચે છે. તો આ સ્થિતિમાં શુદ્ધતા–ભ્રષ્ટતાના ખોટા ખ્યાલો છોડી દઈ, શાસ્ત્રપૂત બુદ્ધિથી પ્રેરિત પ્રયોગપરંપરા વાટે ભાષાની શક્તિને વિકસવા માટે અનુકૂળતા કરી આપવી જોઈએ.

સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ ભ્રષ્ટ ગણાય તેવો **ઇચ્છનીય** પ્રચલિત થયો હોય તો તેમાં ખોટું શું છે?

**કરવું–કરણીય : સ્મરવું–સ્મરણીય : વંદવું–વંદનીય : : ઇચ્છવું : ઇચ્છનીય**—આમ **ઇચ્છનીય** એ સાદૃશ્યમૂલક શબ્દઘડતરનો એક દાખલો છે.[૨] અને ભાષાને પલટનારા બળોમાં **સાદૃશ્ય** એ પ્રથમ કોટિની અગત્યના બળ તરીકે જાણીતું છે. **પ્રજાકીય** અને **રાજકીય** પૂરતા પ્રચલિત છે. **નાણાકીય** અને **દવાકીય** છાપામાં અવારનવાર વપરાયેલા દેખાય છે અને તે ઝઝૂમતી જરૂરિયાત નીચે, સાદૃશ્યના બળને અજ્ઞાનપણે વશવર્તીને, સ્વયંભૂ રીતે નિર્માયા છે. એટલે, અભિવ્યક્તિની સુવિધા સાધતો હોવાથી નવતર ઘડતરનો **–કીય** પ્રત્યય[૩] એક વિશેષણ–સાધક તરીકે આવકારલાયક છે—અને **ભાષાકીય, સાહિત્યકીય, સંખ્યાકીય, ધ્વનિકીય, સભાકીય, છાપાકીય,**

---

૨. સરખાવો દશકોના સાદૃશ્યે ઘડી કાઢેલો પંદરકો (વિજયરાય વૈદ્ય), ક્ષણભંગુર પરથી ઘડીભંગુર (વિષ્ણુપ્રસાદ).

૩. ઠેઠ ૧૩મી સદીમાં પૂર્ણભદ્રના પંચાખ્યાનકમાં દેવ પરથી સંસ્કૃતમાં देवकीय (एव सति देवकीयवृत्तेरस्मज् जातेश्च विच्छेदो न भवति। ४१-६) વપરાયો છે અને પ્રા. ગુજ.માં પણ તે મળે છે; દ દહિ વાઈ દેવકીય—જંબૂસામિચરિય, ૬

વગેરેને પ્રયોગદાખલ વહેતા કરવામાં કશું ખોટું નથી[૪] તેજ પ્રમાણે ગુજરાતી અર્ધતત્સમ જ્યોતિ સાથે તત્સમ રેખાનો સમાસ કરી સાધવામાં આવેલો **જ્યોતિરેખા** સંસ્કૃત **જ્યોતીરેખાથી** જરા પણ ઊતરતો ન ગણી શકાય. સરખાવો **જ્યોતીન્દ્ર**નું જ ઘડતર.

આ શબ્દોમાના કેટલાકમાં (ઉ. ત. **નાણુકીય, છાપાકીય**) **સંસ્કૃતેતર** અંગને **સંસ્કૃત** (કે **નવસંસ્કૃત**) પ્રત્યય લગાડાય તેમાં પણ કશું અજુગતું નથી. ભાષાઓના ઇતિહાસમા આ બિના સાવ સાધારણ છે. અંગ્રેજીમા –ess [shepherdess, seeress], –ment [endearment, bewilderment], –age [mileage shortage], –ance [hindrance, forbearnce], –able [knowable, understandable] વગેરે રોમાન્સ [Romance] પ્રત્યયો આંગ્લ–સૅક્સન [Anglo–Saxon], અંગોને લગાડવામા આવે છે.[૫] લૅટીન de– [de–anglicize] co–[co–wife] inter–[inter–marriage] pre– [pre–war prices]. ex–[ex–king], વગેરે પૂર્વપ્રત્યયોનુ પણ તેમ જ. બીજી ભાષાઓમાથી પણ જોઈએ તેટલાં ઉદાહરણો ટાંકી શકાય તેમ છે. અને તે તે ભાષામાં તેમને ભ્રષ્ટ, અશુદ્ધ, વર્ણસંકર કહી ભાંડવામાં આવતુ નથી. એટલે સંસ્કૃત, ફારસી, તદ્‌ભવ કે દેશ્ય ગમે તે પ્રકારનુ અંગ અને ગમે તે પ્રકારનો પ્રત્યય લઈ તેમની ઉચિત મેળવણીદ્વારા સધાતા મિશ્ર–શબ્દોને તેમની **મિશ્રતાના જ કારણે** વર્જ્ય ગણવાનુ વલણ એ ખરો શુદ્ધિપ્રેમ નહીં પણ ભાષાવિકાસના સ્વરૂપના પૂરતા શાસ્ત્રીય પરિચયને અભાવે જન્મેલું ચોખલિયાપણું જ ગણી શકાય.

સાથે સાથે અહીં એક બીજી બાબત પર પણ ધ્યાન ખેંચવા જેવું છે. એક દૃષ્ટિએ **'સાહિત્યિક', 'સાહિત્યકીય', 'સાહિત્યવિષયક', 'સાહિત્યલક્ષી', 'સાહિત્યગત', 'સાહિત્યનિષ્ઠ', 'વાઙ્‌મયિક', 'સાક્ષરી'**, એમ એક શબ્દના બધાયે સમનાર્થ (કે લગભગ સમનાર્થ) શબ્દો પ્રચલિત થાય એ જરૂરી છે. તેમ થવાથી જુદાજુદા સંદર્ભોમાં આવશ્યક એવી વક્તવ્યની સૂક્ષ્મતમ અર્થછાયાઓને વ્યક્ત કરવાની સામગ્રી આપણને મળી રહેશે પશ્ચિમની

---

૪ જુઓ પરીક્ષાકીય (અનતરાય રાવળ, ગુજરાત સાહિત્ય સભા કાર્યવહી, ૧૯૪૬–૪૭, છેંતાળીસનું ગ્રંથસ્થ વાઙ્‌મય, ૮૭) તથા સંસ્થાકીય (૧૯૪૭–૪૮ની કાર્યવહી, ૭૬)

૫. યેસ્પર્સન : ઉક્ત ગ્રંથ, ૨૧૪.

સંસ્કૃતિ સાથેના સંપર્કથી આપણા જીવનમાં જાતજાતની અને ભાતભાતની સંકુલતાઓ પ્રવેશ્યે જાય છે અને પશ્ચિમ જેટલી સમૃદ્ધિ અને સ્થૂળ સંસ્કારિતાની ખિલવણી સાથે સમાજમાં વ્યક્તિવ્યક્તિ વચ્ચેના માનસિક સંબંધો ખૂબ જ અટપટા અને સૂક્ષ્મતર બનતા, તેમને ઘટતી રીતે વ્યક્ત કરવાની સોઈ ભાષામાં લાવવા માટે ભાષાને કેળવવાની જરૂર ઊભી થવાની જ આથી શબ્દોની સમૃદ્ધિ વધારવી અને ઉક્તિઓમાં વૈવિધ્ય અને વૈચિત્ર્યને, ચોકસાઈ અને સચોટતાને વિકસવા માટે મોકળાશ કરી આપવી એ સાચી દિશામાં લેવાતું પગલું ગણી શકાય એવા શબ્દો વચ્ચે અત્યારે તો મુદ્દલ અર્થભેદ નહિ લાગે, પણ તેમનો વપરાશ વધવા સાથે તેમના વિશિષ્ટ અર્થવર્તુળોનું નિર્માણ થવાનું જ અને તેમાં કોઈ શબ્દ અણખપનો લાગશે તો તે આપમેળે વપરાશચ્યુત થવાનો.

## [૨]

## પરભાષાનું : ઋણ સંકર-સમાસો

(૧) શ્રી. વિજયરાય ક. વૈદ્યના મતે **કરી રહ્યા છે**, વગેરેમાં થતો **રહેવું** નો સહાયક તરીકેનો ક્રિયાસાતત્યદર્શક પ્રયોગ એ મિથ્યા હિંદીકરણ છે—હિંદીગંડુ ગુજરાતીઓની અસર નીચે એ રૂઢિપ્રયોગ નાહકનો પેઠેલો છે. કારણ કે આપણી માતૃભાષાનો કુદરતી રૂઢિપ્રયોગ તો ક્રિયાસમાપ્તિ માટે જ **રહેવું** ને એમ વાપરવાની છૂટ આપે છે અને સાતત્ય દર્શાવવા **કર્યા કરે છે, કર્યે જાય છે, કરતા હોય છે** એના જેવી ઉક્તિઓ યોજવી એ જ ઠીક છે (એજન પા ૧૫૦, ૧૭૦, ૧૭૭.).

(૨) તેમના જ મતે **જોવા મળે છે** એવો પ્રયોગ મરાઠીમાંથી અકારણ થયેલી આયાત હોય એ સંભવિત છે. **જોવામાં આવે છે** એ જ ગુજરાતી માટે માન્ય રૂઢિપ્રયોગ છે (એજન, પા ૧૭૦)

(૩) બળવંતરાય ક. ઠાકોરના મતે **હરામભક્ષક** જેવા સમાસો વર્ણસંકર હોવાથી તેવા સમાસ કરવા એ યોગ્ય નથી (આપણી કવિતાસમૃદ્ધિ, ૧૯૩૧, પા. ૧૪૦)

ગુજરાતીની અભિવ્યંજક શક્તિને વિકસાવવા માટે જોઈતો અવકાશ આપવાની દૃષ્ટિને કેન્દ્રસ્થાને રાખનાર માટે પરભાષાની અસરની બાબતમાં પણ 'અડશો-મા-તમે-અભડાવશો' [don't-touchism][૬] એવું અનુદાર

[૬] બ. ક ઠાકોર બુદ્ધિપ્રકાશ, ઓકટો-ડિસે ૧૯૪૦, પા ૪૦૮

વલણુ દાખવવુ શકય નથી. દરેક ભાષાના ઇતિહાસમા ભૂમિકાવાર પરભાષાની અસરનો વધતોઓછો ફાળો નોંધાયેલો હોય છે. હિંદની ભાષાઓના ઇતિહાસના દરેક યુગમાં જુદીજુદી ભાષાઓ વચ્ચે થયેલો ભાષાસામગ્રીનો આંતરવિનિમય તો એટલો અટપટો છે કે તેની ગૂંચો ઉકેલવી એ ભારતીય–આર્ય ભાષાશાસ્ત્રનો એક મહાન કોયડો છે. એટલે અમુક પ્રયોગ પરભાષાનો હોવાને કારણે ખોટો જ ગણાય એવો કોઈ નિયમ ન બાંધી શકાય. તેના ખોટા ખરાપણાનો આધાર આપણી ભાષાના હાર્દને તે કેટલે અંશે અનુકૂળ છે તેના નિર્ણય પર રહે છે.

ચાલુ ક્રિયા દર્શાવવા **રહેવું**નો પ્રયોગ કરવાનું વિજયરાયને પોતાને બે વાર જીભે આવે છે, પણ તેમણે તેને દુષ્પ્રયોગ ધારી લીધો હોવાથી તે વાપરતા અટકે છે. તેમણે નોંધ્યું છે તેમ ચુનીલાલ **વ. શાહે** બુદ્ધિની ખાસ સભાન પ્રવૃત્તિ વિના સાહજિકપણે જ એ પ્રયોગ કર્યો છે. બીજા લેખકોમાં પણ એ સામાન્યપણે વપરાતો મળી આવે. આમ તે ચાલુ વપરાશમાં હોવા છતાં તેને ભાષાબહાર શા માટે મૂકવો? **રહેવું** ચાલુ અને સમાપ્ત બંને ક્રિયા માટે વપરાય તો શું ખોટું છે? અને મને તો ચોક્કસ લાગે છે કે જેમ **કર્યા કરે છે, કર્યે જાય છે ને કરતો હોય છે** એ ત્રણેની જુદાજુદા સંદર્ભો પ્રમાણેની અર્થછાયાના કેટલાક અંશો એકબીજાથી સ્વતંત્ર છે, તેમ **કરી રહ્યો** છે ની અર્થસમૃદ્ધિ એટલી બધી છે કે તેનાથી વ્યક્ત થતો ભાવ દર્શાવવા માટે ઉપરના કોઈ એકનો જ નહિ પણ પ્રસંગાનુસાર ત્રણેયનો ઉપયોગ કરવો પડે. શ્રી. વિજયરાયે **માનસીમાં** પૂર્વનિર્દિષ્ટ ત્રણ સ્થળે **કરી રહ્યો** છે ની ટીકા કરી તેની અવેજીમાં વારાફરતી આ ત્રણ પ્રયોગો સૂચવ્યા છે એ આની સાબિતીરૂપે ટાંકી શકાય. અને આમાં અંતિમ નિર્ણય લાવનારી દલીલ તો એ છે કે હિંદીગંડુ કે ગુજરાતીગંડુ એવો કોઇ પણ આરોપ જેમની પર મૂકવો શક્ય નથી તેવા સામાન્ય અશિક્ષિત ગ્રામીણ લોકો પણ રહેવુંનો ચાલુ ક્રિયા દર્શાવવા પ્રયોગ કરતા હોય છે. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે. '**જોઈ શું રહ્યો છો, કરને ઘા**', '**આમ સૂનમૂન શું પડી રહ્યાં છો, ઈશ્વરે હાથપગ નથી દીધા?**' આવી ઉક્તિઓ બોલચાલની ભાષામાં સામાન્ય માણસો દ્વારા વપરાતી જોવામાં આવે છે. એટલે એ પ્રયોગ અગુજરાતી નથી.

**જોવા મળે છે ને જોવામાં આવે છે** એ બંને તદ્દન સમાનમૂલ્ય છે! એવા સંદર્ભો નહિ મળે કે જેમા એકને બદલે બીજું મૂકવાથી સૂક્ષ્મ અર્થફેર થવાનો જ? અને મરાઠીમાંથી આયાત કરેલો હોય તો પણ **જોવા મળે** છે

એ પ્રયોગ પ્રચલિત થતો જતો હોય તો તેમા ગુજરાતીના સ્વત્વને હાનિ કરે એવુ કયુ તત્ત્વ છે? આવી બાબતોમા વસ્તુસ્થિતિનિરૂપક (ડીસ્ક્રીપ્ટીવ, descriptive)ને બદલે વિધિનિષેધાત્મક (પ્રીસ્ક્રીપ્ટીવ, prescriptive) વલણનો અગીકાર કરવામા આવે છે તે આપણી ભાષા માટે કોઈ પણ રીતે હિતકર નથી અહીં યેસ્પર્સનના શબ્દો[7] ઘણાજ પ્રસ્તુત અને ભાષા–અભ્યાસીને નિત્ય નજર સામે રાખવા જેવા છે 'ભાષાને શિષ્ટતા–અશિષ્ટતા પર નિર્ભર રહેતી [નામેંગીર, normative] દૃષ્ટિએ નિહાળનામા કેટલાક મોટા ભયસ્થાનો રહેલા છે અને ભાષાઓના ઐતિહાસિક વિકાસનુ અને ભાષા પાછળના માનસશાસ્ત્રના સામાન્ય નિયમોનુ સર્વસ્પર્શી જ્ઞાન હોય તોજ તેમનાથી દૂર રહી શકાય બાકી તો **'શુદ્ધ' 'શિષ્ટ' અને 'આદરણીય'ની મર્યાદા ખૂબજ સાંકડી દોરવાનુ વલણ સર્વત્ર દેખાય છે** ઘણીવાર વાસ્તવિકપણે તો બોલચાલમા બે કે વધારે રૂપો અગર ઉક્તિપ્રકારો ઉપલબ્ધ હોય છતા એ ને જ આદર આપવામા આવે છે શાસ્ત્રીય કમીટી મારફત નિર્ણય લાવવા જેટલો સમય હજી વીત્યો ન હોય તેવી બાબતોમા સારા પ્રયોગ તરીકે કોની પસદગી કરવી એ પ્રશ્નને નિર્ણય ઘણીયે વાર વ્યક્તિગત તરંગ કે અભિનિવેશથી લાવવામા આવે છે, અને આમ દૃષ્ટિબિંદુ ઓછુ સાકડું રાખતા જે રૂપ, અધિકૃત વ્યાકરણ કે શબ્દકોશમા પસદગી પામેલા રૂપ જેટલુજ બલ્કે તેના કરતા પણ વધારે સારૂ લાગે તેવુ હોય તેને ઘણીવાર નિષિદ્ધ ગણવામા આવે છે.. … . વ્યાકરણી શુદ્ધતાના પ્રશ્નોનો નિકાલ લાવવામા ઘણીવાર એકલી તાર્કિક વિચારણાને અતિ મહત્ત્વ આપી દેવામા આવે છે આ જાતનુ વલણ અને તેની સાથે થતો માનવજાતના—અને ખાસ કરીને શિક્ષકોના—સ્થિતિચુસ્તપણાનો સયોગ એ જીવન્ત ભાષાના નૈસર્ગિક વિકાસવ્યાપારમા અનેક રીતે અડચણરૂપ થઈ પડે છે" આપણી ભાષાના વિકાસમાર્ગમા આવી અડચણો ઊભી ન થાય તેને માટે આપણે સચેત રહેવાની જરૂર છે

બાકી રહેલા **હરામભક્ષક** લઈએ **હરામભક્ષક** શબ્દની ધ્વનિગોઠવણી અરોચક હોવાથી એનો પોતાનો બહુ બચાવ કરવા જેવુ નથી પણ તેના નિમિત્તે સામાન્યપણે સકર–સમાસો વિરુદ્ધ જે મતપ્રદર્શન કરવામા આવ્યુ છે, તેને વિષે થોડુક કહેવાનું છે ઉપરની વિચારણાનોજ કેટલોક અંશ તો આના પ્રતિવાદરૂપે રજૂ થઈ શકે તેમ છે વળી ઠાકોર રૂઢ થઈ ગયેલા સકરસમાસોને

[7] એજન ૨૫–૨૬

નો રહેવા દેવાની તરફેણમા છે. તેમનો વિરોધ એવા પ્રકારના નવા ઘડતરની સામે છે. પણ એટલે વાધોયે સમર્થિત થઈ શકે એવુ મને નથી લાગતુ ભારતીય-આર્યના ઇતિહાસના હરેક યુગમા આવા પ્રકારના પ્રકારના સકર-સમાસો મળી આવે છે. સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાયે વિશિષ્ટ પ્રકારના સકર-સમાસો—'ભાષાન્તર-સમાસો' [ટ્રાન્સ્લેશન કપાઉન્ડ્ઝ, Translation Compounds] —તરફ આપણુ ધ્યાન ખેંચેલુ છે.[૮] મધ્યયુગીન અંગ્રેજીમા પણ એવા કેટલાક ઉદાહરણો મળી આવે છે. અર્વાચીન ભારતીય-આર્યભાષાઓમાથી 'ધન-દોલત', 'કાગળ-પત્તર' 'માન-મર્તબો', 'માન-અકરામ', 'દીવા-બત્તી', 'સીલ-મહોર', 'લાજ-શરમ', 'બળ-જોરી' વગેરે પુષ્કળ શબ્દો ટાકી શકાય. પ્રાચીન અને મધ્ય ભારતીય-આર્યમા પણ ભાષાકીય સંકર-જનન [લીંગ્વીસ્ટીક મીસેજીનેશન, linguistic miscegenation]ના નમૂના મળી આવે છે. कार्षापण० (પ્રાચીન ફારસી+આફ્રીત અવાચ્ય [ઑસ્ટ્રીક, Austric]), शालिहोत्र० (અવાચ્ય+દ્રાવિડી), पालकाप्य० (દ્રાવિડી+ભારતબાહ્ય આર્યેતર અંશ), दन्तपाल० (આર્ય+દ્રાવિડી), इक्षुगण्ड० (આર્ય+'દેશ્ય'), सातवाहन० (અવાચ્ય+દ્રાવિડી) વગેરેઃ આમ સકર-સમાસો માટે દોઢેક સહસ્રાબ્દીની આપણીજ ભોમની પ્રાચીન પરંપરા મળે છે.

અને પગાઈ ભાષાના ઋણનુ ક્ષેત્ર આપણે ધારતા હોઈએ છીએ તેના કરતા ઘણુ વિશાળ હોય છે[૯] મુખ્યત્વે નામ અને વિશેષણની પરભાષામાથી આયાત થતી હોય છે, પણ કેટલીકવાર સંખ્યાવાચકો (વિશિષ્ટ ઉપયોગ માટે), પૂર્વગો, સાધક પ્રત્યયો અને બહુ જ અસાધારણ સજોગોમા નિત્યના વપરાશના આખ્યાતો ને પુરુષવાચક સર્વનામ સુદ્ધાતનો પરભાષામાથી સ્વીકાર કરવામા આવે છે. વાક્યરચના પર પણ પારકી અસર પડતી હોય છે ઉ ત. કેટલીયે રૂઢોક્તિઓ અને પ્રયોગો ફ્રેંચ અને લૅટીનમાથી અંગ્રેજી, જર્મન અને સ્કેન્ડીનેવીઆઈ ભાષાઓમા તેમજ જર્મનમાથી ડેની અને સ્વીડી ભાષામાં પ્રવેશ્યા છે. આથી જોઈ શકાશે કે અમુક સૂચક

---

૮ (૧) ભારતીય-આર્યમાં ભાષાબાહુલ્યસૂચક પ્રયોગો [પોલીગ્લૅાટીઝમ ઇન ઇંડોઆર્યન *Polyglotism in IndoAryan*] સાતમી પ્રાચ્યવિદ્યાપરિષદ (વડોદરા ૧૯૩૩)નુ પ્રવૃત્તિનિવેદન, (૨) ભારતમાની આર્ય ભાષાનો ઈતિહાસ [A History of Aryan Speech in India]—ધી કલકત્તા રીવ્યૂ, સપ્ટે ૧૯૩૬, પા ૨૬૩ (૩) 'જ્ઞાનગોષ્ઠી'—બુદ્ધિપ્રકાશઃ ઑકટો —ડિસે ૧૯૪૦, પા ૩૮૭. (૪) ભારતીય-આર્ય અને હિંદી [Indo Aryan and Hindi] ૧૯૪૨, પા ૩૭

૯ યેસ્પર્સન એજન પા ૨૧૧-૨૧૫

અને અગાઉની—ભાષાના આત્મરૂપ—સામગ્રી બાદ કરતાં બાકીના કોઈ પણ અંશની પરભાષામાંથી જરૂર પડે આયાત થવી એ ભાષાઘડતરના ઇતિહાસમાં સાધારણપણે બનતી બીના છે. **બેભાન, બેશુદ્ધ, બેસ્વાદ** જેવા સંકર સમાસ ચાલુ વપરાશમાં છે જ; **ઉપનીપજ** ( **વિષ્ણુપ્રસાદ** ) જેવા પ્રયોગો શિષ્ટ લેખકોમાં મળે છે; તે **જેવા મળે છે** જેવા પ્રયોગોને કે સારા લાગે તેવા સંકર–સમાસોને ઉપયોગમાંથી બાતલ ન કરવાના પક્ષની સમર્થક છે.

## [ ૩ ]

## રૂપમો [ મોર્ફીમ્જ, morphemes ]

વિજયરાય ક. વૈદ્યને મતે કેવળ શોખથી જ એવા પ્રયોગમાં વિનાકારણ બેવડો ભાર દેવાની ભૂલ થાય છે [ એજન, પા. ૧૫૦ ].

આ વાંધાનુ નિરસન કરતા પહેલાં અર્વાચીન ભાષાશાસ્ત્રની કેટલીક હકીકતોનો ભિડતો ખ્યાલ જરૂરી છે.

દરેક વાક્યમા આપણે બે તત્ત્વોને છૂટા પાડી શકીએ : માનસિક અનુભવ–સંસ્કારોને આધારે ઘડાયેલા ખ્યાલોને વ્યક્ત કરતાં તત્ત્વો **અર્થસો**[૧૦] [semanteme] અને આ અર્થસો વચ્ચે રહેલા વ્યાકરણી સંબંધ દર્શાવતા ધ્વન્યાત્મક તત્ત્વો (એક જ ધ્વનિ, એક અક્ષર [syllable] કે અનેક અક્ષરો) તે **રૂપમો** [morpheme]. **રામે જાનકીને વનવાસ આપ્યો** એ વાક્યમાં **રામ જાનકી વનવાસ આપવુ** એ સૌ અર્થસો અને –**એ** ને –યો એ રૂપમો છે.

---

૧૦. લેખનમાં એક જ સંજ્ઞા મારફત વ્યક્ત કરવામાં આવતો કોઈ ધ્વનિ ખરી રીતે એકરૂપ નથી હોતો. તેના જુદીજુદી વ્યક્તિઓથી થતાં તેમજ એકની એક વ્યક્તિથી જુદેજુદે સમયે થતાં ઉચ્ચારણો વચ્ચે સૂક્ષ્મ તફાવત રહેલો જ છે. આ ઉચ્ચારણોમાં ઉચ્ચારણ–અવયવોની હિલચાલ, ઉચ્છ્વાસને પ્રયત્નની માત્રા, વગેરે ઝીણીઝીણી ધ્વનિવિગતોમાં કંઈ નહિ તે કંઈ ફરક પડતો હોય છે. અને એમ સ્થૂળમાને એક ગણાતા હરેક ધ્વનિનું ઉચ્ચારણ ખરી રીતે તો અનેક અંશભિન્ન ઉચ્ચારણોની સરેરાશ રજૂ કરે છે. સરેરાશ ઉચ્ચારણના ખ્યાલને લીધે સામાન્ય દૃષ્ટિએ એક લાગતા કોઈ ધ્વનિના, જુદાજુદા ધ્વનિસંદર્ભોમાં દેખા દેતા બધાયે પરિવર્તો [ વેરીયંટ્સ, variants ]ના સમૂહને યુરોપની ભાષાઓમાં 'ફોનીમ' [ phoneme ] કહે છે. આપણે તેને માટે ધ્વનિમ [ ध्वनिम्=ध्वनि० नुं પ્રથમા એકવચન ] એવી સંજ્ઞા યોજી શકીએ. અને તે પ્રમાણે યુરોપી 'મોર્ફીમ' [ morpheme ] માટે રૂપમ [रूपम्=रूप० નુ પ્રથમા એકવચન ] અને 'સેમાંટીમ' [ semanteme ] માટે અર્થંસ [अर्थस= अर्थ०નું પ્રથમા એકવચન] અહીં યોજ્યા છે.

નામ, વિશેષણ, આખ્યાત, અમુક પ્રકારના સર્વનામ : આ સૌ અર્થસેના વર્ગમાં આવે; (૧) પ્રત્યયો, પૂર્વગો, અનુગો, ઉપસર્ગો, નિપાતો, શબ્દયોગીઓ, વગેરે અવ્યયો તથા પુરુષવાચક સર્વનામો, સહાયકારક ક્રિયાપદો, વિશેષકો (આર્ટીકલ, article) અને એવી બીજી વ્યાકરણી યુક્તિઓ; (૨) આઘાત (એક્સંટ, accent) તેમજ અપધ્વનિ (એબ્લાઉટ, ablaut); (૩) શબ્દક્રમ : આ સૌનો રૂપમના વર્ગમાં સમાવેશ થાય છે.[૧૧] રૂપમના બીજા પ્રકારોને છોડી દઈ પ્રસ્તુત ચર્ચાને ઉપયોગી પ્રકાર વિશે જ થોડુંક કહીશું. ઉપરના ઉદાહરણમાંના ૦ને, ૦યો, વગેરે જેવા એક જ ધ્વનિ કે એક જ ધ્વનિ-સમૂહના બનેલા હોય તેવા રૂપમો **સાદા રૂપમો** કહેવાય છે. તેમાં અમુક વિશિષ્ટ વ્યાકરણી કાર્ય એક જ ધ્વનિસમૂહ (કે ધ્વનિ) કરતો હોય છે. પણ રૂપમોની એક બીજી જાતમા તે એક નહિ પણ જુદાજુદા ધ્વનિસમૂહોનુ બનેલું હોય છે. તેમાં એક જ વ્યાકરણી કાર્ય જુદાજુદા બે ધ્વનિસમૂહો એક જ સાથે વાપરવાથી બને છે. એટલે કે આવી બાબતમાં તે બે શબ્દો છૂટા હોવા છતાં તેમનાં માનસિક સંયોગથી અવિભાજ્ય ઐક્યવાળું એક રૂપમ ઊભું થાય છે ફ્રેંચ ભાષામાં નમર્થ બે તત્ત્વોથી વ્યક્ત કરવામાં આવે છે; અને વાક્યમાં આ બેને ભાગ્યે જ એકબીજાની સમીપ મૂકવામા આવે છે. ઉ. ત. "je[૧] ne[૨] mange[૩] pas[૨]". "હું[૧] ખાતો[૩] નથી[૨]". આ જાતના રૂપમો **સંયુક્ત રૂપમો** કહેવાય છે.

ગુજરાતીમાં ભારદર્શન કે અન્યવ્યાવર્તન માટે **કેવળ** અને **જ** અથવા **માત્ર** અને **જ** સાથે વાપરી શકાય છે ઉ. ત. "કેટલાક તરુણ વિદ્વાનો **કેવળ** શોખથી **જ** ગ્રંથકાર થવાને પ્રવર્તમાન થાય છે." "આવી ઉગ્ર સાધના તો **માત્ર** ગાધીજી **જ** કરી શકે." ઉપર આપેલી હકીકતોના પ્રકાશમાં આ **કેવળ–જ** કે **માત્ર–જ**ને સંયુક્ત રૂપમની કોટીમા મૂકી શકાય. પણ તેમાં એટલુ બાધક છે કે અર્થવ્યક્તિ માટે **કેવળ—જ** કે **માત્ર—જ** ના બંનેય ઘટકોનો ઉપયોગ કરવો પડે એવુ નથી. બંનેના ઉપયોગથી વ્યક્ત થતો ભાવ સ્થૂળમાને વ્યક્ત કરવા માટે તેમાંથી ગમે તે એક પણ પર્યાપ્ત છે. **માત્ર**, **કેવળ** અને **જ** એકલા પણ તેવી અર્થવ્યક્તિ કરે છે. ભારની માત્રા વધારે હોય ત્યા બે વાપરવાનુ થાય છે. આથી આ રૂપમ સાદા અને સયુક્તની વચ્ચેની દશામા છે એવો નિર્ણય બાંધી શકાય.

---

૧૧. વાંદ્રયે (Vendryes), લેંગ્વેજ [Language] (અંગ્રેજી ભાષાન્તર : ૧૯૩૧), પા. ૭૩–૮૦

ઉક્ત રીતે ભાષાશાસ્ત્ર તરફથી **માત્ર–જ કે કેવળ–જ**ના પ્રયોગને સમર્થન મળે છે. રૂઢિ તો સમર્થક છે જ; અને ત્રીજી રીતે એમ સમર્થન થઈ શકે કે કેવળ **કેવળ** કે **માત્ર**, અગર કેવળ જ, અથવા તો એવી વખતે તેમાંથી બે સાથે વાપરી શકાય છે તે ભાર કે કૈવલ્યની ઓછી વધુ માત્રા અનુસાર છે. એટલે તેનો સંયુક્ત ઉપયોગ ધારવામાં આવ્યું છે તેમ નિરર્થક નથી અને તો તેનો બહિષ્કાર કરવો પણ ઘટતો નથી.

છેવટમાં એટલું સ્પષ્ટ કરી લઉં કે ઉપરના વિચારમણકામાં સૂત્રસ્થાને આટલી વાત રાખી છે કે ગુજરાતીને અમુક પ્રકારનું સ્થિર—શિષ્ટ સ્વરૂપ છે અથવા તો આપવાનું છે એ સ્વીકારીને પણ તેનો વિકાસ ખોટા નિયંત્રણોથી ન રુંધાય અને સર્વ ભાષાઓની જેમ તે પણ એક સાધન હોઈ વાપરનાર સમૂહની જરૂરિયાત પ્રમાણે તેમાં પરિવર્તનો થયાં કરવાનાં એ લક્ષમાં રાખવું [૧૨]ઇષ્ટ ને આવશ્યક છે.



૧૨. વિજયરાયનાં લખાણોમાં ગુજરાતીના ઘડતરની બાબતમાં સામાન્ય રીતે પ્રયોગપ્રેમ અને ઉદાર દૃષ્ટિ સુવ્યક્ત થાય છે, પણ અહીં જેવાં કોઈકોઈ સ્થળે તેમણે સાંકડું વલણ દાખવ્યું છે.

# વ્યાકરણદુષ્ટ કિંતુ બહુપ્રચલિત

શબ્દોને—અને ભાષાનાં બીજાં અંગોને પણ—લગતી આપણી શુદ્ધતા-અશુદ્ધતાની માન્યતાઓને અને ખ્યાલોને ચકાસવાને જરૂરલેગું અંતર આપણને ત્યારે જ મળી શકે, જ્યારે આપણે આપણી ભાષાના વર્તુળને વટી સહજન્ય પડોશભાષાઓના પ્રવાહને તપાસતા રહીએ. ચલન્તિકા—આધુનિક બંગભાષા અભિધાન, એ નામના શ્રી. રાજશેખર બસુ સંકલિત (દ્વિતીય સંસ્કરણ ૧૯૩૩–૩૪) બંગાળી શબ્દકોષમાં પરિશિષ્ટ રૂપે જે કેટલીક પ્રકીર્ણ માહિતી આપેલી છે, તેમાં પા. ૬૨૪–૬૨૫ પરની શબ્દોની યાદી પ્રસ્તુત હકીકતના એક ઉદાહરણ તરીકે રજૂ કરી શકાય. એ યાદીને 'વ્યાકરણદુષ્ટ કિન્તુ બંગાળીમાં બહુપ્રચલિત' એવા અર્થનું શીર્ષક આપેલું છે. ગુજરાતીની દૃષ્ટિએ ઉપકારક નહીં એવા થોડાક શબ્દો છોડી દઈ, બાકીનામાંથી જે ગુજરાતીને પણ જાણીતા છે તેમની બાજુમાં ફૂદડી મૂકી એ આખી યાદી નીચે ઉતારું છું.

| શુદ્ધ | પ્રચલિત |
|---|---|
| અનૂદિત | અનુવાદિત* |
| અર્ધાંઙ્ગી | અર્ધાઙ્ગિની* |
| આવશ્યક | આવશ્યકીય |
| આવશ્યક | આવશ્યકતા* |
| ઇષ્ટ | ઇચ્છિત* |
| ઉપર્યુક્ત | ઉપરોક્ત* |
| કાય | કાયા* |
| ક્ષમ | સક્ષમ |
| ચક્ષુર્ગોચર, વગેરે | ચક્ષુગોચર, વગેરે |
| નત | નમિત |
| નૈરાશ્ય | નિરાશા |
| પથ્યનુસરણ | પથાનુસરણ |
| બહુરૂપ | બહુરૂપી* |
| વિદ્યુદ્‌વેગે | વિદ્યુતવેગે |
| મહારથ | મહારથી* |
| મહિમમય | મહિમામય |
| શરચ્ચંદ્ર | શરતચંદ્ર |
| સર્જન | સૃજન |

ગમાણેની? કારણ, શુદ્ધિઅશુદ્ધિનો ખ્યાલ ભાષાસાપેક્ષ છે. અમુક, સમય કે સ્થળની ભાષા માટે જે શુદ્ધ હોય તે જુદા સમય કે સ્થળની ભાષા માટે શુદ્ધ જ હોય એવો કોઈ નિયમ નથી. શુદ્ધિનું કોઈ નિરપેક્ષ ધોરણ નથી. સંસ્કૃત-પ્રાકૃત, અપભ્રંશ, ગુજરાતી વગેરેને શુદ્ધિનાં પોતીકાં સ્વતંત્ર ધોરણો હોય છે, જે તેતે ભાષામાં પ્રવર્તમાન થતા પ્રયોગો પૂરતાં જ સાર્થક છે. આમ હોવા છતાં ઉપરની યાદીમાં પ્રશિષ્ટ (ક્લાસીકલ, classical) સંસ્કૃત વ્યાકરણના નિયમોને જ લક્ષમાં રાખીને આગળી શબ્દોની શુદ્ધિઅશુદ્ધિનો ન્યાય તોળવામાં આવ્યો છે! પ્રશિષ્ટ સંસ્કૃતના ઉત્કર્ષકાળ પછીથી લઈને આજ સુધીના ગાળામાં બીજી ત્રણચાર ભાષાઓ ઉદય, વિકાસ ને અસ્તની ભાગી બનેલી છે, અને તેતે ભૂમિકામાં પ્રવર્તેલાં ભાષાકીય વલણો સંસ્કૃતમાં પ્રવર્તેલાં વલણોથી જુદાં છે એ હકીકતને વીસારી દઈએ તો જ આપણે સંસ્કૃતનાં શુદ્ધિનાં ધોરણોને પ્રાકૃતાદિ ભાષાનાં વલણોને લાગુ પાડવાની ચેષ્ટા કરી શકીએ. પ્રાકૃતાદિ ભાષાઓ જે સંસ્કૃત કે ઇતર ભાષાની સામગ્રીનો ઉપયોગ કરે તેને પણ સામાન્યતઃ તો તે તે ભાષાના જ નિયમો લાગુ પડે, નહીં કે સંસ્કૃતના. **ટેમ્પલો, પીનો** વગેરે વાપરવાને બદલે **ટેમ્પલ્જ્ લાવો, પીન્જ્** આપો એમ બોલવું એ શુદ્ધ ગુજરાતી નથી જ.

આટલી વાત ધ્યાનમાં રાખી પહેલાં આપેલી યાદીના શબ્દો તપાસીએ. એ શબ્દોમાંથી **વિદ્યુત્વેગે** ને **શરત્ચંદ્ર**માં સંસ્કૃત સંધિનિયમો અને **મહિમામય**માં સંસ્કૃત સમાસનિયમોનો ભંગ થયેલો છે તેથી, જ્યારે **ચક્ષુગોચર, ઉપરોક્ત** ને **યથાનુસરણ**માં સંસ્કૃતેતર ને સંસ્કૃત અંગોનો સમાસ કરવામાં આવ્યો છે તેથી તેમને અશુદ્ધ ઠરાવવામાં આવ્યા છે. આનો અર્થ એ કે સંસ્કૃત સંધિનિયમો સંસ્કૃત પૂરતાં જ જીવંત હોવા છતાં તેમનું અર્વાચીન ભાષાઓ પર પણ વર્ચસ્ સ્થાપવું અને અર્વાચીન ભાષાઓમાંથી **મનસુખ, યશવંત જ્યોતીંદ્ર,** જેવા અનેક ભાષાના સ્વત્વના અંશરૂપ સમાસોને કાઢી કાઢી ભાષાઓની એવા સમાસ ઘડવાની શક્તિને રુંધવી કે નષ્ટ કરવી.

એ જ પ્રમાણે બહુવ્રીહિથી અર્થ વ્યક્ત થઈ શકતો હોય ત્યાં મત્વર્થીય इन् न પ્રયોજવો એ નિયમને આધારે **બહુરૂપી, મહારથી** ને **નિરપરાધી** ને અશુદ્ધ ઠરાવ્યા છે. પણ સંસ્કૃતમાં જ આવા પ્રકારના પુષ્કળ શબ્દો વ્યવહારમાં જોવા મળે છે એ જ દેખાડે છે કે ઉપલા નિયમની જીવંતતા અમુક સમય પછી નષ્ટ થવા લાગી હતી. બહુરૂપ વગેરે જેવા શબ્દોથી અર્વાચીન ભાષાઓમાં 'બહુરૂપવાળો' ઇત્યાદિ અર્થનું દ્યોતન તત્કાલ નથી થતું—એવા અર્થદ્યોતનને માટે એ અપર્યાપ્ત લાગે છે, એટલે જ આપણે મત્વર્થીય ઈ લગાડી

આ ઉપરાંત આગળ આપેલી એક 'અશુદ્ધ' શબ્દોની યાદીમાંથી નોંધવા જેવા :–

| શુદ્ધ | અશુદ્ધ |
|---|---|
| સંમુખ | સન્મુખ* |
| સંમાન | સન્માન* |
| કથયિતવ્ય | કથિતવ્ય* |
| નિરપરાધ | નિરપરાધી* |
| સશંક | સશંકિત |

આ *શબ્દો આપણે માટે ઘણા સૂચક છે. શિષ્ટ ગુજરાતીનુ સ્વરૂપ બાંધવામાં જે ધોરણો અત્યારે પ્રવર્તી રહ્યાં છે, તેમાંથી કેટલાંક પંડિતયુગે ઘડેલાં છે. પણ આ પંડિતયુગ પોતે પશ્ચિમના સંપર્કે ઉદ્ભાવેલા ભારતવ્યાપી પ્રબોધકાળના એક ફળરૂપ છે. પ્રબોધકાળે આપણને પ્રાચીન સંસ્કૃત સાહિત્ય અને ભાષાના સમૃદ્ધ વારસા તરફ સ્વમાન અને આત્મગૌરવ સાથે વાળ્યાં, અને ત્યારથી જે વિચારવલણો અને આચારઢાળા (બીહેવીયર પેટર્નુંજ behaviour patterns) ઉદ્ગમ પામી સ્થિર સ્વરૂપ પકડતાં આવ્યાં છે તેમનુ પોષણ કરનારી એમાંથી એક ધાત્રી તે આપણો એ પ્રાચીન વારસો જ છે. પ્રબોધકાળનુ આરંભનુ પ્રેરકબળ તે પરાઈ સંસ્કૃતિ સામેનો પ્રત્યાઘાત. આને લીધે સહજ જ આપણું વિચારનું લોલક તેના અર્ધવતુંળના બીજા છેડાને સ્પર્શવા લાગ્યું, ને કેટલીયે બાબતોમાં આપણાં પ્રાચીન સાહિત્ય, સંસ્કૃતિ અને ભાષા પ્રેરક અને માર્ગદર્શક અમુક હદ સુધી જ રહી, પછી માર્ગરોધક બનતાં જતાં હોવાનાં ચિહ્નો વરતાવાં લાગ્યાં. એટલે ત્યારથી પ્રત્યાઘાતની આરંભની ભૂમિકાની સાથોસાથ સમન્વયની ભૂમિકાનાં મંડાણ થયાં. વિચારાદિનાં આ પરિવર્તનો આપણી ભાષાઓનાં વિકાસ પર પણ પ્રભાવ પાડતાં રહ્યાં છે.

આટલું પ્રાસ્તાવિક લંબાણ આપણે ત્યાં તેમ જ ઉત્તર ભારતના અન્ય ભાષાપ્રદેશોમાં બહુ પ્રવર્તતાં ભાષાકીય શુદ્ધિ–અશુદ્ધિનાં ધોરણોને તેમના ખરા સ્વરૂપમાં સમજવા માટે અનિવાર્ય માનીને કર્યું છે. આ પૂર્વપીઠિકાને આધારે આપણે હવે શરૂમાં ટાંકેલી યાદી વિશે થોડો વિચાર કરીએ.

ટાંકેલી યાદીમાં શબ્દોની એક કટારને 'શુદ્ધ' એવી મહોરછાપ લગાડવામાં આવેલી છે. સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય કે આ શુદ્ધિ તે ક્યા ધોરણ

પ્રમાણેની? કારણ, શુદ્ધિઅશુદ્ધિનો ખ્યાલ ભાષાસાપેક્ષ છે. અમુક, સમય કે સ્થળની ભાષા માટે જે શુદ્ધ હોય તે જુદા સમય કે સ્થળની ભાષા માટે શુદ્ધ જ હોય એવો કોઇ નિયમ નથી. શુદ્ધિનુ કોઇ નિરપેક્ષ ધોરણ નથી. સંસ્કૃત-પ્રાકૃત, અપભ્રંશ, ગુજરાતી વગેરેને શુદ્ધિનાં પોતીકા સ્વતંત્ર ધોરણો હોય છે, જે તેતે ભાષામાં પ્રવર્તમાન થતા પ્રયોગો પૂરતા જ સાર્થક છે. આમ હોવા છતાં ઉપરની યાદીમાં પ્રશિષ્ટ (કલાસીકલ, classical) સંસ્કૃત વ્યાકરણના નિયમોને જ લક્ષમાં રાખીને બંગાળી શબ્દોની શુદ્ધિઅશુદ્ધિનો ન્યાય તોળવામાં આવ્યો છે! પ્રશિષ્ટ સંસ્કૃતના ઉત્કર્ષકાળ પછીથી લઇને આજ સુધીના ગાળામાં બીજી ત્રણચાર ભાષાઓ ઉદય, વિકાસ ને અસ્તની ભાગી બનેલી છે, અને તેતે ભૂમિકામાં પ્રવર્તેલા ભાષાકીય વલણો સંસ્કૃતમા પ્રવર્તેલાં વલણોથી જુદાં છે એ હકીકતને વીસારી દઈએ તો જ આપણે સંસ્કૃતનાં શુદ્ધિનાં ધોરણોને પ્રાકૃતાદિ ભાષાના વલણોને લાગુ પાડવાની ચેષ્ટા કરી શકીએ. પ્રાકૃતાદિ ભાષાઓ જે સંસ્કૃત કે ઇતર ભાષાની સામગ્રીનો ઉપયોગ કરે તેને પણ સામાન્યતઃ તો તે તે ભાષાના જ નિયમો લાગુ પડે, નહીં કે સંસ્કૃતના. ટેબલો, પીનો વગેરે વાપરવાને બદલે ટેબલ્જ લાવો, પીન્જ આપો એમ બોલવુ એ શુદ્ધ ગુજરાતી નથી જ.

આટલી વાત ધ્યાનમાં રાખી પહેલાં આપેલી યાદીના શબ્દો તપાસીએ. એ શબ્દોમાંથી વિદ્યુત્વેગે ને શરતચંદ્રમાં સંસ્કૃત સંધિનિયમો અને મહિમામયમાં સંસ્કૃત સમાસનિયમોનો ભંગ થયેલો છે તેથી. જ્યારે ચક્ષુગોચર, ઉપરોક્ત ને પથાનુસરણમાં સંસ્કૃતેતર ને સંસ્કૃત અંગોનો સમાસ કરવામાં આવ્યો છે તેથી તેમને અશુદ્ધ ઠરાવવામાં આવ્યા છે. આનો અર્થ એ કે સંસ્કૃત સંધિનિયમો સંસ્કૃત પૂરતાં જ જીવંત હોવા છતા તેમનુ અર્વાચીન ભાષાઓ પર પણ વર્ચસ્વ સ્થાપવુ અને અર્વાચીન ભાષાઓમાથી મનસુખ, યશવંત જ્યોતીંદ્ર, જેવા અનેક ભાષાના સ્વત્વના અંશરૂપ સમાસોને હાંકી કાઢી ભાષાઓની એવા સમાસ ઘડવાની શકિતને રુંધી કે નષ્ટ કરવી.

એ જ પ્રમાણે બહુવ્રીહિથી અર્થ વ્યક્ત થઈ શકતો હોય ત્યા મત્વર્થીય इन् न પ્રયોજવો એ નિયમને આધારે બહુરૂપી, મહારથી ને નિરપરાધીને અશુદ્ધ કહ્યા છે. પણ સંસ્કૃતમાં જ આવા પ્રકારના પુષ્કળ શબ્દો વ્યવહારમા એવા મળે છે એ જ દેખાડે છે કે ઉપલા નિયમની જીવંતતા અમુક સમય પછી નષ્ટ થવા લાગી હતી. બહુરૂપ વગેરે જેવા શબ્દોથી અર્વાચીન ભાષાઓમાં 'બહુરૂપવાળો' ઇત્યાદિ અર્થનું દ્યોતન તત્કાલ નથી થતું—એવા અર્થદ્યોતનને માટે એ અપર્યાપ્ત લાગે છે, એટલે જ આપણે મત્વર્થીય ઈ લગાડી

બહુરૂપી વગેરે સાધી અર્થનિષ્ઠ આકાંક્ષા પૂરી કરીએ છીએ. એટલે, ભાષાનું વલણ જ આ જાતનું શબ્દઘડતર માગી લે ત્યાં અશુદ્ધિનો સવાલ ઊભો કેમ કરી શકાય? એવી જ રીતે સન્મુખ શબ્દનો જૈન સંસ્કૃત ગ્રંથ પ્રબંધચિંતામણિ (૧૩૦૪) માં, ને સન્માનનો ચિત્રસેનપદ્માવતીકથા (૧૬૦૩) ને રામચરિતમાનસ (૧૬ મી સદી)માં પ્રયોગ થયેલો છે તે દેખાડી આપે છે કે આજકાલથી નહિ પણ ચારપાંચ સદી પહેલાંથી પ્રવર્તતા ભાષાવલણોને આધારે એ શબ્દોનો રૂપપલટો થયેલો છે કાયા શબ્દ અપભ્રંશભૂમિકાથી જ સ્ત્રીલિંગી બન્યોછે, અને જૂની ગુજરાતીમાં એ જ લિંગમાં એ જાણીતો છે. આવશ્યક સંસ્કૃતમાં વિશેષણ અને નામ બંને છે. અને તો પછી વિશેષણાર્થક આવશ્યકમાંથી આવશ્યકતા સાધવામાં સંસ્કૃત પ્રમાણે પણ કશો બાધ ન હોઈ શકે. એટલું જ નહીં, હિતોપદેશમાં આવશ્યકતા વપરાયેલો જ મળે છે. બાકી રહેલામાં ઇચ્છિત, અનુવાદિત, કથિતવ્ય વગેરે સાદશ્યને આધારે સધાયેલા છે. ભાષાન્તરને ભાષાન્તરિત વગેરેની માફક અનુવાદ, અનુવાદિત, ઇચ્છા-ઇચ્છિત (સર૦ પ્રાકૃત इच्छिय) વગેરે.

આમ ગુજરાતી વગેરે અર્વાચીન ભાષાઓ કે તેમની પૂર્વભૂમિકાઓમાં હસ્તીમાં આવેલા ભાષાવલણોને વશવર્તીને ઉપરના જેવા શબ્દો, પ્રયોગો ઇત્યાદિ સંસ્કૃતથી સ્વતંત્રપણે વપરાતા થયા છે, અને તેથી તેમનો અર્વાચીન ભાષાઓ પૂરતો શુદ્ધિ માટેનો દાવો સંસ્કૃતમાં વપરાતા શબ્દો ને પ્રયોગોના સંસ્કૃત પૂરતા શુદ્ધિ માટેના દાવા જેટલો જ વાજબી ગણાય.



# हु, एक અને હોવુંનાં ભારત-યુરોપીય મૂળસ્વરૂપો*

સામાન્ય જાણ અને સ્પષ્ટતા ખાતર નીચેની પારિભાષિક સંજ્ઞાઓની પ્રાસ્તાવિક ઓળખવટ જરૂરી છે

**ભારતીય-આર્ય**[1] (Indo-Aryan) (=ભાઆ) મૂળે બહારના કોઈ પ્રદેશમાંથી ભારતવર્ષમાં વસવાટ માટે આવી રહેલા આર્યોની ભાષા તેની ત્રણ ભૂમિકા–(૧) વૈદિક ભાષા, વેદકાલીન ઇતર લોકબોલીઓ અને સંસ્કૃત એ સૌનો સમાવેશ કરતી પ્રાચીન ભૂમિકા તે **પ્રાચીન ભારતીય-આર્ય** (Old Indo-Aryan) (=પ્રાભાઆ), (૨) પાલિ, પ્રાકૃતો, અપભ્રંશ તેમ જ તત્કાલીન લોકબોલીઓ એ સૌને આવરી લેતી બીજી ભૂમિકા તે **માધ્યમિક ભારતીય-આર્ય** (Middle Indo-Aryan) (=માભાઆ), (૩) ગુજરાતી, મરાઠી, નેપાળી, વગેરે ઉત્તર ભારતની અર્વાચીન ભાષાઓથી રજૂ થાય છે તે અર્વાચીન ભૂમિકા—**અર્વાચીન ભારતીય-આર્ય** (New Indo-Aryan) (અભાઆ)

**પ્રાથમિક ભારતીય-આર્ય** (Primitive Indo—Aryan—Ur-Indo-Aryan) (પ્રાભાઆ) ભારતીય-આર્યમાં બોલીભેદ વિકસ્યા હોવાની નિશાનીઓએ સ્પષ્ટ દેખા દીધા તે પહેલાની એકરૂપતા ધરાવતી ભાષાભૂમિકા

* ઓકટોબર–ડીસેમ્બર ૧૯૪૧ના બુદ્ધિપ્રકાશમાંના ડોલરરાય માંકડના "'હુ' 'એક' અને 'હેવુ'નાં મૂળ ઇન્ડો–યુરોપિયન રૂપો' એ લેખની અન્વેષણપદ્ધતિ અને કેટલાક ચિન્ત્ય મુદ્દાઓની ચર્ચા

૧ ભારતીય-આર્ય, પ્રાચીન ભારતીય-આર્ય, વગેરે સંજ્ઞાઓ વધારે શાસ્ત્રીય અને વિદ્વાનોમાં કયારનીય સર્વમાન્ય અને સામાન્યપણે વપરાતી થઈ હોવાથી ગ્રીયર્સન શેખી જૂની-અને ગર્યાર ૧૯—પરિભાષા પ્રાથમિક પ્રાકૃત, દ્વૈતીયિક પ્રાકૃત વગેરે હવે ન વપરાવી જોઈએ

પ્રાથમિક ભારત-ઈરાની (Primitive Indo-Iranian-Ur-Indo-Iranian)(પ્રાભાઈ): પ્રાથમિક ભારતીય-આર્ય અને પ્રાથમિક ઈરાની (અવેસ્તી, પહ્લવી, વગેરેની એકરૂપતાવાળી પૂર્વભૂમિકા) એ બંનેની વૈયક્તિક વિશિષ્ટતાઓ સ્પષ્ટપણે વિકસવા લાગી તે પહેલાંની એકરૂપતા ધરાવતી ભૂમિકા.

ભારત-યુરોપીય-(Indo-European) (ભાયુ): ભારતીય-આર્ય, ઈરાની, આર્મીની (Armenian), ગ્રીક, આલ્બેની, (Albanese), ઈટાલીય (Italic), કેલ્ટી કે સેલ્ટી (Keltic-Celtic), જર્મની, (Germanic) બાલ્ટી-સ્લાવી (Baltic-Slavic), તોખેર (Tocharian) એ સૌ[2] સહજન્ય ભાષાવિશેષોનો પરિવાર તે ભારત-યુરોપીય ભાષાપરિવાર અને એ ભાષાવિશેષોની પ્રાથમિક ભૂમિકાઓ જેમાંથી ફંટાઈ એ પૂર્વભૂમિકા તે પ્રાથમિક ભારત-યુરોપીય ભાષા.

પુનર્ઘટના-(Reconstruction); ભાષાની અમુક ભૂમિકાના ધ્વનિઓ તે ભૂમિકા બદલાતાં જે પલટા પામે છે તેમને ફલિતરૂપે રજૂ કરતાં વિધાનો તે ધ્વનિનિયમો (ફોનેટીક લૉજ્ phonetic laws), કે ઉત્સર્ગો કહેવાય છે. આમાં ઘણીવાર એમ પણ બને કે પાછલી ભૂમિકામાં કેટલાક એવા શબ્દો મળી આવે, જેમનાં પૂર્વસ્વરૂપ તરીકે રજૂ કરી શકાય તેવા શબ્દો, આગલી ભૂમિકાના મર્યાદિત અવશેષોજ જળવાઈ રહ્યા હોવાથી તેમાં ખૂટતા હોય. આવે વખતે ભાષાશાસ્ત્રી તે બે ભૂમિકાની સરખામણી દ્વારા પોતે તારવેલા સર્વસ્પર્શી ધ્વનિનિયમોને આધારે પાછલી ભૂમિકાના પ્રસ્તુત શબ્દોના ધ્વનિઓને સ્થાને આગલી ભૂમિકામાં કયા ધ્વનિઓ હોવા જોઈએ એ નક્કી કરી તદનુસાર તે શબ્દોનાં પૂર્વરૂપો ઘડી કાઢે છે. દા. ત. ગુજરાતી જોડવું ના મૂળરૂપ તરીકે ગણી શકાય તે શબ્દ પ્રાભાઆ.માં ન મળતો હોવાથી, (૧) અમુક શરતો

૨. હીટાઈટ (Hittite) સામાન્ય રીતે ભાયુ. ની ભગિનીભાષા તરીકે ગણાય છે.

નીચે ગુ. -ङ्- પ્રાભાઆ. -ट्- નું અને (૨) બીજી કેટલીક શરતો નીચે ગુ. ज्- પ્રાભાઆ. य्-નુ પરિણામ રજૂ કરે છે, જ્યારે (૩) અમુક સંજોગોમા પ્રાભાઆ. ओ- ગુ. મા યથાવત્ જળવાઈ રહ્યો છે—આવા ઉત્સર્ગોને બંને જોડવાના મૂળધાતુ તરીકે *मृट्०- *योट्‌ની પુનર્રચના કરવામા આવે છે. यु० વાસ્તવિકપણે પ્રભાઆમા ધાતુ તરીકે અસ્તિત્વ ધરાવતો હોવાથી, અને બીજા શબ્દોના ઘડતરના અભ્યાસથી ધાતુવિસ્તાર માટે -ट- પ્રત્યયનો વપરાશ થયેલ હોવાની સાબિતી મળતી હોવાથી, માત્ર ધ્વનિશાસ્ત્રને આધારે કરેલી ઉપરની પુનર્ઘટના બીજી દિશાઓમાથી પણ સમર્થિત થાય છે [૩]

હવે ઉપર ઉલ્લેખેલી ભાયુ ભૂમિ। વસ્તુસ્વરૂપે અસ્તિત્વમા હોવાનો કોઈ પ્રત્યક્ષ પુરાવો નથી, પણ ઉક્ત ભારત-ઈરાની, ગ્રીક, જર્મેની, વગેરે ભાષાઓની સરખામણી કરતા એ સૌના સમાન મૂળ તરીકે એક એવી ભાષા-ભૂમિકા સ્વીકારવી પડે તેમ છે, કે જે મૂળ સ્થૂળમાને એકરૂપ હોય પણ સમય જતા તેમા બોલીભેદ વિમ્સનાને લીધે ભારત-ઈરાની, ગ્રીક, વગેરે રૂપે વિભક્ત થઈ હોય તે ભૂમિ।ને ભારત-યુરોપીય કહેવામા આવે છે પ્રાભાયુનુ સ્વરૂપ કેવુ હશે—તેનું કલેવર, શબ્દો રૂપો, ધ્વનિઓ વગેરે કેવા હશે—તે, ભાયુ પરિવારની પ્રત્યક્ષ અસ્તિત્વ ધરાવતી ભાષાઓની સરખામણી કરીને, ઉપર સમજાવેલી પુનર્ઘટનાની પદ્ધતિએ ભાષાશાસ્ત્રીઓએ તર્કથી નક્કી કર્યું છે, અને ઈ સ ૧૮૩૩ મા પ્રસિદ્ધ થયેલા બૉપ (Bopp)ના તુલનાત્મક વ્યાકરણથી માડી અત્યાર સુધીમા, ભાયુ ભાષાશાસ્ત્રના અભ્યાસના ફળરૂપે ભાયુ ના વ્યાકરણ, કોશ, વગેરેના ઘણા ગ્રંથો બહાર પડ્યા છે વાદદશા વગાનીને આ વિષય ઠીક ઠીક ખેડાઈ ગયો હોવાથી, ભાષાશાસ્ત્રીઓએ સ્થાપેલા ભાયુ મૂળ ધ્વનિઓ અને ધ્વનિઓના સમૂહરૂપ શબ્દોને આરભસ્થાન ગણી જુદી જુદી ભાયુ શાખાઓમા આ ધ્વનિસમૂહો કેવુ રૂપાન્તર પામ્યા એ તપાસવુ એ ભાષાઓના ધ્વનિઓ કે શબ્દોને સમજાવવાનો સરળ માર્ગ છે.

કોઈ પણ વિષયની ચર્ચા કે અન્વેષણ કરતા પહેલા તે વિષયમા અત્યાર

---

૩ આથી જુદી પણ ખોટી વ્યુત્પત્તિ માટે જુઓ નરસિંહરાવ, ૧૨૬૮ (૧૩)

સુધીમા થઈ ગયેલા કાર્યને લક્ષ્યમા રાખીને જ આગળ વધવુ જોઈએ[૪] એ વાત શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરનારને સુવિદિત હોય છે. આ લેખના અતમા આપેલા ગ્રથોમા, અધ્યા. માંકડે ચર્ચેલા શબ્દોને લગતા નિર્ણયો—મુખ્યત્વે શાસ્ત્રીય પદ્ધતિએ અને પૂરતા પુરાવાને આધારે બધાયેલા અને તેથી અસદિગ્ધ અને સ્થિરસ્વરૂપના—તેમ જ તેમને લગતુ સાહિત્ય મળી આવશે. આ ચર્ચામા મેં મુખ્યત્વે વાલ્ડે (Walde) અને પોર્કોની (Pokorny) ના ભારત–યુરોપીય ભાષાઓનો તુલનાત્મક કોશ (Vergleichendes Woeterbuch der Indogermanischen Sprachen) (૧૯૩૦) નો ઉપયોગ કર્યો છે.

અધ્યા. માંકડે ધ્વનિનિયમોને ફાવે તેમ વાપર્યા છે[૫] ધ્વનિનિયમોને સ્થળ કાળના બધનો હોઈ શકે એ તેમને પૂરતુ ખ્યાલમા રહ્યુ હોય એમ લાગતુ નથી. જુઓ તેમના નીચેના ભાવાર્થવાળા વિધાનો —

---

૪ પણ આપણે ત્યા આવુ બધન સ્વીકારવાની જરૂરિયાત માનવામાં નથી આવતી વ્યુત્પત્તિચર્ચામાં પણ, જે વિશે વારસો પહેલા નિર્ણયાત્મક પરિણામો આવી ગયાં હોય છે, તે જાણે કે નવીન જ શોધ હોય તેમ રજૂ કરવામાં આવે છે પણ, આધુનિક વિજ્ઞાનશાસ્ત્રને અડકયા પણ વિના કોઈ દસપદર વરસની માથાકૂટ મહેનતને અંતે ફરી ગુરુત્વાકર્ષણનો નિયમ સ્વતત્રપણે શોધી કાઢે તો તેથી તેનામા ન્યૂટનના જેટલી ઉચ્ચ પ્રતિની સશોધકતા હોવાનું પુરવાર થાય એટલુ જ, જ્ઞાનની પ્રગતિની દૃષ્ટિએ તો એટલા વરસ એળે જ ગયા એમ લાગે

૫ નરસિંહરાવે પણ સગવડે આવુ જ વલણ સ્વીકાર્યું છે જુઓ "I do not forget that phonetic laws are conditioned by the limits of time and space But when our theory goes far far back into a period where these limits of time and place are uncertain factors (શા માટે?) we are not unjustified in taking the phonetic principles on purely acoustic ground" ૧, ૩૦૪–૩૦૫

આ વલણને લીધે તેમ જ પ્રામાણિક ગ્રથોનો પૂરતો આધાર ન લીધાને કારણે, જ્યા જ્યા નરસિંહરાવ ગુજરાતી, વગેરેનુ તેમનુ જાણીતુ ક્ષેત્ર છોડી ભારત–યુરોપીય જેવી અજાણી ધરતીમાં કેડી પાડવા કે ડગ ભરવા ગયા છે (દા ત ઉક્ત ગ્રથ, પા. ૨૯૪–૨૯૬, પાદનોધ ૧૮, ગ્રાસ્માનના નિયમનો વિરોધ પા ૨૯૯–૩૦૭ ગુફા–ગુહાનુ લાઘુલઘક પૌંજણ, પા. ૪૬૫-૪૬૭ ष>ख ને લગતી કલ્પનાઓ, વગેરે) ત્યાં ત્યાં આપણને ઘણા ખરુ અર્ધદગ્ધ કે ઉટગ ચર્ચાઓ— ગ્લોટોગોનીક ડીસ્કશન્ઝ, Glottogonic discussions—સિવાય ખાસ કંઈ મળ્યુ નથી પણ ન્યાય ખાતર કહેવું જોઈએ કે કોઈ સ્થળે તેમણે સાવચેત રહી નરમ શબ્દોમા અને કેટલીક મર્યાદાઓ સાથે સૂચન રૂપે પોતાનો વાદ રજૂ કર્યો છે (પા ૩૦૦, ૩૦૭) તેમણે આ વિષયમા કરેલા તર્કો, તેઓને બીક છે તેમ, તેમના નવતરપણાને લીધે નહીં (પા ૨૯૬,) પણ કચાશ અને અશાસ્ત્રીયતાને લીધે અસ્વીકાર્ય બને છે

एत्स् માંથી एस् કે एष् અમુક બોલીઓમાં एक् કે एख् રૂપ ધારણ કરે છે.

एत्स् માંથી एत् અને एन् પણ સાધી શકાય.

एष् માંથી પ્રાકૃત इक्क (મૂળ ०ष्‌ના મહાપ્રાણત્વને જાળવવા બેવડો ०क्) આવ્યો હોય (!)

अस् નો अह् થઈ શકે છે.

तु અને दु મૂળ એક જ શબ્દના રૂપાન્તરો છે.

આ ધ્વનિવિકારોમાના કેટલાક ભારતીય-આર્ય કે તેની પછીની ભૂમિકા પૂરતા જ મર્યાદિત છે, કેટલાક ભારત-ઈરાની ભૂમિકામા જ પ્રવર્તે છે, જ્યારે બીજા કેટલાક અમુક ભાષાજૂથોને જ માન્ય છે, છતા તેમને સૌને ભારત-યુરાપીય ભૂમિકામા અસ્તિત્વ ધરાવતા ગણવામા આવ્યા છે. આ ધ્વનિશાસ્ત્રના મૂળમા જ કુઠારાઘાત કર્યા જેવુ છે. આના બચાવ તરીકે તેમણે ભાયુ. બોલીઓ વિભક્ત દશાને પામી તે પહેલા તેમની વચ્ચે આતર-વિનિમય થયો હોવાની સભાવના રજૂ કરી છે; પણ આવા પ્રકારનો ફાવે ત્યારે અને ફાવે તેટલો ધ્વનિવિકારનો આતર-વિનિમય ધારી લેવામાં આવે તો પછી ભાષાશાસ્ત્રના શાસ્ત્રપણાને પાણીચું જ મળે. સ્વાભાવિકપણે સુરેખ ધ્વનિ નિયમોને આધારે અમુક ઘટના ન સમજાવી શકાય ત્યારે ન છૂટકે સાદશ્યનો કે પડોશ-બોલી અથવા પરભાષાના ઋણનો વિકલ્પ—તે પણ સંભાવનાની દૃષ્ટિએ ચકાસ્યા પછી જ આગળ ધરી શકાય, અન્યથા નહિ.

ઘણી ભાષાઓના બંધારણોમા આદેશ (સબ્સ્ટીટ્યુશન, substitution) એ જાણીતી ઘટના છે એ હકીકતને અધ્યા. માકડની વિચારણામાં સ્થાન નથી મળ્યું. આથી ધ્વનિદષ્ટિએ જરા પણ સંબંધ ન ધરાવતા હોય તેવા અભિધાનો (વોકેબલ્જ, vocables) વચ્ચે મારીમચડીને સંબંધ બેસારવાનો તેમા પ્રયાસ કરવો પડ્યો છે.

ચર્ચાપ્રાપ્ત 'હું', 'એક', 'હોવુ'ની પ્રાભાયુ. પ્રકૃતિઓ અને તેમના ઘટક ધ્વનિઓનો જુદી જુદી ભાયુ. ભાષાઓમાના તે તે અર્થના વાચક શબ્દો અને ધ્વનિઓ સાથે કેવો સંબધ છે એ, તેમ જ તે ત્રણે પ્રાભાયુ. શબ્દો અધ્યા. માંકડ ધારે છે તેમ મૂળ એક જ પ્રકૃતિના વિકાર નહિ પણ ત્રણ સ્વતંત્ર પ્રકૃતિઓ છે એ આપણે હવે જોઈએ.

## ૧. હું

અધ્યા. માંકડના ઉક્ત લેખમાં પા. ૨૧૩ પરના કોટક અં. ૧માં પહેલા ખાનામાં આપેલા પ્રાકૃત વગેરે માભાઆ ના અને હિંદી વગેરે અભાઆ.ના પહેલા પુરુષ સર્વનામ (એકવચન)ની પ્રકૃતિ તરીકે તેમને પ્રાભાઆ. अहम् સ્વીકાર્ય છે એટલે, અને ત્રીજા ખાનામાં આપેલા म-અંશ ધરાવતા શબ્દો

તેમની ચર્ચા માટે અપ્રસ્તુત છે એટલે આપણે માત્ર પ્રાભાઆ. अहम्‌નો અને બીજા ખાનામાં આપેલા શબ્દો, એટલે કે ઈતર ભાયુ. ભાષાના હુવાચક શબ્દોનો વિચાર કરવાનો છે. મુખ્ય મુખ્ય ભાયુ. શાખામાં તે શબ્દો આ પ્રમાણે છે:

૧. પ્રાભાઆ अहम्
૨. અવેસ્તી azem (પ્રાચીન ફ્રારસી adam)
૩. આર્મેની es (*ec)
૪. ગ્રીક 'egō', egôn
૫. લૅટીન ego } (સંભવિતપણે બંને *egomમાંથી ઘડાયેલા)
૬. જર્મેની ik (પ્રાચીન ઉચ્ચ જર્મન ih)
૭. લીથુઆની aš (જૂનું eš) (લૅટી. es)
૮. પ્રાચીન ચર્ચ–સ્લાવી azo

આમાં એ બતાવવાનું છે કે અધ્યા. માંકડ ધારે છે તેમ આ શબ્દોની પ્રકૃતિ अह्०, अज्ञ्०,[૬] अस्०, एग्०, इक्० એમ પાંચ કે अस्० અને एग्०–इक्० એમ બે નહિ પણ એક જ *eg(h)om છે.

(૧) આ પ્રાભાયુ. પ્રકૃતિમાં *—om (પ્રાભાઆ. ०अम्) સાર્વનામિક અંગોની પ્રથમામાં દેખા દેતો પ્રત્યય છે (સરખાવો त्वम्, इयम्, यूयम्, વગેરે) એટલે બાકી બે ધ્વનિ રહે છે: e અને ĝ(h).

(૨) ભાઆ. અને ઇરાનીને બીજી ભાયુ. ભાષાઓથી જુદી પાડતી એક લાક્ષણિકતા એ છે કે ભાઆ.અને ઇરાનીમાં સમાનપણે મૂળ ભાયુ. ત્રણ સ્વરો ă, ĕ અને ŏ વચ્ચેનો ભેદ ભુંસાઈ જઈ તેમને સ્થાને સર્વત્ર ă વિકસ્યો છે.[૭] ભારત–ઇરાની યુગની આ એક ધ્યાન ખેંચતી ખાસિયત છે. એ ત્રણે સ્વરો ગ્રીક વગેરેમાં તો ઘણુંખરું પૂર્વવત્ જળવાઈ રહ્યા છે. દા. ત.

પ્રભાયુ.* bhero; પ્રાભાઆ. भरामि, અવે. barami, ગ્રી. phero લૅ. fero, જર્મે. baira (ai = e), અં. bear, આર્મ. berim;

પ્રાભાયુ *esti; પ્રાભાઆ. अस्ति, અવે. asti, ગ્રી. esti, લૅ. est જર્મે. ist, લીથુ. esti;

---

૬. અધ્યા. માંકડ z માટે દેવનાગરી ज्ञ યોજે છે. આમ કેમ થઈ શકે? z દન્ત્ય ઘર્ષ (ફ્રીકેટીવ, fricative) કે સીસકારી (સ્પાયરંટ, spirant) ધ્વનિ છે, જ્યારે ज्ञ તાલવ્ય મહાપ્રાણ સ્પર્શ છે, અને એથી એ બે વચ્ચે જરા પણ સમાનતા નથી.

૭. આ નિયમ કોઈ પણ ભાયુ. ભાષા પરના પ્રમાણભૂત ગ્રંથમાં મળશે.

પ્રભાયુ. *septm : પ્રાભાઆ. सप्त, અવે. hapta, ગ્રી. hepta, લે. septem, જર્મે. sibum, લીથુ. septyni.

આમ, ઉપર આપેલા ભાયુ. ભાષાઓના હું-વાચક શબ્દોમાંથી ૬. ik અને ૮. azo સિવાયના દરેકના આદ્ય સ્વરનો અવતાર પ્રાભાયુ. *e માંથી સાધી શકાય તેમ છે. બાકી રહેલામાંથી જર્મે. શબ્દમાં i છે, કારણ કે જર્મે.મા એક સામાન્ય નિયમ તરીકે પ્રાભાયુ. *e ની જગ્યા i લે છે.[૮] જુઓ ઉપરના દાખલાઓમાં જર્મે. શબ્દો તથા પ્રાભાયુ. *ed-: પ્રાભાઆ अद, લે. edere, જર્મે. itan; પ્રાભાયુ. quetuor-(વગેરે) : પ્રાભાઆ. चत्वार : લે. quattuor, જર્મે. fidwor.

લીથુ. azo માટે સરખાવો : પ્રભાયુ. *mezgeti, પ્રાભાઆ. मज्जति લે. mergo, લીથુ. mazgoti. આમ આદ્ય ધ્વનિ *e-ના ફેરફાર તદ્દન સ્પષ્ટ છે.

હવે બીજો ધ્વનિ *g(h) લઈએ

પ્રાભાયુ.માં કંઠ્ય ધ્વનિઓની જુદી જુદી ત્રણ શ્રેણી હોવાનું પુરવાર થયું છે. આ ત્રણે શ્રેણીના કંઠ્યો જુદી જુદી ભાયુ. શાખાઓમાં કેવા વેશે દેખા દે છે તે અને તેને લગતાં ઉદાહરણો બહુ પ્રસ્તુત ન હોવાથી આપવાની જરૂર નથી. વધારે જાણવા ઇચ્છનારે એર્ન્સ્ટ કીકર્સ (Ernst Kiekers) કૃત **ભારત યુરોપીય ભાષાશાસ્ત્ર પ્રવેશિકા** (Einfuhrung in die indo germanische Sprachwissenschaft),— ૧ ધ્વનિમીમાંસા (Lautlehre), મુન્કન (Munchen) ૧૯૩૩ પૃ. ૬૨ ઉપર આપેલો કોઠો અથવા બીજું કોઈ પ્રમાણભૂત પુસ્તક જોઈ લેવું. પ્રાભાઆ. અવેસ્તી અને ગ્રીકમાં તે ધ્વનિઓ નીચેના રૂપાન્તરે સ્થાન પામ્યા છે.

| ૧. તાલવ્ય શ્રેણી | ૨. શુદ્ધ કંઠ્ય શ્રેણી | ૩. કંઠ્યૌષ્ઠ્ય શ્રેણી |
|---|---|---|
| ૧. પ્રાભાયુ. k̂ ĝ ĝh | q g gh | qu gu ghu |
| ૨. પ્રાભાઆ. श् ज् ह् | क् ग् घ् | क् ग् घ् |
| ૩. (તાલવ્ય ધ્વનિના સંયોગે) श् ज् ह् | च् ज् ह् | ૨. શ્રેણી પ્રમાણે |
| ૪. અવેસ્તી s z z | k g g | k g g |
| ૫. ગ્રીક k g ch | k g g | p, t, k; \| b, d, g; ph, th, ch |

૮. પણ *e જો h, lv કે r નો પૂર્વવર્તી હોય તો તેને સ્થાને ai આવે છે, જુઓ ઉપરનું bai'ra ∠ bhero

આ કોઠા પર નજર નાખતાં એક વસ્તુ સ્પષ્ટ થશે કે **પ્રાભાઆ.** ह्‌ને ગ્રીકમાં g મળતો આવે તેવું એકે ખાનું નથી, જ્યારે **પ્રાભાઆ.** अहम्‌ નો **ગ્રી.** ego'n સાથે મેળ તો બેસારવામાં આવે છે તેનું શું? આ બાબતમાં વાલ્ડે–પોકોર્ની જણાવે છે: " *eĝ(h)om (=ह) માં એવા ઉચ્ચારવૈશિષ્ટવાળો તાલવ્ય રહેલો છે કે જે **પ્રાભાઆ.** માં ह्‌ રૂપે, પણ બાકી બધે ભાયુ. *ĝનો પ્રતિનિધિ તરીકે છે (એટલે કે બીજે બધે આ તાલવ્ય જાણે કે *g હોય તેમ ધ્વનિ–પરિવર્તન પામે છે) અને તેથી એ તાલવ્ય મહાપ્રાણ ઘોષ gh કરતાં ભિન્ન છે." આ ह्‌ના વિકારો આ પ્રમાણે છે:

પ્રાભાયુ *g, ગ્રી. g, લે. g, આય. g, જર્મે. k, પ્રાભાઆ.'j, અવે. z, આર્મે. c, લીથુ. ž, લેટી. z, ચસ્લા z

એટલે આ નિયમોને આધારે; શરૂઆતમાં આપેલા હુવાચક શબ્દોમાથી ૭. સિવાયના બીજા બધાની ઉપપત્તિ મળે છે. અને એ લીથુ. શબ્દ પણ તે ભાષામાં પ્રવર્તેલા વિશિષ્ટ ધ્વનિનિયમને આધારે સમજાવી શકાય તેમ છે.

ઉપર જણાવેલા વિશિષ્ટ તાલવ્યના વિકાર માટે સરખાવો:

પ્રાભાયુ. *ĝ(h)enu–s, પ્રાભાઆ. हनुः, ગ્રી gênus.[૯]

## (૨) एक०

આ एक० સાથે एतत्‌, एषस्‌, एन० નો પણ વિચાર કરીશું. આ સૌ વચ્ચે તેમ જ તેમનો अहम्‌ સાથે પણ સંબંધ છે ખરો; અધ્યા. **માંકડ** ધારે છે તેવો એકરૂપતાનો નહિ પણ આંશિક સમાનતાનો. વાલ્ડે–પોકોર્નીમાંથી (૧, ૯૬) લીધેલી નીચેની માહિતી આ વધુ સ્પષ્ટ કરશે.

e–, i, સ્ત્રી. ī–, ā "તે, એ" એ રૂપાખ્યાનની દૃષ્ટિએ પરસ્પર સંકળાયેલાં સાર્વનામિક અંગો છે. e, i મૂળે દર્શક નિપાત હોવાની સંભાવના છે. (પ્રાભાઆ. પ્રતિનિધિઓ अ० इ० ई० आ० છે)

## (અ) સાર્વનામિક રૂપો

૧. પ્રાભાઆ. अयम्‌, ગાથા–અવે. ayom અવર–અવે. aēm

વ્યુત્પત્તિ: ભાયુ. *ei>ભાઈ. *ai>ભાઆ. ए०; તેનો अहम्‌માં છે તે ०अम्‌ વડે વિસ્તાર થતાં (ए+अम्=) अयम्‌. આ ભાયુ. *ei એ i– અંગનો

૯ વાલ્ડે–પોકોર્ની: ભારત–યુરોપીય ભાષાઓનો તુલનાત્મક કોશ (Vergleichendes Woerterbuch der indogermanischen Sprachen) ગ્રંથ ૧, બર્લીન (Berlin) ને લાયપ્સીગ (Leipzig), (૧૯૩૦) પા. ૧૧૫, ૫૪૧–૪૨ આ ધ્વનિની ચર્ચા કરતા સાહિત્યનો ઉલ્લેખ પણ ત્યાં આપેલો છે.

ગુણ થઈને નથી સધાયો, પણ *q૫o- અંગમાથી સધાયેલા *qપ્રo ની જેમ તે e- અગમાથી સધાયો છે (એટલે કે જેમ પ્રાભાઆ પ્રશ્નાર્થ સર્વનામ क-નુ પ્ર બહુ વ के છે, તેવો अ-અગનો સબધ ए સાથે છે )

૨ પ્રાભાઆ इदम (=इद्+अम्),

આમાથી પાછળથી ભળેલો ઉપર ઉલ્લેખેલો વિસ્તારક -अम् કાઢી લઈએ તો

૩ પ્રાભાઆ इत, અને it (ભારદર્શક નિપાત)

૪. પ્રાભાઆ इयम, અને im (એટલે કે iyôm), વ્યુત્પત્તિ અગ ई-નો अम-વિસ્તાર

૫ પ્રાભાઆ इमम=*इम्-નો अम्-વિસ્તાર

૬ પ્રાભાઆ अस्य અને ahe, अ-(*<e-)ની પછી.

૭ आमाम, વગેરે आ-અગમાથી

### (આ) સબધી (ગેલેરી, Relative) અંગ

પ્રાભાઆ य "જે", અને yo < ભાયુ *io-,

ભાયુ *o-, અગ i-સાથે સકળાયેલુ

### (ઇ) નિપાતો અને ક્રિયાવિશેષણો

૧. પ્રાભાઆ आ (અવ્યય, ઉપસર્ગ) <ભાયુ *e, o આ ભાયુ *e, *oની પ્રસ્તુત સાર્વનામિક અગ e-પ્રકૃતિ હોય, અથવા તો e-માથી કરણ-વિભક્તિના રૂપ તરીકે *ē, *ō (પ્રાભાઆ आ) ઘડાયા હોય.

૨ પ્રાભાઆ अ (તેમજ आपृणक्मा છે તેમ आ-ઉપચય (ઑગ્મેંટ, augment)) ભૂતમાળસૂચક પૂર્વપ્રત્યય, अागमत વગેરેમા છે તે, અને a-, ભાયુ *e, *ē મૂળ અર્થ "પછી, ત્યારે" હોય

૩ પ્રાભાઆ अ (∠ભાયુ *e-) નીચેના શબ્દોમા:

અमौ, अदस्, अद्या કે अद्य, अह

૪ પ્રાભાઆ आ ∠ભાયુ *e (તૃતીયા)

ક્રિયાવિશેષણો ને નામે પછી ભાગ દર્શાવવા વપરાતો

૫ પ્રાભાઆ. अत ∠ભાયુ *etos

તૃતીયાનો ઈ (વૈદિક મતી વગેરેમાં), કદાચ નપું. પ્રથમા બહુવચનના પ્રત્યય સાથે એકજ હોય, પણ ईम् દ્વિતીયા એકવ૦નું રૂપ છે એ જોતાં આ તૃતીયાના ઈ ને ઈ૦ અંગનું અશ્મીભૂત (erstarrter) પ્રથમા એકવચન ગણી શકાય.]

## (ઈ) સમાસો અને સાધિતરૂપો (Ableitugen)

૧. પ્રાભાઆ. एष, एषा, एतत्, અવે. aesa-, aeta <ભાયુ. *eiso, *ei-to-

૨. પ્રાભાઆ. एव, एवम्

આનો અર્થ મૂળ 'એમ' હોય, પછી વિકાસ થતાં "બરોબર એમ જ, બરોબર એ જ, એ એકલો, તે એક" એમ થયુ હોય; આથી, અવે. aēva, પ્રાફાર. aiva 'એક એક, માત્ર, એકલો'

ગ્રી. oios "એકલો," ભાયુ. *oiue, oiuos.

૩. પ્રાભાઆ ए-न० "એ" <ભાયુ. *oi-no- (અથવા *ei-no- પણ હોઈ શકે);

અર્વાચીન ઉચ્ચ જર્મન ein, einer "પેલો"
ગ્રી. ōinos, ōinē "પાસા પરનો એક્કો, કલિ"
લે. ūnus, જૂનુ oinos
જર્મે. āins
લીથુ. vienas, લેટી. viens "એક"

૪. ભાઆ. एक=ei-+સાધક પ્રત્યય (formans)-ko-(પ્રાભાઆ. ०क०) સરખાવો. द्वि-क "બેમાંથી બનેલું."

આવી રીતે इदम्, इत्, इयम्, इमम्, य०, इह, इत्या, इत्थम्, इद्, इति, ई, ईम्, એ સૌનો ભાયુ. *i- (પ્રાભાઆ. इ०) સાથે, आसाम् વગેરેનો *a (आ) સાથે, अस्य, आ, अ, असौ, अदस्, अद्या કે अद्य, अह, अतः વગેરેનો ભાયુ. *e (अ०) સાથે અને अयम्, एष०, एतत्, एन०, एक०, વગેરેનો ભાયુ *ei. (પ્રાભાઆ. ए०) < ભાયુ *e સાથે સંબંધ છે. આથી જોઈ શકાશે કે एक०, एष०, एतत्, एन०, માં અંશતઃ જ સામ્ય છે. એટલે અર્થવિકાસને વશવર્તી જુદીજુદી ભાયુ. શાખાઓમાં "એક"-વાચક તરીકે મૂળ ભિન્ન ભિન્ન અર્થછાયાવાળાં અભિધાનો સ્થિર થયાં છે એ દેખીતું છે. एतत्०ના અમુક રૂપોમાં एष०, અને एन०, વપરાય છે તે આદેશ તરીકે જ, જેમ પહેલા

અને બીજા પુરુષ વાચક સર્વનામોમાં સાથેસાથે બે ત્રણ અંગોમાથી રૂપસાધના થયેલી જોઈએ છીએ તેમ. આથી તેમની ધ્વનિમૂલક એકતા—શક્ય હોય તો પણ—કલ્પવાની જગ્યે જરૂર નથી.

अहम् નો एतत् વગેરે સાથે અપ્પા **માંકડે** કલ્પ્યો છે તેવી રીતે સંબંધ નથી, કારણ अ० મૂળના *एँ (e) માથી આવ્યો છે, જ્યારે ए તો મૂળના સંયુક્ત સ્વર *ei ના રૂપાન્તર *अइ (ai) માથી સંકોચ પામી સાદા સ્વર તરીકે પરિણમ્યો છે. બંનેના મૂળ તદ્દન નોખાં છે. પ્રાભાઆ. अ નો ભાયુ. પ્રતિનિધિ e હ્રસ્વ છે, જ્યારે પ્રાભાઆ ए દીર્ઘ છે અને સકીર્ણ (કંપોઝિટ, composite) મૂળનો છે.

પણ એ બે શબ્દોનુ પૃથક્કરણ કરતા ઉપર કહ્યું તેમ આંશિક સામ્ય જોઈ શકાય છે, કેમકે બંનેના એકદેશ તરીકે સાર્વનામિક અંગ *e- રહેલુ છે. अहम्‌ની પ્રકૃતિ *e-ĝ(h)omના પાયામા રહેલો *e-ĝ(h)—, અંગ *e—અને નિહત (enclitic) નિપાત *ĝh–નો બનેલો છે. આ *ĝh—નિપાતના બીજા પરિવર્તો (વેરીયંટ્સ variants) *ĝhe-, ĝho-, ĝ(h)ĭ છે.

* ĝho માથી પ્રાભાઆ. घ આવેલો છે.[૧૦]

* ĝhe માથી પ્રાભાઆ. ह આવેલો છે.

* ĝ(h)ĭ માથી પ્રાભાઆ. हि, અવે. ज એ ભારદર્શક નિપાતો આવેલા છે.

* eĝ(h)om (अहम्) નપુંસકલિંગી હોય એ ઘણુ સંભવિત છે, અને તેનો અર્થ વાસ્તવિકપણે તો "(મારુ) અહીંપણુ (hierheit), અહીં હોવાપણુ, અત્રત્વ" હોય એ મત ઘણો વજનદાર લાગે છે.

एतत् સયુક્ત અંગ છે. ઉપર બતાવ્યુ તેમ તે एक०, एन०, વગેરેમા રહેલા ए– અને ત્રીજા પુરુષ સર્વનામ तत् નુ બનેલુ છે. જેમ तत् ના પ્રથમા એકવ૦મા स– અગના सः सा ( અવે –hō, hā ) રૂપો આદેશ તરીકે વપરાય છે તેમ, एतत् માટે પણ एष. ( અવે. ae-šā ) एषा વપરાય છે. આ स–असौ

૧૦. આમ घ ને ह ની પ્રકૃતિ ભિન્ન છે એ ઉપરથી જોઈ શકાશે કે વૈદિક ભાષામાં જ્યા જ્યાં घ ને ह વાળાં જોડકાં (doublets) મળે ત્યાં ત્યાં બધે પ્રાકૃતમાં પ્રચલિત, મહાપ્રાણ ▷ ह् એ વલણની જ અસર છે એવુ માનવાને કારણ નથી કેટલીક બાબતોમા એ ह् તાલવ્ય સ્વરના સંપર્કથી ઊપજેલા ज (Z)નુ પરિણામ હોય છે

(=अ०+स०+उ-) (અવે. hāu)માં તેમજ વિસ્તાર પામી स्यः, स्या, (ભાયુ. *s(i)i̯o-, સ્ત્રી s(i)i̯a-, सीम् (ભાયુ. સ્ત્રી *si)માં પણ દેખાય છે.

અને हुंનો एक સાથેનો સંબંધ જો નજીવો છે, તો तुનો बे સાથે તો મુદ્દલ સંબંધ નથી. तुંનાં ચારપાંચ ભાયુ. અંગો છે: *tu-, teu̯o-, teu̯e-, tu̯o-, tu̯e- અને te-. આમાંથી પહેલા *tu-oમાંથી અવધારણાર્થ અને આમાન્ત્રણાર્થે નિપાત तु કે तू (અવે. tu "તું"), અને अहम्.ની માફક ०अम् ભળતાં तुवम्, त्वम् (ભાઈ. *tu-u̯am) સધાયા છે. ભાયુ. સ્વામિત્વવાચક *tu̯o-sમાંથી त्वः (અવે. ɵwa) સધાયા છે, *teu̯o-માંથી, तव ને *te-માંથી त० (જેનું તે રૂપ तवના જોડકા તરીકે વપરાય છે, અને જેને મળતાં ગ્રી. toi, લૅ. te, પ્રા. ઉ.-જર્મન di-h, વગેરે છે) સધાયા છે. "બે" માટે ભાયુ.માં du̯ou (duu̯ou) અને du̯ei-, du̯oi, du̯i એટલાં અંગો છે. પહેલામાંથી द्वौ, द्वा (વૈદિકમાં વધારાના दुवौ, दुवा), અવે. du̯a, લીથુ. du; બીજા *du̯ei-માંથી द्व (વૈદિક दुवे), અવે. bae, લીથુ dvi; ત્રીજામાંથી ગ્રી. du'o, લૅ. duo, જર્મે. twai, સ્ત્રી. twos; ચોથા *du̯iમાંથી द्वि, અને તેના અસ્પષ્ટ સ્વરૂપ *di માંથી અવે. bi, ગ્રી. di, લૅ. bi.

એટલે 'तु' ને 'वे' ને જરા પણ સંબંધ નથી. त् નો द् થવો ભાયુ. ધ્વનિતંત્ર માટે શક્ય નથી.

### (૩) √ अस्

બાકી રહેલા √अस्०, વગેરે માટે √अस्० ના સહજન્ય શબ્દો અને મૂળસ્વરૂપ *es- ઉપર આપ્યાં છે. તેને अहम् વગેરેની સાથે કાંઈ પણ લાગતુંવળગતું નથી. પ્રાભાઆ. अ અને ए ના ઉદ્‌ગમ પ્રત્યે દુર્લક્ષ્ય રહેવાથી ઊભી થયેલી તર્ક-ગરબડ અધ્યા. માંકડને एत्०, एस्०, एन्० સાથે अत्, अस्, अन् ખેંચી લાવવા પ્રેરે છે, અને પરિણામે કૈંક નિરાધાર કલ્પનાઓ કરવી પડી છે.

√अन् સ્વતંત્ર ધાતુ છે અને તેનાં સમાન્તર રૂપો આ પ્રમાણે છે:—
પ્રાભાયુ. *an- "શ્વાસ લેવો."
અવે. antya <ā+anti "શ્વાસ લેવો."
ગ્રી. ánemos "પવન, શ્વાસ"

લૅ. animus "આત્મા"

ગ્રો. uz—anan "ઉચ્છ્વાસ કાઢવો" વગેરે

## ટૂંકી ગ્રંથસૂચી


૧. ઍન્સ્ટ' કીકર્સ' (Ernst Kiekers), ભારત—યુરોપીય ભાષાશાસ્ત્ર પ્રવેશિકા (Einfuehrung in die indogermanische Sprachwissenschaft) ભાગ ૧ લો—ધ્વનિમીમાંસા (Lautlehre), મ્યુંન્કન (Munchen) ૧૯૩૩ વગેરે.

૨. બાટાકૃષ્ણ ઘોષ (Batakrishna Ghosh,) સંસ્કૃતનો ભાષાશાસ્ત્રીય પરિચય (Linguistic Introduction to Sanskrit), કલકત્તા ૧૯૩૭.

૩. બ્રુગ્માન (Brugmann) અને ડેલ્બ્રુક (Dellbrueck), ભારત-યુરોપીય ભાષાઓના તુલનાત્મક વ્યાકરણની પાયાભૂત રૂપરેખા (Grundriss der vergleichenden Grammatik der indogermanischen Sprachen) પહેલી આવૃત્તિ-સ્ટ્રાસ્બુર્ગ (Strassburg), ૧૮૮૬–૧૯૦૦; બ્રુગ્માનકૃત બીજું સંસ્કરણ : ૧૮૯૭–૧૯૧૬.

૪. બ્રુગ્માન (Brugmann), ભારત-યુરોપીય ભાષાઓનું તુલનાત્મક લઘુ વ્યાકરણ (Kurze vergleichende Grammatik der indogermanischen Sprachen) સ્ટ્રાસ્બુર્ગ (Strassburg), ૧૯૦૨–૧૯૦૪.

૫. મેય્યે (Meillet), ભારત-યુરોપીય ભાષાઓના તુલનાત્મક અભ્યાસની પરિચાયિકા (Introduction a l'etude comparative der langues indoeuropeennes પારી (Paris) ૧૯૦૩; પાંચમી આવૃત્તિ ૧૯૨૨.

૬. વાલ્દે (Walde) અને પોકોર્ની (Pokorny), ભારત-યુરોપીય ભાષાઓનો તુલનાત્મક કોશ (Vergleichendes worterbuch der indogermanischen Sprachen), ભાગ : ૩ બર્લિન (Berlin) ને લાયપ્ઝીશ (Leipzig)૧૯૩૦.

૭. હડ્સન વીલીયમ્જ (Hudson Williams); (ભારત-યુરોપીય) તુલનાત્મક વ્યાકરણના અભ્યાસ માટે ટૂંકી પરિચાયિકા [A Short Introduction to the Study of the Comparative Grammar (Indo-Europian), કાર્ડિફ (Cardiff), ૧૯૩૫.

૮. હીર્ટ (Hirt) ભારત-યુરોપીય વ્યાકરણ (Indogermanische Grammatik), ભાગ ૫ : હાયડલ્બર્ક (Heidelberg) ૧૯૨૧-૧૯૨૯.*

*આઘાત (accent)-સૂચક બીબાં નહીં મળવાથી કેટલાક ચિહ્નો વિકૃત સ્વરૂપે ગોઠવાયા છે.



# ઈતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ભારતીય-આર્યની કેટલીક સમસ્યાઓ

## વ્યાખ્યાન પહેલું

## ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રનો પરિચય

### પૂર્વકાર્ય પર દૃષ્ટિપાત

[મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમ નીચે અપાતા 'વીલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો' ('વીલ્સન ફીલોલોજીકલ લેક્ચર્ઝ') ૧૯૪૦-૧૯૪૧ માટે પૂનાની ડેક્કન-કૉલેજ પોસ્ટગ્રેજ્યુએટ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટના અધ્યક્ષ અને ભારત-યુરોપીય ભાષાશાસ્ત્રના પ્રધાન અધ્યાપક ડૉ. એસ. એમ. કત્રેએ આપ્યાં હતાં. નીચે આપેલો વિસ્તૃત સાર, વ્યાખ્યાન દરમયાન લીધેલી નોંધો અને વ્યાખ્યતાએ દરેક વ્યાખ્યાનને અંતે વહેંચેલા તે તે વ્યાખ્યાનના મુખ્ય મુદ્દાઓના ટાઈપ-લેખ પરથી તૈયાર કરવામાં આવ્યો છે. આવા પ્રયત્નમાં સ્પષ્ટતા અને સળંગસૂત્રતા જાળવવા માટે અનિવાર્ય ગણીને કેટલાક ઊડતો ઉલ્લેખ પામેલા મુદ્દાઓનો જરૂરજોગો વિસ્તાર અને સ્થળે સ્થળે વીગતપૂર્તિ કર્યાં છે.]

આશરે ચાર સહસ્રાબ્દી ઉપર વિસ્તરી રહેલી ભારતીય-આર્ય ભાષાઓને ઐતિહાસિક દૃષ્ટિએ ત્રણ યુગમાં વિભક્ત કરી શકાય. પહેલો પ્રાચીન ભારતીય-આર્ય યુગ, વૈદિક સમયમાં નિત્યવ્યવહારમાં પ્રચલિત બોલીઓ, ઋગ્વેદ, ઈતર વેદો ને બ્રાહ્મણ ગ્રંથોમાં સ્વરૂપભેદે વપરાએલી પ્રાચીન સાહિત્યભાષા અને પાણિની-વ્યાકરણને અનુસરતી કાવ્ય-નાટકાદિની પ્રશિષ્ટકાલીન (ક્લાસીકલ) સંસ્કૃત—એ સૌને આવરી લે છે. આ યુગના ભાષા અને સાહિત્યના અભ્યાસથીજ પશ્ચિમના વિદ્વાનોએ પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો પરિચય મેળવવાની શરૂઆત કરી. તેમના અભ્યાસનું ભાષાશાસ્ત્રીય મહત્ત્વવાળું પ્રથમ ફળ તે બોતલીંક (Bohtling) ને રોત (Roth) કૃત "સંસ્કૃત અભિધાનકોશ" ['સંસ્કૃત વોર્ટર્બુખ'] (૧૮૫૫-૭૫). આ પછી ૧૮૭૯ માં વ્હીટ્ની (Whitney) નું સંસ્કૃત વ્યાકરણ પ્રસિદ્ધ થયું. પ્રાચીન ભારતીય-આર્યના વ્યાકરણી અભ્યાસના પરિપક્વ ફળ તરીકે, સાઠ પછી સત્તર વરસે, ભારતીય-આર્યનો ભારત-યુરોપીય સંબંધ લક્ષમા રાખી, સૂક્ષ્મતમ મુદ્દાઓને ગણતરીમાં લઈ, સર્વસ્પર્શી ચર્ચા કરતું, મુખ્યત્વે વૈદિક ભાષાનુ શાસ્ત્રીય વ્યાકરણ,

વાકરનાગલે (Wackernagel) પ્રસિદ્ધ કરવાનો આરંભ કર્યો. એ આલ્તીંદીશ ગ્રામાતીક ('પ્રાચીન-ભારતીય વ્યાકરણ')નો પહેલો ગ્રંથ તથા બીજા ગ્રંથનો એક ભાગ, અનુક્રમે ૧૮૯૬ અને ૧૯૦૫ માં પ્રસિદ્ધ થયા; જ્યારે ત્રીજો ભાગ ડેબ્રુનર (Debrüner)ના સહકર્તૃત્વ સાથે ઠેઠ ૧૯૩૦ માં બહાર પડ્યો. બાકી રહેલા ગ્રંથો પૂરા કરવા જેટલું વાકર્નાગલનું આયુષ ન રહ્યું. દરમિયાન રેનુ (Renou), ડેલબ્રુક (Delebrük), સ્પાય્યર (Speyer), ગ્રાસ્માન (Grassmann), મૅકડોનલ, કીથ (Keith), વ્યુસ્ત (Wüst), બેલ્વેલ્કર વગેરેએ પ્રાચીન ભારતીય-આર્યના અભ્યાસમાં પોતાનો ફાળો આપ્યો.

બીજા યુગની-એટલે કે માધ્યમિક ભારતીય-આર્ય ભાષાઓમાં ધાર્મિક પ્રાકૃત (પાલિ, અર્ધમાગધી, જૈન, મહારાષ્ટ્રી અને જૈન શૌરસેની), ઉત્કીર્ણ લેખોની પ્રાકૃત, સાહિત્યિક પ્રાકૃત (કાવ્યની મહારાષ્ટ્રી, કથાની પૈશાચી, તથા નાટક, વ્યાકરણગ્રંથો અને ઈતર પ્રાકૃત ને અપભ્રંશ સાહિત્યમાં ઉપયુક્ત પ્રાકૃતભેદો), ભારતબાહ્ય પ્રાકૃત (ચીનાઈ તુર્કસ્તાનમાંથી મળેલા પ્રાકૃત ધમ્મપદ અને બીજા પ્રાકૃત ગ્રંથોની ભાષા) અને છેલ્લે 'લૌકિક' સંસ્કૃત (એટલે કે બૌદ્ધ અને જૈન ગ્રંથકારોનું તથા વીરચરિત કાવ્યોનું, શિષ્ટમાન્ય ધોરણનો ભંગ કરતું પ્રાકૃત લક્ષણોવાળું 'સંકર' સંસ્કૃત)-એ સૌનો સમાવેશ થાય છે. આરંભમાં વિદ્વાનોએ માધ્યમિક ભારતીય-આર્ય તરફ ઉપેક્ષાવૃત્તિ સેવેલી; પણ ધીમે ધીમે અભ્યાસીઓએ તેના તરફ ધ્યાન આપવા માંડ્યું અને ૧૯૦૦ માં પીશલ(Pischel)નું પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ (ગ્રામાતીક દેર પ્રાકૃત સ્પ્રાખન) બહાર પડ્યું. પીશલે આ ગ્રંથમાં પાલિને સ્પર્શ કર્યો નહોતો. તે કામ ગાયગરે (Geiger) તેના ['પાલિ-લિટેરાટુર ઉન્ટ સ્પ્રાખ'] 'પાલી-સાહિત્ય અને ભાષા' (૧૯૧૬)માં સાધ્યું. પછી જેમ જેમ પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્ય પ્રકાશમાં આવતું ગયું તેમ તેમ અભ્યાસકોએ માધ્યામિક ભારતીય-આર્ય તરફ વિશેષ લક્ષ આપવા માંડ્યું. તેમાં સિલ્વાં લેવી (Sylvain Lévi), યાકોબી (Jacobi), પ્રીન્ત્સ (Printz), મ્યુલર (Müller), વિન્ડીશ (Windisch), બ્લુમફીલ્ડ (Bloomfield), એજર્ટન (Egerton), વૈદ્ય, આલ્સ્ડોર્ફ (Alsdorf), શ્રીમતી નીતી દોલ્ચી (Nitti Dolci) વગેરેનાં નામો અગ્રગણ્ય છે.

* આ વ્યાખ્યાન-સાર, ભારતીય વિદ્યા (અંગ્રેજી), ૨, ૨, ૫૨ પ્રસિદ્ધ થયો છે—સમ પ્રૉબ્લેમ્ઝ ઑવ હીસ્ટોરીકલ લીંગ્વીસ્ટીક્સ એ નામે. મૂળ વ્યાખ્યાનો પણ "હીસ્ટોરીકલ લીંગ્વીસ્ટીક્સ ઈન ઈંડોઆર્યન" એ નામે ૧૯૪૪ માં પ્રસિદ્ધ થયાં છે.

છેલ્લો યુગ અર્વાચીન ભારતીય-આર્યનો આવે છે. આમાં ઉત્તર હિંદની ઘણીખરી ભાષાઓને, સીંહલીને અને યુરોપના જુદા જુદા પ્રદેશના જીપ્સીઓની ભાષાઓને—તેમની અપભ્રંશોત્તર (કે તેથીયે પ્રાચીન) કાલથી માંડી અર્વાચીન સમયસુધીની ભૂમિકાઓ સાથે ગણાવી શકાય. શરૂઆતમાં મીશનરીઓએ અર્વાચીન ભાષાઓનું અધ્યયન કરવા માંડ્યું, અને મોલ્સવર્થનો મરાઠી-અંગ્રેજી કોશ (૧૮૫૭) અને કેટલાંક વ્યાકરણો લખાયાં. આ આરંભકાલીન અધ્યયનોમાં સ્વાભાવિક રીતે જ ભાષાસામગ્રીની ખોટી કે ઢીલી પકડ અને શાસ્ત્રીય સૂક્ષ્મતાનો અભાવ હોય. ઓગણીશમી સદીના છેલ્લા ચરણને અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓના અભ્યાસનો ખરો આરંભકાળ ગણી શકાય. ૧૮૭૨, ૧૮૭૫ અને ૧૮૭૯ માં અનુક્રમે ત્રણ ભાગમા પ્રસિદ્ધ થયેલા (કમ્પેરેટીવ ગ્રામર ઑવ ધ મૉડર્ન આર્યન લેંગ્વેજીઝ ઑવ ઈંડીયા) ("ભારતની અર્વાચીન આર્ય ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ") એ બીમ્સ (Beames) ના ગ્રંથે અર્વાચીન ભારતીય-આર્યના તુલનાત્મક વ્યાકરણનો પાયો નાખ્યો. આઠ વરસ પછી તે જ ધાટીનું હૉર્ન્લે (Hoernle) નું (કમ્પેરેટીવ ગ્રામર ઑવ ધ ગૌડીયન લેંગ્વેજીઝ) "ગૌડી ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ" લખાયું. દરમિયાન ૧૮૭૭ માં વીલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો આપનાર સૌથી પહેલા વિદ્વાન રામકૃષ્ણ ગોપાલ ભાણ્ડારકરે સાત વ્યાખ્યાનોમાં ભારતીય-આર્ય ભાષાઓના સમગ્ર ઇતિહાસનું વિહંગાવલોકન કરવાનો પ્રથમ પ્રયત્ન કર્યો. પછીથી થએલા સંશોધનોના પ્રકાશમાં તેમનાં ઘણાં નિર્ણયો અને વિધાનો હવે પુનરવલોકન માગે તેવાં છે, તો પણ આ પ્રકારના અભ્યાસમાં અણિશુદ્ધ શાસ્ત્રીય પદ્ધતિ યોજવાનું માન એમને ઘટે છે. ટ્રમ્પ (Trump), કેલોગ (Kellogg) વગેરેના છૂટાછવાયા પ્રયત્નો પછી આ પેઢીની પૂર્તિ શ્રીઅર્સન (Grierson) અને કોનોવ (Konow) ના સદા યાદગાર બની રહે તેવા લીંગ્વીસ્ટીક સર્વે ઑવ ઈંડીયા (ભારતવર્ષનું ભાષાકીય પર્યેક્ષણ) [૧૯૦૩-૨૮] થી થાય છે.

બ્લોખ (Bloch), ટર્નર (Turner), ટેસીટોરી (Tessitory) વગેરેથી અર્વાચીન ભારતીય-આર્યના અભ્યાસમાં નવી ભૂમિકા આરંભાય છે. બ્લોખના લા ફૉર્મેસ્યોં દ લૉંગ મરાથે (મરાઠી ભાષાનું ઘડતર) [૧૯૨૦]માં અર્વાચીન ભારતીય-આર્યના વ્યક્તિગત શાસ્ત્રીય અભ્યાસની પહેલ થઇ. ભારત-યુરોપીય અને સંસ્કૃતના અભ્યાસમાં જળવાએલા શાસ્ત્રીય ધોરણે એ ગ્રંથ તૈયાર થયો છે. આ જ ધાટીએ લખાએલો સુનીતિકુમાર ચેટરજીનો ઑરીજીન ઍંડ ડેવેલપમેંટ ઑવ ધ બેંગાલી લેંગ્વેજ (બંગાળી ભાષાનાં

મૂળ અને વિકાસ ) એ વિસ્તૃત પાણ્ડિત્યપૂર્ણ ગ્રંથ ૧૯૨૬ માં પ્રકાશિત થયો. બ્લોખે (Bloch) અર્વાચીન ભારતીય-આર્યના વ્યક્તિગત અભ્યાસની પહેલ કરી, તો ટર્નરે (Turner) તેના એ કંપેરેટીવ ઍંડ ઇટીમોલૉજીકલ ડીક્શનરી ઑવ નેપાલી લૅંગ્વેજ (નેપાળી ભાષાનો તુલનાત્મક અને વ્યુત્પત્તિ-દર્શક શબ્દકોશ ) [ ૧૯૩૧ ] માં અર્વાચીન ભારતીય-આર્યના તુલનાત્મક કોશની દિશામાં પ્રથમ પ્રશસ્ય શાસ્ત્રીય પ્રયાસ કર્યો. એ પછી ત્રણ વરસે બ્લોખનો ગ્રંથ લાંદો-આર્યેન: દ્યુ વેદ ઓ તાં મોદેર્ન (ભારતીય-આર્ય: વેદથી માંડીને અર્વાચીન સમય સુધી) આવે છે. આ સળંગસૂત્ર ઇતિહાસને એક રીતે ભાણ્ડારકરના વ્યાખ્યાનોની પરિપૂર્તિ ગણી શકાય. સમગ્ર ભારતીય અભ્યાસના પ્રદેશમાં શુદ્ધ ભાષાકીય અધ્યયનોનો સર્વસ્પર્શી ઇતિહાસ આની અગાઉ વીન્ડીશ (Windisch) તેના 'સંસ્કૃત ભાષા-સાહિત્યિક અભ્યાસનો તથા ભારતીય પુરાતત્ત્વશોધનો ઇતિહાસ' (ગશિસ્તે દેર સંસ્કૃત-ફીલોલોગી ઉન્ત ઇન્દીશન આલ્તર્તુમ્સ્કુન્દે) (૧૯૧૭) એમાં આપ્યો છે. અર્વાચીન ભારતીય આર્ય ક્ષેત્રમાં બીજા વિદ્વાનોમાં ટર્નર, ટેસીટોરી, ગ્રીઅર્સન, સિદ્ધેશ્વર વર્મા, બનારસીદાસ જૈન, બાબુરામ સક્સેના વગેરેએ કામ કર્યું છે, તેમાં સક્સેનાનો બહુમૂલ્ય ગ્રંથ ઇવોલ્યુશન ઑવ અવધી (અવધીનો ક્રમ-વિકાસ) (૧૯૩૮) તેમાં રજૂ થયેલાં શાસ્ત્રપૂત પદ્ધતિ, સૂક્ષ્મ અવલોકન અને ભાષાસામગ્રી પરના સર્વગ્રાહી પ્રભુત્વને લીધે ખાસ ઉલ્લેખનીય છે.

છેલ્લા સાઠ વરસના ભારતીય-આર્ય ભાષાકીય અભ્યાસને લગતા આ પાયારૂપ ગ્રંથોને તપાસતાં, તેમાં એક વસ્તુ સ્પષ્ટ તરી આવે છે કે ભાષાકીય અભ્યાસને લગતા હોવા છતાં, એ ગ્રંથોમાંના ઘણાખરા વર્ણનાત્મક અને માત્ર વસ્તુસ્વરૂપનું કથન કરતી પદ્ધતિએ લખાયેલા છે. કાળના પ્રવાહ સાથે થએલો ભાષાકીય ઘટનાઓનો ઉદ્ગમ અને તેમનો વસ્તુતાએ થએલો વિકાસ-એ બંને વચ્ચે મેળ જળવાઈ રહે તેવી રીતે તેમનું પ્રતિપાદન ભાગ્યે જ કરવામાં આવ્યું છે. અને તેનું મુખ્ય કારણ એ છે કે એ ગ્રંથકારોનો અભ્યાસ મુખ્યત્વે સળંગ યુગો જેવડા સમયના વિસ્તૃત ગાળાઓ પૂરતો મર્યાદિત હતો. આથી એ યુગોના અવાન્તર ગાળા, પહેલાંની જેમ વણસ્પર્શ્યા રહ્યા. વિશેષમાં સહજન્ય બોલીઓ ( કોગ્નેટ ડાયલેક્ટ્સ ) વચ્ચે ભાષાસામગ્રીની આપ-લે સતત ચાલુ રહેતી હોવાથી સામાન્યતઃ ઉપયોગમાં લેવાતી સમવિકાર-રેખા ( આઇસોગ્લૉસ ) ની પદ્ધતિ પણ કામ આવી શકે તેમ હતું નહીં. ખરો ભાષાકીય અભ્યાસ ઐતિહાસિક દૃષ્ટિએ થવો જોઈએ અને તેમાં અમુક સમયે પ્રચલિત ભાષાનાં જીવંત અને બંધિયાર બંને પ્રકારનાં વિકાસ અને પરસ્પર

સંબંધની ગવેષણા વચ્ચે ભેદ જાળવાવો જોઈએ. પરિવર્તન પામ્યે જતી ભાષાભૂમિકાઓનું બોલચાલમાં વપરાતું સ્વરૂપ તે જીવંત સ્વરૂપ; જ્યારે બાહ્ય પરિસ્થિતિ અને ધાર્મિક કે સાહિત્યિક અગત્યને અંગે અમુક બોલી, જે પ્રકારની વિકાસથી પર એવી વંધ્ય અવસ્થાને પામે તે પ્રકારની અવસ્થાને બંધિયાર સ્વરૂપ કહી શકાય. ભારતીય–આર્યના ઇતિહાસ પર એક ઊડતી નજર નાખતાં આ વસ્તુ વધારે સ્પષ્ટ બનશે.

### ભારતીય–આર્યના યુગશઃ વિકાસની રૂપરેખા

ઋગ્વેદમાં રજૂ થએલા ભાષાભેદમાં મળતી કેટલીક દ્યોતક ભાષાકીય ઘટનાઓ અને **પાલિ–પ્રાકૃત**–અપભ્રંશમાં જળવાઈ રહેલા કેટલાક કાલાતીત અવશેષો સાબિત કરે છે કે વૈદિક સમયમા જુદી જુદી બોલીઓ વ્યવહારમાં હોવી જોઈએ, જેમાથી એકનુ ધાર્મિક–સાહિત્યિક સ્વરૂપ તે ઋગ્વેદનો ભાષાભેદ. એક જ ઉદાહરણ લઈએ. ઋગ્વેદની सूरे दुहिता એ ઉક્તિ બે રીતે સમજાવવાનો પ્રયત્ન થયો છે. એક મત પ્રમાણે અહીં સંબંધદર્શક ચતુર્થી (ડેટીવ ઑવ કીન-શીપ, dative of kinship)નો પ્રયોગ છે (જેમ અંગ્રેજીમાં daughter to the Sun god કહી શકાય તેમ). પણ વાકરનાગલ (Wackernagel) આપેલી ઉપપત્તિ જ પ્રતીતિજનક છે. અહીં મૂળના सूरः दुहिताનું સામાન્યરીતે પ્રચલિત સંધિનિયમ પ્રમાણે सूरो दुहिता થવુ જોઈએ, તેને બદલે, જેમ બીજી **પ્રાકૃતોમાં** वीरो (< वीरः) વગેરેમાં મૂળના વિસર્ગનું સ્થાન उ લે છે, પણ **માગધીમાં** તેવા જ સંજોગોમાં वीले (< वीरः) વગેરેમાં મૂળના વિસર્ગને સ્થાને ए આવે છે, તેમ અહીં પણ सूरः दुहिता 'સૂર્યની પુત્રી'નું सूरे दुहिता એવું વિલક્ષણ સંધિરૂપ થયું છે. એટલે કે પાછળના સમયમાં **માગધી** વિશિષ્ટતા તરીકે મૂર્તિમન્ત થયેલા વલણનું આ એક પુરોગામી ચિહ્ન છે, અને પરિણામે વૈદિક સમયમાં બોલીભેદ હોવાનો તે એક મજબૂત પુરાવો પૂરો પાડે છે. વૈદિક શિથિર–(<√ શ્રથ્–), કૃચ્છ્ર–(<*કૃપ્સ્ર–), જ્યોતિસ્–(*દ્યોતિસ્–) વગેરે પણ બીજસ્વરૂપમાં રહેલા **પ્રાકૃતસદૃશ** વલણોના દ્યોતક છે, અને ઋગ્વેદના ભાષાભેદથી ધ્વનિ-વિકાસમાં આગળ વધેલું અન્ય ભાષાસ્વરૂપ તે સમયે પ્રચલિત હોવાનુ સાબિત કરે છે.

સમય જતા અનેક શબ્દો તેમ જ કાળ અને અર્થના કેટલાક ભેદો વપરાશચ્યુત થતાં, ને સાદૃશ્યના નિયમના પરિણામે ગણવ્યવસ્થા સાદી બનતાં, અને આથી વૈદિક ભાષાની રૂપસમૃદ્ધિ અને સંકુલતા દૂર થતાં રુપતંત્રમાં કેટલીક સરળતા આવી. शुक्र–, शुक्ल– જેવામાં ઉચ્ચારભેદે અર્થાન્તર વિકસ્યો, તો કેટલાક શબ્દ-

સુગમની બાબતમાં એક અર્થની સમાનતા, બીજા અમાલિક અર્થનું આરોપણ થવામાં કારણભૂત બની; આમ ભાષાવિકાસમાં સામાન્ય એવા કેટલાક ફેરફારો વ્યક્ત કરતી, છતાં મૂળનું ધ્વનિતંત્ર યથાસ્થિત જળવાઈ રહ્યું હોવાથી મર્યાદિત અને વિલક્ષણ વિકાસના પરિણામરૂપ ગણી શકાય તેવી પ્રશિષ્ટ કે શિષ્ટમાન્ય કલાસીકલ, સંસ્કૃત તૈયાર થઈ. ઋગ્વેદના ભાષાભેદમાં નથી તેવાં કેટલાંક ભારત–યુરોપીય અભિધાનો પણ તેમાં સંઘરાયા છે, તે બોલીઓની અરસપરસની આપ-લેનું સૂચક છે. પાણિનિના તલસ્પર્શી અને સર્વગ્રાહી અભ્યાસને પરિણામે એક સર્વમાન્ય, અને જરાયે ઘરેડભંગ ન સહી શકે એવું કડક ધોરણ બંધાયું. આવી અસ્વાભાવિક સ્થિતિને લીધે સંસ્કૃતનો વિકાસ રૂંધાઈ ગયો. છતાંયે ધ્યાનમાં રાખવા જેવું છે કે ચંદ્રગોમી જેવા પાણિનિના અનુગામી વૈયાકરણો, જેમની પ્રશિષ્ટકાલીન સંસ્કૃતમાં હસ્તી જ નથી તેવાં કેટલાંક રૂપો ને પ્રયોગોની નોંધ લે છે. દરમિયાનમાં વૈદિક બોલીઓમાંથી ધ્વનિવિકાસ અને સાદૃશ્યના નિયમના પ્રભાવે પાલિ વગેરે માધ્યમિક ભારતીય-આર્ય ભાષાભેદો વિકસે છે. તે જે સ્વરૂપમાં જળવાઈ રહ્યા છે તે સ્વરૂપ, જીવંત—બોલચાલની—ભાષાની પાછળ હોય છે તેવી માનવ પૃષ્ઠભૂના અભાવે અત્યંત કૃત્રિમ અને વિકાસશૂન્ય છે. આ મુશીબત ઉપરાંત પ્રાકૃતોના મૂળ આધારરૂપ હાથપ્રતોની વિશ્વસનીયતા, પ્રાચીન લેખનશૈલીને લગતી મુશ્કેલીઓને લીધે ઘણી ઓછી છે. હાથપ્રતો અને પ્રાકૃત વૈયાકરણોનાં વિધાનો વચ્ચે વિરોધ ઊભો થાય ત્યારે બે પ્રકારનું વલણ સ્વીકારવું શક્ય છે; કાં તો પીશલની જેમ હેમચંદ્ર જેવા વૈયાકરણોને પ્રમાણભૂત ગણી તે પ્રમાણે હાથપ્રતોની ભાષામાં ફેરફાર કરવા; અથવા માત્ર પ્રાકૃત વ્યાકરણકારોનું જ પ્રમાણ નહીં પણ દરેક માધ્યમિક ભારતીય-આર્ય ભાષાસ્વરૂપ ધ્યાનમાં લઈ તેના પ્રકાશમાં દરેક હસ્તપ્રતનો નિરનિરાળો અભ્યાસ કરવો. અને આ બીજી પદ્ધતિ જ વધારે શાસ્ત્રીય છે. તેમાં દરેક હસ્તપ્રત ઉપરની તેના પ્રાપ્તિસ્થાનને અંગેની અસર પણ લક્ષમાં રાખવી ઘટે છે. ઉદાહરણ તરીકે મહાભારતની દક્ષિણની વાચનાઓમાં સંબંધાર્થ ચતુર્થીનો પ્રયોગ મળે છે તે દ્રાવિડી અસરથી સહેજે સમજાવી શકાય. આ ઉપરાંત આંકડાશાસ્ત્રનો આધાર લેતાં લહિયાઓની ભૂલોની પણ નિષ્પક્ષપણે તપાસ થવી શક્ય બને છે, જો કે હેતુપૂર્વક કરાએલી ધાલમેલને પરખવી એ ઘણું કઠણ છે. એટલું સારું છે કે ઉત્કીર્ણ લેખોની ભાષા આવા પ્રકારની અશુદ્ધિઓથી અલિપ્ત રહી શકી છે. તુર્કન હાથપ્રતો પણ દટાઈને જળવાઈ રહી હોવાથી, તેમની એક જ વાચના હોવા છતાં ઘણી વિશ્વસનીય ગણાય.

માધ્યમિક ભારતીય-આર્યના અભ્યાસમાં વીરચરિત કાવ્યો અને બૌદ્ધ–

જૈન ગ્રંથોના લૌકિક સંસ્કૃતનું અધ્યયન પણ ખાસ આવશ્યક છે. તેમાં મળી આવતા બંધારણવિરુદ્ધના 'અવ્યાકરણી' ને આર્ષ પ્રયોગોની, તેમ જ વીરચરિત કાવ્યોનાં પાઠાન્તરોની આંકડાબદ્ધ ગવેષણા, ગર્ભદશામાં રહેલાં અસ્પષ્ટ માધ્યમિક ભારતીય-આર્ય વલણોના દ્યોતક બને તેમ છે.

વિકારક બળોને વશ થઈ મધ્યકાલીન બોલચાલની ભાષાઓએ, અગિઆરમી સદી લગભગ અર્વાચીન યુગમાં પ્રવેશ કર્યો. અર્વાચીન યુગના અભ્યાસને મુશ્કેલ બનાવતી ઘટનાઓમાં બે ખાસ ઉલ્લેખાર્હ છે. વિકસતી બોલીઓની પરસ્પર એકબીજી ઉપર થયેલી વિસ્તૃત, અનેકવિધ અને સંકુલ અસર; અને આમાં દ્રાવિડી જેવી પરભાષાનો ફાળો કેટલો તે નક્કી કરવાની કઠિનતા.

ભારતીય-આર્યના વિકાસની આ રૂપરેખામાંથી સળંગસૂત્ર વિગતવાર ઇતિહાસ બનાવવા આડે બે ચાર મોટા અંતરાયો છે. એક તો ચોક્કસ સમય-નિર્ણયને અભાવે માત્ર સાપેક્ષ સમયગણના જ આપવી શક્ય છે. આથી ભાષાકીય ઘટનાઓના સીલસીલાબંધ વૃત્તાંતને બદલે આપણે મોઘમ યુગોના ઉલ્લેખથી ચલવી લેવું પડે છે. પરિણામે પૃષ્ઠભૂમિ અને વેષ્ટનોથી વંચિત એવી આ ઘટનાઓની ખરી મુલવણી કે સ્વરૂપ-ઓળખ થઈ શકતી નથી. બીજું, ઉપર સૂચવ્યું તેમ જે ભાષાભૂમિકાઓનો અભ્યાસ કરવાનો છે તેમના તે તે સમયનાં જીવંત બોલચાલનાં સ્વરૂપોને બદલે આપણી પાસે સાહિત્યિક અને કૃત્રિમ ભાષાસ્વરૂપો છે. ખળખળ વહેતા ઝરણાને બદલે બંધિયાર ખાબોચિયા સાથે કામ કરવાનું છે. આથી વિકાસના વાસ્તવિક સ્વરૂપની આપણે માત્ર ઝાંખી જ કરી શકીએ છીએ. ત્રીજો અંતરાય તે ખામી ભરેલી પ્રતિપાદન-પદ્ધતિ છે. તે વિશે પણ ઉપર સૂચન કર્યું છે. આ માટે હવેથી ઇતિહાસલક્ષી પદ્ધતિનો સ્વીકાર ઘણો જ આવશ્યક છે. ભાષાશાસ્ત્રના પ્રદેશમાં ઇતિહાસલક્ષી પદ્ધતિ એટલે દરેક ભાષાકીય હકીકત અને ઘટનાનો સ્થળ-કાળ સાથેનો પૂર્વાપર સંબંધ ધ્યાનમાં રાખી, તુલનાત્મક વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ અમુક ભાષા-પરિવારનો અભ્યાસ કરવો. આવી, સમયગણના અને ભૌગોલિક સ્થાનને લક્ષમાં લેતી પ્રતિપાદન-પદ્ધતિ ઘડી કાઢવાથી ભારતીય-આર્યનો સળંગ વિકાસક્રમ સમજવામાં, હજી પણ-ખાસ કરીને માધ્યમિક ભારતીય-આર્ય ક્ષેત્રમાં રહેલાં ખાડા-ગાબડાં પૂરી દઈ શકાશે. માધ્યમિક ભારતીય-આર્યની સામગ્રીમાં અભ્યાસ માટે હજી ઘણો અવકાશ છે; અને ખાસ કરીને પૂનાના ભાણ્ડારકર પ્રાચ્યવિદ્યામંદિર દ્વારા સંપાદિત થતા મહાભારતનું અને આલોચાનાત્મક ('ક્રીટીકલ') પદ્ધતિએ સંપાદિત થતા તેવા

બીજા ગ્રંથોનુ આંકડાબદ્ધ પૃથક્કરણ કરાય તો, તે તે ગ્રંથમાં મળી આવતા પાઠ ભેદોમાં જળવાઈ રહેલાં માધ્યમિક ભાતીય-આર્ય લક્ષણોની સ્થળમર્યાદા અને સમયગણુના નક્કી કરવામાં તે ઘણું સહાયક બને. આથી અમુક શબ્દોનો વહેલામાં વહેલો ક્યારે ઉપયોગ થયો તે જાણી શકાય અને શાસ્ત્રીય કોશ તૈયાર કરવા સાથે સંકળાયેલા કોયડાઓનો પણ ઉકેલ આવે. એક બે ઉદાહરણથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે. દાલ્ગાદો (Dalgado) એ તેના ઈફ્લુઅન્સીઆ દ. વોકાબુલારીઓ પોર્તુગેસ એમ લિંગુઆસ એસિઆતિકાસ (એશિઆઈ ભાષા પર ફીરંગી શબ્દભંડોળની અસર) [૧૯૩૧] માં મરાઠી શબ્દ ભોપળાને એક ફીરંગી શબ્દ સાથે સાંકળ્યો છે; પણ એ જ અર્થમાં અગીઆરમી સદીની એક હાથ-પ્રતમાં બહુફૂલક મળતો હોવાથી નક્કી થાય છે કે ભોપળા ફીરંગી મૂળનો નથી પણ શુદ્ધ તદ્ભવ છે. મરાઠી દોન, દુજા, દુસરા, દુણા વગેરેમા દેખાતા દ ઉપરાંત બારા, બીજ, બાવીસ જેવામાં બ દેખાય છે, તે કોઈ સમીપની બોલીના ઋણ તરીકે જ સમજાવી શકાય. પણ તેનો સ્વતંત્ર પુરાવો માધ્યમિક ,ભારતીય-આર્યના અભ્યાસમાથી જ મેળવવો રહ્યો. આ બાબતમા સંસ્કૃત કોશોમાં નોંધાએલા સંખ્યાબંધ માધ્યમિક ભારતીય-આર્ય શબ્દો ખાસ તપાસ માગી લે છે

અંતમાં કહેવું પ્રાપ્ત થાય છે કે ઉપરોક્ત લક્ષણવાળી ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રીય દૃષ્ટિ રાખી નવી પદ્ધતિએ અન્વેષણ હાથ ધરવાનો સમય આવી પહોંચ્યો છે. ભારત-યુરોપીયના અભ્યાસમાં પણ આવા પ્રકારની પ્રતિપાદન-પદ્ધતિનો હમણાં હમણાં થએલો વિકાસ ઉલ્લેખનીય છે.

આ પછીના બીજા વ્યાખ્યાનમાં હું ભારતીય-આર્યના આખ્યાતિક અંગો (વર્બલ બેયઝીજ્ verbal bases) પર વિચાર કરવાનુ, સાહસ-ભર્યું ગણી શકાય તેવુ પગલુ લઈશ. તે એટલા માટે કે તેમાથી દોરેલા નિર્ણયો ભારતીય-આર્યને ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રીય પદ્ધતિ લાગુ પાડવી એટલે શું, એ પૂરતું સ્પષ્ટ કરી શકશે.



# વ્યાખ્યાન બીજું

# ભારતીય-આર્યનાં આખ્યાતિક અંગો

આમાં અને આની પછીના વ્યાખ્યાનમાં ભારતીય-આર્યના સમગ્ર શબ્દભંડોળમાંથી માત્ર આખ્યાતિક અંગોની ઐતિહાસિક દૃષ્ટિએ છણાવટ કરવામાં આવી છે.

## સામગ્રી

આવા અભ્યાસ માટે પ્રાચીન, મધ્ય તેમ જ અર્વાચીન યુગો માટે આપણને કેટલીક સામગ્રી મળે છે પાણિનિ(આશરે ઈ. પૂર્વે પાચમી સદી)-નો ધાતુપાઠ [વેસ્ટર્ગાર્ટ Westergaard સંપાદિત-૧૮૪૧; બોહ્‌લિક્ Bohtlgk સંપાદિત-૧૮૮૭] અને તેના પરની ક્ષીરસ્વામી (આશરે ૧૦૫૦) કૃત ક્ષીરતરઙ્ગિણી [લીબીશ Libisch સંપાદિત-૧૯૩૦], માધવીય ધાતુવૃત્તિ (આ. ૧૩૫૦), ભટ્ટોજી દીક્ષિતની (આ. ૧૬૩૦) વૃત્તિ, વગેરે, ચાંદ્ર ધાતુપાઠ (આ. ૪૭૦) [લીબીશ-સંપાદિત], દુર્ગસિંહ કૃત (આ. આઠમી સદી) કાતંત્રધાતુપાઠ (લીબીશ-સંપાદિત, ૧૯૧૯); શાકટાયન ધાતુપાઠ (નવમી સદી), હેમચંદ્રધાતુપાઠ (બારમી સદી); હર્ષકીર્તિ કૃત સારસ્વત ધાતુપાઠ (સોળમી સદી),-વગેરે પ્રાચીન ભારતીય-આર્ય માટે ગણાવી શકાય. સંસ્કૃત ધાતુઓના સામાન્ય અભ્યાસની દૃષ્ટિએ હ્‌વીટ્‌ની (Whitney) ('ધ રૂટ્સ, વર્બ-ફોર્મ્ઝ, ઍંડ પ્રાયમરી ડેરીવેટીવ્ઝ ઑવ ધ સંસ્કૃત લેંગ્વેજ) સંસ્કૃત ભાષાના ધાતુઓ, આખ્યાતિક રૂપો અને કૃદન્ત રૂપો, ૧૮૮૫) એ ગ્રંથ લખ્યો. પીટર્સબર્ગના બૃહદ્ અભિધાન-કોશ (૧૮૫૫-૭૫)માં એકઠી કરાયેલી સામગ્રીનો એમાં ઉપયોગ કરાયો હતો. આ દિશામાં આ પછીના સૌથી વધારે ધ્યાન ખેંચે તેવા પ્રયત્ન લેખે લીબીશનો (માટેરીઆલીન ત્સુમ ધાતુપાઠ (ધાતુપાઠ માટેની સામગ્રી), ૧૯૨૧) એ ગ્રંથ ગણાવી શકાય.

માધ્યમિક ભારતીય-આર્ય તરફ વળતાં પાલિ માટે ધાતુપાઠ, ધાતુમંજુષા (બંને દિનેસ આન્દર્સન Dines Andersen અને હેલ્મર સ્મીથ Helmer Smith સંપાદિત, ૧૯૨૧) અને ધાતુમાલા (હેલ્મર સ્મીથ સંપાદિત, ૧૯૨૯) એ પ્રસિદ્ધ થયા છે. આને આધારે મેં ('રૂટ્સ ઑવ ધ પાલિ ધાતુપાઠઝ 'પાલિ ધાતુપાઠગત ધાતુઓ', પ્રસિદ્ધ બુલેટીન ઑવ ધ ડેક્કન કૉલેજ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ, માર્ચ, ૧૯૪૦) એ નામ નીચે પાલિ ધાતુઓનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે.

પ્રાકૃત માટે, હેમચન્દ્ર, ક્રમદીશ્વર, માર્કંડેય, રામશર્મન, ત્રિવિક્રમ ચણ્ડ વગેરેના પ્રાકૃત વ્યાકરણોમાં, તેમ જ ધનપાલની પાઈયલચ્છીનામમાળા અને હેમચંદ્રની દેશીનામમાલા જેવા દેશી કોશોમાં સામગ્રી પડેલી છે. ગ્રીઅર્સને આ પ્રાકૃત વ્યાકરણકારોની કૃતિઓનો ઉપયોગ કરીને પ્રાકૃત ધાત્વાદેશજ્ એકોર્ડિંગ્ ટુ ધ વેસ્ટર્ન એન્ડ ઈસ્ટર્ન સ્કુલ્ઝ્ ઑવ પ્રાકૃત ગ્રામેરીઅન્ઝ્, પ્રાચ્ય અને પ્રતીચ્ય સંપ્રદાયના વૈયાકરણો પ્રમાણેના પ્રાકૃત ધાત્વાદેશો ૧૯૨૪) એ ગ્રંથમાં પ્રાકૃત ધાતુઓનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. આથી બહુ જ વહેલાં ડેલિઅસે (Delius) રાદિકેસ પ્રાકૃતિકાએ ('પ્રાકૃત ધાતુઓ' ૧૮૩૯), એ ગ્રંથ લખેલો.

## અંગોનું વર્ગીકરણ

હ્વીટ્નીની તેના ઉપરોક્ત ગ્રંથમાં આખ્યાતિક અંગોના આખા સમુદાયને ૭ વિભાગમાં વહેંચી નાખે છે: વૈદિક સાહિત્યમાં પ્રયુક્ત, બ્રાહ્મણ સાહિત્યમાં પ્રયુક્ત, ઔપનિષદિક સાહિત્યમાં પ્રયુક્ત, સૂત્ર સાહિત્યમાં પ્રયુક્ત, વીરચરિત સાહિત્યમાં પ્રયુક્ત અને પ્રશિષ્ટકાલીન સાહિત્યમાં પ્રયુક્ત. હ્વીટ્નીના આ ૭ વિભાગો સામાન્યપણે ત્રણ ખંડમાં વહેંચાયેલા છે: (૧) ભાષાની માત્ર પ્રાચીન ભૂમિકામાં પ્રચલિત હોય તેવાં અભિધાનો; (૨) માત્ર અર્વાચીન ભૂમિકામાં પ્રચલિત હોય તેવાં અભિધાનો; અને (૩) પ્રાચીન તેમ જ અર્વાચીન બંને ભૂમિકામાં પ્રચલિત હોય તેવાં અભિધાનો.

બીજી દૃષ્ટિએ પણ આખ્યાતિક અંગોની વર્ગવહેંચણી થઈ શકે તેમ છે: (૧) આનુવંશિક અંશ – (અ) ભારત – યુરોપીય અંગો: (આ) ભારત ઇરાનીય અંગો; (૨) અ – ભારત–યુરોપીય ઋણ–અંગો: આ છેવટનો અંશ એ નવતર અંશ છે. નવા વિચારો, અનુભવો અને વસ્તુઓની અભિવ્યક્તિ માટે દરેક ભાષાના—અને ખાસ કરીને જીવન્ત ભાષાના—ઇતિહાસમાં નવાં નવાં અભિધાનોની જરૂર ઊભી થતી હોય છે. તેવી જરૂર પૂરવા માટે આ નવતર અંશ સ્વીકારાએલો છે.

ઉપલબ્ધ સંસ્કૃત સાહિત્યમાં પ્રયુક્ત થયાં હોય તેવાં પ્રાચીન ભારતીય–આર્ય અંગોના ગણવાર આંકડાઓ હ્વીટ્નીએ આમ આપ્યા છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| અદાદિ | (૨) | ૧૪૩ | ક્ર્યાદિ | (૯) | ૫૨ |
| જુહોત્યાદિ | (૩) | ૪૯ | ભ્વાદિ | (૧) | ૫૨૯ |
| રુધાદિ | (૭) | ૨૯ | તુદાદિ | (૬) | ૧૪૨ |
| સ્વાદિ | (૫) | ૫૦ | દિવાદી | (૪) | ૧૩૩ |
| તન્વાદિ | (૮) | ૮ | કુલ | | ૧૧૩૬ |

આ દરેકમાં માત્ર પ્રાચીન ભૂમિકામાં મળતા, પ્રાચીન તેમ જ અર્વાચીન ભૂમિકામાં મળતા, અને માત્ર અર્વાચીન ભૂમિકામાં મળતા—એવા ત્રણ વિભાગ છે. દાખલા તરીકે બીજા ગણના ૮૦ ધાતુઓ એવા છે કે જે માત્ર પ્રાચીન ભૂમિકામાંજ વપરાયા છે. પછીની ભાષામા તે ન દેખાતા હોવાથી, તે ભૂમિકાની દૃષ્ટિએ એ કાલગ્રસ્ત અંશ છે. ૪૯ ધાતુઓ બંને ભૂમિકામાં મળે છે. આ સ્થિર અંશ છે. બાકીના ૧૪ ધાતુઓ માત્ર અર્વાચીન ભૂમિકામાં જ મળે છે. આ નવતર અંશ છે. હુવીટ્નીએ નોંધેલા ૧૧૩૬ ધાતુઓમાથી આશરે ૮૦૦ વૈદિક સાહિત્યમા અને બાકીના બારસોએક વીરચરિત અને પ્રશિષ્ટકાલીન સાહિત્યમાં મળે છે. આ બારસોમાથી અરધા જેટલા ભારત–યુરોપીય ભૂમિકામાથી વારસામા ઊતરી આવેલા છે. તેમની વિભાગવહેંચણી કરીએ તો, (અ) ૧૭૧ એવા છે કે જે માત્ર વૈદિક ભાષામા મળે છે; (આ) ૩૧૮ અંગો સામાન્યપણે વપરાએલા છે; (ઇ) ૧૨૨ માત્ર પ્રશિષ્ટકાલીન (કે વીરચરિત) સંસ્કૃતમાંજ મળે છે. પ્રાચીન ભૂમિકામાં અનુપલબ્ધ એવા આ ભારત–યુરોપીય મૂળના ૧૨૨ ધાતુઓની ઉપપત્તિ કેમ આપવી? આ માટે બે શક્યતા છે; (૧) બીજી ભારત–યુરોપીય (ગ્રીક, ઇરાની વગેરે) ભાષાઓ સાથે ભારતીય-આર્યનો સંપર્ક થએલો સાબિત કરી શકાય તો કેટલાક ધાતુઓ સ્વીકૃત શબ્દો તરીકે આવ્યા હોય; (૨) કેટલાક ભારત–યુરોપીય ભૂમિકામાથી પ્રાચીન ભારતીય–આર્ય લોકબોલીઓમાં ઊતરી આવેલા અને માધ્યમિક ભારતીય–આર્યમાં જળવાએલા હોય; અને ભાષાભૂમિકાના પલટાઓ સાથે ધ્વનિવિકાર અને રૂપવિકાર પામતાં પામતાં, એ લૌકિક ભાષાભેદોને સાહિત્યકીય સ્વરૂપ મળ્યુ, ત્યારે તે સામાન્ય પ્રચારમા આવ્યા હોય. પછીથી તે વેળાના પ્રાકૃત સ્વરૂપને અતિસંસ્કાર ('હાયપરસંસ્કૃતીજેશન') અપાયો હોય કે તેમનું સંસ્કૃતીકરણ કરાયું હોય અને એ સ્વરૂપમાં છેવટે ધાતુપાઠમા નોંધાયા હોય.

## રૂપતંત્રમાં થયેલાં પરિવર્તન

ઐતિહાસિક દૃષ્ટિએ ભારતીય–આર્ય આખ્યાતસામગ્રી તપાસતા તેનાં સ્વરૂપ અને રૂપમાં આવેલા પલટાઓ સ્પષ્ટપણે આપણી સામે ઉપસ્થિત થાય છે. ભારતીય–આર્ય આખ્યાતિક અંગોમા વિવિધ ગણો, અર્થો ('મુડ્ઝ' moods) અને પ્રયોગો ('વૉયસીઝ' voices) અનુસાર વિવિધ રૂપો ધરવાની શક્તિ હતી. પદમાં થએલા ફેરફારો આપણે તપાસીએ તો જણાશે કે કેટલાક ધાતુઓ પ્રાચીન ભૂમિકામાં અમુક એક પદના છે, જ્યારે પછીની ભૂમિકામા તેથી જુદાજ પદમા અથવા તો બંને પદમાં વપરાતા થયા છે. દા. ત अस्त् (વૈદિક), असते

(વીરચરિત); अस्यते (ઋગ્વૈદિક), अस्यति, आस्ते, आस्ति (વીરચરિત); इङ्खति (વૈદિક), इङ्खते (પ્રશિષ્ટકાલીન), વગેરે. પ્રાચીન ભૂમિકામાં પરસ્મૈપદી હોય પણ પછીથી આત્મનેપદી થયા હોય એવા ધાતુઓની સંખ્યા આશરે ૧૫૦ ની છે; આત્મનેપદીના પરસ્મૈપદી થયા હોય તેવાની સંખ્યા ૧૦૦ ની છે; જ્યારે ૧૦૦ બંને ભૂમિકાસાં ઉભયપદી રહ્યા છે. આ પદવ્યત્યયનુ કારણુ શું? પરસ્મૈ અને આત્મનેપદ વચ્ચે મૂળમાં રહેલા સકર્મક–અકર્મકનો તાત્ત્વિક ભેદ, સમય જતાં ભાષામાંથી લુપ્ત થઈ ગયો. માત્ર તેમના નામમાં તે અવશિષ્ટ રહી ગયો. આમ પદ વ્યાકરણી પદાર્થ (કેટેગરી category), તરીકે નિરર્થક બનતાં પદ પ્રમાણે લગાડવાના પ્રત્યયોમાં પણ શિથિલતા આ વી અને છંદના ચોકઠામાં બેસાડવા માટે જરૂર પડે ત્યાં એકને બદલે બીજું પદ વાપરવુ સગવડ ભર્યું બન્યું. વળી ૪થા ગણુના આત્મનેપદી ધાતુના કર્તરિ રૂપો અને કર્મણિ રૂપો વચ્ચે આઘાત (ઍક્સન્ટ accent) પૂરતો જ ફરક હોવાથી, સમય જતાં તે ગણુમાં પદ બાબત શિથિલતા પ્રવર્તવા લાગી વીરકાવ્યોમાં તો પદવ્યત્યયનાં કેટલાંય ઉદાહરણો મળે છે. આ વિષયનો આંકડાવાર અભ્યાસ થવો જરૂરી છે. અર્થવાહકતા લોપાતાં અંતમાં માધ્યમિક ભારતીય–આર્ય ભૂમિકા સુધીમાં તો પદનો વિભાગ તદ્દન લુપ્ત થઈ ગયો.

ભારતીય વૈયાકરણોએ ધાતુઓના જુદા જુદા ગણુમાં કરેલા વર્ગીકરણનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં, ગણુવ્યત્યયનાં પચાસેક ઉદાહરણો મળે છે. ઉ. ત. अनति (વૈદિક), अनिति; अमेत् (વૈદિક), अमीति; नवते (વૈદિક), नुवते (પ્રશિષ્ટ૦), वनते (વૈદિક), वनुते, વગેરે. પહેલા અને છઠ્ઠા ગણ વચ્ચે આઘાત ('ઍક્સન્ટ' accent) પૂરતો જ ભેદ હોવાથી તેમની વચ્ચે ગરબડ થવાની ઘણી સંભાવના હતી. સમગ્ર રીતે જોતાં કહી શકાય કે પાછલા યુગ કરતાં આગલા યુગની ભાષાભૂમિકામાં અમુક એક અંગમાંથી જુદાજુદા ગણોને અનુસરતા પ્રાતિપદિકો ઘડવાની વધારે પ્રમાણમાં શક્તિ હતી. પાછળના યુગમાં સાધારણીકરણ (નૉર્મલાયઝેશન' normalization) અને અવિકરણી અંગોને વિકરણી બનાવવા ('થેમેટાયઝેશન' thematization)નુ વલણ વધ્યે ગયું છે. વળી કેટલીક બાબતમાં એક અંગને સ્થાને બે અંગો વપરાતાં થયાં છે. દા. ત. મૂળ √ऋ–ને સ્થાને પાછળના સમયમાં √अय्– પણ વપરાતું થયું છે. તેવી જ રીતે ગણચિહ્ન ધાતુદેહનુ અંશભૂત ગણાયાથી, પ્રશિષ્ટકાલીન ભૂમિકામાં કેટલાંક નવાં આખ્યાતિક અંગો અસ્તિત્વમાં આવેલાં છે. દા. ત. √पृ–માંથી √पृण्–. આમ આખ્યાતિક અંગોમાં વિવિધ પરિવર્તન થયાં છે.

મત બાંધતાં પહેલાં **માધ્યમિક** તેમ જ **અર્વાચીન ભારતીય-આર્ય** ભાષા-ભૂમિકાઓને તપાસવાની જરૂર છે. કેમ કે કેટલાક ધાતુપાઠના ધાતુઓના અર્વાચીન અવતારો તેમાંથી મળી આવે છે.

ધાતુપાઠના કેટલાક ધાતુઓ દેખીતા જ **માધ્યમિક ભારતીય-આર્ય**માં પ્રચલિત કેટલાક ધ્વનિવલણોને આધારે ઘડાયા છે. √क्लेव्-> √गेव्-, કે √क्लेव्-> मेव्-માં અસ્થિર વ્યંજનસ્તબકોનુ ઋજુકરણ ('સીમ્પ્લીફીકેશન') દેખાઇ આવે છે. [મૂળ√ऋ-ના વિસ્તારથી સધાયલા] *√ऋत्-ના રૂપાન્તરો √अत्-(વૈદિક), *इत्-(વૈદિક), ને √अट्-(પ્રશિષ્ટ૦)માં; √कृत्- : √कुट्-માં; √छृत्- : छुट्-માં; √गृज्- : √गज्-, √गृञ्ज्- : गुञ्ज्-માં, √*मृत्- : √मट्-માં કે √गृंथ- : √गुण्ठ्-માં, **માધ્યમિક ભારતીય-આર્ય**માં સામાન્યપણે જાણીતી બે પ્રક્રિયા—ઋકારનુ રૂપાન્તર અને ઘણખરું તેનો સહચારી મૂર્ધન્યભાવ—સ્પષ્ટપણે જોઈ શકાય છે. √चुण्ट्- : √चुण्ड्- કે √अर्प्- : √अर्व्- જેવામાં અઘોષનુ ઘોષીકરણ છે. પ્રાસાનુપ્રાણિત શબ્દઘડતરને આધારે કેટલાક ધાતુઓ સમજાવી શકાય તેમ છે. આ પણ એક **માધ્યમિક ભારતીય-આર્ય** વલણ છે. સંખ્યાબંધ અંગો **માધ્યમિક ભારતીય-આર્ય**માંથી અતિસંસ્કાર કરી સ્વીકારી લીધેલા છાયારૂપો ('બૅક્ફૉર્મેશન' back formation) તરીકે સમજાવી શકાય તેવા છે. બાકી કેટલાક આખ્યાતવિસ્તારના સિદ્ધાન્તનાં ઉદાહરણો પૂરાં પાડે છે.

આથી **માધ્યમિક** તેમ જ **અર્વાચીન ભારતીય-આર્ય** ભૂમિકાઓ, ઇરાની વગેરે ઈતર **ભારત-યુરોપીય** ભાષાઓ અને **દ્રાવિડી**, **મુણ્ડા** વગેરે પડોશના ભાષાકુળો—એ સૌને ગણતરીમાં લીધા વિના 'ધાતુપાઠ એશ-આરામી વિદ્વાનોએ પ્રામાણિક ધાતુસામગ્રીમા કૃત્રિમ કચરો ભેળવીને ઘડી કાઢયા છે' એવો નિર્ણય બાંધી દેવો એ તદ્દન અયોગ્ય છે. ઉલટુ તેમના ગુણદર્શન તરીકે કેટલુક ગણાવી શકાય તેમ છે. દા. ત. તેમણે આપેલા ધાતુસ્વરૂપોમાં કોઇક વાર, બીજે ન જળવાઇ રહેલા લક્ષણ જળવાઇ રહેલાં દેખાય છે. पठति (<*पृथति)માં અણધાર્યો અને બીજે કયાંયથી ન જાણી શકાય તેવો મૂળ ધાતુના અપધ્વનિરૂપ ('એબ્લાઉટ ફૉર્મેશન')નો અવશેષ છુપાએલો છે. √मस्ज्‌ના સ્‌ની જાણ આપણને ધાતુપાઠ દ્વારા જ થાય છે. એ ખરું કે તેમાં કેટલીક ભૂલો પણ થએલી દેખાય છે. દા. ત. √लज्ज्-ના મૂળરૂપ તરીકે ખોટી રીતે જ √लस्ज्-આપ્યુ છે પણ આવા રડ્યાખડ્યા દાખલા પરથી ધાતુપાઠકારો કોઈ લેભાગુ કે નવશિખાઉ પંડિતંમન્યો હતા એવા આત્યંતિક નિર્ણય પર આવી જવુ એ જરા પણ ઉચિત નથી.

ભારતીય–આર્યના આખ્યાતિક અંગોની હ્વીટ્નીએ કરેલી ચર્ચામાં ખાસ લક્ષ ખેંચે તેવી બાબત એ છે કે સંસ્કૃત વૈયાકરણોએ આપેલા ધાતુપાઠોની તેમાં સખત ટીકા કરવામાં આવી છે. હ્વીટ્નીનાં સંશોધન પ્રમાણે માત્ર ૧૧૩૬ ધાતુઓ સાહિત્યમાં પ્રત્યક્ષપણે યોજાએલા મળે છે, એટલે એટલા જ ધાતુઓ ખરા અને પ્રમાણભૂત ગણી શકાય. આથી પાણિનિએ આપેલા ધાતુઓની આશરે ૨૩૦૦ની સંખ્યામાંથી અરધાને વ્યાકરણકારોએ કૃત્રિમરીતે ઘડી કાઢેલા ગણવા જોઈએ.[૧] ધાતુપાઠમા ઘુસાડવામા આવેલો આ કચરો તદ્દન અપ્રમાણિત ગણવો જોઈએ. પણ બીજા કેટલાક વિદ્વાનોએ હ્વીટનીના આ અભિપ્રાયને સખત રીતે વખોડી કાઢ્યો છે. વેબર (Weber), બેન્ફે (Benfey) વગેરે સંસ્કૃત વૈયાકરણોને વિશ્વસનીય ગણવાના મતના હતા. બ્યુલરે (Buehler) હ્વીટ્નીના મતની ચર્ચા કરતા એક લેખમાં[૨] હ્વીટ્નીએ અપ્રમાણિત ગણેલા ધાતુપાઠગત કેટલાક ધાતુઓ પાલિ–પ્રાકૃતમાં અથવા અર્વાચીન ભારતીય–આર્ય બોલીઓમાં અસ્તિત્વ ધરાવતા હોવાનું દેખાડ્યુ છે. આમ ધાતુપાઠના કેટલાક ધાતુઓ ભારત–યુરોપીય મૂળના હોઈ, લૌકિક ભાષાઓમાં જળવાઈ રહીને માધ્યમિક અને અર્વાચીન ભારતીય–આર્યમાં ઊતરી આવેલા છે.[૩]

ધાતુપાઠના ધાતુઓ સામે બીજી એવી દલીલ કરવામાં આવી છે કે તેમાના કેટલાક તો પ્રાસમેળ કે ધ્વનિસંવાદની અસર ઉપજાવવા માટે ઘડી કાઢવામાં આવ્યા હોય તેમ લાગે છે. દા. ત. सॅव्, गॅव्, ग्लेव्. પણ આ દલીલમાં અંશત: જ સત્ય રહેલુ છે. માત્ર પ્રાસમેળ કે ધ્વનિસંવાદ ધાતુઓને કૃત્રિમ ન ઠરાવી શકે.

घस्०, भस् કે इनोति, हिनोति, जिनोतिમાં પ્રાસમેળ હોવા છતાં, તે તદ્દન પ્રમાણિત ધાતુઓ છે. ખરૂ જોતા, ધાતુપાઠોના ધાતુઓ વિશે સર્વસ્પર્શી શાસ્ત્રીય

૧ જુઓ હ્વીટ્ની 'રીવ્યુ–ઓવ રીસંટ સ્ટડીઝ ઈન હિન્દુ ગ્રામર' (હિન્દુ વ્યાકરણને લગતાં નવાં અધ્યયનોનું અવલોકન)–'અમેરિકન જર્નલ ઓવ ફીલોલોજી,' ગ્રંથ ૧૪ તે પહેલાં હ્વીટ્ની (અમેરીકન જર્નલ ઓવ ફીલોલોજી' ગ્રંથ ૫), એડગ્રેન (Edgren), વર્બલ રૂટ્સ ઓવ સંસ્કૃત લેંગ્વેજ,' (સંસ્કૃત ભાષાના આખ્યાતિક ધાતુઓ) 'જર્નલ ઓવ ધી અમેરીકન ઓરિએંટલ સોસાયટી', ગ્રંથ ૧૧

૨ જુઓ, 'ઈન્ડિઅન એન્ટીક્વરી,' જુન–સપ્ટે. ૧૮૯૪

૩ આ વિષય માટે સરખાવો, ગ્રે (Grey) (ફીફટીન પ્રાકૃત–ઈન્ડો-યુરોપીયન ઈટીમોલોજીઝ,) (પંદર પ્રાકૃત—ભારત–યુરોપીય વ્યુત્પત્તિઓ)' 'જર્નલ ઓવ ધી અમેરીકન ઓરિએંટલ સોસાયટી,' ગ્રંથ ૬૦, અંક ૩, પા ૩૪૩, સપ્ટે ૧૯૪૦.

મત બાંધતાં પહેલાં **માધ્યમિક** તેમ જ **અર્વાચીન ભારતીય-આર્ય** ભાષા-ભૂમિકાઓને તપાસવાની જરૂર છે. કેમ કે કેટલાક ધાતુપાઠના ધાતુઓના અર્વાચીન અવતારો તેમાંથી મળી આવે છે.

ધાતુપાઠના કેટલાક ધાતુઓ દેખીતા જ **માધ્યમિક ભારતીય-આર્ય**માં પ્રચલિત કેટલાક ધ્વનિવલણોને આધારે ઘડાયા છે. √ग्लेव्–> √गेव्–, કે √म्लेव्–> मेव्–માં અસ્થિર વ્યંજનસ્તબકોનુ ઋજૂકરણ ('સીમ્પ્લીફીકેશન') દેખાઇ આવે છે. [મૂળ√ऋ–ના વિસ્તારથી સધાયલા] *√ऋत्–ના રૂપાન્તરો √अत्–( વૈદિક ), *इट्–( વૈદિક ), ને √अट्–( પ્રશિષ્ટ૦ ) માં; √कृन्त्– : √कुट्ट्–માં; √छृन्त्– : छुट्–માં; √गृज्– : √गज्–, √गृञ्ज्– : गुञ्ज्–માં, √*भृत्– : √भट्–માં કે √गृंथ्– : √गुण्ठ्–માં, **માધ્યામિક ભારતીય-આર્ય**માં સામાન્યપણે જાણીતી બે પ્રક્રિયા—ઋકારનુ રૂપાન્તર અને ઘણુખરૂં તેનો સહચારી મૂર્ધન્યભાવ—સ્પષ્ટપણે જોઈ શકાય છે. √चुण्ट्– : √चुण्ड्– કે √अर्प्– : √अर्ब्–જેવામાં અઘોષનુ ઘોષીકરણ છે. પ્રાસાનુપ્રાણિત શબ્દઘડતરને આધારે કેટલાક ધાતુઓ સમજાવી શકાય તેમ છે. આ પણ એક **માધ્યામિક ભારતીય-આર્ય** વલણ છે. સંખ્યાબંધ અંગો **માધ્યામિક ભારતીય-આર્ય**માંથી અતિસંસ્કાર કરી સ્વીકારી લીધેલા છાયારૂપો ('બેક્ફોર્મેશન' back formation) તરીકે સમજાવી શકાય તેવા છે. બાકી કેટલાક આખ્યાતવિસ્તારના સિદ્ધાન્તનાં ઉદાહરણો પૂરાં પાડે છે.

આથી **માધ્યમિક** તેમ જ **અર્વાચીન ભારતીય-આર્ય** ભૂમિકાઓ, ઇરાની વગેરે ઈતર ભારત-યુરોપીય ભાષાઓ અને દ્રાવિડી, મુણ્ડા વગેરે પડોશના ભાષાકુળો—એ સૌને ગણતરીમાં લીધા વિના 'ધાતુપાઠો એશ-આરામી વિદ્વાનોએ પ્રામાણિક ધાતુસામગ્રીમા કૃત્રિમ કચરો ભેળવીને ઘડી કાઢયા છે' એવો નિર્ણય બાંધી દેવો એ તદ્દન અયોગ્ય છે. ઉલટુ તેમના ગુણદર્શન તરીકે કેટલુક ગણાવી શકાય તેમ છે. દા. ત. તેમણે આપેલા ધાતુસ્વરૂપોમાં કોઇક વાર, બીજે ન જળવાઇ રહેલાં લક્ષણ જળવાઇ રહેલાં દેખાય છે. पठति (<*पृथति)માં અણધાર્યો અને બીજે ક્યાંઇથી ન જાણી શકાય તેવો મૂળ ધાતુના અપધ્વનિરૂપ ('એબ્લાઉટ ફોર્મેશન')નો અવશેષ બચી ગયેલો છે. √स्तृञ्–ની સ્તરી જાણ આપણને ધાતુપાઠ દ્વારા જ થાય છે. એ ખરું કે તેમાં કેટલીક ભૂલો પણ થએલી દેખાય છે. દા. ત. √लज्ज्–ના મૂળરૂપ તરીકે ખોટી રીતે જ √लस्ज्–આપ્યુ છે. પણ આવા રડ્યાખડ્યા દાખલા પરથી ધાતુપાઠકારો કોઈ લેભાગુ કે નવશિખાઉ પંડિતંમન્યો હતા એવા આત્યંતિક નિર્ણય પર આવી જવું એ જરા પણ ઉચિત નથી.

## ઉપસંહાર

અંતમાં, સૂચન કરવાનું કે પ્રાચીન ભારતીય-આર્યની પાછલી ભૂમિકામાં જ મળી આવતા ભારત-યુરોપીય અંશનું ફરી અન્વેષણ કરી તેને માધ્યમિક ભારતીય આર્યમાંથી છાયા-ઘડતર ('બૅક-ફૉર્મેશન') થઈ પ્રાચીન ભારતીય-આર્યમાં પ્રવેશેલા અંશ તરીકે, અથવા તો બીજી ભારતબાહ્ય ભારત-યુરોપીય ભાષાઓમાંથી ઋણરૂપે સ્વીકારાએલા અંશ તરીકે (કેમ કે ખાસ કરીને મૌર્યયુગ દરમિયાન તેમ જ તે પહેલાં પણ ભારતવાસીઓ અને ગ્રીકો વચ્ચે કટલોક સંપર્ક થએલો) ઘટાવવો એ જરૂરી છે. ભારતીય-આર્યની બધીય ભૂમિકાઓના શબ્દ-ભંડોળનો, ઉક્ત પ્રકારની પ્રતિપાદનપદ્ધતિએ અભ્યાસ કરવામાં આવે, તો જ ભારતીય-આર્યને ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની મહોરછાપ લાગે.



## ઉપસંહાર

અંતમાં, સૂચન કરવાનું કે **પ્રાચીન ભારતીય-આર્યની** પાછલી ભૂમિકામાં જ મળી આવતા **ભારત-યુરોપીય** અંશનું ફરી અન્વેષણ કરી તેને **માધ્યમિક ભારતીય આર્યમાંથી** છાયા-ઘડતર ('બૅક-ફૉર્મેશન') થઈ **પ્રાચીન ભારતીય-આર્યમાં** પ્રવેશેલા અંશ તરીકે, અથવા તો બીજી ભારતબાહ્ય **ભારત-યુરોપીય** ભાષાઓમાંથી ઋણરૂપે સ્વીકારાએલા અંશ તરીકે (કેમ કે ખાસ કરીને મૌર્યયુગ દરમિયાન તેમ જ તે પહેલાં પણ ભારતવાસીઓ અને ગ્રીકો વચ્ચે કેટલોક સંપર્ક થએલો) ઘટાવવો એ જરૂરી છે. **ભારતીય-આર્યની** બધીય ભૂમિકાઓના શબ્દ-ભંડોળનો, ઉક્ત પ્રકારની પ્રતિપાદનપદ્ધતિએ અભ્યાસ કરવામાં આવે, તો જ **ભારતીય-આર્યને** ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની મહોરછાપ લાગે.



અંતમાં, સૂચન કરવાનું કે પ્રાચીન ભારતીય-આર્યની પાછલી ભૂમિકામાં જ મળી આવતા ભારત-યુરોપીય અંશનું ફરી અન્વેષણ કરી તેને માધ્યમિક ભારતીય આર્યમાંથી છાયા-ઘડતર ('બૅક-ફૉર્મેશન') થઈ પ્રાચીન ભારતીય-આર્યમાં પ્રવેશેલા અંશ તરીકે, અથવા તો બીજી ભારતબાહ્ય ભારત-યુરોપીય ભાષાઓમાંથી ઋણરૂપે સ્વીકારાએલા અંશ તરીકે (કેમ કે ખાસ કરીને મૌર્યયુગ દરમિયાન તેમ જ તે પહેલાં પણ ભારતવાસીઓ અને ગ્રીકો વચ્ચે કેટલોક સંપર્ક થએલો) ઘટાવવો એ જરૂરી છે ભારતીય-આર્યની બધીય ભૂમિકાઓના શબ્દ-ભંડોળનો, ઉક્ત પ્રકારની પ્રતિપાદનપદ્ધતિએ અભ્યાસ કરવામાં આવે, તો જ ભારતીય-આર્યને ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની મહોરછાપ લાગે.

*

## ઉપસંહાર

અંતમાં, સૂચન કરવાનું કે પ્રાચીન **ભારતીય–આર્યની** પાછલી ભૂમિકામાં જ મળી આવતા **ભારત–યુરોપીય** અંશનું ફરી અન્વેષણ કરી તેને **માધ્યમિક ભારતીય આર્યમાથી** છાયા–ઘડતર ('બૅક-ફૉર્મેશન') થઈ પ્રાચીન ભારતીય-આર્યમાં પ્રવેશેલા અશ તરીકે, અથવા તો બીજી ભારતબાહ્ય **ભારત–યુરોપીય** ભાષાઓમાથી ઋણરૂપે સ્વીકારાએલા અંશ તરીકે (કેમ કે ખાસ કરીને મૌર્યયુગ દરમિયાન તેમ જ તે પહેલાં પણ ભારતવાસીઓ અને ગ્રીકો વચ્ચે કટલોક સંપર્ક થએલો) ઘટાવવો એ જરૂરી છે. **ભારતીય–આર્યની** બધીય ભૂમિકાઓના શબ્દ–ભંડોળનો, ઉક્ત પ્રકારની પ્રતિપાદનપદ્ધતિએ અભ્યાસ કરવામા આવે, તો જ **ભારતીય–આર્યને** ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની મહોરછાપ લાગે.



# વ્યાખ્યાન ત્રીજું

## ભારતીય-આર્યનાં આખ્યાતિક અંગો (ચાલુ)

### લૌકિક બોલીઓમાં જળવાઈ રહેલો પ્રાચીન અંશ

"અર્વાચીન ભારતીય-આર્યમાં દેખાતા, સંસ્કૃત કોશોમાં અપનાવાયેલા કે ધાતુપાઠોમાં અંગો તરીકે નોંધાયેલા કેટલાય પ્રાકૃત શબ્દોને માટે સંસ્કૃતમા કાતો બહુ દૂરદૂરના સહજન્ય શબ્દો મળતા હોય અથવા તો તેમને મળતુ કંઈ પણ ન હોય એ હકીકત ખૂબ જ જાણીતી હોવાથી હવે ચર્ચાથી પર છે. પણ, તપાસ કરતા જણાય છે કે આવા પ્રાકૃત શબ્દોની સારી એવી સંખ્યા ભારત-યુરોપીયની અ-ભારતીય શાખાઓમા જાણીતા અંગોમાંથી વ્યુત્પન્ન કરી શકાય તેમ છે. આથી એ દેખીતુ છે કે પાલિસહિત પ્રાકૃતના જુદાજુદા ભાષાભેદોનો આ દૃષ્ટિએ કરાયેલો અભ્યાસ ભારતીયવિદોને તેમ જ ભારત-યુરોપીયવિદોને ઉપયોગી નીવડશે."[1] ગ્રે આ લેખ દ્વારા અન્વેષણનુ એક હજી ઘટતું ધ્યાન નહિ પામેલા ક્ષેત્ર તરફ અંગુલિનિર્દેશ કરે છે. સાહિત્યભાષામાં જેમની નિશાની પણ ન મળતી હોય તેવા કેટલાક પ્રાચીન ભૂમિકાના શબ્દો લોકભાષામા કેટલીક વાર જળવાઈ રહ્યા હોય છે. આ વસ્તુને આધારે પ્રાકૃતોની કે અર્વાચીન દેશભાષાની 'દેસ્ય' સામગ્રીના કેટલાક અંશના મૂળ માટે ભારત-યુરોપીય ભૂમિકાની તપાસ ફળપ્રદ નીવડવાની ઘણી શક્યતા છે. પણ આ પ્રકારના અન્વેષણનુ ભયસ્થાન નજર બહાર ન રહેવુ જોઈએ. કોઈ વાર અમુક શબ્દ ભારતની ભૂમિ પર જ સધાયેલા વિકાસને આધારે સમજાવી શકાય તેમ હોય તો પણ તે ભારત-યુરોપીય ભૂમિકાના જળવાઈ રહેલા અવશેષ તરીકે ખપી જવા સંભવ છે, કેમ કે એ બે ક્ષેત્રને વિભક્ત કરતી સ્પષ્ટ મરજાદ-રેખ નિશ્ચિત થઈ નથી. પાલિ वीसति ના वी-નો દીર્ઘ ઈ જુલ બ્લોખ (Jules Bloch) અને હેલ્મર સ્મીથ (Helmer Smith)ના મતે ભારત-યુરોપીય (*વી) *wi નો અવશેષ છે, અને એના આધારમા તેઓ લૅટીન વીગિન્તિ (viginti) ટાંકે છે. પણ ટર્નર માને છે કે આ બાબતમા ભારતીય ભૂમિકાથી આગળ જવાની જરૂર નથી. કારણ, સારૂપ્યને લીધે નિષ્પન્ન થયેલા બેવડા ઉષ્મવ્યંજનોના ઋજુભાવ સાથે તેમની પૂર્વેના સ્વરને દીર્ઘ કરવાનુ ધ્વનિવલણ પાલિમા સુપરિચિત છે. તેને આધારે સં. सिंह-

---

[1] ગ્રે ફોર્ટીન પ્રાકૃત-ઇંડોયુરોપીયન ઇટીમોલોજીજ (પંદર પ્રાકૃત-ભારતયુરોપીય વ્યુત્પત્તિઓ) જર્નલ ઓવ ધા અમેરિકન ઓરિએંટલ સોસાયટી, ૬૦ (૧૯૪૦), ૩૬૧.

## ઉપસંહાર

અંતમાં, સૂચન કરવાનું કે પ્રાચીન ભારતીય–આર્યની પાછલી ભૂમિકામાં જ મળી આવતા ભારત–યુરોપીય અંશનું ફરી અન્વેષણ કરી તેને માધ્યમિક ભારતીય આર્યમાંથી છાયા–ઘડતર ('બૅક–ફૉર્મેશન') થઈ પ્રાચીન ભારતીય–આર્યમા પ્રવેશેલા અંશ તરીકે, અથવા તો બીજી ભારતબાહ્ય ભારત–યુરોપીય ભાષાઓમાથી ઋણરૂપે સ્વીકારાએલા અંશ તરીકે (કેમ કે ખાસ કરીને મૌર્યયુગ દરમિયાન તેમ જ તે પહેલા પણ ભારતવાસીઓ અને ગ્રીકો વચ્ચે કેટલોક સંપર્ક થએલો) ઘટાવવો એ જરૂરી છે. ભારતીય–આર્યની બધીય ભૂમિકાઓના શબ્દ–ભંડોળનો, ઉક્ત પ્રકારની પ્રતિપાદનપદ્ધતિએ અભ્યાસ કરવામા આવે, તો જ ભારતીય–આર્યને ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રની મહોરછાપ લાગે.

*

## વ્યાખ્યાન ત્રીજું

## ભારતીય - આર્યનાં આખ્યાતિક અંગો (ચાલુ)

### લૌકિક બોલીઓમાં જળવાઈ રહેતો પ્રાચીન અંશ

"અર્વાચીન ભારતીય-આર્યમાં દેખાતા, સંસ્કૃત કોશોમાં અપનાવાયેલા કે ધાતુપાઠોમાં અંગો તરીકે નોંધાયેલા કેટલાય પ્રાકૃત શબ્દોને માટે સંસ્કૃતમાં કાંતો બહુ દૂરદૂરના સહજન્ય શબ્દો મળતા હોય અથવા તો તેમને મળતું કંઈ પણ ન હોય એ હકીકત ખૂબ જ જાણીતી હોવાથી હવે ચર્ચાથી પર છે. પણ, તપાસ કરતાં જણાય છે કે આવા પ્રાકૃત શબ્દોની સારી એવી સંખ્યા ભારત-યુરોપીયની અ-ભારતીય શાખાઓમાં જાણીતા અંગોમાંથી વ્યુત્પન્ન કરી શકાય તેમ છે. આથી એ દેખીતું છે કે પાલિસહિત પ્રાકૃતના જુદાજુદા ભાષાભેદોનો આ દૃષ્ટિએ કરાયેલો અભ્યાસ ભારતીયવિદોને તેમ જ ભારત-યુરોપીયવિદોને ઉપયોગી નીવડશે."[1] ગ્રે આ લેખ દ્વારા અન્વેષણનું એક હજી ઘટતું ધ્યાન નહિ પામેલા ક્ષેત્ર તરફ અંગુલિનિર્દેશ કરે છે. સાહિત્યભાષામાં જેમની નિશાની પણ ન મળતી હોય તેવા કેટલાક પ્રાચીન ભૂમિકાના શબ્દો લોકભાષામા કેટલીક વાર જળવાઈ રહ્યા હોય છે. આ વસ્તુને આધારે પ્રાકૃતોની કે અર્વાચીન દેશભાષાની 'દેશ્ય' સામગ્રીના કેટલાક અંશના મૂળ માટે ભારત-યુરોપીય ભૂમિકાની તપાસ ફળપ્રદ નીવડવાની ઘણી શક્યતા છે. પણ આ પ્રકારના અન્વેષણનુ ભયસ્થાન નજર બહાર ન રહેવું જોઈએ. કોઈ વાર અમુક શબ્દ ભારતની ભૂમિ પર જ સધાયેલા વિકાસને આધારે સમજાવી શકાય તેમ હોય તો પણ તે ભારત-યુરોપીય ભૂમિકાના જળવાઈ રહેલા અવશેષ તરીકે ખપી જવા સંભવ છે, કેમ કે એ બે ક્ષેત્રને વિભક્ત કરતી સ્પષ્ટ મરજાદ-રેખ નિશ્ચિત થઈ નથી. પાલિ वीसति ના वी-નો દીર્ઘ ઈ જુલ બ્લોખ (Jules Bloch) અને હેલ્મર સ્મીથ (Helmer Smith)ના મતે ભારત-યુરોપીય (*વી) *wī નો અવશેષ છે, અને એના આધારમાં તેઓ લૅટીન વીગિન્તિ (viginti) ટાંકે છે. પણ ટર્નર માને છે કે આ બાબતમાં ભારતીય ભૂમિકાથી આગળ જવાની જરૂર નથી. કારણ, સારૂપ્યને લીધે નિષ્પન્ન થયેલા બેવડા ઉષ્મવ્યંજનોના ઋજુભાવ સાથે તેમની પૂર્વેના સ્વરને દીર્ઘ કરવાનુ ધ્વનિવલણ પાલિમાં સુપરિચિત છે. તેને આધારે સં. सिंह-

૧ ગ્રે : શીર્ષક પ્રાકૃત-ઇંડોયુરોપીયન એટીમોલોજીઝ (પંદર પ્રાકૃત-ભારતયુરોપીય વ્યુત્પત્તિઓ) જર્નલ ઑવ ધી અમેરિકન ઑરિએન્ટલ સોસાયટી, ૬૦ (૧૯૪૦), ૩૬૧.

>પ્રા. સોહ્-ની જેમ, સં. विशति > પ્રા. वीसति સરળતાથી સાધી શકાય. વળી, બોલચાલમાં રહેલાં નૂતન ધ્વનિવલણોને બીજાં અભિધાનો કરતાં સંખ્યાવાચકો વધારે જલદીથી વશ થાય છે એ હકીકત પણ આમાં કારણભૂત છે.

## આખ્યાત-વિસ્તાર

ગ્રીએ ચર્ચેલા શબ્દોમાંથી अट्-, कड्ड्- વગેરે આખ્યાતવિસ્તારની પ્રક્રિયાનાં ઉદાહરણો છે. આમાં મૂળ ધાતુનો સાધક (ફોર્મેટીવ્ઝ) વડે વિસ્તાર થયે નવા અંગો તૈયાર થાય છે. આવા વીસ આખ્યાતિક સાધકો કે નિશ્ચાયકો (ડીટર્મિનેટીવ્ઝ, determinatives) છે. દા. ત. √मन् -+ -आ-= √म्ना-, √द्रा- + -उ- = √द्रु-, √सृ - + -ग्-=√सृज्-, √*कि- (चिकेति) + -त्- = √चित्- (चेतते), √स्था- + -प्- = √स्थाप्-, √भा- + -स्- = √भास्- વગેરે. આ આખ્યાતિક નિશ્ચાયકોને લીધે મૂળ ભારત-યુરોપીય આખ્યાતિક અંગોની સંખ્યા ઘણી જ વૃદ્ધિ પામેલી છે.

## ધાત્વાદેશ

અંગસંખ્યાની વૃદ્ધિ કરનારી બીજી ઘટના તે ધાત્વાદેશ (વર્બલ સબ્સ્ટીટ્યુશન verbal substitution) છે. વિશિષ્ટ કારણોને લીધે કોઈ ધાતુના વપરાશલુપ્ત થયેલાં અમુક રૂપો માટે તે ધાતુના નિકટના સમાનાર્થ બીજા ધાતુનાં તેટલાં રૂપો વપરાવા લાગે છે. એટલે કે તે ધાતુનાં એટલા રૂપો પૂરતો બીજો ધાતુ આદેશ તરીકે કામ કરે છે. ब्रवीति ને उवाच, आह અને अवोचत्, पश्यति ને ददर्श, अत्ति ને जघास, हन्ति ને अवधीत् વગેરેમાં આ પ્રસંગ છે

## આખ્યાત-સમાસ

ત્રીજી ઘટના તે આખ્યાતસમાસ ('વર્બલ કમ્પોઝીશન,' verbal composition) છે. અમુક આખ્યાતિક અંગના દેહનો બીજા અંશો સાથેના સમાસદ્વારા ઉપચય થયે નવાં અંગો ઘડાય છે. આ તરફ વિદ્વાનોનું પૂરતું ધ્યાન હજી નથી ખેંચાયું. આના જુદા જુદા પ્રકારોનો ઉલ્લેખ કરીએ તે (૧) પર્યાયોક્ત ('પેરીફ્રેસ્ટીક,' periphrastic) પરોક્ષભૂત અને ભવિષ્યકાળ: एधांबभूव, आसांचकार, गन्तास्मि વગેરે; (૨) ચ્વિરૂપો गोष्ठीकरोति, गङ्गीभवति વગેરે; (૩) સંયુક્ત અંગો : √गवेष्-<√गविष्- (=गो-+√इष्-), गवेषण-, गविष्टि-; આમાં આખ્યાતિક અંગ કોઈ

શબ્દ સાથે સંયુક્ત દશામાં રહેલુ હોવા છતાં રૂપ અને અર્થની દૃષ્ટિએ તે એક શબ્દ તરીકે જ ગણાય છે. √पलाय–માં ઉપસર્ગયુક્ત અંગ છે. કેટલાંક ઉદાહરણોમાં આવી એકરૂપતાની માત્રા ઓછીવધતી હોય છે; જેમ કે आत्मसात्करोति, परमप्रसादयामास. (४) પ્રત્યયમિશ્રિત અંગો : કેટલીક બાબતમાં ધાતુમાં પ્રત્યય ભળી સધાયેલા કૃદંત-શબ્દો પરથી નવું આખ્યાતિક અંગ ઘડાય છે. √मार्ग्–(<मार्ग–)ને √मृग्–(<मृग–) બંને મૂળ √मृज्–પરથી, √वेन्– (< : वेन √वन्– પરથી), √येष– (સરખાવો √यस्–)– તે જ પ્રમાણે √वा– : √वास्–, √हन्– : √हिंस्–, √शास् : √शिक्ष्–; કેટલાક ઉદાહરણમાં કર્મણિ ભૂતકૃદન્ત અંગનુ કામ કરે છે : પાલિ बुद्धेयम्, छिन्नामि (દિવ્યાવદાન), अपच्छिन्नति (કૌશિકસૂત્ર).

## પ્રકીર્ણ

કેટલાંકમાં મૂળ એક અંગમાંથી ધ્વનિવલણોની અસર નીચે નવું અંગ ઊપજે છે. √चृत्– : —कृत्–, —जृ– : —गृ–, —मद्– : मन्द्–, —स्तृ– : —तृ–, —ध्या– —धि– વગેરે.

પ્રાકૃત પરથી અતિસંસ્કાર પછી સધાયેલા અંગો પણ ધ્યાનમાં રાખવાનાં છે: પ્રા. √हम्म्– પરથી સં. √हन्– (गतौ); પ્રા. विज्झा– (<वि– + क्षे– પરથી) विध्यै – विध्यायित "બુઝાવેલુ" વગેરે.

આ ઉપરાંત વ્યાકરણકારોએ નોંધેલાં पचतकि (=पचति) यामकि (= यामि – કૌષીતકી બ્રાહ્મણ, ૨૭,૧) વગેરે.

## માધ્યમિક ભારતીય-આર્ય અંગો : પાલિ

પાલિ ધાતુપાઠોમાં કુલ આશરે ૧૮૦૦ અંગો આપેલા છે. તેમાંથી અર્ધાએકરાં ઉપલબ્ધ સાહિત્યમાં વાસ્તવિકપણે વપરાયેલાં છે. માધ્યામિક ભારતીય-આર્ય ધાતુપાઠો તપાસતાં તેમાં અંગસંખ્યાનો વધારો કરવામાં કેટલીકવાર ધ્વનિવ્યાપારો જ કારણરૂપે રહેલા જોઈ શકાય. જેમ કે √अक्– : √अग्–માં રહેલો ઘોષભાવ. (ઘોષભાવ પાલિ ધ્વનિમીમાંસામાં લાક્ષણિકપણે જાણીતો નથી, એટલે આને પાછળથી પ્રચલિત થયેલ ધ્વનિવલણની આરંભદશાના સૂચક તરીકે લેખી શકાય.)

આખ્યાતિક અંગ ઉપસર્ગ સાથે સંયુક્ત થઈ એક અંગ તરીકે પ્રચલિત થયાનાં કેટલાક ઉદાહરણો છે : √अनुरुध्–, √आगम्– વગેરે.

કેટલાક ચોકખા નામધાતુ છે : √अंग्–, √तिण्– (तृण–).

ગણવ્યવસ્થા પાલિમાંથી તદ્દન અદશ્ય નથી થઈ. પણ અવિકરણી અંગોના વિકરણભાવની ('થેમેટાયઝેશન', thematization) પ્રક્રિયા ધીમે ધીમે વેગ પકડતી દેખાય છે. સં वेत्ति : પા. विदति, સં. हन्ति : પા. हनति વગેરે. પાંચમાં ગણના ધાતુઓના નવમા ગણ પ્રમાણે રૂપ થવાં લાગ્યાં છે, જ્યારે સાતમો ગણ વિકરણી બની √मुच्- √मुन्च-ની હરોળમાં આવી ઊભો રહે છે. આવ આવા ફેરફારો થતા જાય છે, છતાં જૂની વ્યવસ્થા તદ્દન લુપ્ત નથી થઈ. મુખ્યત્વે વિકરણભાવ તરફ વલણ છે.

પદની બાબતમાં પાલિમાં પરસ્મૈ અને આત્મને બન્ને જળવાઈ રહ્યાં છે, પણ આત્મનેનો અસ્ત ક્યારનોયે આરંભાઈ ચૂક્યો છે. કોઈ સ્થળે છંદને કારણે તો ક્યાંક પ્રાચીનતાનો રંગ લાવવા તે યોજાયો છે, અને મુખ્યત્વે –स (સં.–स्व) ને –इत्थ પ્રત્યયોમાં તે મર્યાદિત છે. વર્તમાન કૃદન્તમા આત્મનેપદી પ્રત્યયનો જ ખૂબ પ્રચાર છે. પાલિ આગમોના પ્રાચીન પદ્યાત્મક ભાગોમાં આત્મનેપદ વિશેષ મળે છે.

## ઉત્કીર્ણ પ્રાકૃતો

પાલિ પછી મધ્ય ભારતીય–આર્યની સૌથી પ્રાચીન અને વધુમાં વધુ અગત્યની બોલીઓ તે અશોકના શિલા–લેખોની બોલીઓ. પાલિમાં દેખાતા વિકાસવલણોનું જ સમર્થન આમાં પણ દેખાય છે. લેખોના લખાણનું પ્રમાણ અલ્પ હોવાથી કોઈ દૂરગામી નિર્ણયો દોરવા ન પાલવે; છતાં મુખ્ય વલણોનુ સ્વરૂપ સ્પષ્ટ કરવા માટે તે પૂરતું છે. વિકરણભાવની બાબતમાં અવિકરણી પ્રકારનાં અંગોમાં માત્ર સંયોજક ('કોપ્યુલા' copula) તરીકે વપરાતા √अस्- નાં રૂપો સર્વત્ર જળવાઈ રહ્યાં છે. મોટો ભાગ પહેલા ગણના ધાતુઓનો છે. ગિરનારમાં ત્રીજામાં માત્ર √हु–ના, છઠ્ઠામાં કેટલાકના ને આઠમામાં √कृ–ના અવશેષો જળવાયેલા જોઈ શકાય છે. બીજા તે નવમાંના કેટલાંક અંગો વિકરણી બન્યાં છે, ને બીજી કેટલીક ગણગરબડ પણ દેખાય છે.

આત્મનેપદની બાબતમાં બીજા લેખોમાં તેનો લગભગ અભાવ હોવાનુ કહી શકાય, માત્ર ગિરનારનાં परिकमते, पटिपखते વગેરે મળી નવ રૂપો મળે છે. કાલ્સીમાં –इत्या અંતી રૂપો જ દેખાય છે, ત્યારે ધૌલીને જૌગડમાં માત્ર આત્મનેપદી વર્તમાન કૃદન્તો મળે છે.

ભૂતકૃદન્તની બાબતમાં, પાલિમાં જૂના સેટ્ અંગો પરથી સધાયેલાં તેમ જ નવાં ઘડતરનાં કૃદન્તો સાથે સાથે મળે છે. ગિરનાર વગેરેના શિલા–લેખોમાં ઘણુંખરાં કૃદન્તો મૂળે અનિટ્ અંગોમાંથી સધાયેલાં છે. મૂળનો

પ્રેરકાર્થ -પ્- પ્રસગ્ર શિલાલેખોમાં તો માત્ર એક ધાતુવિસ્તારકનું કામ કરતો જણાય છે. પાલિમાં પણ એવાં ઉદાહરણો છે, પણ મર્યાદિત સંખ્યામાં જ. વાક્યતત્ત્વ (સંટિક્સ, syntax) ની બાબતમાં પાછળથી દૃઢમૂળ બનેલી નામિક વાક્યમૂલક રચનાનો[3] વધતો પ્રચાર સૂચિત કરતા કર્મણિ ભૂતકૃદન્તના પ્રયોગના દાખલા મળી આવે છે.

ઈસુ પૂર્વની અને પછીની એક સદીના સમયના, તુર્ફાનમાં મળેલા, અને અધ્યાપક લ્યૂડર્સે (Lueders) સંપાદિત કરેલા ગ્રંથખંડોની પ્રાકૃતમાં, રડ્યાખડ્યા અવશેષો બાદ કરતાં, આત્મનેપદનો તદ્દન અભાવ છે. જ્યારે ચીનાઈ તુર્કસ્તાનમાં મળેલા ત્રીજી સદીના ખરોષ્ઠી લેખોની ભાષામાં વેનતિ વગેરે, કર્મણિમાં પણ वुर्चति (= उच्यते), ને એકાદ वन्तदे (= वन्दते) ઉપર્યુક્ત વલણોના વધ્યે જતા જોરના દ્યોતક છે.

## સાહિત્યકીય પ્રાકૃતો

સમય ને પ્રદેશનું વૈવિધ્ય ધરાવતી સાહિત્યકીય પ્રાકૃતોમાં પણ જે ઉત્કીર્ણ પ્રાકૃતોમાં પ્રત્યક્ષ થયેલા છે તે જ વિકાસવ્યાપારોની વધારે ઊંડી બનેલી છાપ જોઈ શકાય છે. ગણભેદ લુપ્ત થયે વિકરણી પ્રકાર સર્વસ્વામી બની રહ્યો છે. વિકાસરેખાઓ હવે સ્પષ્ટતર બની છે. નામતંત્ર કરતાં આખ્યાતતંત્રમાં વધારે જબરું પરિવર્તન થયેલું જોઈ શકાય છે. આખ્યાતિક અંગે આંકને પ્રકારભેદે ઘડાયેલાં જોઈ શકાય છે: (૧) પ્રાચીન ભારતીય-આર્યના વાસ્તવિકપણે મળતા પ્રાતિપદિકોમાંથી—करइ < *करति, करन्ति; उक्खिणइ < उद् + *क्षिणति (પીશલ માને છે તેમ खनतिમાંથી નહિ), (૨) પ્રાચીન ભારતીય-આર્યનાં પુનર્ઘટિત ('રીકન્સ્ટ્રક્ટેડ,' reconstructed) પ્રાતિપદિકોમાંથી—किसइ < *कृसति (कृश्यतिने બદલે). (આ બન્ને પ્રકારનાં સાહિત્યભાષામાંથી લુપ્ત થયેલાં રૂપ ઘણી વાર લોકભાષામાં જળવાઈ રહેલાં હોવાનાં ઉદાહરણ પૂરાં પાડે છે), (૩) પ્રાચીન ભારતીય-આર્ય કર્મણિ ભૂતકૃદન્ત પરથી—पिणद्धइ < (अ)पिनद्ध-, संथडइ < सस्तृत-(૪) ચોથા ગણનાં કે કર્મણિ પ્રાતિપદિકોમાંથી—चलइ કે चल्लइ < चलति, चल्यते કે चल्यति, अट्टइ < *अट्यति.

---

૩ આની ચર્ચા માટે જુઓ: ભાણ્ડારકર: વીલ્સન ફીલોલૉજીકલ લેક્ચર્ઝ, ૧૯૧૪ જુલ બ્લૉક: ભારતીય-આર્ય (લાંદો આર્યેન, L' Indo-Aryen), ૧૯૩૪ પા. ૩૦-૫૩. સામાન્ય ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ: વાંદ્રિયે (Vendryes), લૅંગ્વેજ (ભાષા), અંગ્રેજી ભાષાંતર (૧૯૩૧), ૧૨૫.

આ ઉપરાંત અવનવા આખ્યાતનિશ્ચાયકો ('વર્બલ ડીટર્મિનેટીવ્ઝ,' verbal determinatives)ના ઉગમથી નવાં વિસ્તારિત અંગો ઊભાં થતાં જાય છે.

(૧) –र–, कप्पर– 'ચીરા કરવા': कप्प–'કાપવું'; चच्चार–'ઠપકો દેવો': चर्चा–'ચર્ચા.'

(૨) –ड–, –गुम्मड– : गुम्म– 'બેભાન થવું, ગૂંચવાવું.'

(૩) –क्क–, –उक्क–, –√था–(< √स्था–) : √थक्क–, घुरुक्क–: સરખાવો √घुरघुर– 'ઘૂરકવું,' ઘુરઘુર અવાજ કરવો.'

(૪) –अल्ल–, –इल्ल–, –उल्ल–, –गुजल्ल–, गुजेल्ल, गुजोल्ल–: गुज– 'ગૂંજવું.'

કોઈ કોઈ ઉદાહરણમાં વાક્યખંડ પરથી પણ અંગ ઘડાયેલું છે: √मंभीस–(मम्भीसडी હેમચંદ્ર, ૪–૪૨૨–૨૨)–સરખાવો સં. मा भैषी :

આ સૌ ઉપરાંત પ્રાકૃત ધાત્વાદેશોની નિરાળી ગણતરી કરવી પડશે. ગ્રીયર્સને (Grierson) તેમનું પ્રતિપાદન એક સરસ ઐકાન્તિક નિબંધ ('મોનોગ્રાફ', monograph)[3]માં કર્યું છે. તેમનું મૂળ કાં તો વ્યુત્પત્તિને આધારે પ્રાચીન ભારતીય–આર્યમાં જોઈ શકાય (જેમ કે विढवइ, विढविज्जइ, विढत्त–, विढप्प–, એ સૌ ગ્રીયર્સન પ્રમાણે वि–+उद्–+√पद्–પરથી, પણ ખરી રીતે પીશલ પ્રમાણે वि–+√धा–પરથી : –विधा–+–प्–+–य्– કે –त्–= विढप्प કે विढत्त, વગેરે અવતારી શકાય) અથવા તો માધ્યમિક ભારતીય–આર્યમાં ભળી ગયેલાં દેશી અભિધાનો પરથી સધાયેલા હોવાનું દેખાડી શકાય. આ દેશી અંશની સ્વરૂપ–ઓળખમાં દ્રાવિડી અને અવાચ્ય–એશિયાઈ (ઑસ્ટ્રોએશિયાટીક Austro–Asiatic) ભાષાપરિવારો તરફથી સારી સહાય મળે. ઉક્ત ત્રણેય ક્ષેત્રમાં સમાન ધોરણે વિદ્વાનો વ્યવસ્થિત સંશોધનકાર્ય હાથ ધરે તો એ ઝઝૂમતા પ્રશ્નનો ઝડપી ઉકેલ આવવાની આશા ફળીભૂત થાય.

---

૩ પ્રાકૃત ધાત્વાદેશાઝ્ એકોર્ડિંગ ટુ ધ વેસ્ટર્ન ઍન્ડ ઇસ્ટર્ન સ્કૂલ ઑવ પ્રાકૃત ગ્રામેરીઅન્ઝ Prakrit Dhātvades'as according to the Western and Eastern School of Prakrit Grammarians) એશીયાટીક સોસાયટી, બંગાળા, ૧૯૨૪

*

# વ્યાખ્યાન ચોથું

## ભારતીય-આર્યમાં નામિક અંગોનું ઘડતર

### પૂર્વકાર્ય

ભારતીય-આર્ય ભાષા-અધ્યયનનો આ પ્રદેશ સૌથી ઓછો ખેડાયો છે લિંડ્નર (Lindner) ને વાકર્નાગલ-ડેલ્બ્રુક (Wakernagel-Delbrueck)ના ઉચ્ચ કોટિના ઐકાન્તિક નિબન્ધો (મોનોગ્રાફ monograph) કે હ્વીટ્‌ની (Whitney), મેક્ડોનલ (Macdonell), ને રેનુ (Renou)ના વ્યાકરણગ્રન્થોમા આપેલી યાદીઓ એટલું જ આ વિષયમા મૂડી તરીકે છે પ્રાચીન ભારતીય-આર્ય પૂરતુ તો આટલુ યે સ્વરૂપવર્ણનાત્મક કે વધુમા ઐતિહાસિક રીતનુ પ્રતિપાદન મળે છે, પણ માધ્યમિક ભારતીય-આર્યમા પીશલ (Pischel) અને ગાયગરે (Geiger) આ બાબત પર નજીવુ જ લક્ષ્ય આપ્યુ છે અર્વાચીન ભારતીય-આર્યમા બંગાળી માટે ચેટરજીએ કેટલુક કાર્ય કર્યું છે, પણ નામિક અંગોના સાધકો (ફોર્મેટીવ્ઝ)નો સમગ્ર ભારતીય-આર્યને સ્પર્શતો તુલનાત્મક અભ્યાસ હજી કર્તવ્યકોટિમા જ છે પ્રસ્તુત વ્યાખ્યાન આ દિશામા ટૂકા પ્રવેશક તરીકે ગણવાનુ છે. એટલે એથી સંશોધનની શક્યતાઓ ખલાસ નથી થઈ જતી

### કૃત્ અને તદ્ધિત પ્રત્યયો

સંસ્કૃતમા બે પ્રકારના નામસાધક પ્રત્યયોની વ્યવસ્થા છે પ્રાથમિક કે કૃત્ પ્રત્યયો ને દ્વૈતીયિક કે તદ્ધિત પ્રત્યયો કૃત્ પ્રત્યયો ક્રિયાપદના અર્થની સાથે નિકટપણે સંકળાયેલા છે, જ્યારે તદ્ધિતો અમૂર્ત-અર્થવાચી શબ્દોની સિદ્ધિ કરે છે. પહેલા પ્રકારના આશરે ૭૪ પ્રત્યયો છે ઉદાહરણ તરીકે—

શૂન્ય પ્રત્યય द्युत्– <√द्युत्–, चिकित्– <√कित–, વગેરે,
–अ– अय– <√इ–, प्रिय– <√प्री–, વગેરે,
–अत– भरत– <√भृ–, વગેરે

બીજા પ્રકારના આશરે ૪૯ છે તેમાથી નમૂના તરીકે –
–अ– मारुत– <मरुत्–, વગેરે
परुष– <परुस्, વગેરે
સ્ત્રીલિંગના –आ– અને –ई–

આમા કેટલાક પ્રત્યયો મિશ્ર સ્વરૂપના પણ હોય –देश्य– <देश–+ –य– (કે √दिश्– પરથી ?), –आक– (जल्पाक–, फुट्टाक–, लुण्टाक–, स्मयाक–, हेवाक– વગેરેમાનો) પણ મિશ્ર જણાય છે

પ્રત્યયોના ફળદ્રૂપતા ('પ્રોડક્ટીવીટી,' productivity)ની દૃષ્ટિએ બે વર્ગ પાડી શકાય: જેમની ફળદ્રૂપતા જીવતી–જાગતી હોય તેવાઓ ને જે આગલી ભૂમિકામાથી વારસા તરીકે ઊતરી આવી હાલ મૃતપ્રાય અવશેષ બની રહ્યા હોય તેવા.

આ ફળદ્રૂપતામાં સ્વાભાવિક રીતે જ ફરક છે; અને ભાષાવિકાસને પગલેપગલે પ્રત્યયોની ફળદ્રૂપતામા પણ ભરતી–ઓટ થયા કરે છે. કેટલાક પ્રત્યયોની સાધકશક્તિ પ્રશિષ્ટકાળમા લોપાઈ છે, તો કેટલાક પ્રત્યયો તે કાળમા જ પ્રથમ દેખા દે છે. કારક નામો સાધતા –मन्–ની ફળદ્રૂપતા પ્રશિષ્ટ સંસ્કૃતમાં નષ્ટ થઈ છે. –वर– (વૈદિક ईश्वर–, घस्वर–)નુ અન્યરૂપ –मर– (દેખો सृमर–, घस्मर– अद्मर–) પ્રશિષ્ટ સંસ્કૃતમાં જ છે.

વૈદિક કાળમા સંખ્યાબધ –अस्– અતી વિશેષણો મળે છે, સંસ્કૃતમાં માત્ર वेधस् છે. –तु– અને –त्वन– પ્રત્યયાન્તોનુ પણ એમ જ થયુ છે. આમાથી –त्वन– ને બદલે સસ્કૃતમા –त्व– જ દેખાય છે, જ્યારે પ્રાકૃતોમાં –त्वन– વધારે ફળદ્રૂપ થયો છે. –आलु– ને પીશલે (Pischel) માધ્યમિક ભારતીય–આર્ય ગણ્યો છે, પણ ઉત્તરકાલીન સંસ્કૃતમાં कृपालु–, स्पृहयालु–, घृणालु– નો વપરાશ છે. એકની એક ભૂમિકામા પણ પ્રત્યયદીઠ વધતીઓછી ફળદ્રૂપતા હોય છે. –उ– પ્રશિષ્ટ અને પુરાણકાળ પૂરતો મર્યાદિત લાગે છે, પણ તેનું વિસ્તારિત સ્વરુપ –उक– બ્રાહ્મણ ગ્રંથોમા જ પ્રચલિત છે. દરેક પ્રત્યયના ઊગમ અને પ્રચાર પાછળ આવો ઇતિહાસ હોય છે.

## પ્રાકૃત પ્રત્યયો

માધ્યમિક ભારતીય–આર્ય ભૂમિકામાં ધ્વનિતંત્રમાંનુ સ્વરૂપ ઋજુ બનતા, પ્રાચીન ભારતીય–આર્યના કેટલાયે પ્રત્યયોનું સ્વત્વ લુપ્ત થયુ. –अक–>–अअ–, –थ–>–ह–, વગેરે ફેરફારોએ પ્રત્યયોનો સારો એવો રૂપપલટો કરી નાખ્યો, અને તેમાં મૂળનાં વ્યંજનાન્ત અંગો સાથે તેમના ભળી જવાથી વધારે ગૂચવાડો થયો. સમગ્ર રીતે જોતાં પ્રત્યયોની સંખ્યામાં ઘટ આવી. પ્રાચીન ભારતીય–આર્ય અને પાલિ–પ્રાકૃતમાં એક જ અંગમાથી સધાયેલા શબ્દો સરખાવતાં આ હકીકત પ્રતીત થશે. ઉદાહરણ તરીકે √कृ– માથી સંસ્કૃતમાં ૩૫ કૃદન્તો ને તદ્ધિતાન્તો બન્યાં છે; પ્રાકૃતોનો આંકડો ૨૦ નો છે.

નવા પ્રત્યયોમાં મત્વર્થીય –अल्ल– અને તેના અન્યરૂપો, કુત્સાદિવાચક કે સ્વાર્થિક –ड– ભાવવાચક નામો સાધતો –त्तण– (> વૈદિક –त्वन–)

વગેરે ધીમે ધીમે વધારે અગત્યનો ભાગ ભજવતા જાય છે. અહીં પ્રાકૃત અંગોની પ્રત્યયોને આત્મસાત્ કરી દેહનો વિસ્તાર કરવાની લાક્ષણિકતા પણ ધ્યાનમાં લેવા જેવી છે. चिन्तणा- કે चिन्तणिया- ( < चिन्तन- ) જેવા સ્વાર્થિક -क- થી વિસ્તૃત બનેલા શબ્દો કોશની વૃદ્ધિ કરવામાં સહાયક બન્યા છે.

## અપેક્ષિત સંશોધન

માધ્યમિક ભારતીય–આર્ય ભૂમિકામાં કેટલા પ્રત્યયો ફળદ્રૂપ હતા–કેટલા નવા જ હસ્તીમાં આવ્યા એ પ્રશ્નની તપાસ થવી જોઈએ. તે માટે વાસ્તવિકપણે મળતા બધા કૃદન્તોને તદ્ધિતાન્તોની સાહિત્યકીય ટાંચણો સાથેની ને પ્રત્યયોની ફળદ્રૂપતાની સ્થળમર્યાદા અને સમયમર્યાદાના નિર્દેશ સાથેની યાદી, પ્રત્યયોની આંકડાબદ્ધ ગવેષણા અને જરૂરી સૂચીઓ એટલું તૈયાર કરવું ઘટે—અને પછી આવો અભ્યાસ ભારતીય–આર્યની બધીયે ભૂમિકાને આવરી લે તેટલો વિસ્તારી શકાય. આ વિષય ભારતીય–આર્ય ભાષાશાસ્ત્રમાં એક નવો સંશોધનપ્રદેશ ખુલ્લો કરે છે, અને તેમાં નવતર વિકાસની શક્યતાઓ પણ રહેલી છે. અહીં તો માત્ર પ્રશ્નનું સ્વરૂપ દેખાડી દિશાસૂચન કરવા ઉપરાંત વધારે માટે અવકાશ નથી. આ પ્રકારનું અન્વેષણ સ્થળ–કાળની મર્યાદાઓને પૂરેપૂરી ગણતરીમાં લેતી ઇતિહાસલક્ષી પદ્ધતિના જ ફળરૂપ છે, અને તેથી જેમ ભારત–યુરોપીય ક્ષેત્રમાં એ પદ્ધતિના સ્વીકારથી થયું છે તેમ અહીં પણ કેટલાય કૂટ કોયડાનો સંતોષપ્રદ ઉકેલ મળશે.



## વ્યાખ્યાન પાંચમું
# ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્રના કોયડા
### ઐતિહાસિક બળોનો પ્રભાવ

દરેક ભાષામા બને છે તેમ **ભારતીય-આર્ય**મા થયેના પરિવર્તનો બે પ્રકારના છે નવા રૂપો ઘડતા રહેવાનુ ભાષાની ભીતરમા જે વલણુ હોય છે તેને અગેના અને નવા સસ્કૃતિ-સપર્કોને લીધેની બાહ્ય અસરથી ઉદ્‌ભવેલા ત્રણ સહસ્રાબ્દીથીએ વધારે કાળથી **ભારતીય-આર્ય** ભાષાપ્રવાહને દ્રાવિડી અને અવાન્ય-એશિયાઇ ('ઑસ્ટ્રો-એસીઆટીક' Austro-Asiatic) ભાષાપરિવારો દ્વારા વ્યક્ત થતા વિવિધરગી સસ્કૃતિ-પ્રવાહોનો સમાગમ થયેલો છે ઉપરાત તેને ઇરાની વગેરે બીજી ભાષાઓની પણુ થોડીથોડી પાટ લાગી છે પરિણામે ધ્વનિતત્રમા ને શબ્દભડોળમા—અને અલ્પાશે રૂપતત્રમાયે દૂરગામી ફેરફારો થવાનુ શકય બન્યુ છે એટલે ઐતિહાસિક ઘટનાઓના સ્રોતથી **ભારતીય-આર્ય**ના વિકાસવ્યાપારને છૂટો પાડી શકાય તેમ નથી આ ઐતિહાસિક બધ કાઈ ઓછો દઢ હોય તો તેને દઢતર કરવા માટે ભારતીય સસ્કૃતિનુ પર-સસ્કૃતિના પથ્ય લાગતા તત્ત્વોને આત્મસાત કરી લેવાનુ ઊડીને આખે વળગે તેવુ લક્ષણુ પૂરતુ છે

**ભારતીય-આર્ય** શબ્દભડોળ તપાસતા તેમા વિવિધ સ્તરો સહજ જ મળી આવે, તેમા રોજના વપરાશની કેટલીક ચીજોને લગતા, વનસ્પતિને લગતા અને બીજા કેટલાક છૂટા છવાયા શબ્દો દ્રાવિડી કે અવાન્ય-એશિયાઇ મૂળના હોવાનુ જણાય છે[૪] અને સંસ્કૃતિની એકરૂપતા હોવાથી અને સસ્કૃત ભાષા તેની વાહક હોવાથી તેમા પરભાષા કે લોકભાષામાથી ઋણુ તરીકે નવી સામગ્રી અપનાવી લેવાનુ સતત ચાલુ રહ્યુ છે

### મૂર્ધન્યોનો ઉદ્‌ભવ

પરભાષાની અસરની વાતમા, **ભારતીય-આર્ય**ના ધ્વનિતત્રમા થયેના એક લાક્ષણિક ફેરફારની ચર્ચા ઘોતક બને તેવી છે **ભારતીય-આર્ય**મા છે તેવા મૂર્ધન્ય ધ્વનિઓ તે સમયની બીજી કોઈ પણ સહજન્ય ભારત-યુરોપીય ભાષાઓમા ન હતા. પણ **ભારતીય-આર્ય**ના પડોશી દ્રાવિડી ભાષાપરિવાર અને મુણ્ડા વગેરે ભાષાઓમા તે ધ્વનિઓ અસ્તિત્વ ધરાવતા હતા આથી સામાન્ય રીતે મનાય છે કે **ભારતીય-આર્યે** એ ધ્વનિઓ પડોશી ભાષામાથી અપનાવી લીધા હોય/ હવે, એક વસ્તુ તો સ્પષ્ટ છે કે મૂર્ધન્ય તત્ત્વનો ભાષામા

એકાએક પ્રવેશ થયો એવું નથી. શરુઆતમાં મૂર્ધન્યો ધીમે ધીમે અને અમુક ચોક્કસ શરતોને અનુસરીને જ દંત્યો કે તાલવ્યોમાંથી વિકસ્યા છે. આ હકીકત પુરવાર કરે છે કે આ પરિવર્તન સાધવામાં ભાષાની ભીતરમાં કાર્ય કરી રહેલા વિકાસવ્યાપારોનું બળ પરભાષાની અસર કરતાં વધારે જવાબદાર હતું; અને વાસ્તવિક રીતે જોતાં જણાય કે દ્રાવિડીઆદિના સંપર્કની પહેલાં જ આ પ્રકારનું પરિવર્તક બળ કામ કરી રહ્યું હતું. એટલે દ્રાવિડી કે મુણ્ડા અસરનો ફાળો ગૌણ હતો.

## દ્રાવિડી-મુંડા અસર

[४]આ સંબંધમાં જુલ બ્લોકે (Jules Bloch) સૂચવેલી કેટલીક દ્રાવિડી અસરવાળી વ્યુત્પત્તિઓ તપાસીએ. બ્લોક પ્રાચીન ભારતીય-આર્ય √तड्- (તેમ જ तण्डुल- "છડેલા ચોખા"ના આદિ અંશ)ને તથા √अट्-ને અનુક્રમે દ્રાવિડી तट्टु- 'ટકોરા મારવા', અને आटु-સાથે સાંકળે છે. પણ એ શબ્દોને શુદ્ધ ભારતીય-આર્ય સિદ્ધિ તરીકે સમજાવવા એ વધારે ઠીક છે. √तृद्- : √तड्- એ સંબંધ—આવા પ્રકારના મૂર્ધન્યભાવનાં विकृत : विकट, વગેરે આઠ ઉદાહરણો ઋગ્વેદમાં જ મળતાં હોવાથી—સ્વાભાવિક લાગે છે. √अट्- ઉપરાંત √अत्- (अतिथि-)ને *√इट्-ને પણ સાથે જ સમજાવવા પડશે. અને એ સૌનો સંતોષપ્રદ ઉકેલ મૂળ ધાતુ તરીકે ભારતીય-આર્ય *√ऋत्- (= <ऋ- + નિશ્ચાયક-त्-) સ્વીકારવાથી જ આવી શકે. મૂર્ધન્યભાવ ન થતાં √अत्-, તેવી પ્રક્રિયા નીચે √अट्-અને બીજી પ્રક્રિયાથી *√इट्- (સરખાવો शिथिर- <*भृथिर-) નિષ્પન્ન થાય. એટલે એ સૌને મધ્યમિક ભારતીય-આર્ય અસર નીચે સધાયેલા અને પ્રતિચ્ચ્રઉતર ('બેક-ફોર્મેશન્ઝ્') તરીકે પાછા સ્વીકારાયેલા ગણવા જોઈએ. અને બ્લોક એટલું તો સ્વીકારે છે જ કે અનેક ઉદાહરણોમાં મૂર્ધન્યભાવની ઉપપત્તિ બહારની અસરનો આધાર લીધા વિના આપી શકાય તેવી સ્વયંપ્રતીત છે. ઉપલા બે શબ્દોની જેમ જ બ્લોકે સૂચવેલા √मण्ड-ના દ્રાવિડી माळिगे, माडु સાથેના સંબંધને બદલે પ્રાચીન ભારતીય-આર્ય √मृद्-, *√मृन्द्- એ ધાતુમાંથી સાધવો વધારે ઉચિત છે. આ અંગમાંથી જ √मृड्-' કૃપાળુ

४. જુઓ: સિલ્વાઁ લેવી (Sylvain Levi) વગેરે કૃત: પ્રી-આર્યન એંડ પ્રી-દ્રાવીડીયન ઈન ઈંડીયા (Pre-Aryan and Pre Dravidian in India' હિંદમાં પ્રાગ્-આર્ય અને પ્રાગ્-દ્રાવિડી તત્ત્વો'), અંગ્રેજી ભાષાન્તરકાર: પ્રબોધચંદ્ર બાગચી, કલકત્તા, ૧૯૨૯.

થવુ', √मृद्– 'ઘસવુ, માંજવુ' તેમજ √मण्ड– 'શણગારવુ' ને √मन्द्– 'મુદિત કરવુ' ઊતરી આવ્યા છે.

એટલે મૂર્ધન્યભાવનુ મૂળ દરેક વેળા દ્રાવિડી કે મુણ્ડા અસરમાં ખોળવા બેસવાની જરૂર નથી. માધ્યમિક ભારતીય-આર્યમા પ્રવર્તેલા સામાન્ય ધ્વનિવલણની અસરે પણ ઠીકઠીક કામ કર્યું છે એ હકીકત પહેલેથીજ લક્ષમા લેવાની છે.

ઉપરના દાખલા પરથી એક અગત્યની વાત એ પણ ફલિત થાય છે કે વ્યુત્પત્તિવિચારમા છૂટો એકલવાયો શબ્દ લેવો એ ઠીક નથી. અર્થથી પરસ્પર સકળાયેલો એક આખો શબ્દસમુદાય પરભાષાના તેવા અર્થના દ્યોતક બીજા શબ્દસમુદાય સાથે સરખાવીનેજ તે શબ્દો એક ભાષામાથી બીજી ભાષામા અપનાવાયા હોવાનુ ચોક્કસપણે કહી શકાય. દાખલા તરીકે અમુક અર્થસબધે સકળાયેલા દસ શબ્દોના સમૂહમાથી આઠેક શબ્દો એક ભાષાએ બીજી ભાષામાથી લીધા હોવાનું પુરવાર થાય તો બાકીના શબ્દો પણ તે પ્રકારના હોવાની સંભાવનાને નોતરેજ. અને ભાષાની હકીકતો પર સાસ્કૃતિક ઘટનાઓનો નિર્ણય આધાર રાખતો હોવાથી મૂળ ભાષા અને ઋણ લેનાર ભાષાનો નિર્ણય પૂરતી ચોક્કસાઈથી થવો જોઈએ. સં. इष्टका 'ઈંટ'ને માટે દ્રાવિડી મૂળ સૂચવાયુ છે. આ જો સાબિત થાય તો ઈંટાળ ચણતરની કળા મૂળે આર્યેતર લોકોની હોવાનુ સ્પષ્ટ થાય.

જેણે ભારતીય-આર્ય અને દ્રાવિડી-મુણ્ડા ભાષાસમૂહોનો જાતપરિચય ન મેળવ્યો હોય તેવા સશોધકને અન્વેષણના આ ક્ષેત્રમા રહેલા ભયસ્થાનો નજર સામે રાખવાની જરૂર છે, કારણ દ્રાવિડી મુણ્ડા ભાષાઓ અભ્યાસની અધકચરી ભૂમિકા સુધીજ પહોચેલી હોઈ, તેમના સબધી શાસ્ત્રીય જ્ઞાન હજી સુલભ નથી બન્યુ. એવી વ્યુત્પત્તિચર્ચામા મુખ્યત્વે ત્રણ મુદ્દાઓ માર્ગદર્શક તરીકે રહેવા જોઈએ. (૧) ચર્ચાપ્રાપ્ત અભિધાનો આર્યેતર લક્ષણો ધરાવે છે તે સુપ્રતીત હોવુ જોઈએ નહીં તો આર્ય સામગ્રી આર્યેતરમાં ખપી જવાનુ બનશે. પ્રા. √बोल्ल–નો દ્રાવિડી સબધ સૂચવાયો છે, પણ સ. √ब्रू–નો સાધક-પ્રત્યય —ल्ल– દ્વારા વિસ્તાર થતા સરળતાથી √बोल्ल– આવી શકે. (૨) સહજન્ય ('કોગ્નેટ,' cognate) તરીકે દર્શાવાતા દ્રાવિડી કે મુણ્ડા શબ્દો માત્ર ઊડતાં-અથડતાં ઉદાહરણો નહીં પણ પ્રામાણિકપણે દ્રાવિડી કે મુણ્ડા અશો હોવા જોઈએ. નહીં તો વ્યુત્પત્તિઓ ખાલી તર્કબાજીનો વિલાસ બની, તેમની શ્રદ્ધેયતા ખોશે. (૩) દ્રાવિડી ને મુણ્ડામા સ્વીકારાયેલા

ભારતીય-આર્ય' શબ્દોના સ્વરૂપનો પણ અભ્યાસ જોઈએ. દ્રાવિડી સંસ્કૃતિ વિકાસની ઊંચી ભૂમિકાએ પહોંચી હતી તેથી તેમાથી કેટલીક સંજ્ઞાઓ અપનાવાઈ હોય એ દેખીતું છે. પણ તે ભાષાઓએ પણ ભારતીય-આર્યમાંથી કેટલાયે શબ્દો લીધા છે. આ દૃષ્ટિએ એ ભાષાઓનુ શાસ્ત્રીય ધોરણે તૈયાર કરવામાં આવેલું ઐતિહાસિક વ્યાકરણ એ એક પ્રાથમિક જરૂરિયાત છે. આ ઉપરાંત તીબત્તી-બ્રહ્મી પરિવારની ભાષાઓ પણ સાવ ગણતરી બહાર ન રહેવી જોઈએ. દાખલ તરીકે ખોતાની હાથપ્રતોમાં આ ભાષા-પરિવારમાંથી કેટલાક શબ્દો લેવાયેલા છે.

## ઐતિહાસિક દૃષ્ટિની અગત્ય

પહેલા વ્યાખ્યાનમાં જેનુ લક્ષણ બાંધવામાં આવ્યું છે તે ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્ર પર પૂરતું ધ્યાન ન દેવામાં આવે તો બીજી બધી રીતે સાધનસજ્જ હોય તેવા અભ્યાસીને માટે પણ વિમાર્ગે ચઢી જવાનો ઘણો સંભવ છે. પાઉલ ટીમએ (Paul Thieme) 'ઇંડીશ વોર્ટર ઊંટ જીટ,' Indische Worter und Sitte ('ભારતીય શબ્દો ને રિવાજો') એ લેખમાં ઇતિહાસાભાસી પદ્ધતિએ, અત્યાર સુધી દ્રાવિડી મૂળવાળા મનાતા કેટલાક શબ્દોની દેખાવમાં તો પ્રતીતિકર લાગે તેવી જે ભારતીય-આર્ય વ્યુત્પત્તિઓ આપી છે, તે તપાસતાં ઉપર કરેલા વિધાનની સત્યતા દઢીભૂત થશે. શાર્પેતીર (Charpentier) સં. पूजा નો સંબંધ દ્રાવિડી पूशु, पूसु સાથે જોડે છે. પણ ટીમએ દેખાડે છે કે તેનું મૂળ ભારતીય-આર્ય √पृच्–માં છે. અર્થદૃષ્ટિએ पूजा : पर्क–એવું સમીકરણ બાંધી શકાય. અથર્વવેદમાં જ આ √पृच्–ના વિકરણી ('થેમેટાય્‌જ્ડ,' thematized) અંગવાળું पृञ्चति મળે છે. આ પરથી પર્યાયોક્ત ('પેરીફ્રેસ્ટીક' periphrastic) पृञ्चाक् ને પછી *पृञ्चाम्, *पुञ्चाम्, *पुजाम् : पूजाम्. આ સૂચન ખૂબ પાંડિત્યભર્યું ને સૂક્ષ્મદર્શી છે. છતાં જૈમિનીય ઉપનિષદ્–બ્રાહ્મણમાં મળતા એક રૂપ માટે, અનુનાસિકના પરવર્તી સ્પર્શધ્વનિનો ઘોષભાવ (*पृञ्चाम् > *पृञ्जाम्), સાનુનાસિક વ્યંજનસ્તબકનું સારૂપ્ય (पुञ्जाम् > पुञ्जाम्) અને સંયોગલોપ તથા તજ્જન્ય પૂર્વસ્વરનો દીર્ઘભાવ (पुजाम् > पूजाम्) એ ફેરફારો ધારણા-બહાર કહી શકાય તેટલા વહેલા છે; અને ઘોષભાવવાળો ફેરફારે તો અશોકના લેખોમાં પણ હજી દેખા નથી દીધા. આમ સૂચિત વ્યુત્પત્તિ સ્થળકાળની કસોટી પાર કરી શકતી નથી. અહીં કદાચ એ વાંધો લેવામાં આવે કે માધ્યમિક ભારતીય–આર્યની પ્રાથમિક ભૂમિકામાં જ કેટલાક એવા દાખલા

મળે છે જેમાં સંયોગલોપ અને તજ્જન્ય પૂર્વસ્વરદીર્ઘભાવ પ્રત્યક્ષ છે, તેનું શું? પા. दीघ- < दीर्घ-, પા. लाखा < लाक्षा જેવામાં ઋજુભાવ આરંભાઈ ગયો હોવાનુ સ્વીકારવુ પડશે. પણ આ વાધાનો રદિયો આપી શકાય તેમ છે. ઉક્ત ઉદાહરણો કાં તો ખામીભરેલી લેખનપદ્ધતિને અથવા તો વિશિષ્ટ ઉચ્ચારણ-પ્રકારને આભારી હોય. दीर्घ- > दीग्घ- ↗दिग्घ ↘दीघ આવો દ્વિવિધ-એકમાં સ્વરની માત્રા પૂર્વવત્ જાળવી રાખતો, બીજામા વ્યજનસયોગ જાળવી રાખતો—વિકાસક્રમ સ્વીકારવાથી સમાધાન થઈ શકે. અને અર્વાચીન ભારતીય-આર્યમા આને મળતા જ વલણના દર્શન સિંધી (માત્રારક્ષી) ને પંજાબી (સયોગરક્ષી) એ ભાષાઓમા થાય છે. એટલે ઉપર સૂચવ્યાં બે ભિન્ન રૂપો ભૌગોલિક વિસ્તારના ભેદે સમજાવી શકાય. આ બાબતમા વધારે શ્રદ્ધેય અને વિસ્તૃત પરિણામો સશોધન આગળ વધે ત્યારે જ લાવી શકાય. એવુ જ સ્વરમધ્યગત વ્યંજનોના લોપનું છે. ડૉ. ચટ્ટોપાધ્યાય આ લોપ ચાર ભૂમિકાના ક્રમમા સધાયો હોવાનુ સૂચવે છે: અઘોષ સ્પર્શ > ઘોષ સ્પર્શ > ઘર્ષ (સ્પાયરન્ટ, spirant) > લોપ. પણ એ બાબતમા ચારેય ભૂમિકાઓ ઉપલબ્ધ નથી. માત્ર ખરોષ્ઠી લેખોમા જ ઘર્ષધ્વનિઓ (સ્પાયરંટ spirant) મળી આવે છે. શ્રદ્ધેય નિર્ણય ભાવી સંશોધન પર જ અવલંબે.

ટીમઅના ઉક્ત લેખમાથી એક બીજો શબ્દ લઈએ. **પ્રાચીન ભારતીય-આર્ય** मुण्डतेને એમા વૈદિક मृक्षतेની સાથે જોડવામા આવ્યો છે. मृक्षते, *मृक्षे, *मृड्ढे *मृंष्टे અને પછી **માધ્યમિક ભારતીય-આર્ય** પ્રક્રિયાઓને અનુસરી *मृष्टे > मुटे > *मृण्टे (*मुण्ठे) > मुण्डे એવો સાધનાક્રમ બાંધી શકાય. સમાન્તર વિકાસના ઉદાહરણ તરીકે √पिष्-: पिष्टे પરથી ઊતરી આવેલુ पिण्ड- ટાંકયુ છે. પણ અનુનાસિક પછી આવતા અઘોષ સ્પર્શના ઘોષભાવની પ્રક્રિયા એ વાયવ્ય પ્રદેશની જ લાક્ષણિકતા હોઈ, અશોકના લેખોમા પણ હજી એના ચિહ્નો મળતા નથી, જ્યારે ચર્ચાપ્રાપ્ત રૂપ અશોક પહેલાનુ—સૂત્રકાળનું છે. એટલે **ટીમ**અની વ્યુત્પત્તિ ઐતિહાસિક દૃષ્ટિએ નિરાધાર બને છે. સમાન્તર ઉદાહરણ તરીકે આપેલા पिण्ड- બીજી રીતે વધારે ઔચિત્યથી સમજાવી શકાય:

√पृ- + ण्- - + ભૂતકૃદન્તનો -त- (-ट-) = *पृण्ड- > पिण्ड-' આમ : ઘોષભાવ √दह्- + -त- = दग्ध- વગેરેની જેમ નિયમિત છે. આવી જ રીતે √तुद्- પરથી तुण्ड- એટલે √मुण्ड-ના મૂળ તરીકે √मृज्- કરતા આગળ સૂચવાયેલુ मृन्द्- વધારે ઉચિત ઠરે છે. **ટીમ**અની બીજી વ્યુત્પત્તિઓ પણ સ્થળકાળના સંદર્ભ પ્રત્યેની કાળજીનો અભાવ સૂચવે છે.

માધ્યમિક ભારતીય-આર્યના ભાષાભેદોમાં નિય (Niya) પ્રાકૃત કેટલીક બાબતમાં ખાસ ધ્યાન ખેંચે તેવી છે. તેમાં સ્પર્શો હજી લુપ્ત નથી થયા. તે કાં તો ઘોષભાવ અથવા તો ઘર્ષભાવ ('સ્પાયૂરંટાયૂજેશન' spirantization) પામ્યા છે અને એ રીતે એને વચગાળાનો પ્રાકૃતભેદ ગણી શકાય. તેના રુપતંત્રમાં કર્મણિ ભૂતકૃદન્તને પુરુષવાચક પ્રત્યયો લગાડી (ઉ. ત. √दा પરથી दितेमि, दितेसि વગેરે) કર્તરિ ભૂતકાળ ઘડી કઢાયો છે. આને મળતો વિકાસ બિહારી અને ઇરાનીમાં થયો છે, પણ બીજા એકે માધ્યમિક ભારતીય-આર્ય ભાષાભેદમા તેની નિશાની જડતી નથી. આટલી વહેલી ભૂમિકાએ આ પ્રકારનો વિકાસ કેમ સમજાવવો? સરહદ પરની પડોશી ભાષાઓની અસરનુ આ પરિણામ હશે? તે સમયનો ઇતિહાસ અને પડોશી ભાષાઓનાં અન્વેષણ પછી જ આનો નિર્ણયાત્મક ઉત્તર મળે.

માધ્યમિક અને અર્વાચીન ભારતીય-આર્યમાં રહેલો દેશ્ય અંશનો અભ્યાસ કરવામાં પણ સ્થળકાળની મર્યાદાઓને માન આપવાનુ છે. એ હેતુથી તેમ જ સમગ્ર ભારતીય-આર્યના વિકાસઇતિહાસનુ સ્વરૂપ વધારે વિશદતાથી સમજવા માટે હિંદમાંના દરેક ભાષાપરિવારનુ ઐતિહાસિક ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ અધ્યયન કરવાની તાત્કાલિક અગત્ય ઉઘાડી છે.



# વ્યાખ્યાન છઠ્ઠું

# પર્યાયવિજ્ઞાન, અણઉકલ્યા પ્રશ્નો અને અપેક્ષાઓ

## પર્યાયવિજ્ઞાન ('સીનોનીમીક્સ' Synonymics)

શબ્દોના ઇતિહાસમાં ક્યા બળોને વશ થઈને અમુક અભિધાનો વ્યવહારલુપ્ત થાય છે અને બીજાં તેનુ સ્થાન લે છે, એની તપાસ એક અણખેડાયેલા પ્રદેશ રજૂ કરે છે. એકાર્થવાચી બે સંજ્ઞાઓમાંથી એક જોર પકડે છે, ને બીજી વધારે પ્રાચીન ધીમે ધીમે અદૃશ્ય થાય છે. જેમ કે अश्व–નુ સ્થાન પાછળથી घोटक– લે છે, અને અર્વાચીન ભારતીય–આર્યમાં અશ્વવાચી સંજ્ઞા घोटक–પરથી જ ઊતરી આવી છે. એટલે દરેક શબ્દના વ્યવહાર અને કાલગ્રસ્તતા જાણવા માટે તે તે શબ્દના સમકાલીન તેમ જ પૂર્વ ને ઉત્તરકાલીન એકાર્થવાચી શબ્દોનો અભ્યાસ જરૂરી છે. આ નવી અધ્યયનશાખાને પર્યાયવિજ્ઞાન ('સીનોનીમીક્સ,' Synonymics) નામ આપી શકાય. કોઈ ભાષાપરિવારની દરેક ભાષામાં રહેલા એકાર્થવાચી કે પર્યાયશબ્દોનો અભ્યાસ કરી તેમને તે ભાષા પૂરતા વ્યુત્પત્તિદર્શક અને તુલનાત્મક ધોરણે અને રૂપોના કાલાનુપૂર્વી પ્રમાણે ગોઠવવા એ પર્યાયવિજ્ઞાનનો વિષય છે. આથી દરેક અભિધાનના અમુક અર્થને લગતા વપરાશપ્રદેશની અને તેના જીવન્ત વપરાશના સમયની સીમાઓ નિર્ણીત કરવામા અગત્યની સહાય મળશે. આમા અરસપરસ અપનાવાયેલા સ્વીકૃતશબ્દો (loan words)ના પ્રશ્નનો પણ કેટલોક ઉકેલ આવવા સંભવ છે. અમુક એક અર્થની વાચક સંજ્ઞાઓ બદલાતી રહેવાના વિવિધ કારણોમાં નવા વિચારોનો ઉગમ, રાજકીય ને સામાજિક પરિવર્તનો, સસ્કૃતિસંપર્કો, પ્રતિભાશીલ વ્યક્તિઓ અને લેખકોનો પ્રભાવ વગેરે ખાસ ગણાવી શકાય. આથી આ વિષયના પરિશીલનમા સાસ્કૃતિક ઇતિહાસને પૃષ્ઠભૂમિને સ્થાને રાખવો એ અનિવાર્ય છે.

કોશવિદ્યા ('લેક્સીકોગ્રાફી,' lexicography) ઐતિહાસિક પાયાપર અભ્યાસ આગળ વધે અને દરેક અભિધાનના જૂનામાં જૂના વ્યવહારનો સમય નિશ્ચિત થાય તો પર્યાયવિજ્ઞાન ઇતિહાસ અને સમાજશાસ્ત્ર માટે પણ ઉપયોગી નીવડે. અવનવી અર્થછાયાઓ અને ભાવાર્થો ખીલવવાનુ વલણ દરેક અભિધાનની ભીતરમાં હોય છે. આ અર્થવિકાસનો અભ્યાસ કે શબ્દાર્થવિજ્ઞાન ('સૈમાટીક્સ,' semantics) પર પણ પર્યાયવિજ્ઞાન પ્રકાશ નાખી શકે. વૈદિક ભાષામાં મળતાં સમાનાર્થ અંગેની આ પદ્ધતિએ તપાસ કરવામાં સહાયક થઇ પડે તે હેતુથી

હ્વીટ્નીના વર્ણ્, Verbs ('ધાતુઓ') જેવી કૃતિઓનુ નવેસરથી સંકલન થવાની જરૂર છે.

## કર્તવ્ય કાર્યો

ભારતીય-આર્ય ભાષાશાસ્ત્રના પ્રદેશમા અપેક્ષિત કાર્યોની વાત કરતા, સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાદીઠ ઐતિહાસિક લિપિવિજ્ઞાન ('હીસ્ટોરીકલ પેલીઓગ્રાફી', Historical Palaeography)ને અવલબીને ભારતીય-આર્યના દરેક ભાષાભેદમા રચાયેલા ગ્રથોનુ શાસ્ત્રીય પદ્ધતિએ સપાદન થવાની જરૂરિયાતનો ઉલ્લેખ કરી શકાય. લિપિવિજ્ઞાન ઠીકઠીક આગળ વધ્યુ હોવા છતા તેનો ઐતિહાસિક અભ્યાસ હજી સુધી હાથ ધરાયો નથી. ઐતિહાસિક લિપિવિજ્ઞાનને આધારે અનિર્દિષ્ટ સમયવાળી હાથપ્રતોનો સમયનિર્ણય સ્થૂળમાને બને તેટલી સાકડી મર્યાદામા કરી શકાય. આથી શબ્દોના ઇતિહાસ પર પણ કેટલોક પ્રકાશ પડી શકે. ઉ. ત. अञ्जीर- શબ્દને સામાન્ય રીતે ભારતીય-આર્યમા પ્રવેશેલો ફારસી સ્વીકૃત શબ્દ ગણવામા આવે છે. પણ મહાભારતની નીલકઠી વાચનામા વનપર્વમા આ શબ્દ વપરાયેલો દેખાય છે. એટલે જો તે મૂળમા હોય તો તેની પ્રાચીનતા તે પરભાષાનો હોવા સામે સશય ઉત્પન્ન કરે. પણ મહાભારતનુ આલોચનાત્મક સપાદન એ સ્થળે अञ्जीर-ને બદલે મૂળપાઠ જુદો હોવાનુ પુરવાર કરે છે. હાથપ્રતોનુ શાસ્ત્રીય સપાદન આ વિષયમા કેટલુ સહાયક થઈ શકે તે આ પરથી સમજી શકાશે. બીજુ, કાલિદાસ, ભવભૂતિ, જ્ઞાનેશ્વર, તુકારામ, નરસી મહેતા અને તુલસીદાસ જેવા લેખકોની છૂટક છૂટક શબ્દસૂચીઓ સમજદારીપૂર્વક અને શાસ્ત્રીયપણે તૈયાર થવાની જરૂર છે. આથી તે તે યુગના તે તે લેખકો પર પડેલા પ્રભાવનો તેમજ યુગ પર પડેલા લેખકપ્રભાવનો અભ્યાસ થઈ શકે. પછીથી આ છૂટક સૂચીઓ પરથી યુગેયુગના શબ્દકોશ રચી શકાય. આ કોશો માત્ર અભિધાનસગ્રહો ન બનવા જોઈએ. ભાષાકીય અભ્યાસમા શીઘ્રતાથી ઉપયોગમા લઈ શકાય તેવી રીતે તેમનુ વ્યવસ્થિત સંકલન થવુ જોઈએ. ઉત્કીર્ણ લેખોમા આવતા સસ્કૃત, પ્રાકૃત વગેરેનો અભ્યાસ અને શાસ્ત્રીય કોશ ઉપર્યુક્ત યુગકોશોની સંજ્ઞાઓને તેમનો સ્થળકાળસદર્ભ પૂરો પાડશે.

ભારતીય-આર્યની દરેક શાખા માટે પર્યસ્ત-સૂચીઓ ('રીવર્સ ઇંડેક્સીજ', Reverse-indexes), વિશેષ નામોનો કોશ, ભૌગોલિક કોશ, વનસ્પતિ અને પશુસૃષ્ટિને લગતી સજ્ઞાઓનો સમાવેશ કરતો પારિભાષિક કોશ અને કળાકુશળની સજ્ઞાઓનો કોશ એ બીજી જરુરીયાતો છે. જીવન્ત

ભાષાઓના અભ્યાસની બાબતમાં જુદીજુદી બોલીઓની ધ્વનિયંત્ર દ્વારા નોંધ લેવાવી જરૂરી છે. કેમ કે, આર્થિક ભીંસ, સામુદાયિક કેળવણી, સ્થળાંતર વગેરે આધુનિક સંસ્કૃતિની ઘટનાઓના પ્રભાવથી કેટલાક બોલીભેદો ઝડપથી નામશેષ થતા જાય છે. આમાં વય, લિંગ, વર્ગ ને પ્રદેશને અનુસરીને ભાષાસામગ્રીમાં પડતો ફરક, દરેક ગણધ્વનિ કે ધ્વનિસ્ (ફોનીમ, phoneme) અને તેનો અન્ય ગણધ્વનિ (ફોનીમ Phoneme) સાથેના સૂક્ષ્મ ભેદ તેમ જ બોલીભેદોની પ્રાદેશિક વહેંચણી એ બધુય નોંધાવું ઘટે. આ રીતે ઘણુંઘણું થવુ હજી બાકી છે. ને એક વાત તો સ્પષ્ટ છે કે સાચા સંશોધકને જ્ઞાનના સીમાડાઓ વિસ્તારનારાં નવાં સંશોધનક્ષેત્રોની ખામી નથી પડતી. પણ એકલ વ્યક્તિથી થવુ જે અશક્ય કે ખૂબ દુર્ઘટ હોય તે સંસ્થાઓ માથે લે. એટલે ઉપર સૂચવેલા કર્તવ્યભારને હળવો કરવામાં હિંદની યુનીવર્સીટીઓ અને ભારતીય ભાષા પરિષદ્ (લીંગ્વીસ્ટીક સોસાયટી ઓવ ઇંડીયા, Linguistic Society of India) જેવી સંસ્થાઓએ હવે પ્રવૃત્ત થવુ ઘટે. નિશ્ચય હોય તો કેળવાયેલા કાર્યકરો અને નાણાંના અભાવની મુશ્કેલી પણ ટાળી શકાય. ભારતીય ભાષા પરિષદે ('લીંગ્વીસ્ટીક સોસાયટી ઓવ ઈંડીયા' Linguistic Society of India) અત્યાર સુધીમાં ભારતીય ભાષાશાસ્ત્રની કેટલીક નોંધપાત્ર સેવા કરી છે. થોડાક સમય પહેલાં જ મદ્રાસ યુનીવર્સીટીએ ધ્વનિશાસ્ત્રનો વિભાગ ખોલ્યો છે. ત્યાંથી ચારપાંચ વરસમાં સારા અભ્યાસીઓ તૈયાર થશે.

## ભાષાકીય અભ્યાસ પ્રત્યેની ઉપેક્ષા

વ્યક્તિગત લેખકોએ તૈયાર કરેલી ભાષાકીય અધ્યયનોને લગતી કૃતિઓ પ્રકાશકો પ્રસિદ્ધિ માટે હાથ ધરતા નથી. ગવર્નમેંટ સંસ્કૃત ઍંડ પ્રાકૃત સીરીજ પણ બહુ કામમાં નથી આવતી. એટલે યુનીવર્સીટીઓએ જ આવા ગ્રંથોનું પ્રકાશન કરવાનું સ્વીકારવું જોઈએ. ભાષાકીય અભ્યાસના પ્રદેશમાં કાર્યપ્રવૃત્તિ મંદ રહેતી હોવાનું એક કારણ એ છે કે આ વિષયમાં સમજપૂર્વક રસ લેનાર બહુ ઓછા છે. ટર્નર વગેરે પશ્ચિમના વિદ્વાનોના કાર્યથી આપણી આંખ ઊઘડવી જોઈએ. આ વિષયમાં આપણે શરમથી નીચું જોવું પડે તેટલા પાછળ પડી ગયા છીએ. ત્રીશેક વરસ પહેલાં એક પ્રાકૃત અને એક સંસ્કૃત શબ્દકોશનું શાસ્ત્રીય ધોરણે સંકલન કરવાની યોજના વિચારાઈ રહી હતી ત્યારે તેમના સંપાદક તરીકે એક ઇટાલીય અને ફ્રેંચ વિદ્વાનનું નામ સુચવાયું હતું. આપણો ભૂતકાળનો ભવ્ય વિદ્યાવારસો જોતાં આ ઘણું જ ખેદજનક લાગે છે.

છેવટમા મુંબઈ યુનીવર્સીટીએ આ વ્યાખ્યાનમાળા યોજી છે છતા તેના અસ્તિત્વના સાઠ વરસના ગાળા દરમિયાન તેણે ભાષાશાસ્ત્રીય મહત્ત્વનુ બહુ ઓછું પ્રસિદ્ધ કર્યું છે. જે યુનીવર્સીટી ભાષાકીય અભ્યાસની અગત્ય પિછાણવામા સૌથી પહેલી હતી તેને માટે આ સૂચન કરવુ ખૂબ ઉચિત જ ગણાશે કે તમિલકોશ માટે મદ્રાસ યુનીવર્સીટીએ જે કર્યું છે તેને અનુસરી, તેણે ડેક્કન કૉલેજ રીસર્ચ ઇન્સ્ટિટયૂટને વ્યવસ્થાકેન્દ્ર તરીકે રાખીને, બીજી ભાણ્ડારકર ઓરિએટલ રીસર્ચ ઇન્સ્ટિટયૂટ (પૂના), ભારતીય વિદ્યા ભવન (મુંબઈ), ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (અમદાવાદ), વગેરે સ શોધન-સ સ્થાઓના લીંગ્વીસ્ટીક સોસાયટી ઓવ ઈંડીયાના તેમ જ હિંદની બીજી યુનીવર્સીટીઓના સહકાર સાથે એક સસ્કૃત ભાષાનો મહાકોશ ઐતિહાસિક અને ભાષાશાસ્ત્રીય સિદ્ધાન્તોને અવલબીને તૈયાર કરવાનુ હાથ ધરવુ જોઈએ. અંતમા, ઉપર સૂચવેલી કાર્યદિશાઓ તમારામાથી કેટલાકને માટે આકર્ષક કે પ્રેરક બનશે તોપણ મારા વ્યાખ્યાનોને કૃતાર્થ બનાવવામા એટલે અ શે સહાય થશે.

*

# શબ્દચર્ચા

શ્રી નરસિંહભાઈ પટેલે એક પત્રદ્વારા કેટલાક શબ્દોના મૂળ વિશે કેટલીક નવીન કલ્પનાઓ ચર્ચા માટે રજૂ કરી છે. તેમના કથનનો સાર આ પ્રમાણે છે–

(૧) 'સ્પષ્ટ–' એ વિશેષણ 'જોવુ' અર્થના પ્રાગ્વૈદિક √સ્પશ્–નુ ભૂતકૃદન્ત હોય, પ્રચલિત પશ્– (પશ્ય્–) એ સ્પશ્–માથી નિષ્પન્ન થયો હોય; અને પછીથી તે, મૂળે તેનાથી જુદા, 'દેખવુ' અર્થના √દૃશ્–ના આદેશ તરીકે તરીકે વપરાતો થયો હોય

(૨) 'આદિત્ય:' એ શબ્દની 'અદિતેઃ અપત્ય પુમાન્' એ વ્યુત્પત્તિ ખરી નથી લાગતી. ગ્રહમડળમા સૌથી આદિ ઉત્પન્ન થનાર તરીકે આદિ+ –ત્ય–, એમ અત્રત્ય–, પાશ્ચાત્ય–, વગેરેની જેમ, આદિત્ય– સધાયો છે.

(૩) 'આત્મન્–'નો પ્રાગ્વૈદિક અર્થ, પાછળથી પ્રચલિત છે તે 'જીવતત્ત્વ' નહિ, પણ માત્ર 'શ્વાસ' હોય. જર્મન atmen નો અર્થ 'શ્વાસ' થાય છે. વૈદિક ભાષામા પ્રચલિત છે તે અર્થ પાછળથી વિકાસદ્વારા નીપજ્યો હોય.

(૪) આલવાલ–, ચક્રવાલ–, ચક્રવાટ– એ ત્રણેમા પાછલો અંશ એ –વાલ–, –વાટ– (< √વટ્–'ઘેરવુ') અથવા –વાડ–, એમ ભિન્નરૂપે દેખાતો 'સીમા'વાચક શબ્દ ન હોય?

(૫) આલવાલ– એ *આડવાડ– (='આડી વાડ') ન હોય?

(૬) અને તો આડંબર–ની સાધના આડ–+અંબર– 'આડો+પડદો' એ રીતે ન થઈ હોય?

આ સૂચનોની યોગ્યાયોગ્યતા અહીં તપાસી જોઈએ.

૧ – √દૃશ્–(પશ્ય્–) 'જોવુ' 'દેખવુ'

મૂળ તો લાસેને દૃશ્– અને પશ્ય્–નો સબધ ચર્ચ્યો હતો. આ પછી તેની પ્રસગવશાત ઘણે સ્થળે ચર્ચા થયેલી છે.[૧] મૂળમા દૃશ્– અને પશ્ય્– બને એક બીજાથી તદ્દન સ્વતંત્ર ધાતુ હતા. પશ્ય્ (અથવા ગણચિહ્ન દૂર કરીએ તો પશ્–)નુ મૂળ સ્વરૂપ √સ્પશ્– 'ઋગ્વેદ'મા પ્રચલિત છે. જો કે તેમા

૧ ઇન્ડીશ બિબ્લીઓથેક, ૩–૪૪, ગ્રાસમાન, વોર્ટર્બુક ત્સુમ ઋગ્વેદ (૧૮૭૩), પૃ. ૧૬૦૬, વિધુશેખર ભટ્ટાચાર્ય (ગુજરાતી ભાષાન્તર), સંસ્કૃતનું વૈજ્ઞાનિક અનુશીલન,'પ્રસ્થાન' પૃ ૪૨૫, વૈશાખ, ૧૯૯૨, વગેરે

પણ √સ્પશ્‌–ની સ્વતંત્રતા લોપાવાનો આરંભ થઈ ચૂક્યાના ચિહ્નો જણાય છે. કારણ, √સ્પશ્‌– વર્તમાન કાળના રૂપો માટે અંગ તરીકે વપરાયુ નથી; તે માટે (તેજજ √દૃશ્‌–ના વર્તમાન અંગ તરીકે) √પશ્ય્‌– વપરાયું છે. પણ વર્તમાનેતર કાળ ને અર્થના રૂપો માટે સ્પશ્‌૦ (અને દૃશ્‌–) અંગો છે. જેમ કે અદર્શિ', અસ્પષ્ટ (અદ્યતન), પસ્પર્શે (પરોક્ષ), સ્પાશયસ્વ (પ્રેરક), સ્પષ્ટ–(ભૂતકૃદન્ત), વગેરે. શિષ્ટ કે પ્રશિષ્ટ સંસ્કૃતમાં પણ સ્પષ્ટ–, સ્પશ– 'જાસૂસ' અને પસ્પશા–'મહાભાષ્યનુ એક વિશિષ્ટ પ્રકરણ' એ √સ્પશ્‌–માથી સધાયેલા રૂપો જળવાઈ રહ્યા છે. પશ્ય્‌–માં થયેલો √સ્પશ્‌–ના આદિ 'સ્'નો લોપ સરળતાથી સમજાવી શકાય તેમ છે. કારણ, વૈદિક ભાષાની ધ્વનિમીમાંસામાં સ્પર્શ કે અનુનાસિક ધ્વનિના સંયોગમાં રહેલા આદિ ઉષ્મધ્વનિનો લોપ કરવા તરફ વલણ હોવાનુ દેખાઈ આવે છે.

[૧] ✓

(૧) √સ્કન્દ્‌– : ઉત્કન્દ્‌–

(૨) √સ્તમ્ભ્‌– : ઉત્તમ્ભ્‌–

(3) √સ્ફુલિંગ– : ઉત્ફુલિંગ–

[૨]

(૧) અસ્કૃધોયુ– : કૃધુ–

(૨) ચનિશ્ચદત્‌,

*શ્ચન્દ્ર [હરિશ્ચન્દ્ર૦, વગેરેમા] : ચન્દ્ર.

[3]

√સ્તન્‌– : તન્યતિ

*સ્તાયુ–[ સરખાવો :

સ્તેન–, સ્તેય–, વગેરે] : તાયુ.

સ્તૃ– : તૃ– [ તારક–વગેરે ]

[3] *સ્તૃણ– [સરખાવો:

ભૂસ્તૃણ–(મનુસ્મૃતિ) : તૃણ–.]

* સ્નાપિતૃ–[ સરખાવોઃ સ્નાપયતિ ] : નાપિત– (બ્રાહ્મણગ્રંથ).

આ સૌ ઉપર્યુક્ત વલણના ઉદાહરણો તરીકે ટાંકી શકાય.[૨]

સંસ્કૃતની સહજન્ય ('કોગ્નેટ') ભારત–યુરોપીય ભાષાઓમાં પણ √દૃશ–અને √સ્પશ–ને લગતા જુદા જુદા મળે છે. લૅટિન specio, જર્મન sprahen, અંગ્રેજી spy, વગેરે √સ્પશ–ના સહજન્ય છે. જ્યારે ગ્રીક derkomai નો સંબંધ √દૃશ્‌– સાથે છે.

✓√દૃશ્‌– અને √સ્પશ્‌ વચ્ચેનો સૂક્ષ્મ અર્થભેદ ભુંસાઈ, બન્ને સમાનાર્થ ['જોવું', 'દેખવું'] બની જવાથી, ભાષાઓના વિકાસમાં સામાન્યરીતે બને છે તેમ, બેમાથી એક (√સ્પશ–) વપરાશચ્યુત થયો અને તેનું વર્તમાન

૨ વિસ્તૃત ચર્ચા માટે જુઓ વાકર્નાગેલ : 'આલ્ટિન્ડિશ ગ્રામાટીક' ૧ ૨૬૪–૨૬૭.

અંગ પશ્યૂ, √દૃશ્-ના આદેશ તરીકે વપરાવા લાગ્યુ, અને એ રીતે √દૃશ્ [પશ્યૂ-] 'જોવુ' ઘડાયો.

૨—આદિત્ય-'સૂર્યસ્વરૂપ દેવતા'

સામાન્યરીતે આદિત્ય-ની ઉપપત્તિ આમ અપાય છે: √દા-'બાંધવુ', +તિ =દિતિ;- ન દિતિ: અદિતિ: ('બંધનરહિતતા'). અદિતે:અપત્યાનિ પુમાંસ: આદિત્યા:; પણ બ્લુમ્ફીલ્ડે એકવાર[3] આદિત્ય૦=આદિ-'આરંભ' +-ત્ય- (સબંધવાચક પ્રત્યય) 'પુરાતન સમયના (દેવો)' [જેમ કે અત્રત્ય-, પૌરસ્ત્ય-; પાશ્ચાત્ય-, વગેરે] એવી વ્યુત્પત્તિ સૂચવી હતી. પણ કીથ[4] કહે છે તેમ આ પ્રકારનુ શબ્દ-ઘડતર ભાષાની રૂઢિની વિરુદ્ધ છે. કારણ, ત્ય- પ્રત્યય સ્થળવાચક ક્રિયાવિશેષણોમાંથી સંબંધવાચક વિશેષણો બનાવવા માટે છે, જ્યારે આદિ તો વિશેષણ છે. બ્લુમ્ફીલ્ડ પોતે પણ પાછળથી આ અભિપ્રાય છોડી દે છે

૩—આત્મન્૦ 'પોતે' 'આત્મા'

આત્મન્-ની વ્યુત્પત્તિ વિશે વિદ્વાનોએ ઠીક ઠીક ચર્ચા કરી છે,[5] છતા હજી પણ તે વિવાદાસ્પદ રહી છે. પીટર્સબર્ગ-અભિધાનકોશ તેને √અન્- 'શ્વાસ લેવો' સાથે સાંકળે છે, વેબર તેને √અત્-,જવુ'માંથી વ્યુત્પન્ન કરે છે, જ્યારે ગ્રાસ્માનનો મત તેને ગ્રીક ätmós, જર્મની âtum, âthom, atem, atmen, વગેરેનો સહજન્ય ગણી √અવ=√વા- 'વાવુ' એ ધાતુમાથી સાધવાનો છે.

બીજું, તેનો અર્થવિકાસ આ પ્રમાણે થયો ગણાય છે:-

શ્વાસ>જીવ>પોતાની જાત, પોતે.

પણ આ પ્રકારનો વિકાસક્રમ સ્વીકારવા સામે બે વાધા છે—એક તો ઋગ્વેદમાં જે ચાર સ્થળે આત્મન્-નો 'શ્વાસ' અર્થ લેવાનો છે તે ચારેય ફકરાઓ પ્રાચીન હોવાને બદલે, મુકાબલે અર્વાચીન ગણાતા સૂક્તોમાં આવેલા છે. એટલે 'શ્વાસ' એ અર્થ મૌલિક નહિ પણ ગૌણપણે વિકસિત થયો હોય એમ લાગે છે. બીજું, પ્રાચીન સૂક્તોમાં આત્મન્- ઉપરાંત ત્મન્- એ

૩ બ્લુમ્ફીલ્ડ, ધ સાઝ્બોલીક ગોડ્ઝ, ૪૫

૪ કીથ: 'ધ રીલીજીઅન એન્ડ ફીલોસોફી ઓવ ધ વેદ એન્ડ ઉપનિશદ્ઝ' ગ્રંથ ૧, પા ૨૧૭, પાદનોંધ ૪.

૫ જુઓ દોયસન 'ડી ફિલોસોફી દેર ઉપનિષદેર,' ૨૮૫—૨૮૬: ગેલ્ડનર, વેદિશ સ્ટુડીન, ગ્રંથ ૩, ૧૧૬.

અંગનાં વિશેષણ કે ક્રિયાવિશેષણ તરીકે વપરાયેલાં રૂપો મળે છે, જે સહેલાઇથી સમજાવી શકાય તેમ નથી.

આથી દ્રોયસનની સૂચના આત્મન્– (તેમ જ ગ્રીક 'àutos')ને અ– (સરખાવો અ–હમ્) અને ત– એ બે સાર્વનામિક ધાતુઓમાંથી સાધવાની છે. મૂળ અર્થ 'પોતાની જાત' 'પંડ' હોય. અર્થવિકાસનો ક્રમ આ પ્રમાણે હોય :–

| | | |
|---|---|---|
| ૧ | 'પોતાની જાત,' 'શરીર' | [બાહ્ય જગતના વિરોધમાં] |
| | ↓ | |
| ૨ | 'ધડ' | [બીજા અવયવોના વિરોધમાં] |
| | ↓ | |
| ૩ | 'જીવ' | [શરીરના વિરોધમા] |
| | ↓ | |
| ૪ | 'સત્' 'અસ્તિત્વ' | [અસત્, અનસ્તિત્વના વિરોધમાં] |

પણ દ્રોયસનનો આ મત યોગ્ય પુરાવાના આધાર વિનાનો, યોજના ખાતર યોજનાલક્ષી ('સ્કીમેટીક') અને વધારે પડતો તત્ત્વજ્ઞાનરંગી લાગે છે.

### ૪–આડમ્બર– 'ઘોંઘાટ,' 'શબ્દાળુતા'

આડમ્બર–ની *આડ+અમ્બર એવી વ્યુત્પત્તિ દેખાવે જ તરંગી છે, અને અમ્બર– જેટલો પ્રાચીન તેટલો આડ– અર્વાચીન હોવાથી[ ગુજ. આડ, આડશ, વગેરેનો સંબંધ દેશ્ય અડ્ડ– સાથે છે] આપણા પર પડેલી છાપ સબળ બને છે. આડમ્બર –શબ્દ જ 'ઢોલક'ના અર્થમા ઠેઠ 'શતપથ બ્રાહ્મણ' (૧૪) માં વપરાયેલો મળે છે/ બીજા અર્થોમાં ઉત્તરરામચરિત અને કથાસરિત્સાગરમાં પણ તે વપરાયો છે. આમ શબ્દની પ્રાચીનતા સ્પષ્ટ હોવાથી તે કાંઈક નિયમિત ઘડતર વાળો હોવો જોઈએ એમ ધારી શકાય. સંસ્કૃતમાં ડમ્બર– શબ્દ પણ છે, જેનો અર્થ 'ઘોંઘાટ', 'વાણીનો આડંબર' 'ગરબડ–ગોટો' થાય છે. ડમ્બરનામન્ એટલે 'આડંબરી નામ ધારણ કરનાર' એટલે આડમ્બર– ને ડમ્બર વચ્ચે સંબંધ બાંધવો અયોગ્ય તો નથી જ. સંભવિત છે કે વિડમ્બના–માં રહેલા √ડમ્બ્– દ્વારા સાધિત *ડમ્બ– અને –ર– પ્રત્યય મળીને ડમ્બર– થયો હોય– જો કે અર્થદૃષ્ટિએ મેળ બેસારવો સરળ નથી લાગતો. અને તો આ–√ડમ્બ્–, –અ–, –ર– એ અંશોની મેળવણીથી આડમ્બર– તૈયાર થાય.

આ શબ્દનું મૂળ અસ્પષ્ટ છે. ટીકાકારોની '**આ સમન્તાત્ લવં જલલવં આલાતિ ઇતિ**' એ વ્યુત્પત્તિ, આવા અસ્પષ્ટ શબ્દો માટે તેમણે ઘડી કાઢેલી બીજી ઘણી વ્યુત્પત્તિઓની જેમ, દેખીતી રીતે જ તદ્દન તરંગી છે. શબ્દ **આલ**– અને **વાલ**– એ બે અંશોનો બન્યો હોય તેમ લાગે છે. પાલિ **આલક**– મરાઠી **અળે**, હિંદી **આલા** 'ક્યારો', ગુજરાતી **આળિયુ**, **આળિયો** સૂચવે છે કે **આલ**– અંશ પ્રમાણમાં જૂનો છે; અને **આલવાલ**–નો જે અર્થ પ્રચલિત છે, તેને મળતો તેનો અર્થ હોવો જોઈએ. તેથી **આલ**–ને **આડ**– સાથે જોડવાની જરૂર રહેતી નથી. **આલ**–નું મૂળ અસ્પષ્ટ રહે છે એ ખરું, પણ 'ક્યારો' 'ખૂણો' 'ખાડો' 'પોલાણ' જેવી અર્થછાયા વાળો **આલ**–, 'આડશ' 'પ્રતિબંધ' 'તીરછું' સૂચવતા **આડ**– (દેશ્ય **અડુ**–) સાથે અર્થદૃષ્ટિએ તો સંબદ્ધ નથી. વળી ધ્વનિદૃષ્ટિએ –ડ– નો –લ– થવાની શક્યતા ખરી,[૬] પણ **આડ**–ના મૂળ **અડુ**–માથી **આલ**–સાધવાની અશક્યતા એ એક જ કારણ **આડ**– ને ફગાવી દેવા માટે પૂરતું છે.

બાકી રહેલા –**વાલ**– અંશ પર વિચાર કરતાં **ચક્રવાલ**–'એક પર્વત', 'વર્તુળ', 'ટોળું' પ્રાકૃત **કુણ્ડવાલ** 'કુંડાળું', **પિણ્ડવાલ** 'પીંડો' અને **કરવાલ**–મા રહેલો સમાનધ્વનિ અંશ આપણી નજર સામે આવે છે. તેમા **ચક્ર**– અને **કર**– એ અંશો તો સ્પષ્ટજ છે. **ચક્રવાલ**–ના –**વાલ**– માટે **નરસિંહભાઈ** સૂચવે છે : **ચક્રમિવ વાડતે**= ચક્રવાડ–> ચક્રવાલ–(√વટ્–વાટ્–વાડ્= 'ઘેરવું'). આમા તેમને બીજો આધાર કદાચ એ મળી શકે કે કોશોમા ચક્રવાડ એવું શબ્દ—સ્વરૂપ પણ મળે છે. પણ આ વ્યુત્પત્તિ નિરાધાર ઠરાવતા બે મુદ્દા છે—એક તો એ કે ચક્રવાડ– વધારે મૌલિક નહીં, પણ ડ્ ને લ્ ના ઉચ્ચારણના વિષયમાં પ્રવર્તતી શિથિલતાને લીધે મૂળ ચક્રવાલ–નોજ એ ઉચ્ચારણ–ભેદ હોય એમ લાગે છે. કારણ ચક્રવાડ—એ 'પૃથ્વી ફરતો એક કલ્પિત પર્વત' એ જ અર્થમા અને અર્વાચીન ગ્રંથોમા જ વપરાયલો મળે છે. તેનો જૂનો પ્રયોગ નથી મળતો. **ચક્રવાલ**–**ચક્રવાડ**–ના ઉપરોક્ત અર્થમા "કારણ્ડવ્યૂહ" (૨૩)માં અને 'વર્તુળ' 'ટોળું' એ અર્થમાં મહાભારત (૧, ૭૦૨૧)ને હરિવંશ (૪૦૯૮)મા

---

૬ 'ડલયોરભેદ' એ આલંકારિકોનો જાણીતો સમય અને તેના આધારરૂપ –ડ–>–લ– પ્રક્રિયા ધરાવતા સંસ્કૃત, પ્રાકૃત અને અર્વાચીન શબ્દો એ અહીં પ્રસ્તુત છે ઉપરાંત જુઓ ફ્રેસ્ટશ્રીફ્ટ વાકર્નાગેલ, ૨૯૪ અને પછીના, તેમ જ શાર્પેન્ત્યે, સમ સંસ્કૃત ઍન્ડ પાલિવર્ડ્ઝ' ઇંડીઅન લીંગ્વીસ્ટીક્સ', ૨, અંક ૧–૧, ૧૯૩૨

તેમ જ પછીના સમયમાં પણ સામાન્યપણે બૌદ્ધસાહિત્યમા તથા કાવ્યાદર્શ (૨,૯૯)માં મળે છે. બીજું, વટ્- એ ધાતુ દેખીતી રીતે જ, ધાતુપાઠના તેવા બીજા કેટલાક ધાતુઓની જેમ, પાછળના ઘડતરનો છે. વટ- 'વડલો', વગેરેનું મૂળ ન સમજાતાં તેના ઉપરથી જ કલ્પી કાઢેલો છે.[૭] ખરીરીતે તો વાટ-, વાટિકા, ગુજરાતી વાડ, વાડી, વાડો ઇત્યાદિના મૂળમા *વૃતિકા જેવો 'ફરતી આડશ' એવા કાંઈક અર્થનો કોઈ શબ્દ હોવો જોઈએ. વૃત્ત- 'ગોળ'ને વૃત્તિ- 'વાડો, વાડ' એવા શબ્દો મળે છેય ખરા, પણ[૮] વાટિકા માટે તો *વૃત્તિકા જોઈએ કે જે *વટ્ટિઆ <* વાટિઆ દ્વારા પુનઃસંસ્કૃતરુપ વાટિકા આપી શકે. આમ, ચક્રવાલ-ના -વાલ-નુ મૂળ સ્પષ્ટ નથી થતું, છતાં તેનો સંબંધ વાડ સાથે તો નથી જ.

કરવાલ૦ને માટે નરસિંહભાઈ મૂળ કરપાલ- (કરં પાલયતિ) સૂચવે છે પણ વસ્તુતઃ તેતે શબ્દોના થયેલા પ્રયોગ જોતાં જણાય છે કે કરપાલ (-ક-) સાહિત્યમાં પ્રામાણિકપણે વપરાયલો નથી મળતો; માત્ર કોશોમાજ મળે છે, જ્યારે કરવાલ- મહાભારત તેમ જ ભાગવત પુરાણમાં વપરાયેલો છે. આથી સંભવિત છે કે કરવાલ-ની ખરી વ્યુત્પત્તિ ન જાણતા કોઈ ટીકાકારે કરપાલ કલ્પી કરં પાલયતિ એવી કલ્પના ઘટાવી હોય. જો કલ્પનાનો જ આશ્રય લેવાનો હોય તો વધારે સંભવિત તો એ છે કે કરવાલ-ના વાલ-ને √વલ્ 'વળવું' (વાલયતિ 'વાળે છે') સાથે સંબંધ હોય. પણ સારો આધાર ન મળે ત્યાંસુધી વાલનુ મૂળ શું છે? એટલું જ નહિ પણ આલવાલ-, ચક્રવાલ-, કરવાલ-વગેરેના વાલ- એક મૂળના છે કે જુદાજુદા મૂળના? એ વિશે પણ આપણે અંધારામા જ રહેવુ પડશે.

**પુરવણી :**

પ્રા. चक्क- : चक्कवाल-, देस्य पॆंड- पॆंडवाल-, सुद्ध- सुद्धवाल-. कुड- : -कुडवाल સમાનાર્થક છે. તે રીતે आल- : आलवाल.

---

૭ મોનીઅર વીલીયમ્જ઼, સંસ્કૃત-ઇંગ્લીશ ડીક્શનરી, ૧૮૯૯, વટ- અને વટ્- શબ્દ નીચે

૮ ટર્નર, નેપાલી ડીક્શનરી, ૧૯૩૧, બાર નીચે તથા, ગુલ બ્લોક, મરાઠી ભાષેચા વિકાસ, ભાષાન્તર, ૧૯૪૧, ૪૬૮, સ દેશરાસક, ૧૪ની વ્યાખ્યામા મૂળના वाडिની છાયા વૃત્તિ આપેલી છે.

# પ્રાકૃત વ્યાકરણકારો

પુરુષોત્તમના પ્રાકૃતાનુશાસનની આવૃત્તિ[1] અને પ્રાકૃત વૈયાકરણો પરની પ્રસ્તુત અગત્યની કૃતિએ ભારતીયવિદોનું શ્રીમતી નીતી-દોલ્ચી તરફ પ્રાકૃતનાં એક અતીવ આશાસ્પદ યુરોપીય અભ્યાસી તરીકે હજી હમણાં જ લક્ષ્ય ખેંચ્યુ હતું, ત્યાં તો

"गजभुजङ्गमयोरपि बन्धनं शशिविवाकरयोर्ग्रहपीडनम् ।
मतिमता च विलोक्य दरिद्रतां विधिरहो बलवानिति मे मतिः ॥"

એ ભર્તૃહરિના શબ્દોની યાદ આપવાને તેમના અકાળ અવસાનના સમાચાર આવ્યા. વિધિએ તેને લાસન (Lassen) અને પીશલ (Pischel)ની પરંપરાને દીપાવતી પ્રસ્તુત કૃતિ સમાપ્ત કરી પ્રકાશિત કરવા દીધી એટલું આપણા અધ્યયનનુ સુભાગ્ય છે. પ્રાકૃત વ્યાકરણપરંપરાને લગતા મુખ્ય-મુખ્ય કોયડાની નવેસરથી કરેલી વિસ્તૃત તપાસણી આપણી પાસે રજૂ કરતાં ઘણીવાર એ કોયડાઓનો રોચક ઉકેલ સૂચવવામાં, અથવા છેવટે કંઈ નહિ તો તેમને નવી પીઠિકા પર ઊભા કરવામાં ગ્રંથકર્ત્રીને જે સફળતા મળી છે તે, તેમની ભાષાશાસ્ત્રીય તેમ જ સાહિત્યાનુશીલનને લગતી ('ફીલોલોજીકલ', philological) ઉચિત કેળવણીને અને ભારતીય મૂળગ્રંથોના વિશાળ જ્ઞાનને આભારી છે. આપણે આ અવલોકનના અંતમાં, પ્રાકૃત વ્યાકરણી સંપ્રદાયોને લગતાં તેમ જ પ્રાકૃત ભાષાભેદોના વાસ્તવિક સ્વરૂપને અંગેનાં ગ્રંથકર્ત્રીનાં સંશોધનોમાંથી ફલિત થતા નિર્ણયો જોઈશું: આ હેતુથી, જે સાત પ્રકરણોમાં કૃતિને વહેંચી નાખવામાં આવી છે તેની, ઘણુખરું ગ્રંથકર્ત્રીના પોતાના જ શબ્દોમાં, પૃથક્કરણાત્મક રૂપરેખા અહીં આપવી હું યોગ્ય ધારું છું, અને આશા રાખું છુ કે માત્ર ઊડતી ઉપરછલ્લી નોંધથી સંતોષ ન પામતા હોય તેવા આ સામયિકના વાચકો આમાં સંમત થશે. સ્વાભાવિક રીતે જ, આમાં કેટલીક

---

*શ્રીમતી લુઇજિયા નીતી-દોલ્ચી [Luigia Nitti-Dolci] કૃત લે ગ્રામેર્યૅં પ્રાકૃત [Les grammairiens Prakrits] (પારી, Paris, લીબ્રેયૂરી દામેરિક એ દોર્યાં આંત્રા મેયૂ્ન્ને નેવ્, ૧૯૩૮)ના ન્યુ ઇન્ડીયન ઍંટીક્વેરી (પુસ્તક ૨, મે ૧૯૩૯, પા. ૧૩૫-૧૪૨) મા પ્રસિદ્ધ થયેલા શ્રી. વીતોરે પીઝની Vittoro Pisani ના અવલોકન-લેખનુ ભાષાન્તર.

૧ 'લ પ્રાકૃતાનુશાસન દ પુરુષોત્તમ', પાર લુઇજિયા નીતી-દોલ્ચી: કાયે દ લા સોસ્યેતે આસ્યાતીક, ૬ પારી, ૧૯૩૮. પ્રસ્તુત અવલોકનના વિષયભૂત પુસ્તકના પૃ૦ ૯૦ ઉપર જે રામશર્માના પ્રાકૃતકલ્પતરુનો મહારાષ્ટ્રી વિભાગ પોતે સંપાદિત કર્યાનો ઉલ્લેખ છે તે પ્રસિદ્ધ થઈ ગયો છે કે હજી નથી થયો તે હુ જાણુતો નથી.

ત્રીણી વિગેરે, પ્રાકૃતના જ્ઞાનમાં કેટલીક વખત તો સારી એવી અગત્યની હોવા છતાં મારે જતી કરવી પડશે. માર્કણ્ડેય ૬–૩૫ ના આધારે આપણી જાણમાં આવતાં, દરેક કાળ અને પુરુષ માટે પ્રચલિત –જ્જે– કે –જ્જાહિ વાળાં આખ્યાતિક રૂપોના[2] વપરાશનો, અથવા તો ભારત–યુરોપીય *–ઓમાંથી આવેલા સ્લાવી –ઍ (ě)ને સ્થાને આવતા –અનું સમાન્તર ઉદાહરણ પૂરું પાડતા હેમચન્દ્રે ૩–૧૪૧ માં આદેશેલા[3] ને –આમિને સ્થાને આવતા –અ'નો માત્ર સૂચક ઉલ્લેખ કરીનેજ હું અટકું છું. ઉક્ત બ'ને ઘટનાઓનો પીશલે ઉલ્લેખ નથી કર્યો એ હકીકત, પીશલની જીવન–કૃતિ પછી પણ પ્રાકૃતના જ્ઞાન માટે હજી કેટલું બધું કરવાનું છે એ દેખાડવા માટે પૂરતી છે.

પહેલું પ્રકરણ વરરુચિ ઉપર છે. વરરુચિનું પ્રાકૃતપ્રકાશનું કર્તૃત્વ સમર્થિત થઈ શકે તેમ નથી, તો તેને નકારી શકાય તેમ પણ નથી; કારણ, "વરરુચિ–કાત્યાયનને ઈસુપૂર્વેની ત્રીજી સદીથી મોડો મૂકી શકાય નહિ, જ્યારે (એજ સમયના) અશોકના ઉત્કીર્ણ લેખો તો વ્યાકરણકારોના અને નાટકના પ્રાકૃતથી પ્રાચીનતર ભાષાભૂમિકા રજૂ કરે છે" એ વાત ખરી, પણ એ હકીકતને "વરરુચિના સમયમાં આવી (એટલે કે વરરુચિના વ્યાકરણમાં રજૂ થઈ છે તેવી) પ્રાકૃતોનું અસ્તિત્વ હોય નહીં" એવું ધારી લેવા માટે એક મજબૂત કારણ તરીકે ન લેખી શકાય. વરરુચિના ગ્ર'થપાઠમાં રહેલાં વિરોધી વિધાનો અને વિશિષ્ટતાઓની તપાસણી ગ્રંથકારને એવું અનુમાન કરવા તરફ દોરે છે કે ગાથાની મહારાષ્ટ્રી—જેને લાસન પ્રકૃષ્ટ પ્રાકૃત (Prakritica Praecipua) કહે છે—એ એકજ પ્રાકૃત વરરુચિનાં મૂળ સૂત્રોનો પ્રતિપાદ્ય વિષય છે. શૌરસેની, માગધી અને પૈશાચી પરનાં છેલ્લાં ત્રણ પ્રકરણો (પ્રકરણ ૧૦, ૧૧, ૧૨) કોઈ ટીકાકારે ઉમેર્યાં હોવાં જોઈએ. સ'ભવિત છે કે પ્રકરણ ૧૦ અને ૧૧ ના વિષયમાં એ ટીકાકાર તે ભામહ હોય; શૌરસેની પરનું ૧૨મું પ્રકરણ ભામહની કૃતિ નથી. કારણ કે બધીએ હાથપ્રતોમાં તે ટીકા વિનાનું મળે છે. ભામહ સિવાયના ટીકાકારો માત્ર મુખ્ય પ્રાકૃતનીજ વાત કરે છે, વરરુચિ પર આધાર રાખતા પ્રાચ્ય વૈયાકરણો (Oriental Grammarians) બીજા પ્રાકૃતપ્રકારોનું વરરુચિ–ભામહથી ભિન્ન રીતની ગોઠવણી દ્વારા પ્રતિપાદન કરે છે, ક્રમદીશ્વર માત્ર મુખ્ય પ્રાકૃત માટેજ વરરુચિનો ઉપયોગ કરે છે, હેમચંદ્ર બીજા વૈયાકરણો સાથે બીજા પ્રાકૃતપ્રકારોના નહિ પણ મુખ્ય પ્રાકૃતના જ વિષય પૂરતો ઝઘડે છે

૨. જુઓ પ્રસ્તુત ગ્રંથ: પૃ. ૧૧૧. ૩. સર ઇ. ડેનિસન રોસ–અર્પણ ગ્ર'થમાં મેં આ રૂપોનું ટૂંકમાં આલોચન કર્યું છે. જુઓ ઉક્ત ગ્ર'થ: પૃ. ૧૭૪.

અને એ દ્વારા દેખાડે છે કે વરરુચિ સુધી પાછો પહોંચતો કોઈ અવિચ્છિન્ન સંપ્રદાય ન હતો: આ બધી હકીકતો, ઉપર દોરેલા નિર્ણયોનું સમર્થન કરે છે. આથી, ચણ્ડ સિવાયના બધા પ્રાકૃત વ્યાકરણકારોને વરરુચિના માત્ર મુખ્ય પ્રાકૃત પરનાં સૂત્રોની માહિતી હતી એવા નિર્ણય પર આપણે આવીએ છીએ. તો, આપણે જ્યારે વરરુચિની વાત કરીએ, ત્યારે આપણને ભામહ–કોવેલ આવૃત્તિના પહેલાં નવ પ્રકરણો જ ખ્યાલમાં હોવાં જોઈએ, અને એમાં પણ પાચમુ અને છઠ્ઠું એ પ્રકરણો મૂળ તો એક જ પ્રકરણરૂપે હતાં.

પણ ભામહના પ્રાકૃતપ્રકાશનાં ૧ થી ૯ પ્રકરણોયે મૂળની ખરી પરંપરાથી ઘણાં વેગળા છે. વરરુચિના સંપ્રદાયના પ્રાબલ્યને લીધે વસંતરાજનાં પ્રાકૃતસંજીવની અને પ્રાકૃતમંજરી (તેમ જ, વસંતરાજની કૃતિના સારરૂપ સદાનંદ કૃત પ્રાકૃતસુબોધિની અને નારાયણ વિદ્યાવિનોદકૃત પ્રાકૃતપાદ) એ પ્રાકૃતપ્રકાશ સાથે મુખ્ય પ્રાકૃતની બાબતમાં તો સુસંગત છે, માત્ર પ્રાકૃતપ્રકાશમા પ્રવેશેલી નવતર સામગ્રીની બાબતમાં તે ગ્રંથો મતભેદ ધરાવે છે: પરિણામે તેઓ ભામહની કૃતિથી અપરિચિત હોવા જોઈએ.—આ નિર્ણયનુ કેટલાંક સૂત્રો પરની ટીકાઓનુ ૨૪ અને પછીનાં પૃષ્ઠો પર સૂક્ષ્મ પૃથક્કરણ કરીને પ્રતિપાદન કરવામાં આવ્યુ છે. એટલે, વરરુચિનાં સૂત્રો એ ભામહની ટીકા વિના પણ—સ્વતંત્રપણે—અસ્તિત્વ ધરાવતી કૃતિ છે અને ભામહથી અપરિચિત એવા તેના બીજા ટીકાકારો અને અનુકૃતિકારો પણ હતા. ભામહે સ્વીકારાએલી વાચના એ વરરુચિનો મૂળ ગ્રંથપાઠ સ્થિરપણે નિર્ણીત કરવાના મુખ્ય સાધનોમાંનુ માત્ર એક સાધન જ ગણી શકાય. મૂળ ગ્રંથપાઠ નક્કી કરવા માટે તો બધાંય ઉપલબ્ધ સાધનોનો ઉપયોગ જરૂરી છે.

ઉપર જણાવ્યુ તેમ વરરુચિનાં મુખ્ય પ્રાકૃત પરનાં સૂત્રો વિશેષ ફેરફાર સિવાય બધી ટીકાઓમાં મળે છે, તે બતાવે છે કે એ સૂત્રો પ્રાચીન છે અને વાધાંભરેલાં ગણી શકાય તેટલાં ખંડિત થયાં વિના જળવાઈને ઉતરી આવ્યાં છે. આથી તેમની ઊંડી તપાસ કરવી શક્ય બને છે. તેમની રચના એક વ્યવસ્થિત વ્યાકરણ તરીકે કામ આપવા માટે થઈ હોય એવુ લાગતું નથી. દાખલા તરીકે ગ્રંથનું આદિ મંગળ જ નથી મળતુ : આનો અર્થ કાં તો એ હોય કે આ સૂત્રો કોઈ સંસ્કૃત વ્યાકરણના પરિશિષ્ટ રૂપે હતાં (સરખાવો—જેમકે હેમચંદ્રની કૃતિ), અથવા તો એમ પણ હોય કે વરરુચિનો એક સળંગસૂત્ર વ્યાકરણ-નિબન્ધ રચવાનો આશય ન હતો; માત્ર કેટલાક છૂટક પ્રાકૃત વ્યાકરણ-નિયમો જ તેણે લખેલા; કોઈએ આ નિયમોને સંકલિત કરી એક શીર્ષક આપ્યું અને ટીકાકારોએ તેમની પ્રવૃત્તિ શરૂ કરી દીધી. આમાંથી બીજી

સંભાવનાનું સમર્થન એટલાથી થાય છે કે વરરુચિનાં સૂત્રો આપણને પ્રાકૃતનું સ્વરૂપ-વર્ણન નથી આપતાં, પણ રૂપોના માત્ર અમુક સમૂહને સંસ્કૃતમાંથી અવતારવાના નિયમો આપી તે રૂપોની પ્રમાણસિદ્ધતા પુરવાર કરવાના પ્રયત્ન જેવાં તે કાંઈક લાગે છે. એ સૂત્રો અમુક એક ગ્રંથને કે સુનિશ્ચિત સ્વરૂપના અમુક ગ્રંથસમૂહને ઉદ્દેશીને રચાયાં હોય એવી છાપ આપણા ઉપર પડે છે; અને ટીકાકારોએ (ટીકા દરમિયાન) કરેલા કાવ્યગ્રંથોના, છંદોરચનામૂલક ફેરફારો વગેરેના ઉલ્લેખો એ છાપને દઢતર બનાવે છે. હવે, વરરુચિનાં સૂત્રો જેનું સ્વરૂપવર્ણન કરે છે તેનું શબ્દભંડોળ ૪૦૬ રૂપોનું બનેલું છે, જેમાંથી ૨૩૩ વેબર (Weber)-સંપાદિત હાલકૃત ગાહાસત્તસઈની બીજી આવૃત્તિની શબ્દસૂચિમાં મળે છે; અને આમ વરરુચિના અભ્યાસપ્રદેશ નીચેના શબ્દોમાથી ૫૯ ટકા શબ્દો હાલમાં મળે છે એટલું જ માત્ર નહિ, તેણે આદેશેલા લગભગ બધા એવડા સ્વરૂપવાળા શબ્દો (ઉદાહરણ તરીકે ઇતિ માટે ઇઅ ને તિ (ત્ત), ૧-૧૪) પણ સત્તસઈમાં દેખાય છે. આથી ગ્રંથકર્ત્રી અનુમાન પર આવે છે કે સાહિત્યકીય મહારાષ્ટ્રીનું સ્વરૂપઘડતર ગાથાઓમાં થયેલું છે અને (મહારાષ્ટ્રીમાં રચાયેલાં) મહાકાવ્યોએ તેમની ભાષા કોઈ પણ જાતના ફેરફાર સિવાય એમાંથી જ લીધી છે; અને ખરેખર સંચયાત્મક સ્વરૂપવાળા ગાથાગ્રંથોમાં તો એકમૂળ શબ્દજોડીઓ (ડબ્લેટ્સ doublets), લખાણપદ્ધતિની વિષમતાઓ વગેરેનું અસ્તિત્વ સરળતાથી સમજાવી શકાય તેવું છે, કારણ કે એ ગાથાઓ સંભાવ્યપણે ભિન્નભિન્ન ભાષાભાષી અનેક લેખકોની કૃતિ છે. આથી વરરુચિના ગ્રથપાઠના નિર્ણય માટે તેના ઉપર આધાર રાખતા ટીકાકારો અને વૈયાકરણોને જ નહિ, પણ સત્તસઈ અને તેના જેવા હાલ ઉપલબ્ધ મહારાષ્ટ્રી ગાથાસંગ્રહોને ય ગણતરીમાં લેવા જોઈએ.

ટૂંકામાં વરરુચિનાં સૂત્રોમાં આપણને કોઈ વ્યાકરણ નથી મળતુ; તેમની રચના સંસ્કૃતનું જ્ઞાન હોય તેવા લોકોને પ્રાકૃતમાં ગાથાઓ કેમ રચવી તે શિખવાડવાના હેતુથી થઈ છે. શરુઆતમાં આ ગાથાઓ મુકાબલે લોકભોગ્ય કહી શકાય તેવી સાહિત્યરચનાનો પ્રકાર હોવી જોઈએ; પણ અમુક સમય પછી તે વિદ્દગ્ધવર્ગનું વિનોદસાધન બની ગઈ. વિદ્વાનોનુ સંસ્કૃત તેમ જ લોકબોલીઓ એ બંનેનુ જ્ઞાન, ગીતિઓની ('લીરીકલ,' Lyrical) મહારાષ્ટ્રી જેવી-સંસ્કૃતના રંગે રંગાયેલી અને અસામાન્ય સ્વરૂપના જુદી-જુદી બોલીઓના શબ્દોથી પ્રચુરપણે શણગારાયેલી—કૃત્રિમ ભાષા લખવામાં પરિણમ્યું.—આ પ્રકરણ ત્રણ મુખ્ય ટીકાકારો પ્રમાણેની વરરુચિના સૂત્રોની વાચનામાં મળતાં પાઠાન્તરોની તુલનાત્મક નોંધ (પૃ. ૫૧ અને પછીના) સાથે પૂરું થાય છે.

બીજા પ્રકરણનું ચીર્વંદ ભરત છે. જો કે પ્રાકૃત વ્યાકરણકારોમાથી માત્ર માર્કંડેય જ ભરતને પ્રમાણરૂપે ટાંકે છે (અને તેના નામ નીચે માર્કંડેયે આપેલા ૭ ટાચણોમાથી માત્ર બે જ નાટ્યશાસ્ત્રના ૧૭ મા પ્રકરણમા મળે છે—પીશલનુ તો એવુ માનવુ હતું કે ૭માથી એકેય ટાચણ જાણીતા નાટ્ય શાસ્ત્રકાર ભરતમાથી નથી), છતા કઈ નહિ તો દસમી કે અગિયારમી સદીમા તો પ્રાકૃત ઉપરનો ફકરો નાટ્યશાસ્ત્રનો એક ભાગ હતો જ એની સાક્ષી અભિનવગુપ્તની ટીકા પૂરે છે. ગ્રયર્સને આ ફકરો (૧૭, ૧–૬૪) પૃથક્કરણ અને અનુવાદ સાથે પૃ ૬૩–૭૬ પર પ્રસિદ્ધ કર્યો છે અને ૭૬ અને પછીના પૃષ્ઠ પર ભાષાઓ અને બોલીઓનું ભરતે કરેલુ વર્ગીકરણ તપાસવામા આવ્યુ છે 'સસ્કૃત'ની ઘાટીએ જ 'પ્રાકૃત' એવો બીજા કોઈ વિશિષ્ટ વ્યપદેશ વગરનો ઉલ્લેખ (ભરતે) કર્યો છે, તે પછી દેશભાષાઓ આવે છે આ આપણને એવુ માનવા તરફ દોરે છે કે 'પ્રાકૃત' એ સંસ્કૃતની જેમ આખા ભારતવર્ષ માટે એક સાધારણ ભાષા 'કૉમન લેંગ્વેજ' (Common Languge) હતી. બીજા મુદ્દાઓ સ્પષ્ટ નથી થતા. ગમે તેમ પણ આપણે એટલુ તો કહી શકીએ કે (૧) ભરતને બોલીઓની અમુક સખ્યાની ખબર છે અને તે તેમનો ઉપયોગ કરવાની છૂટ આપે છે, (૨) આ બોલીઓમા મહારાષ્ટ્રીનું નામ મળતું નથી, તેમ જ ગદ્ય ને પદ્યની ભાષા વચ્ચે કોઈ જાતનો ભેદ પણ પાડવામા આવ્યો નથી પરન્તુ 'પ્રાકૃત' તરીકે આપેના રૂપો એક પણ અપવાદ વિના મહારાષ્ટ્રીના છે.

વરરુચિની બાબતમા જે કહ્યુ તે ભરતને તો વિશેષે કરીને લાગુ પડે છે ભરત વ્યાકરણ નથી આપતો, પણ માત્ર ધ્વનિવિકારના નિયમો આપે છે અને સભવિત છે કે એ નિયમો તે, પાઠ ભજવતી વખતે જેમને સાહિત્યકીય પ્રાકૃતમા બોલવાનુ હોય તેવા પોતાના નટોને સૂત્રધાર તરફથી અપાતી સૂચનાઓ જ છે. આ ઉચ્ચારણ સૂચનાઓનો હેતુ એટલો કે નટોનુ સંસ્કૃત આ નિયમોને અનુસરવાથી પ્રેક્ષકજનતાને પ્રાકૃત જેવુ લાગે અને તોય તે સુબોધ રહે આ ભાષામા કેટલાક દેશી શબ્દોનો છ ટકાવ થતા તેને છેવટનો સસ્કાર મળી રહેતો. ખરેખર સિલ્વૅા લેવી (Sylvain L'evi) એ કહેલુ છે ("તેમને (=પ્રાકૃતને) 'સંસ્કૃતનુ એક વિશિષ્ટ રીતે કરેલ ઉચ્ચારણ' એ સિવાય ભાગ્યે જ બીજુ કાઈ કહી શકાય") તેમ નાટકની પ્રાકૃત એ સંસ્કૃતનુ એક વેશાતર જ છે. પરિણામે સસ્કૃત નાટકમા સંસ્કૃત અને "પ્રાકૃત" એ બે સ્થિરપણે વપરાતી સાહિત્યભાષાઓ હોય છે, અને તેમની આસપાસ કેટલીક બોલીઓ હોય છે, જેમની સખ્યાનો આધાર

ગ્રંથકર્તા ઉપર, નટો અને પ્રેક્ષકોની ઇચ્છા ઉપર હોય છે. આને અનુલક્ષીને ગ્રંથકર્ત્રીએ બંગાળી, અર્વાચીન નાટકોમાં તેમ જ ઇટાલીના "કોમેદીઆ દેલ આર્તે" (એક આલંકારિક સુખાંત નાટ્યપ્રકાર)માં શું બનતું અથવા તો હાલ શું બને છે તેની સમુચિત રીતે જ સરખામણી આપી છે. ૮૪ અને પછીનાં પૃષ્ઠ પર ભરતે પોતાના ૩૨મા અધ્યાયમાં આપેલા ધ્રુવાના નમૂનાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. નાટ્યપ્રયોગ દરમિયાન ગાવાનાં અને ગીતિઓની મહારાષ્ટ્રીમાં રચાયેલી ગાથાઓથી ભિન્ન, એવાં આ પદ્યોની ભાષાને ભરત શૌરસેની કહે છે. જો કે નાટકની શૌરસેનીથી કેટલીક બાબતમાં આ ભાષા જુદી પડે છે, છતાં યાકોબી (Jacobi)એ માન્યું છે તે પ્રમાણે ગ્રંથકર્ત્રી એમ માનવા તૈયાર નથી કે અહીં આપણે બે જુદી-જુદી ભાષાઓ ગણવી.

ત્રીજું પ્રકરણ, પ્રાકૃતાનુશાસનકાર પુરુષોત્તમ, પ્રાકૃતકલ્પતરુકાર રામશર્મા અને પ્રાકૃતસર્વસ્વકાર માર્કંડેય—એ પ્રાચ્ય વૈયાકરણો ઉપર છે. આમાંથી માર્કંડેયને ૧૪મી સદીના અંત પહેલાં મૂકી શકાય. તે ત્રણે મળીને એક ઐકમત્ય ધરાવતો ખરો સંપ્રદાય બને છે. આ સંપ્રદાય જુદા-જુદા ભાષાભેદોને ચાર ધરમૂળના યૂથ નીચે એકત્રિત કરે છે: ભાષાઓ, વિભાષાઓ, અપભ્રંશ અને પૈશાચિક. ભાષાઓમાં મહારાષ્ટ્રી સર્વોત્કૃષ્ટ સ્થાન ભોગવે છે અને તેનો અભ્યાસ બીજા ભાષાભેદોના અભ્યાસમાં પાયારૂપ બને છે. પ્રાચ્ય વૈયાકરણો શાકલ્યને સૌથી વધારે વાર પ્રમાણ તરીકે ટાંકે છે, જ્યારે બીજા વ્યાકરણકારો આ શાકલ્યથી તદ્દન અજાણ છે. માર્કંડેય પોતાનાં પ્રારંભિક પદ્યોમાં શાકલ્યનો સૌથી પહેલો નિર્દેશ કરે છે, અને જે બાબતો વરરુચિમાં ન મળતી હોય તેમને માટે શાકલ્યને નામે આદેશ આપવામાં આવ્યો છે. આથી એવો નિર્ણય દોરી શકાય કે શાકલ્યે (એ ૧૩મી સદી પહેલાં જ થયો હોવો જોઈએ) મુખ્ય પ્રાકૃત અને શૌરસેનીનું એક વ્યાકરણ રચેલું અને પ્રાચ્ય વૈયાકરણોના મૂળ આધારોમાંથી એક એ હતો. આમાં માર્કંડેય, તેણે આપેલાં પ્રચુર ટાંચણોને લીધે, ખાસ ધ્યાન ખેંચે છે અને એ હકીકત તેની પ્રતિપાદ્ય-મર્યાદા ઘણી વિસ્તૃત હોવાનો પુરાવો છે. આ ટાંચણોમાંથી જેનીજેની બાબતમાં તેના કર્તાનો ઉલ્લેખ કરાયો છે, તે દરેક, માત્ર બેત્રણ અપવાદ સિવાય સાચું ઠર્યું છે. આ વસ્તુ ૧૦૨ અને પછીના પાનાં પર બતાવી છે. અનેક ગ્રંથકારોને, વારંવાર પ્રમાણ તરીકે આપવામાં આવ્યા છે, પણ કદાચ એક અપવાદ બાદ કરતાં, બધાં ટાંચણો મુખ્ય પ્રાકૃતને લગતાં છે; હેમચંદ્રની બાબતમાં પણ આમ જ છે. અને એનો અર્થ એવો કરી શકાય કે ગીતિઓની મહારાષ્ટ્રી જેવી લિખિત અને સાહિત્યકીય ભાષા ઉપર જેટલા પ્રમાણમાં મુખ્ય પ્રાકૃત

શાસન ચલાવે છે તેટલા પ્રમાણમા તેનુ વ્યાકરણ સ્થિરસ્વરૂપનું અને પરપરાગત હતુ આ વ્યાકરણના આદિ સ્થાપક તરીકે વરરુચિનુ પ્રમાણ ચર્ચાથી પર ગણાતુ અને તેની આસપાસ ટીકાકારો અને શિષ્યો પોતાની જાતને ગોઠવી દેતા જ્યારે-જ્યારે **માર્કંડેય** કે **હેમચદ્ર** અમુક રૂપના સબધમા કોઈ વ્યાકરણકારનો નામનિર્દેશ કર્યા વિના તેનો અભિપ્રાય ટાકે છે (**इति कश्चित्, इति केचित्**) ત્યારે તેવી દરેક બાબતમા એ અભિપ્રાય વરરુચિના જ કોઈ સૂત્રનો કા તો વિરોધ કરતો હોય છે, કા તો તેની અનુપૂર્તિ કરતો હોય છે, અથવા તો તેનો નવી પદ્ધતિએ અર્થ બેસાડતો હોય છે—પણ આનો અર્થ એવો નથી કે **માર્કંડેય** ને **હેમચદ્ર**ની સમક્ષ બીજા ભાષાભેદોની બાબતમા કોઈ પુરોગામીઓ ન હતા, માત્ર એટલુ જ કે તેમણે (એટલે કે **માર્કંડેય** અને **હેમચદ્રે**) સ્પષ્ટ નિર્દેશ સાથે આપેલા ટાચણો વરરુચિ કે ભરત પૂરતા જ મર્યાદિત હોય છે, કારણ કે આવા પરપરાપુનિત નામોનો નિર્દેશ તેમની પોતાની કૃતિને એક પ્રકારની ઉદાત્તતા બક્ષે છે. એ સભવિત છે કે **પુરુષોત્તમ, માર્કંડેય** અને **હેમચદ્ર** પાસે તેમના પાયાના આધાર તરીકે એક પ્રાચીનતર 'પ્રાચ્ય' વ્યાકરણ હતુ **રામશર્મા**એ **હેમચદ્ર** ઉપર આધાર ગખ્યો હોય એ બનવા જોગ છે, જ્યારે **હેમચદ્ર** અને **માર્કંડેય** વચ્ચે રહેલી વિશિષ્ટ પ્રકારની સમાનતાઓને સામાન્ય મૂળ ગ્રથોના ઉપયોગના પરિણામરૂપે સમજાવી શકાય

૧૧૦ અને પછીના પૃષ્ઠ પર **માર્કંડેયે** પોતાના અગ્રગણ્ય આધારભૂત વરરુચિમા મહારાષ્ટ્રીની બાબતમા કરેલા ઉમેરા તપાસવામા આવ્યા છે પૃષ્ઠ ૧૧૮થી બીજી "ભાષાઓ"ને વિશે એક પરિચ્છેદ આવે છે, એ "ભાષાઓ"માથી **શૌરસેની**નો **પ્રાચ્ય વૈયાકરણો**એ ખાસ અભ્યાસ કર્યો છે **પ્રાચ્ય વૈયાકરણો** પરની વિચારણાને આધારે ગ્રથકર્ત્રી એવા નિર્ણય પર આવે છે કે **શૌરસેની** બોલી—એટલે કે વિશિષ્ટ વ્યક્તિઓના વપરાશની દેશભાષા શૌરસેની નહિ પણ ભારતના કોઈ પણ ભાગમાથી દરેક જણના વપરાશને યોગ્ય એવી **શૌરસેની**—એ, જે કોઈ વ્યક્તિને દેવભાષા (**સસ્કૃત**) બોલવાનો અધિકાર ન હોય તેને નાટકમા **સસ્કૃત**ની અવેજીમા વાપરવાની ભાષા છે બીજી ભાષાઓના સબધમા, **રામશર્મા** ૨–૩–૩૧ અને **માર્કંડેય**૧૬–૨ની તપાસણીને પરિણામે, ગ્રથકર્ત્રી દેખાડે છે કે **પ્રાકૃત વૈયાકરણો**એ સાહિત્યમા વપરાતા સ્વરૂપને આધારે **પ્રાકૃતો**નુ વર્ગીકરણ કરેલુ છે એટલે, રગભૂમિ ઉપર બોલાતી દરેક બોલી, તે તે બોલનાર વ્યક્તિની માનનીયતાની માત્રા અનુસાર "ભાષા" કે "વિભાષા" હોઈ શકે તેથી ઊલટુ, નાટ્યેતર સાહિત્યમા વપરાતો ભાષાભેદ "અપભ્રશ" લેખાતો

પૃષ્ઠ ૧૨૫ પર આખા પ્રાચ્ય સંપ્રદાય અને તેનાં મત-મંતવ્યોની વધારે સામાન્ય ધોરણે વિચારણા શરુ થાય છે. પુરુષોત્તમની કૃતિની નેપાળી હાથપ્રત દર્શાવે છે કે આ સંપ્રદાય કાઈ નહિ તો તેરમી સદીની તો પહેલાં જ ફૂલ્યો-ફાલ્યો હોવો જોઈએ; અને પુરુષોત્તમ જ એનો સ્થાપક હતો એવુ કહેવા માટે આપણી પાસે જરા પણ પુરાવો નથી : ઊલટુ, તેને કેટલાક પુરોગામીઓ હતા એમ માનવાને પ્રયોજન છે. કારણ કે માર્કંડેય કે રામશર્મા કોઈ તેનો ઉલ્લેખ કરતા નથી. ઉપર કહ્યુ તેમ, આ બધા જેને પ્રમાણ તરીકે આગળ ધરે છે તે શાકલ્ય એ પુરોગામીઓમાનો એક હોવો જોઈએ; દુર્ભાગ્યે તેના વિશે આપણે કાઈ પણ જાણતા નથી.

આ સંપ્રદાય અન્યાન્ય સ્થળેથી અનેક વસ્તુ ગ્રહણ કરવાના વલણવાળો —સંચયલક્ષી છે. ઉપર કહ્યુ તેમ, ગીતિઓની મહારાષ્ટ્રી વરરુચિ પ્રમાણે પ્રતિપાદિત કરવામા આવી છે. નાટકની ભાષાઓની બાબતમા પ્રાચ્ય વૈયાકરણોના મુખ્ય મૂળ-આધારો તરીકે નટોના ઉપયોગ માટે ઘડી કાઢેલા, પ્રાકૃતને લગતા આદેશો—જેમનો એક નમૂનો નાટ્યશાસ્ત્રના ૧૭મા અધ્યાયમાં જળવાઈ રહ્યો છે હોવા જોઈએ : (મહારાષ્ટ્રી સિવાયની) "ભાષાઓ" અને "વિભાષાઓ"ના સબધે નાટ્યશાસ્ત્ર અને પ્રાચ્ય વૈયાકરણોની વચ્ચે રહેલુ મળતાપણુ બતાવે છે કે એ કૃત્રિમ—અથવા છેવટે પરંપરારૂઢ તો ખરી જ—નાટ્યભાષાઓનુ પ્રાકૃત વ્યાકરણ પરના શાસ્ત્રીય ગ્રંથોમા બરોબર આવા જ—પરાપેક્ષી અને શસ્તી સ્વરૂપવાળા અને પરિણામે ટૂંક સમયમાં વપરાશલુપ્ત થવાને નિર્માયેલા—આદેશો દ્વારા પ્રતિપાદન કરવાનો ચીલો પડેલો. "અપભ્રંશ" માટે—એટલે કે મહારાષ્ટ્રી સિવાયના ભાષાપ્રકારો જેટલા પ્રમાણમા ગીતકાવ્યો—(જે નાગર અપભ્રંશમાં ખાસ રચાતા) ની ભાષા માટે વપરાતા હતા તેટલા માટે—તે વેળા ખાસ વ્યાકરણો હતાં અને પ્રાચ્ય વૈયાકરણોએ તેમનો ઉપયોગ કરેલો એવુ આ ગ્રંથકર્ત્રીને પ્રમાણસાધ્ય લાગે છે. છેવટમાં, તે ધારે છે કે પૈશાચી એ કથાવાર્તા માટેજ વપરાતી ભાષા હશે. કથાવાર્તાના સાહિત્યે આરંભ(બૃહત્કથા!)થીજ પોતાનો વિશિષ્ટ ભાષાભેદ નક્કી કરી લીધેલો : પછીની બધી કૃતિઓ માટે આ આરંભની કૃતિ એક નિદર્શનરૂપ બની રહી અને કોઈએ તે બોલીના નિયમો લખી, ગીતિઓની અને નાટકપ્રયુક્ત બોલીઓ પરના તે વેળા પ્રચલિત વ્યાકરણોને છેડે વળગાડી દીધા. એ પરપરા પ્રાચ્ય વૈયાકરણો સુધી ઊતરી આવી. આમ પ્રાચ્ય વૈયાકરણો, વ્યાકરણોના એ જુદા જુદા સાહિત્યપ્રકારને લગતા ગ્રથો રચવા માટે ઉપયુક્ત બને તેવા નિધાના, મે બને તેટલા સંપૂર્ણ બનાવેલા સગ્રહો છે. કોઈ પણ લેખકને તેમાથી હાલને

ધોરણે મહારાષ્ટ્રીમાં ગાથા લખવાનું; મૃચ્છકટિક કે શકુન્તલા જેવા નાટકના પ્રાકૃત અંશો લખવાનું; અપભ્રંશમાં પ્રાકૃતપિંગલસૂત્ર કે ભવિસત્તકહ જેવાં પદ્યો કે કાવ્યો રચવાનું; કે બૃહત્કથાની ઢબનાં કથાનકો લખવાનું—જે પ્રકારનું જોઈએ તે પ્રકારનું શિક્ષણ મળી શકે. આથી આ વ્યાકરણોની સામગ્રીનું મૂલ, પ્રાચ્ય વૈયાકરણોએ જે વિશિષ્ટ ગ્રંથો પોતાનાં વ્યાકરણો રચતી વખતે નજર સામે રાખેલા તેમના પૂરતું જ છે (વરરુચિએ પોતાનાં સૂત્રો હાલ વગેરેને અનુલક્ષીને રચ્યા હોવાનું ઉપર કહ્યું છે તે અહીં સરખાવો); આથી તેમની શૌરસેની, તેમની ગણતરીમાંથી બાતલ રહ્યાં હોય તેવાં કેટલાંક નાટકોની શૌરસેની જેવી કોઈક બાબતમાં ન હોય તો તે માટે તેઓ દોષપાત્ર ઠરતા નથી. એટલે, શિષ્ટ સંસ્કૃતનાં નાટકોના પ્રાકૃતભેદોનો, તેમનામાં અમુક સમાન ધોરણ પ્રમાણેની એકરૂપતા લાવવા માટે સ્વરૂપબદલો કરવાનો સંપાદકોને કેટલો ઓછો હક છે એ વસ્તુ સ્પષ્ટ બને છે.

ચોથા પ્રકરણમાં, સંક્ષિપ્તસારના કર્તા ક્રમદીશ્વરને લીધો છે. તેના વિશેનું "તે પશ્ચિમ બંગાળનો હોવો જોઈએ અને હેમચંદ્ર (૧૦૮૮–૧૧૭૨) અને બોપદેવ (૧૩મી સદી)ની વચ્ચે થયો હોવો જોઇએ" એ ત્સાખારીએ—(Zachariae)નું વિધાન ખાસ ઉત્સાહ (અનુમોદન) વિના ટાંકવામાં આવ્યું છે. તેના વ્યાકરણના પહેલા સાત અધ્યાયમાં પાણિનિની અષ્ટાધ્યાયીનો સાર આપવામાં આવ્યો છે અને આઠમો પુરવણીનો અધ્યાય પ્રાકૃત ઉપર છે. જુમરનંદી (કે જૂમરનંદી)—જેના ઉપરથી આ સંપ્રદાય જૌમર કહેવાય છે—કૃત રસવતી એ આ આખા ગ્રંથ પરની ટીકા છે; એ રસવતી ઉપર પણ ટીકા લખાયેલી છે, પણ તે એકથી સાત અધ્યાય ઉપર જ: આનો અર્થ એમ નથી કરવાનો કે પ્રાકૃત વિભાગ એ મૂળ સંક્ષિપ્તસારના ભાગ તરીકે ન હતો. રાજેન્દ્રલાલ મિત્રે કર્યું છે તેમ, આપણે નારાયણ વિદ્યાવિનોદના પ્રાકૃતપાદને સંક્ષિપ્તસારની ટીકા ગણવાની નથી. એ તો જેમ વસંતરાજે કર્યું છે તેમ વરરુચિની જ કૃતિનું કરવામાં આવેલું એક સંસ્કરણ છે.

૧૩૩ અને પછીના પૃષ્ઠપર પ્રાકૃતપાદનું પૃથક્કરણ કરી આ હકીકત દર્શાવવામાં આવી છે. સમગ્ર રીતે જોતાં ક્રમદીશ્વરને મહાન વૈયાકરણ ન કહી શકાય; મુખ્ય પ્રાકૃત માટે તે વરરુચિ પર આધાર રાખે છે; તેમાં ય કેટલીક વાર વરરુચિના કેટલાંક સૂત્રો અગત્યનાં હોવા છતાં પણ સંક્ષેપપ્રેમને લીધે છોડી દીધાં છે, જ્યારે ઘણીવાર તો નહીં જેવી અગત્યની બાબતો પર નવતર વિચારણા આપી છે. આ ઉમેરાઓ હેમચંદ્રમાંથી લીધેલાં નથી. આથી ત્સાખારીએ—(Zachariae) એ આપેલો પૂર્વસંધિ તદ્દન અસંગત લાગે છે. બીજા ભાષા-

પ્રકારોમાં ક્રમદીશ્વરે અપભ્રંશ, શૌરસેની, માગધી અને પૈશાચીનું અધ્યયન કર્યું છે; અર્ધમાગધીનો તો માત્ર ઉલ્લેખ જ કર્યો છે, અને નાટકપ્રયુક્ત ભાષાભેદો-(જે ભરતે ઉલ્લેખ્યા છે તે) નો તે બે ચાર શબ્દોમાં નિકાલ લાવે છે. જે હેમચંદ્ર પાસે હતા તેના તેજ મૂલ આધાર ક્રમદીર પાસે હોય તેમ લાગે છે.

હેમચંદ્ર અને તેનો સિદ્ધહેમ ગ્રન્થ એ પાંચમા પ્રકરણનો ચર્ચા-વિષય છે. જૈન ધર્મના આ પ્રકાણ્ડ પંડિત માટે ગ્રંથકારને બહુ સમભાવ નથી: તેનામાં મુદ્દલ મૌલિકતા નથી એવો અભિપ્રાય તે આરંભમાં જ જણાવી દે છે. આ વિધાનના સમર્થનમાં પ્રભવચરિત્ર*(૧૩મી સદી)નું ટાંચણ આપવામાં આવ્યું છે. તેમાં કહેવામાં આવ્યું છે કે હેમચંદ્રે (પોતાના ગ્રંથમાં) આઠ પ્રાચીન વ્યાકરણોનું સંકલન કર્યું છે. પૃષ્ઠ ૧૫૨ પર એવા દાખલા દેખાડવામાં આવ્યા છે કે જેમાં હેમચંદ્ર પોતાના મૂળ આધારને ખોટી રીતે સમજ્યો છે. મુખ્ય પ્રાકૃત માટે તેણે સીધો વરરુચિનો જ ઉપયોગ કર્યો છે. અને ૧૫૮ અને પછીનાં પૃષ્ઠ પર બતાવ્યું છે તેમ, હેમચંદ્રના જે મૂળ આધારો હોય તેમાંથી એક તો નમિસાધુએ રુદ્રટના કાવ્યાલઙ્કાર (૨-૧૧-૧૨) પરની પોતાની ટીકામાં જેનો ઉપયોગ કર્યો છે તે જ છે: નમિસાધુની એ ટીકા ઈ. સ. ૧૦૬૯ માં—એટલે કે હેમચંદ્રના જન્મ પહેલાં વીશેક વરસે—લખાઈ હતી. વરરુચિ તેમ જ ઉપર્યુક્ત આધાર ઉપરાન્ત, હેમચંદ્રે જૈન આગમગ્રંથોને પણ ઉપયોગમાં લીધા છે. એમની ભાષાને તે 'આર્ષ' કહે છે. અને તેમની ઘણીય લાક્ષણિકતાઓ પર મુખ્ય પ્રાકૃત પરના વિભાગમાં નોંધો આપે છે. આ વિષયમાં તેણે સામાન્ય રીતે દોષ વિનાની ગણી શકાય એવી સામગ્રી આપી છે, પણ આગમેતર ગ્રંથોની જૈન મહારાષ્ટ્રી માટે તેણે એટલી ચીવટ નથી દેખાડી. એ ગ્રંથોનો તેને સારી રીતે પરિચય હતો છતાં, પ્રાચીન વ્યાકરણકારોની કૃતિઓમાંથી તેને સંકલન કરવાનું હોવાથી, તેમને માટે તેણે બીજી દરકાર ન કરી. માત્ર અહીં-તહીં કેટલીક માહિતી મૂકી છે. આ રીતે તેનું મુખ્ય પ્રાકૃત એ ગાથાની અને મહાકાવ્યોની મહારાષ્ટ્રીનો અને જૈન આગમિક તેમ જ આગમેતર મહારાષ્ટ્રીનો ખીચડો છે. આથી તેના વ્યાકરણનો ઉપયોગ કરવો એ સાહસભર્યું છે; કેમ કે ગ્રંથના વધારે વિશાળ જ્ઞાનને લીધે મહારાષ્ટ્રીનાં હેમચંદ્રે આદેશેલાં સ્વરૂપોને મહારાષ્ટ્રીની જુદી-જુદી જાતવાર વહેંચી નાખવાનું શક્ય બનતું નથી.

---

*પ્રભાવકચરિત્રને બદલે અવલોકનકારની શરતચૂકથી પ્રભવચરિત્ર નામ અપાયું લાગે છે—ભાષાન્તરકાર.

હેમચંદ્રની પૈશાચીની બાબતમા ગ્રંથકર્તા એવું ધારે છે (પૃ. ૧૭૫ અને પછીના) કે તેણે આપેલા ખંડકો (extracts) લાકોતે (Lacôte)એ સોમદેવ અને ક્ષેમેન્દ્રના મૂળ આધાર તરીકે તર્કથી સ્વીકારેલા બૃહત્કથાસરિત્સાગરમાંથી લેવામા આવ્યા છે, જ્યારે માર્કંડેય તેના મૂળ આધારો મારફત ગુણાઢ્યની બૃહત્કથામાથી ટાચણુ આપે છે. પછીની વાત કરતા, અપભ્રંશ એ, હેમચંદ્રના પ્રતિપાદન પ્રમાણે, બીજા વ્યાકરણકારોથી અજાણી એવી એકરૂપતા અને સ્થિરતા વાળો એક ભાષાભેદ છે. હેમચંદ્રે ટાંકેલા દોહા અમુક અંશે સત્તસઈની ગાથાઓને મળતા છે અને તેમને મુસ્લિમ આક્રમણના કાળમા મૂકવા તરફ ગ્રંથકારનું વલણ છે.

ત્રિવિક્રમ અને વાલ્મીકિસૂત્રો એ છઠ્ઠા પ્રકરણનો ચર્ચાવિષય છે. તેમા ગ્રીયર્સને સ્થાપિત કરેલા (પ્રાકૃત વૈયાકરણોના) "પ્રતીચ્ય સંપ્રદાય"નો પણ સમાવેશ થાય છે. ગ્રંથકર્તાના મતે આ સંપ્રદાયને "દાક્ષિણાત્ય" કહેવો એ વધારે યુક્ત છે. ત્રિવિક્રમનું પ્રાકૃત વ્યાકરણ (૧૦૮૫ શ્લોક કે આર્યાના બનેલા બાર પાદમા વહેંચેલા ત્રણ અધ્યાય)—તેમજ પ્રાકૃત વ્યાકરણ વૃત્તિ એ સિદ્ધ હેમચંદ્રનો પદ્યમા ઢાળેલો એક નવો આકારજ છે. તેનો સમય તેરમી સદી હોવો જોઈએ. સોળમી સદીના મધ્યની આસપાસ લક્ષ્મીધરે તેના ઉપર ષડ્ભાષાચન્દ્રિકા નામની ટીકા લખી અને તેના પછી થોડા વખતે (સોળમી સદીના અંતમા) અપ્પયદીક્ષિતકૃત પ્રાકૃતમણિદીપ એ બીજી ટીકા મળે છે. સિંહરાજનો પ્રાકૃતરૂપાવતાર વધારે પ્રાચીન હોવાની સંભાવના છે અને ગમે તેમ પણ તે અંશત તો ત્રિવિક્રમથી સ્વતંત્ર છેજ. ત્રિવિક્રમ અને સિંહરાજ વચ્ચેનો સંબંધ, તેમજ પરંપરા પ્રમાણે વાલ્મીકિકૃત મનાતા સૂત્રો ત્રિવિક્રમની કૃતિ છે કે નહિ એ પ્રશ્ન ૧૮૬ અને પછીના પાન પર તપાસ્યો છે.—સમયના વહેવા સાથે આ સંપ્રદાયના શબ્દચિન્તામણિકાર શુભચંદ્ર જેવા કેટલાક વ્યાકરણકારો ગૌણપણે હેમચંદ્રનો આશ્રય લેવાનું વલણ દાખવે છે.

હવે ચણ્ડને લગતું છેલ્લુ એટલે કે સાતમુ પ્રકરણ આવે છે. ચણ્ડના પ્રાકૃતલક્ષણ (મૂળે કદાચ પ્રાકૃતમા લખેલું: સરખાવો પૃ. ૨૦૮ અને પછીના)-ની બાબતમા હૉર્ન્લે (Hoernle)ના મત વિરુદ્ધ ગ્રંથકર્તાનો એવો મત છે કે તે ગ્રંથ ધારવામા આવ્યુ છે એટલો પ્રાચીન નથી અને આપણી પાસે તે તૂટક રૂપમા આવેલ છે. વરરુચિએ સૂત્રિત કરેલી ગીતિઓની મહારાષ્ટ્રીમા ન મળી આવતા કેટલાક રૂપો અને નિયમો ચણ્ડ અને હેમચંદ્રમા સમાનપણે મળે છે: આ વિધાન ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે ચણ્ડ જૈન વ્યાકરણકારોના એક પ્રાચીન સંપ્રદાયની પરંપરા ચાલુ રાખે છે; અથવા

વધારે ચોક્કસાઈથી કહીએ તો તેની કૃતિ એ જૈનોએ ખાસ પોતા માટે રચેલા એક વ્યાકરણ-ગ્રંથનું પ્રતિબિંબિત સ્વરૂપ જ છે. એ વ્યાકરણ ગ્રંથની સામગ્રીનો કેટલોક ભાગ—સંભાવ્યપણે પ્રાકૃતલક્ષણનો પ્રાચીનતમ ગર્ભરૂપ અંશ—હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં સમાવ્યો છે અને એમ પણ લાગે છે (જો કે ગ્રંથકારથી આ વાતનું સ્પષ્ટ કથન કરવાની હિંમત નથી દેખાડાતી) કે પ્રાકૃતલક્ષણનાં સૂત્રો "આર્ષ" ભાષાનું પ્રતિપાદન કરે છે: કંઈ નહિ તો તેની ટીકામાંનાં ઉદાહરણો તો જૈન આગમગ્રંથોમાંથી લેવાયાં છે એ નક્કી. પ્રાકૃતલક્ષણના ઊક્ત ગર્ભરૂપ જૈન અંશને આધારે ગ્રંથકર્તા અંતમાં એવો ઊહ બાંધે છે કે સંભાવ્યપણે, જૈનોએ બ્રાહ્મણપરંપરા સામે પોતાનો વ્યાકરણી સંપ્રદાય ઊભો કરવાનો પ્રયાસ કરેલો; પણ તેઓ આવી વધારે પડતા મહાન આશયવાળી યોજનાને પહોંચી વળી શકયા નહિ: કોઈએ—સંભાવ્યપણે ચણ્ડ પહેલાં કેટલીય સદીએ—સામાન્ય વ્યાકરણી નિયમોને સ્પર્શતી છૂટક આર્યાઓ અને તેમની વચ્ચે રખડતાં સૂત્રોને ભેગાં કર્યાં અને તેમની મારફત ગીતિઓની મહારાષ્ટ્રી, અપભ્રંશ અને પૈશાચીનાં વ્યાકરણોથી સ્વતંત્ર એવું જૈન ગ્રંથોનું વ્યાકરણ રચવાનો પ્રયાસ કર્યો; પણ તે માટેની સાધન-સામગ્રી ન તો સમૃદ્ધ હતી કે ન તો તેની યોગ્ય રીતે વર્ગવહેંચણી કરેલી હતી, એટલે એ પ્રયત્નના પરિણામને "વ્યાકરણ" એવું નામ ન આપી શકાય.

ગ્રંથમાં એકઠી કરેલી હકીકતોના મોટા પુંજમાંથી ગ્રંથકર્તા પ્રવેશકમાં કેટલાક નિર્ણયો દોરે છે. સૌ પહેલાં તો, લાસેન(Lassen)ના સમયથી વિદ્વાનોમાં પ્રતિષ્ઠિત થયેલા ચાર પૂર્વગ્રહોથી આપણને ચેતતા રહેવાનું કહે છે:—

(૧) મહારાષ્ટ્રી એ પ્રકૃષ્ટં પ્રાકૃતમ્ (દણ્ડી ૧-૩૪) છે, તે બીજી પ્રાકૃતો કરતાં મહારાષ્ટ્રી પ્રાકૃત સંસ્કૃતને વધારે મળતી છે એટલા માટે નહિ (કેમ કે એ માન્યતા ખોટી છે), પણ એટલા જ માટે કે તેનું સાહિત્ય વધારે સમૃદ્ધ છે;

(૨) જેમ જેમ વ્યાકરણકારો વધારે અર્વાચીન તેમ તેમ તેમણે પ્રતિપાદિત કરેલા ભાષાભેદોની સંખ્યા પણ વધારે મોટી—આ સાચું નથી. ઉપલબ્ધ ગ્રંથોમાં વરરુચિની કૃતિને બાદ કરતાં જે પ્રાચીનતમ છે તે નાટ્યશાસ્ત્રને બાકીના વ્યાકરણો કરતાં વધારે સંખ્યામાં ભાષાભેદોની માહિતી છે. સામાન્ય રીતે જે વ્યાકરણો રંગભૂમિને અર્થે હોય છે તેમાં જ વધારે સંખ્યામાં ભાષાભેદો મળે છે; જૈનોમાં પ્રાકૃતને મહારાષ્ટ્રીનું સ્વરૂપ આપી દેવા તરફ વલણ છે;

(૩) વરરુચિના વ્યાકરણમાં મહારાષ્ટ્રી સિવાયની બોલીઓ માટે માત્ર ગણતર સૂત્રો આપવામાં આવ્યાં છે એ સાચુ નથી. બધી બોલીઓનું મુખ્ય પ્રાકૃતની સાથે આંતરિકપણે પ્રતિપાદન થયેલું જ છે. તે-તે ભાષા માટેનાં ખાસ સૂત્રો માત્ર તેમના મહારાષ્ટ્રી સાથેના તફાવતના મુદ્દાઓ જ રજૂ કરે છે;

(૪) ભારતીય વ્યાકરણકારો સંસ્કૃતને પ્રાકૃતની પ્રકૃતિ કહે છે તેમાં તેમનો દોષ કાઢવો એ ઘટતું નથી; તેમની દૃષ્ટિએ માત્ર પ્રશિષ્ટ સંસ્કૃત એ જ "સંસ્કૃત" નહિ, પણ જેમાં પ્રાકૃત સાથે કેટલીક સમાનતાઓ મળી આવે છે તે વૈદિક ભાષા પણ "સંસ્કૃત" હતી.

પૃષ્ઠ ૪ પર ગ્રંથકર્તા કબૂલ કરે છે કે "મેં દોરેલા કેટલાક સામાન્ય નિર્ણયો એક સ્થળે એકઠા કરવામાં આવ્યા હોત તો વધારે સારું હતું; કેમ કે તેથી ગ્રંથને વધારે સંવાદી ઊઠાવ પ્રાપ્ત થાત; પણ નિર્ણયોને તેમની ઉત્પાદક તર્કસરણીની સાથે જ તેમના મૂળસ્થાને રહેવા દેવાનું મેં પસંદ કર્યું છે." પ્રવેશકમાંથી મળતાં કેટલાંક સૂચનોની મદદથી હું, પ્રાકૃત વ્યાકરણની આખી પરંપરા વિશેના અને તે દ્વારા પ્રતિપાદિત ભાષાઓના સ્વરૂપ વિશેના ગ્રંથકર્તાનાં મંતવ્યોને સમન્વયાત્મક સારરૂપે અહીં રજૂ કરવાનો પ્રયાસ કરીશ.

પ્રાકૃત વ્યાકરણના વિષયમાં આપણને જે કાંઇ મળે છે તે એક મહાન નૌકાના ભગ્નાવશેષો જેવું છે: જે કાંઈ જળવાઈ રહ્યું છે તે કદાચ હમેશને માટે લુપ્ત થયેલી પ્રાચીનતર પરંપરાઓના પ્રતિબિંબિત સ્વરૂપો માત્ર છે. આમાં વરરુચિ એક અપવાદ છે, પણ તેનાં સૂત્રો એ એક ખરેખરું વ્યાકરણ ન કહી શકાય. તે-તે પરંપરાઓના, જુદાજુદા પ્રાકૃતભેદોનાં વિનિયોગને આધારે જુદાંજુદાં આરંભસ્થાનો આપણે સ્વીકારવાં જોઈએ. એટલે આપણે નીચે પ્રમાણે ભાષાભેદો ગણવી શકીએ :—

[૧] ગીતિઓની (Lyrical) મહારાષ્ટ્રી—વરરુચિનાં સૂત્રો એ હાલની સત્તસઈ જેવા ગાથાસંચયોની ભાષાનું સ્વરૂપવર્ણન—અથવા તો વધારે યોગ્ય રીતે કહીએ તો, તેનું સંસ્કૃતની દૃષ્ટિએ પ્રમાણીકરણ—છે. આ ગીતિઓની મહારાષ્ટ્રી પર મહાકાવ્યોની મહારાષ્ટ્રી અવલંબે છે.

[૨] નાટકપ્રયુક્ત બોલીઓ:—ઉચ્ચારણ માટેના નિયમો, વગેરે. આનો એક નમૂનો નાટ્યશાસ્ત્રના ૧૭મા પ્રકરણમાં સચવાઈ રહ્યો છે.

[૩] ગીતિઓની (Lyrical) અપભ્રંશ :–ગીતપ્રધાન અવાન્તર નાટ્યપ્રયોગો (Lyrical intermezzos)માં તેમ જ દોહામાં પ્રયુક્ત— તેનાં વ્યાકરણો ?

[૪] કથાપ્રયુક્ત પૈશાચી :–ગીતિઓની અને નાટકપ્રયુક્ત બોલીઓનાં પૂર્વપ્રચલિત વ્યાકરણોને છેડે વળગાડવામાં આવેલા નિયમો.

[૫] જૈન મહારાષ્ટ્રી (આર્ષ) અને આગમેતર લખાણોની ભાષા—નિયમો(આર્યાઓ અને સૂત્રો)નો એક સંગ્રહ. આનું પ્રતિબિંબિત સ્વરૂપ ચણ્ડના પ્રાકૃતલક્ષણમા મળે છે.

આ મૂલ આધારો પર પાછળના સમયનાં સંપ્રદાયો નભે છે :–

[૧], [૨], [૩] અને [૪] પર પ્રાચ્ય સંપ્રદાય (જેનો એક પુરોગામી શાકલ્ય છે) નિર્ભર છે. આ સપ્રદાય માર્કણ્ડેય માટે એક અગાધ પાણ્ડિત્યપૂર્ણ પ્રાકૃત વ્યાકરણકાર તરીકે અભિમાન લઈ શકે; ક્રમદીશ્વરને માટે પણ એમ જ કહી શકાય. ક્રમદીશ્વર રંગભૂમિ પર પ્રયોજાતી બોલીઓ માટે કદાચ સીધો જ ભરતનો ઋણી છે અને અપભ્રંશ [૩] માટે તે હેમચંદ્રે જેનો ઉપયોગ કર્યો છે તે જ મૂળ આધારોનો લાભ લે છે.

હેમચંદ્ર [૧], [૨], [૩], [૪] (તેની પૈશાચી, પ્રાચ્ય વૈયાકરણોની પૈશાચીની જેમ ગુણાઢ્યની બૃહત્કથાનુ નહિ પણ કાશ્મીરી બૃહત્કથાસરિત્સાગરનુ પ્રતિબિંબ પાડે છે.) તેમ જ [૫] પર આધાર રાખે છે : તેની જૈન સામગ્રી, જે ગ્રંથ ચણ્ડના વ્યાકરણમાં ગર્ભભૂત થયો છે તે ગ્રંથમાથી જ આવેલી છે. ત્રિવિક્રમ અને તેના (પ્રતીચ્ય–અથવા તો યોગ્યતર, દાક્ષિણાત્ય) સપ્રદાયે હેમચંદ્રની કૃતિનો નવો આકાર ઢાળ્યો છે.

આપણી પાસેના ગ્રંથોમા મૂલ ગ્રંથોના જળવાઈ રહેલા અવશેષો અને સ્મારક અંશોને અવલંબીને મૂલ આધારોના સ્વરૂપનુ સંભવિત હોય તેટલા પ્રમાણમા પુનર્ઘટન કરવુ એ આધુનિક સંશોધનનુ હવે પછીનુ કર્તવ્ય છે.

વ્યાકરણકારોએ પ્રતિપાદિત કરેલી પ્રાકૃતોને, આ વિચારણાને પરિણામે હવે કેવી ગણવી ? (ભારતીય પરંપરા મારફત આપણા સુધી ઊતરી આવેલુ સાહિત્યકીય પ્રયોગ પ્રમાણેનુ વર્ગીકરણ જ મને તો માન્ય છે).

પ્રાચીનતમ ગાથાઓની ગીતિઓની મહારાષ્ટ્રી સ્વાભાવિકપણે જ લોકભાષાનુ પ્રતિબિંબ પાડતી હતી. પણ થોડા સમયમા જ એ કાવ્યપ્રકાર વિદ્વદ્વર્ગના હાથે ચઢ્યો અને તેમણે પ્રચલિત બીબાંઓની નકલમાં, અને સંસ્કૃત ભાષા અને વ્યાકરણની ચોક્કસ પ્રકારની પ્રબળ અસર નીચે, તે કાવ્યપ્રકારને રાજસભાઓનુ અને ખૂબ જ સંસ્કારી ગણાતા વર્ગોનુ વિનોદસાધન બનાવી દીધો. તેની ભાષા વધારે ને વધારે એક સાહિત્યકીય ભાષા બનતી ગઈ. તેનાં રૂપો, સંસ્કૃત રૂપોના

ધ્વનિઓને વરરુચિના જેવા નિયમો મારફત ફેરવીને સહેલાઈથી ઉપજાવી શકાતાં. જો આપણે જૈન મહારાષ્ટ્રીનાં આર્ષ અને આગમેતર લખાણોની મહારાષ્ટ્રી—એ બંને પ્રકારોને ગીતિઓની મહારાષ્ટ્રીથી જુદા રાખવામાં સફળ થઈએ, તો તે પ્રકારોમાંથી આપણને એક જાતનું અશુદ્ધિશોધક (' કરેકટીવ ', corrective) સાધન મળી આવે છે. ધાર્મિક વ્યવહારમાં વપરાતી ભાષાઓ, એ સામાન્યરીતે લૌકિક બોલીઓની જ થીજી ગયેલી પરંપરાઓ હોય છે, અને તેમાં મૂળનાં રૂપો નિર્જીવ સજ્જડતામાં—પણ સારી એવી ચીવટથી—ઘણી વાર સચવાઈ રહે છે. આવાં રૂપોને વરરુચિની મુખ્ય પ્રાકૃતનાં રૂપો સાથે સરખાવવાથી અને તેમની એકરૂપતા શોધી કાઢવાથી આપણને મૂળની લૌકિક મહારાષ્ટ્રીનાં કેટલાંક લાક્ષણિક બાહ્ય ચિહ્નો પાછાં મળી શકે. ગીતિઓની અપભ્રંશની અને આખ્યાનપ્રયુક્ત પૈશાચીની સ્થિતિમર્યાદાઓ પણ લગભગ ગીતિઓની મહારાષ્ટ્રીની મર્યાદાઓ જેવી છેઃ માત્ર ગીતિઓની મહારાષ્ટ્રીને છે તેવા ધર્મવ્યવહારની પૂરકરૂપ ભાષા તરફથી મળતા અશુદ્ધિશોધકની તેને ખોટ છે. આવી બોલીઓ વિશે વ્યાકરણકારો અને હાથપ્રતોને આધારે અભિપ્રાય બાંધવો એ, ઇટાલીની કોઈ એક બોલીના મૂળસ્થાનથી જુદા જ પ્રદેશની રંગભૂમિ પર તે બોલીના જાણકાર તરીકે માની લેવામાં આવેલો કોઈ માણસ જે ભાષા વાપરે, તેના ઉપરથી તે બોલી વિશે અભિપ્રાય બાંધવો એના જેવું ગણાય. અવાજના લાક્ષણિક આરોહ-અવરોહ, કેટલાક ધ્વનિઓના ઉચ્ચારણમાં થોડાક જાણીતા ફેરફારો અને થોડાક સ્થાનિક રંગવાળા શબ્દો—આટલું રાષ્ટ્રીય ભાષામાંથી કોઈ પ્રાદેશિક બોલીની સુબોધ નકલ બનાવી કાઢવાના સાધનરૂપ છે; પ્રેક્ષકોના વિનોદ માટે એ પૂરતું છે, પણ પ્રાદેશિક બોલીના ખરા સ્વરૂપનું આવા ખીચડા પરથી અનુમાન કરવા માટે ભાષાશાસ્ત્રીઓને તે તદ્દન જુજવું પડે.

એટલે, " સંસ્કૃત પવિત્ર ભાષા હોઈ શૃંગારી કાવ્યો માટે તેનો ઉપયોગ થઈ શકતો ન હતો એટલે તેવા પ્રકારનાં કાવ્યો રચવા માટે શૃંગારપ્રેમી કવિઓએ ઘડી કાઢેલી કૃત્રિમ ભાષાઓ તે સાહિત્યકીય પ્રાકૃતો " એવો પોતાનાં પ્રાયોગિક સંશોધન-વ્યાખ્યાનો (Habilitation-schrift)માં પીશલે (Pischel) વ્યક્ત કરેલો અભિપ્રાય અમુક અંશમાં તો, ઘણા લોકો ધારે તેટલો ખોટો ન પણ હોય; સાધારણ ભાષાઓ (Common Languages) કેવી રીતે ઉદ્ભવે છે અને વિકસે છે એ વિશેના ભવિષ્યના ગ્રંથોમાં પ્રાકૃતો માટે એક લંબાણવાળું પ્રકરણ આપવું ઘટે છે, અને તે કાર્ય જ્યારે કરવામાં આવશે, ત્યારે તેવા પુસ્તકના લેખકને શ્રીમતી નીતી-દોલ્ચીનું પ્રાકૃત વ્યાકરણકારો (Le Grammairien Prakrits) વારંવાર ઉથલાવવું પડશે.

★

# હેમચંદ્રીય અપભ્રંશનું સ્વરૂપ*

## અપભ્રંશ સાહિત્યનું પ્રકાશન

ભારતીય ભાષાઓના શાસ્ત્રીય અભ્યાસના આરંભકાળથી જ—એટલે કે ઓગણીસમી સદીના ચોથા ચરણથી જ—પ્રાકૃતોની સાથોસાથ અપભ્રંશનું પણ ભારતીય ભાષાઓના ઇતિહાસની દૃષ્ટિએ કેટલું મહત્ત્વ છે, તે સમજાવા લાગ્યું હતું. ભાંડારકર જેવાએ પોતાના ભારતીય ભાષાઓના અધ્યયનમાં અપભ્રંશને પણ ગણતરીમાં લીધેલી. ટેસીટોરીએ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીના અભ્યાસમા અપભ્રંશનો પૂરતો આધાર લીધો છે. આપણે ત્યાં પણ નરસિંહરાવ, દલાલ, મોદી, બહેચરદાસ, શાસ્ત્રી, દવે વગેરેએ ગુજરાતી ભાષાના ઇતિહાસમા અપભ્રંશને પૂર્વભૂમિકા તરીકે સ્થાન આપેલું છે. છેલ્લા ત્રીશેક વરસથી અપભ્રંશ સાહિત્યની અનેક કૃતિઓની ભાળ લાગતી જાય છે, અને તેમાથી કેટલીક અગત્યની અને પુરાણોના વિસ્તારની સ્પર્ધા કરે તેવી કૃતિઓ પ્રસિદ્ધ પણ થઈ છે. અત્યાર સુધી માત્ર વૈયાકરણોના વર્ણનોને, અને અલંકારગ્રંથોમાં કે જૈન કથાસાહિત્યમાં મળતાં છૂટકત્રૂટક ટાચણોને આધારે જ અપભ્રંશના સ્વરૂપ વિશે અટકળ બાંધવાની રહેતી. તેને સ્થાને હવે સાહિત્યમાં થયેલા અપભ્રંશના પ્રયોગના નમૂનાઓ ગણનાપાત્ર સંખ્યામાં સુલભ થતાં તેમનો પણ ઉપયોગ થઈ શકે તેમ છે. આમ અપભ્રંશનો અભ્યાસ કરવા માટે ઠીકઠીક પ્રમાણમાં સામગ્રી એકઠી થઈ ગઈ છે, અને તેથી અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિએ અપભ્રંશનુ વ્યાકરણ તૈયાર કરવાના પ્રયાસોની પણ શરૂઆત થઈ ગઈ છે.

## અપભ્રંશ અને માધ્યમિક ભૂમિકા

ભારતીય–આર્ય ભાષાઓના ઇતિહાસમા અપભ્રંશનું સ્થાન માધ્યમિક ભારતીય–આર્ય ભૂમિકામાં છે, અને વિકાસની દૃષ્ટિએ તે પ્રાકૃતો કરતાં વધારે વિકસિત અને હિંદી, ગુજરાતી વગેરે અર્વાચીન ભારતીય–આર્ય ભાષાઓની પુરોગામી ભૂમિકા રજૂ કરે છે. અપભ્રંશ ધ્વનિતંત્રની કેટલીક લાક્ષણિકતાઓ, જેવી કે વૅં<મ્, ઇ કે ઍ<એ, ઉ કે ઑ<ઓ, હ્<સ્ વગેરે પ્રાકૃત ધ્વનિતંત્રથી એક ડગલું આગળ વધ્યાની સૂચક છે, રૂપતંત્રમાં પણ અનેક પ્રત્યયો પ્રાકૃત રૂપતંત્રની પૃષ્ઠભૂને આધારે જ સમજાવી શકાય તેમ છે. શબ્દભંડોળ નજરમાં લેતાં, દેશ્ય શબ્દો અને પ્રાસંગી તત્ત્વની વધતી જતી

* ફાર્બસ ગુજરાતી સભા (મુંબઈ)ના આશ્રયે ૧૭-૧૨-૫૧ના દિવસે અપાયેલું વ્યાખ્યાન.

સમૃદ્ધિ પ્રાકૃતમા આરભદશામા રહેલા વલણોની જ પ્રગતિ દર્શાવે છે. આમ અપભ્ર શમા આપણને પ્રાકૃત ભાષાસામગ્રીનુ અમુક અંશે વધારે પરિવર્તિત વધારે વિકસિત સ્વરૂપ જોવા મળે છે.

## અપભ્રશ અને અર્વાચીન ભૂમિકા

બીજે પક્ષે, અર્વાચીન ભારતીય–આર્ય ભાષાઓ અને અપભ્રશ વચ્ચેનો સબધ પણ તરત જ ધ્યાન ખેંચે તેવો છે. ગુજરાતી, પશ્ચિમી હિંદી વગેરે ભાષાઓના કેટલાક નામિક અને આખ્યાતિક પ્રત્યયોનુ મૂળ આપણને સીધેસીધુ અપભ્રશ પ્રત્યયોમા મળે છે. અપભ્રશ પ્રત્યયોના ધ્વનિવિકાસના સીધા ફળ તરીકે અર્વાચીન ભાષાઓના—ખાસ કરીને તેમની આરભની ભૂમિકાના—પ્રત્યયો બહુ જ સરલતાથી અને સ્વાભાવિકતાથી સમજાવી શકાય છે. વળી સંસ્કૃતનુ સમસ્ત ('સીથેટીક' synthetic) દશામા રહેલુ રૂપતત્ર ક્રમેક્રમે ઘસાઈ જઈને વ્યસ્ત ('એનેલીટીકલ,' analytical) દશા તરફ આગળ વધવાનુ જે પ્રબળ વલણ આપણે અપભ્રશમા જોઈ શકીયે છીએ તેનુ તેજ વલણ, પણ અમુક અશે ચરિતાર્થ થઈ જુદી દિશામા વળતુ, આપણે અર્વાચીન ભારતીય–આર્ય ભાષાઓમા પારખી શકીયે છીએ. મૂળના વિભક્તિપ્રત્યયોના ઘસારાને પરિણામે વિભક્તિઓ વચ્ચે ગરબડ વધતી ગઈ અને અ તે અપભ્રશમા બે–ત્રણ વિભક્તિઓ જ સ્વરૂપ તેમ જ કાર્યની દૃષ્ટિએ સ્પષ્ટ વ્યક્તિત્વ જાળવી જીવતી રહી. આના આનુષગિક ફળ તરીકે વિભક્તિઓની વિશિષ્ટ અર્થછાયાઓ વ્યક્ત કરવા માટે અનુગો ('પોસ્ટ–પોઝીશન્સ,' postpositions) નુ મહત્ત્વ અને પ્રચાર વધવા લાગ્યા. આખ્યાતતત્રમા પણ ત્રણચાર મુખ્ય કાળો ને અર્થો અવશિષ્ટ રહ્યા. આ જ વલણો આગળ વધતા અર્વાચીન ભૂમિકા સિદ્ધ કરે છે. તેમા જૂનુ વિભક્તિતત્ર લુપ્તપ્રાય થઈ ગયુ છે અને મોટે ભાગે અગને પ્રત્યયો લગાડી રૂપ તૈયાર કરવાને બદલે, એક સામાન્ય રૂપ અને વિભક્તિ અર્થો દર્શાવવા અનેક અનુગો, એવી વ્યવસ્થા અસ્તિત્વમા આવી છે. આખ્યાતના વિષયમા પણ અપભ્રશને માર્ગે વિકાસ થયેલો છે, તેમ કેટલાક નવતર વલણો પણ પ્રત્યક્ષ થયા છે, જેને પરિણામે સહાયક ક્રિયાપદો અને આખ્યાતિક સમાસોનો ઉપયોગ કરતુ નવુ આખ્યાતતત્ર અસ્તિત્વમા આવ્યુ છે. શબ્દભડોળના વિષયમા પણ અનેકાનેક દેશ્ય અને અજ્ઞાત મૂળના શબ્દોની, તથા પ્રાસરગી અને રવાનુકારી તત્ત્વની પ્રચડ ભરતી અપભ્રશમા રહેલા વલણનુ ઉત્કટ સ્વરૂપ જ છે. છેવટમા રૂઢોક્તિઓ, વિચાર વ્યક્ત કરવાની વિશિષ્ટ ઢબ, વાક્યોનો ચોક્કસ ઢાળો વગેરે સૂક્ષ્મ—પણ કોઈ પણ ભાષાના વ્યક્તિત્વના પ્રાણરૂપ—એવા તત્ત્વોની બાબતમા પણ અર્વાચીન ભાષાઓને અપભ્રશનો જ

સીધો વારસો મળ્યો છે. આ બધી દૃષ્ટિએ અર્વાચીન ભાષાઓનો અપભ્રંશ સાથે ઘનિષ્ઠ સંબંધ હોવાનું જોઈ શકાય છે, અને તેમના અભ્યાસ માટે અપભ્રંશનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું ઓછું છે.

## અપભ્રંશ અને ગુજરાતી

અને આ વાત ગુજરાતી, રાજસ્થાની, ને પશ્ચિમી હિંદી જેવી ભાષાઓને તો વિશેષે કરીને લાગુ પડે છે. બીજી અર્વાચીન ભારતીય ભાષાઓ કરતાં તેમને અપભ્રંશ સાથે ઘણું વધારે લાગેવળગે છે અને ભાષાની વાત જ શું કામ? પ્રાચીન ગુજરાતી ને હિંદી સાહિત્ય પણ સારી રીતે સમજવા માટે અપભ્રંશ સાહિત્યનો અભ્યાસ આવશ્યક છે. આપણા પ્રાચીન છંદો, કાવ્યરીતિ અને સાહિત્યસ્વરૂપના મૂળ અપભ્રંશ સાહિત્યમાં છે. અપભ્રંશ રાસાબંધ કાવ્ય અને સંધિબંધ મહાકાવ્ય આપણા પ્રાચીન રાસાઓ અને આખ્યાન જેવા સાહિત્યસ્વરૂપોના પૂર્વજ છે. એટલે ખાસ કરીને ગુજરાતી, રાજસ્થાની અને હિંદી માટે તો અપભ્રંશ ભાષા તેમ જ સાહિત્ય અભ્યાસની અણમોલ સામગ્રી પૂરી પાડે છે.

ગુજરાતીને લાગેવળગે છે ત્યાં સુધી અપભ્રંશનું એક બીજી દૃષ્ટિએ પણ ખૂબ જ મહત્ત્વ છે. ગુજરાતી, રાજસ્થાની ને હિંદીનો અપભ્રંશ સાથે ઘનિષ્ઠ સંબંધ હોવાનું મેં ઉપર કહ્યું. પણ આપણા કેટલાક વિદ્વાનો તો એથી આગળ વધીને એમ માને છે કે અપભ્રંશ એ બીજું કશું નહીં પણ પ્રાચીન ગુજરાતીનું પૂર્વરૂપ જ છે. બીજા શબ્દોમાં કહીયે તો અમુક અપભ્રંશભેદ પોતે જ સમય જતાં પ્રાચીન ગુજરાતી રૂપે પરિણમ્યો કે પ્રાચીન ગુજરાતીનો જનક બન્યો. કે. હ. ધ્રુવ દસમા–અગિયારમા શતકની ગુજરાતની ભાષાને પ્રાચીન ગુજરાતી ઉપરાંત વિકલ્પે અપભ્રંશ નામ આપવાના મતના છે. તેમના મતનો આશરો લઈને કે. કા. શાસ્ત્રી છઠ્ઠી સદીથી ચૌદમી સદીની ગુજરાતની ભાષાને પ્રાચીન ગુજરાતી ઉપરાંત વિકલ્પે ગૌર્જર અપભ્રંશ નામે ઓળખાવે છે. તેઓ હેમચન્દ્રના અપભ્રંશ સૂત્રોમાં જેનું પ્રતિપાદન થયું છે તે આ ગૌર્જર અપભ્રંશ જ હોવાનું માને છે અને એ જ ભાષા રૂપાંતર પામતી પામતી ચૌદમી સદીમાં મધ્યકાલીન ગુજરાતી બની હોવાનું કહે છે. નરસિંહરાવ પણ અપભ્રંશ (દસમી સદી સુધી)ને અને પછી ગૌર્જર અપભ્રંશ (અગિઆરમીથી ચૌદમી સદી સુધી)ને પંદરમી સદીથી શરૂ થતી જૂની ગુજરાતીના પૂર્વજ ગણે છે. આમ આ સૌ વિદ્વાનો અપભ્રંશ અને ગુજરાતી વચ્ચે જેવો તેવો નહીં પણ જન્ય-

જનકનો સીધો સંબંધ હોવાનું માને છે. આ મતનું ઔચિત્ય આપણે આગળ ઉપર તપાસીશું. પણ એ ઉપરથી ગુજરાતી પૂરતું અપભ્રંશનું મહત્ત્વ કેટલું છે તે સમજાશે.

## હેમચંદ્રનાં અપભ્રંશ સૂત્રો

આ અપભ્રંશના અભ્યાસ માટે—તેનુ સ્વરૂપ સ્પષ્ટ રૂપે અને વિગતથી સમજવા માટે જે સાધનો ઉપલબ્ધ છે, તેમાં હેમચંદ્રના વ્યાકરણના પ્રાકૃત વિભાગમા આપવામાં આવેલી સામગ્રી ઘણુ ઊંચુ સ્થાન ધરાવે છે. રામશર્મન, માર્કંડેય, ત્રિવિક્રમ, લક્ષ્મીધર વગેરે પ્રાકૃત વૈયાકરણોએ અપભ્રંશ વિશે વધતીઓછી માહિતી આપેલી છે. પણ કાતો તેઓ અર્વાચીન અને હેમચંદ્રના ઉપજીવી છે, અથવા તો તેમની માહિતી ટૂંકી ને અવ્યવસ્થિત છે. એટલે પ્રાચીનતાની દૃષ્ટિએ તેમ જ વિસ્તાર અને વ્યવસ્થાની દૃષ્ટિએ એ બધામાં હેમચંદ્ર અગ્રસ્થાને છે. ઉપરાંત, અપભ્રંશ-સૂત્રો પરની સ્વોપજ્ઞ વૃત્તિમાં હેમચંદ્રે સૂત્રોના સમર્થનરૂપે પુષ્કળ અપભ્રંશ ઉદાહરણો આપેલાં છે, જેનાથી હેમચંદ્રની સામગ્રી પર પ્રમાણભૂત હોવાની મહોરછાપ લાગે છે. એટલે અપભ્રંશનું સ્વરૂપ વગેરે સમજવા માટે હેમચંદ્રના અપભ્રંશસૂત્રો એક પ્રમુખ અને વિશ્વસનીય સાધન બની રહે છે.

## હેમચંદ્રીય અપભ્રંશનું બાહ્ય સ્વરૂપ: તેની મર્યાદા

અહીં સુધીમાં, ગુજરાતીના અભ્યાસ માટે અપભ્રંશની અગત્ય, અને વિશેષ તો હેમચંદ્રીય અપભ્રંશની અગત્ય આપણે જોઈ. હવે આપણે હેમચંદ્રીય અપભ્રંશનુ સ્વરૂપ અને તેની વિશેષતાઓ તપાસીયે. આરંભમા આપણે હેમચંદ્રના અપભ્રંશ-સૂત્રોના બાહ્ય સ્વરૂપ ઉપર નજર નાખી લઈએ. બાહ્ય સ્વરૂપ એટલે કે તેમનુ સ્થાન, વિસ્તાર, વિષય-વિભાગ અને પદ્ધતિ. હેમચંદ્રે આપેલુ અપભ્રંશનુ વ્યાકરણ એક સ્વતંત્ર પુસ્તક રૂપે નથી. તે તો તેના સિદ્ધહેમ શબ્દાનુશાસન નામના વ્યાકરણ-ગ્રંથનો એક વિભાગ છે. સિદ્ધહેમના પહેલા સાત અધ્યાયો સંસ્કૃત વ્યાકરણને લગતા છે, આઠમો અધ્યાય પ્રાકૃતોનુ પ્રતિપાદન કરે છે. તેમા પહેલા ત્રણ પાદ અને ચોથા પાદનાં પહેલા ૩૨૮ સૂત્રોમાં સામાન્ય પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને ચૂલિકા પૈશાચીની ચર્ચા છે. છેવટનો અંશ—એટલે ૩૨૯ થી ૪૪૬ એમ કુલ ૧૧૮ સૂત્રો—અપભ્રંશ વિશે માહિતી આપે છે. વરરુચિથી લઈને માર્કંડેય સુધીના બધાયે પ્રાકૃત વૈયાકરણો પ્રાકૃતોને અન્યનિરપેક્ષ, સ્વતંત્ર દૃષ્ટિએ જોતા નથી. પોતાનુ આગવુ વ્યક્તિત્વ ધરાવતી હોય એ રીતે—

કોઈ ભાષાનું પ્રતિપાદન કરવાની દૃષ્ટિ જ આધુનિક છે. સંસ્કૃત, ધાર્મિક અને શિષ્ટમાન્ય સાહિત્ય ને વ્યવહારની ભાષા હોવાથી તેનો ભાષાદૃષ્ટિએ અભ્યાસ થયો. પ્રાકૃતોનો સાહિત્યમાં વપરાશ હતો ખરો, પણ તે મર્યાદિત ક્ષેત્રમાં અને સંસ્કૃતની તુલનામાં તો તેઓનું સ્થાન સારી રીતે નીચું, એટલે તેમના અભ્યાસનું મહત્ત્વ પણ ઓછું. એટલે કે પ્રાકૃતોનો અભ્યાસ સ્વતંત્ર ભાષા તરીકે નહીં, સંસ્કૃત જેટલી નિષ્ઠાથી પણ નહીં, પણ સંસ્કૃત જાણનાર સાહિત્યપ્રિય સંસ્કારી શિષ્ટવર્ગને, પ્રાકૃતમાં સાહિત્યરચના કરવી હોય તો તેમણે સંસ્કૃતમાં શા શા ફેરફાર કરવા, જેથી સંસ્કૃત ઉપરથી પ્રાકૃત બનાવી શકાય, મુખ્યત્વે એ દૃષ્ટિએ પ્રાકૃત વ્યાકરણનિયમોની રચના કરવામાં આવતી. બીજા શબ્દોમાં કહીએ તો સંસ્કૃતને પ્રકૃતિ માની, તેનાં ઉચ્ચારણોમાં, વ્યાકરણતંત્રમાં તેમજ શબ્દભંડોળમાં થયેલા વિકાર રૂપે જ પ્રાકૃતો લેવામાં આવતી અને પ્રાકૃત વ્યાકરણોમાં આવા વિકારોની જે નોંધ આપવામાં આવી છે, તે સૂક્ષ્મ પૃથક્કરણ દ્વારા મળતી વિગતોની વ્યવસ્થિત ગોઠવણી કરીને, કે ભાષાનું સ્વરૂપ અને હાર્દ સમજવાના આશયથી નહીં, પણ તરત નજરે ચડે તેવા પરીક્ષપયાસ વિકારો ને ભેદક લક્ષણોની એક નોંધપોથી રજૂ કરવાના આશયથી આપવામાં આવી છે. આ પરંપરાગત પદ્ધતિને અનુસરીને હેમચંદ્રે પણ સંસ્કૃતમાંથી જુદા જુદા પ્રાકૃતભેદો કેમ બનાવવા તેના નિયમો આપી, અંતે, તે નિયમો ઉપરાંત જે કેટલાક વિશિષ્ટ નિયમો લાગુ પાડવાથી અપભ્રંશ સિદ્ધ થાય છે, તેની નોંધ આપી છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે હેમચંદ્રના અપભ્રંશ-સૂત્રોમાં—અથવા તો બીજા કોઈ પણ પ્રાકૃત વ્યાકરણકારના વૃત્તાંતમાં—શાસ્ત્રીય ધોરણ પ્રમાણેનું સૂક્ષ્મદર્શી વ્યાકરણ નહીં, પણ થોડીક, તરતજ નજરે ચડે તેવી લાક્ષણિકતાઓની ઉપરટપકેની નોંધ જ મળે.

## તેનો વિષય વિભાગ

વિષયનું પૃથક્કરણ કરતાં હેમચંદ્રે આપેલાં અપભ્રંશના ૧૧૯ સૂત્રો નીચે પ્રમાણે વહેંચી શકાય:

સ્વરવ્યંજનોના વિકાર કે ધ્વનિપ્રક્રિયા—સૂત્ર ૩૨૯, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૧૦, ૪૧૧, ૪૧૨.

નામિક રૂપાખ્યાન—સૂત્ર ૩૩૦ થી ૩૫૪.

સાર્વનામિક રૂપાખ્યાન—સૂત્ર ૩૫૫ થી ૩૮૧.

આખ્યાતિક રૂપાખ્યાન—સૂત્ર ૩૮૨ થી ૩૮૯, ૪૩૮ થી ૪૪૨.

ધાત્વાદેશો કે આખ્યાતિક અંગો—સૂત્ર ૩૯૦ થી ૩૯૫.

સ્ત્રીલિંગ અંગોનું ઘડતર—સૂત્ર ૪૦૦, ૪૩૧, ૪૩૨, ૪૩૩.

અવ્યય ને નિપાત—સૂત્ર ૪૦૧, ૪૦૪, ૪૦૫, ૪૦૬, ૪૧૪થી ૪૨૦, ૪૨૩, ૪૨૮, ૪૩૬, ૪૪૪.

ઇતર શબ્દોના આદેશો—સૂત્ર ૪૦૨, ૪૦૩, ૪૦૭, ૪૦૮, ૪૦૯, ૪૧૩, ૪૨૧, ૪૨૨, ૪૩૫.

શબ્દ-ઘડતર—સૂત્ર ૪૨૯, ૪૩૦, ૪૩૪, ૪૩૭, ૪૪૩.

લિંગ—સૂત્ર ૪૪૫.

સામાન્ય સ્વરૂપ—સૂત્ર ૪૪૬.

અપભ્રંશ-સૂત્રોના આ પૃથક્કરણથી મે પહેલાં જે કહ્યું તેનુ સમર્થન થતુ જોઈ શકાશે. પ્રાકૃતોથી જે જે બાબતમાં અપભ્રંશ જુદી પડતી હોવાનુ તરત જ નજરે ચડી આવે તેવી બાબતોની હેમચંદ્રે કાંઈક વ્યવસ્થિત યાદી બનાવીને આપણને આપી છે.

## ઉદાહરણો

હેમચંદ્રે આપેલા અપભ્રંશના વૃત્તાંતમાં સૂત્રો ઉપરાંત, તેમના સમર્થન માટે વૃત્તિમાં ટાંકેલાં અપભ્રંશ ઉદાહરણો ખાસ અગત્ય ધરાવે છે. નાનામોટાં કુલ ૧૭૯ અપભ્રંશ પદ્યાત્મક ટાચણો આ રીતે આપેલાં છે. મોટે ભાગે એક આખો શ્લોક તો કવચિત એક કે અર્ધી પંક્તિ મળે છે. આલ્સડોર્ફ (Alsdorf)-ના પૃથક્કરણ પ્રમાણે તેમાં ૧૪૧ પૂર્ણ દોહા, ૪ દોહાના અર્ધ કે પાદ, અને શેષ જુદા જુદા ૧૭ છંદોમાં ૨૫ પૂર્ણ અને ૧૦ અપૂર્ણ શ્લોકો મળે છે. આમાથી ઘણાખરાં ઉદાહરણ હેમચંદ્રે ઉપલબ્ધ અપભ્રંશ સાહિત્યમાથી કે પૂર્વરચિત વ્યાકરણગ્રંથોમાથી એકઠાં કર્યાં હોવાનુ ઘણું સંભવિત જણાય છે. ગોવિંદ નામના અપભ્રંશ કવિની કૃતિમાંથી એક ઉદાહરણ લેવાયુ હોવાનુ તો પુરવાર પણ થઇ શકે તેમ છે. માત્ર ચાર છ સ્થળે આપેલાં ઉદાહરણોનુ કૃત્રિમ સ્વરૂપ આપણને તરત જ કહી આપે છે કે એ સાચાં—એટલે કે કોઈ સાહિત્યકૃતિમાંથી વીણેલાં—નથી, પણ અમુક વ્યાકરણી વિશિષ્ટતાનાં દૃષ્ટાંત લેખે આપવાના ખાસ હેતુથી જ હેમચંદ્રે—અથવા તો કોઈ તેના પુરોગામી વૈયાકરણે ઘડી કાઢેલાં છે. આગળ ઉપર એ સ્પષ્ટ થશે કે ઉદાહરણોની ભાષા એકધારી નથી. કેટલાંકના અપભ્રંશ પર પ્રાચીનતાની સ્પષ્ટ છાપ છે, જ્યારે બીજાં કેટલાંકની ભાષામાં અર્વાચીનતાનાં અસંદિગ્ધ લક્ષણો વ્યક્ત થાય છે. વિષયની વિવિધતા, અનાયાસસિદ્ધ લાગતા અલંકારો, ભાવોની ઉત્કટતા અને તેમની સરળ છતાં સઘોવેધક અભિવ્યક્તિ અને ઊંડી અનુભૂતિનો

રણકાર—આ બધા ગુણોને કારણે હેમચંદ્રનાં અપભ્રંશ ઉદાહરણો એક તાજગી અને ઉષ્માથી ધબકતા સાહિત્યની ફોરમ પ્રસરાવે છે. ઉદાહરણોને લક્ષમાં લેતા હેમચંદ્રીય અપભ્રંશનો અભ્યાસ વિશેષ રસપ્રદ બને છે.

## હેમચંદ્રીય અપભ્રંશની લાક્ષણિકતાઓ : અભિપ્રેત એકરૂપતા

આટલા પ્રાસ્તાવિક વક્તવ્ય બાદ હવે આપણે હેમચંદ્રીય અપભ્રંશની લાક્ષણિકતાઓ તપાસીયે. કઈ કઈ બાબતો છે કે જે હેમચંદ્રના અપભ્રંશમાં વિશેષરૂપે જોવા મળે છે—જે હેમચંદ્રીય અપભ્રંશને અન્ય અપભ્રંશોથી જુદો પાડે છે? આપણુ લક્ષ સર્વપ્રથમ ખેંચે તેવી વિશિષ્ટતા એ છે કે હેમચંદ્રે અપભ્રંશ એકરૂપ હોય તેવી રીતે તેનુ પ્રતિપાદન કર્યું છે. તેણે ક્યાંય અપભ્રંશના વિવિધ ભેદોનો ઉલ્લેખ સરખોયે નથી કર્યો. હેમચંદ્રની પૂર્વના તેમ જ પછીના આલંકારિકો અને વૈયાકરણો અપભ્રંશના અનેક ભેદો હોવાનુ કહી ગયા છે. છઠ્ઠી સદીનો દંડી અપભ્રંશની એવી વ્યાખ્યા આપે છે કે આભીર વગેરેની બોલીઓનુ શિષ્ટ સ્વરૂપ તે અપભ્રંશ. દંડીને અપભ્રંશની અનેકતા ઉદ્દિષ્ટ હોય એવો ધ્વનિ આમાથી નીકળે છે. આ પછી નવમી સદીનો રુદ્રટ તો સ્પષ્ટ વિધાન કરે છે કે દેશવિશેષ પ્રમાણે અપભ્રંશના પણ અનેક ભેદ છે. અગિયારમી સદીનો નમિસાધુ રુદ્રટના ઉપર્યુક્ત વિધાનનુ વિવરણ કરતા એક એવા પ્રાચીન મતનો ઉલ્લેખ કરે છે, જેને અપભ્રંશનાં અનેક નહીં પણ ઉપનાગર, આભીર અને ગ્રામ્ય એવા ત્રણ જ ભેદો માન્ય છે. હેમચંદ્ર પછીના માર્કણ્ડેય વગેરે વ્યાકરણકારોએ પણ અપભ્રંશના અનેક પ્રકારો ગણાવ્યા છે. આ સૌના વિરોધમાં હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં અપભ્રંશની અનેકતા વિશે કશું પણ કહ્યુ નથી. તેની દૃષ્ટિએ તો અપભ્રંશ સ્થૂળમાને એકરૂપતા ધરાવતી, સંસ્કૃત અને ધોરણસરની (કે પ્રકૃષ્ટ) પ્રાકૃતના જેવી એક સાહિત્યભાષા હતી એમ જણાય છે. તેણે જેમ શૌરસેની, માગધી, પૈશાચી વગેરે પ્રાકૃતભેદોની અને તેમના વ્યાવર્તક લક્ષણોની સ્પષ્ટપણે નોંધ લીધી છે, તેવી રીતે અપભ્રંશના પ્રકારો વિશે કશો સંકેત કર્યો નથી. કાવ્યાનુશાસનમાં તેણે એક સ્થળે ગ્રામ્ય અપભ્રંશનો નિર્દેશ કર્યો છે ખરો; પણ તે તો શિષ્ટ સાહિત્યભાષાના અશુદ્ધ કે ભેળસેળિયા રૂપને ઉદ્દેશીને હોય એમ તરત સમજી શકાય છે. એટલે હેમચંદ્રને અપભ્રંશ' નામ નીચે સ્થૂળમાને એકરૂપતા ધરાવતી—ધ્યાન ખેંચે તેવા બોલીભેદો વિનાની એક પ્રતિષ્ઠિત સાહિત્યભાષા જ અભિપ્રેત હતી એમ લાગે છે.

## વસ્તુતઃ બોલીભેદોનું મિશ્રણ

પણ અપભ્રંશ વિશેની હેમચંદ્રની આ દૃષ્ટિ હોવા છતા, આપણને હેમચંદ્રીય અપભ્રંશમાં એકરૂપતા દેખાય છે ખરી? હેમચંદ્રનાં ઉદાહરણોની ભાષામા એક જ બોલીનાં લક્ષણો મળે છે કે તેમા ભિન્નભિન્ન મૂળની

ભાષાસામગ્રીનુ મિશ્રણ છે? આ પ્રશ્નની તપાસ આપણને જુદા જ નિર્ણય પર લઈ જાય છે. હેમચન્દ્રીય અપભ્રંશને વ્યવહાર પૂરતુ જ એકરૂપતા ધરાવતુ ગણી શકાય. બાકી જેવો શાસ્ત્રીય પૃથક્કરણનો સૂક્ષ્મ અને અને વેધક પ્રકાશ તેના પર પડે છે કે તરત જ તેમા ગૂંથેલા, સંભવત ભિન્નભિન્ન દેશકાળના હોય તેવા વિવિધ તત્ત્વોનો શંભુમેળો સ્પષ્ટ તરી આવે છે. પહેલા આપણે હેમચન્દ્રીય અપભ્રંશની ધ્વનિપ્રક્રિયા તપાસીયે.

## ધ્વનિપ્રક્રિયાની લાક્ષણિકતાઓ

(૧) સામાન્ય નિયમ તરીકે મૂળનો ऋकार પ્રાકૃતમા બને છે તેમ अ, इ, उ કે रि એમ પરિવર્તિત થાય છે, પણ હેમચન્દ્રીય અપભ્રંશમા બધા મળીને ૧૧ સ્થળે તેને જાળવી રાખતા શબ્દો મળે છે—तृणु, सुकृदु, घृण વગેરે અને ૩૯૪ મુ સૂત્ર અપભ્રંશમા મૂળના √ग्रह્નો √गृण्ह આદેશ વપરાતો હોવાનુ વિધાન કરે છે. આ गृण्हમા પણ ऋकार છે, અને સામાન્ય રીતે તો અપભ્રંશમા √गण्ह, ને √गह જ પ્રચલિત છે.

(૨) માહારાષ્ટ્રીમા ञ् છૂટો વપરાતો નથી પાલિ અને પૈશાચીમા- ज्ञ-ને બદલે ञ्ञ મળે છે સામાન્યત અપભ્રંશમા છૂટો ञ् અજાણ્યો છે પણ ૩૯૨ મુ સૂત્ર અપભ્રંશમા √व्रज् 'જવુ'નો √वुञ आदेश કરતો હોવાનુ કહે છે, અને તેના ઉદાહરણ લેખે वुञ्इ, वुञेप्पि અને वुञेप्पिणु એ રૂપો નોંધે છે. સાધારણ વપરાશમા √व्रजूने ઠેકાણે √वच्च છે.

(૩) ૩૯૭ મુ સૂત્ર સ્વર-મધ્યગત -म्-ને પૂર્વવત્ જાળવી રાખવાનુ અને તેને અનુનાસિક वँ ઉચ્ચારવાનુ એમ બને વલણો અપભ્રંશમા હોવાનુ નોંધે છે એક જ બોલીમા म्नु આવુ દ્વિવિધ ઉચ્ચારણ સામાન્ય રીતે સંભવિત નથી.

(૪) ૩૯૬મા સૂત્ર પ્રમાણે મૂળના સ્વર-મધ્યગત क्, ख्, त्, थ्, प्, फ्‌નુ બે રીતે પરિવર્તન થાય છે કેટલીક વાર તેમનો ઘોષભાવ થતા ग्, घ्, द्, ध्, ब्, भ्, થાય છે, તો કેટલીક વાર તેમનો યથાપ્રાપ્ત 'ह्' કે લોપ થાય છે. અન્ય ઉદાહરણોમા પણ સામાન્ય નિયમ લેખે સ્વર-મધ્યગત क्, त् વગેરે જેવા સ્પર્શોનો યથાપ્રાપ્ત લોપ કે ह् થાય છે, પણ क्षयकालेનુ खयगालि (૩૭૭), गत નુ गदो (૩૭૯, ૩૮૦) વગેરેમા ઘોષભાવનુ વલણ દેખાય છે અને ૪૪૬મુ સૂત્ર સ્પષ્ટ કરે છે કે અપભ્રંશ ધ્વનિતંત્રમા કોઈ વાર શૌરસેનીને મળતુ એટલે કે ઘોષભાવનું લક્ષણ જોવા મળે છે. એક જ બોલીમા આવી રીતના બે ભિન્નભિન્ન ઉચ્ચારણો ન હોય તેથી આમા જુદા જુદા

સમય કે સ્થળની બોલીઓના વાણાતાણા વણાયા હોવાનું અનુમાન આપણે કરી શકીયે.

(૫) એ જ પ્રમાણે ૩૯૮ મુ સૂત્ર અપભ્રંશમા ઉત્તરાવયવ તરીકે રકાર હોય તેવા સંયુક્ત વ્યંજનોમા વિકલ્પે રકાર જળવાઈ રહેતો હોવાની હકીકત નોંધે છે, અને ૩૯૯મુ સૂત્ર મૂળમા ન હોય ત્યારે પણ કેટલીક વાર અપભ્રંશમા રકારનો ઉત્તરાવયવ તરીકે પ્રક્ષેપ થતો હોવાનુ જણાવે છે. હવે સામાન્ય રીતે પ્રાકૃતમા તેમ જ અપભ્રંશમા સંયુક્ત વ્યંજનોના સારૂપ્યના નિયમને અનુસરીને ઉત્તર રકાર પૂર્વરૂપ બની જાય છે. પણ કોઈ કોઈ પ્રાકૃત શબ્દોમા અને વધારે વ્યાપક રૂપે અપભ્રંશમા આવો રકાર જાળવી રાખવાનુ વલણ દેખાય છે અન્ય ઉદાહરણોમા પણ, રકારનુ સારૂપ્ય સધાયું છે તેવા શબ્દોની સાથોસાથ રકારને જાળવી રાખતા હોય તેવા શબ્દો પણ સંખ્યાબંધ મળે છે. રકારનું આ દ્વિવિધ ઉચ્ચારણ પણ બોલીભેદનુ સૂચક હોય.

(૬) સામાન્ય નિયમ તરીકે હેમચંદ્રીય અપભ્રંશમા મૂળના સંયુક્ત વ્યંજન સારૂપ્ય પામીને, પણ સંયુક્ત રૂપે કે બેવડા જળવાઈ રહે છે. પણ अनु, कटारइ, कटरें, बप्पीकी, नवखी વગેરે પાંચસાત સ્થળે તે એકવડો થઈ ગયો છે આ હકીકત પણ પ્રાતીય અસર વ્યક્ત કરે છે.

## રૂપપ્રક્રિયાની લાક્ષણિકતાઓ

ધ્વનિપ્રક્રિયાને છોડી વ્યાકરણ લઈએ તો તેમાથી પણ હેમચંદ્રીય અપભ્રંશમા ભિન્નભિન્ન બોલીઓનુ મિશ્રણ હોવાનુ—એટલે કે હેમચંદ્રના ઉદાહરણો ભિન્ન ભિન્ન સ્થળ અને સમયના હોવાનુ પુરવાર થાય છે. અકારાત પુંલિંગ નામોના પ્રથમા એકવચનમા अउ-અંતી તેમ જ आ-અન્તી રૂપ (જેમ કે ढोल्लउ અને ढोल्ला), વર્તમાનકાળમા પહેલા પુરુષ એકવચનના मि અને उं, બીજા પુરુષ એકવચનના सि ને हि, ત્રીજા પુરુષ બહુવચનના अन्ति ને अइं એમ બેવડા પ્રત્યયો, આજ્ઞાર્થમા एँ, इ, उ, हि, सु એમ એક સાથે પાંચ પ્રત્યયો, તેવી જ રીતે સંબંધક ભૂતકૃદન્તના एप्पिणु, एवि, एविणु, इ, इउ, इवि, अवि એમ આઠ પ્રત્યયો ને તેટલા જ હેત્વર્થ કૃદન્તના પ્રત્યયો આ બધુ કોઈ એકરૂપતા ધરાવતી બોલીનો નહીં પણ અનેક બોલીઓનો ખ્યાલ આપે છે.

## કેટલાંક અસામાન્ય રૂપો

હેમચંદ્રીય અપભ્રંશના જે લક્ષણો પરથી આપણે તેમા બોલીભેદો હોવાનુ અનુમાન તારવ્યુ, તે લક્ષણોમાના કેટલાક એ અપભ્રંશની એક બીજી વિશિષ્ટતા રજૂ કરે છે.

નામના પુંલ્લિંગ પ્રથમા એકવચનમાં ઢોલ્લુ–ઢોલ્લઉ તેમ જ ઢોલ્લા એમ બને પ્રકારના રૂપો મળે છે.

## હેમચંદ્રની દૃષ્ટિ

અહીં પ્રશ્ન થશે કે હેમચંદ્રીય અપભ્રંશમાં ભિન્નભિન્ન પ્રકારોમાંથી કેટલાકના લક્ષણોની આવી રીતે નોંધ મળે છે, તો પછી હેમચંદ્રે સ્પષ્ટપણે અપભ્રંશના અનેક ભેદો હોવાનું કેમ નથી કહ્યું? આનો ઉત્તર આપવો કઠિન નથી. સાહિત્યદ્વારા જ ગુજરાતીનો જેને પરિચય હોય તેને ગુજરાતી એક ધોરણસરની નિશ્ચિત સ્વરૂપવાળી ભાષા તરીકે જ દેખાશે. કોઇ કોઈ લેખકે ક્વચિત પ્રાતિક બોલીના શબ્દો કે પ્રયોગો સાહિત્યિક ગુજરાતીમાં વાપર્યા હોય તો પણ તેથી સાહિત્યિક ગુજરાતી એકરૂપ હોવાના આપણા ખ્યાલમાં કશો ફેર પડતો નથી. તે જ પ્રમાણે હેમચંદ્ર, આગળ થઈ ગયેલા પ્રાકૃત વૈયાકરણોને અનુસરીને અપભ્રંશને સાહિત્યરચના માટે શિષ્ટોએ માન્ય કરેલી, સંસ્કૃત ને પ્રાકૃતના જેવી એક ભાષા તરીકે જ જુવે છે. માત્ર વિશાળ પ્રદેશ પર સદીઓ સુધી પ્રચલિત એવી એક સાહિત્યભાષા હોવાને કારણે અપભ્રંશની કોઈકોઈ કૃતિમાં, સ્વીકૃત ધોરણથી જુદા પડતાં રૂપો, પ્રયોગો વગેરેનું જે પ્રાંતીય તત્ત્વ દેખાય છે તેની હેમચંદ્ર વિશિષ્ટ નોંધ લે છે. કોઈ વિભાગપ્રિય અભ્યાસી અથવા તો પૃથક્કરણની અર્વાચીન દૃષ્ટિએ જોનાર આવી પ્રાંતીયતાની છાંટને આધારે અપભ્રંશની અનેકતા સ્થાપી શકે, પણ હેમચંદ્રના સમયની વ્યક્તિને તો એ અપભ્રંશ સંસ્કૃત અને પ્રાકૃતની જેવી એકરૂપતાવાળી ભાષા જ દેખાશે.

## હેમચંદ્રીય અપભ્રંશનું નામકરણ

હેમચંદ્રીય અપભ્રંશના લક્ષણોની તપાસને અંતે આપણી પાસે એ સવાલ ખડો થાય છે કે હેમચંદ્રનો અપભ્રંશ તે કયો અપભ્રંશ? વિદ્વાનોમાં આ વિષયમાં એકમત નથી. સૂત્ર ૩૨૯ પરની વૃત્તિમાં હેમચંદ્ર કહે છે કે અપભ્રંશમાં સામાન્ય પ્રાકૃત અને શૌરસેની બંનેની અસર આવે છે. વળી ૪૪૬મા સૂત્રમાં જણાવ્યું છે કે અપભ્રંશમાં ઘણીવાર શૌરસેનીની જેવી પ્રક્રિયાઓ પણ જોવા મળે છે. ૩૯૬મા સૂત્ર પરથી પણ અમુક અંશે એ જ ફલિત થાય છે, તો બીજાં કેટલાક સૂત્રોનાં ઉદાહરણોમાં પ્રયુક્ત વિશિષ્ટ અપભ્રંશ રૂપો આ વાતના સમર્થનમાં ટાંકી શકાય તેમ છે. આ બધી સામગ્રીને અવલંબીને પીશલ, ગ્રીયર્સન વગેરે વિદ્વાનો તેને શૌરસેન અપભ્રંશ ગણે છે. એ વિદ્વાનોનું સામાન્ય રૂપે અપભ્રંશના સ્વરૂપ વિશે

પણ એવું મંતવ્ય છે કે અપભ્રંશ એ અર્વાચીન ભારતીય ભાષાઓ અને પ્રાકૃતોને જોડતી બોલચાલની ભાષાઓની સંક્રમણ–ભૂમિકાનું નામ હતું, અને જેટલા પ્રાકૃતભેદો હતા તેટલા જ અપભ્રંશભેદો પણ હતા.

બીજે પક્ષે, ગુર્જરો માત્ર પોતાના જ અપભ્રંશથી સંતુષ્ટ થતા હોવાનું ભોજદેવ કહે છે તે પરથી અને માર્કંડેયે ગણાવેલા સત્તાવીશ સૂક્ષ્મ અપભ્રંશ-ભેદોમાં ગૌર્જરી નામે એક પ્રકાર છે તે ઉપરથી, કે. કા. શાસ્ત્રી ગૌર્જર અપભ્રંશ નામે વિશિષ્ટ અપભ્રંશના અસ્તિત્વનું અનુમાન કરે છે અને હેમચંદ્ર ગુર્જર દેશનાં તથા તેમના ઉદાહરણોની ભાષા ઘરગથ્થુ અને લોકભોગ્ય, માટે તેમણે જે અપભ્રંશનું પ્રતિપાદન કર્યું છે તે તેમના જ દેશનો—એટલે કે ગૌર્જર અપભ્રંશ છે, એવો મત બાંધે છે.

પણ આપણે જોયું તેમ હેમચંદ્રની દૃષ્ટિ, અપભ્રંશનું એક શિષ્ટમાન્ય સાહિત્યની સામાન્યપણે વપરાતી ભાષા તરીકે પ્રતિપાદન કરવાની છે. અને અપભ્રંશ સાહિત્યમાં પ્રતિષ્ઠિત થયો તે પછી કોઈ છ સાત સદી બાદ હેમચંદ્ર થયો હોવાથી, વિસ્તૃત પ્રદેશ પર લાંબા સમય સુધી વપરાતી રહેલી એક સાહિત્યભાષા તરીકે અપભ્રંશમાં જે ફેરફારો થયા હોય—જે અનેક ભિન્નભિન્ન રૂપો ને પ્રયોગો જુદાજુદા શિષ્ટ સાહિત્યકારોમાં મળતાં હોય, તે બધાંનો સમાવેશ કરવાનો અને એમ બને તેટલો સર્વગ્રાહી ગ્રંથ તૈયાર કરવાનો હેમચંદ્રનો આગ્રહ રહ્યો હોય તે સમજી શકાય તેમ છે. એટલે પોતાના અપભ્રંશના પ્રતિપાદનમાં હેમચંદ્રે પૂર્વ વૈયાકરણોને માન્ય હોય તેવી ઉપરાંત, પાછળથી પ્રચલિત થઈ હોય તેવી કેટલીક પ્રાંતિક લાક્ષણિકતાઓની પણ નોંધ લીધી જણાય છે. વળી હેમચંદ્રે, કોઈ આધુનિક ભાષાઅભ્યાસીની જેમ પોતાના પ્રાંતમાં પ્રચલિત ભાષાનું નિરીક્ષણ કરી તેનું વ્યાકરણ રચવાનો, અથવા તો ઉપલબ્ધ સાહિત્ય પરથી તેની ભાષાનું વ્યાકરણ બાંધવાનો પ્રયાસ કર્યો હોય એમ માનવું એ વધારે પડતું છે. એ વલણ જ અર્વાચીન—પશ્ચિમની અસર નીચે ઉદ્‌ભવેલું છે. ઊલટું એવા ઉલ્લેખો મળે છે કે પૂર્વેનાં આઠ જેટલાં વ્યાકરણો ભેગાં કરી તેને આધારે હેમચંદ્રે સિદ્ધહેમની રચના કરેલી. એટલે વ્યાકરણકારોએ પોતાના વ્યાકરણોમાં, સાહિત્યમાં સામાન્યપણે વપરાતા જે અપભ્રંશનું પ્રતિપાદન કરેલું તેનેજ હેમચંદ્રે પોતાના વ્યાકરણમાં વધારે વ્યવસ્થિત, વ્યાપક અને અદ્યતન રૂપે રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે. આ મુખ્ય ધોરણસરનો શિષ્ટમાન્ય અપભ્રંશ નાગર અપભ્રંશ તરીકે જાણીતો હતો. એટલે યાકોબી હેમચંદ્રના અપભ્રંશને નાગર અપભ્રંશ તરીકે ઓળખાવે છે તે ઉચિતજ છે. અને શૌરસેન

કે ગૌર્જર નહીં પણ કાંઈક પાછળના સમયના, સંચયલક્ષી, નાગર અપભ્રંશ તરીકે ઓળખવો જોઈએ. પુષ્પદંત વગેરેના અપભ્રંશ અને હેમચંદ્રના અપભ્રંશનો ભેદ સમયના ગાળાને અને વ્યાકરણના સંચયલક્ષી છતાં સંક્ષિપ્ત સ્વરૂપને આધારે સમઝાવી શકાય અને તેજ રીતે હેમચંદ્રીય અપભ્રંશ અને માર્કંડેયના નાગર અપભ્રંશ વચ્ચેના ભેદ માટે તે બંને વચ્ચેનું સમયનું અંતર જવાબદાર ગણી શકાય.

હેમચંદ્રીય અપભ્રંશ વિશેનું મારૂં ટૂંકું વક્તવ્ય અહીં પૂરૂં થાય છે. ગુજરાતીનાં ઉદ્‌ગમ અને ઘડતરના અભ્યાસ માટેના એક પ્રાચીનતમ સાધન તરીકે હેમચંદ્રીય અપભ્રંશનો પૂરતા ઊંડાણથી અભ્યાસ કરાય એ ગુજરાતી ભાષાશાસ્ત્રની તાત્કાલિક પૂરવી ઘટે તેવી અપેક્ષા છે.



# અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી

અપભ્રંશ અને અર્વાચીન ઉત્તર ભારતીય ભાષાઓ વચ્ચેનો સંબંધ વિશિષ્ટ પ્રકારનો હતો. એટલે તેનાં પરિણામ પણ વિશિષ્ટ પ્રકારનાં આવેલાં છે. સામાન્ય રીતે કોઈ ભાષાના વિકાસવ્યાપારમાં નવી ભૂમિકા સંપૂર્ણપણે સધાઈ રહે અને પછી અનુકૂળ ઐતિહાસિક બળનો ટેકો મળે ત્યારે જ તે નવી ભૂમિકામાં સાહિત્યરચના આરંભાય છે, અને પરિણામે જૂની ભૂમિકાના સાહિત્ય તેમ જ ભાષા અને નવી ભૂમિકાના સાહિત્ય તેમ જ ભાષા વચ્ચે સારૂં અંતર પડી જતું હોય છે. પણ અપભ્રંશ એ એક રીતે તે સમયની બોલચાલની ભાષાનુ 'પ્રાકૃતીકૃત' સ્વરૂપ હોવાથી તેમાં ચાલુ બોલીના કેટલાયે શબ્દો ને રૂઢિપ્રયોગો સ્થાન પામ્યા છે. અને તેથી, આગળ જતાં બોલચાલની ભાષામાં પણ જ્યારે સાહિત્યરચના થવા લાગે છે ત્યારે આપણને એના એ જ શબ્દો ને રૂઢિપ્રયોગો વપરાયેલા જોવા મળે છે, અને ભાષા અને સાહિત્યની પરંપરા ખાસ ખંડિત થઈ હોય એવું લાગતું નથી. આ વસ્તુસ્થિતિનું એક શુભ ફળ એ કે અપભ્રંશ સાહિત્યમાં કે પ્રાચીન સાહિત્યમાં વપરાયેલા શબ્દોના સ્વરૂપનિર્ણયમાં એ બે ભૂમિકાઓ પરસ્પરની પૂરક બની શકે છે. આ ઘટનાનાં દ્યોતક થોડાંક ઉદાહરણો :

## ૧. आलु સાથે √झंख.

પ્રાકૃતવ્યાકરણમાં ૪/૩૭૯ મા સૂત્રના ઉદાહરણ તરીકે હેમચંદ્રે આ દુહો આપ્યો છે:—

महु कन्तहों बे दोसडा, हेल्लि म झंखहि आलु।
देन्तहों हउं पर उव्वरिअ, जुज्झन्तहों करवालु॥

અહીં દોધકવૃત્તિમાં બીજા પાદનો આવો અર્થ ઘટાવેલો છે: हे सखि, अनर्थकं मा जल्प. એટલે आल સાથે √झख 'વ્યર્થ બોલવું' 'નિરર્થક કહેવું' એ અર્થમાં પ્રચલિત જણાય છે.

ઉપલબ્ધમાં પ્રાચીનતમ કૃતિ 'ભરતેશ્વરબાહુબલિરાસ' * (૧૧૮૫) ની ૧૦૫ મી કડી આ પ્રમાણે છે :

जइ भरहेसर–केरा पूत, अवर जि अम्ह सहोयर दूत।
ते मनि मान मेल्हइ कीमइ, आल ई(अ)माण म झखिसि ईम्हइ॥

* ઉલ્લેખો જિનવિજયજીની આવૃત્તિ પ્રમાણે. પંડિત લાલચંદવાળી આવૃત્તિ મારી પાસે ન હોવાથી તેના ઉલ્લેખ નથી આપી શકયો.

અહીં ચોથા ચરણમાં એ √झख साथे आल નો પ્રયોગ થયેલો છે. 'હે અજાણુ, એમ નિરર્થક-વ્યર્થ' (ચાલુ લઢણમાં કહીએ તો 'નાખી દેવાની') વાત ન કર' એવો અર્થ અહીં થાય. તેજ પ્રમાણે બીજી બે કૃતિઓમાં આ જ પ્રયોગ મળે છે :

मिलिउ सखी राजल पभणति, चिणय जेम न मिरिय खज्जति।
अउगी अच्छी सखि झंखि मन आल, तपु दोहिल्लउँ तउँ सुकुमाल ॥

(નેમિનાથચતુષ્પદિકા–૧૩ મી સદીનો અંત; ૩૬ મી કડી.)

आलिहि अलीउ म झंविसि किमइ, जे जिनु वयणु हियइ तू गमइ ।

(માતૃકાચઉપઈ–૧૩ મી સદીનો અંત; ૧૨ મી કડી પૂર્વાર્ધ)

અહીં અનુક્રમે 'હે સખી, નિરર્થક વાત ન કર' અને 'નિરર્થક વાતમાં અસત્ય મા બોલજે' એ અર્થ લાગે છે. નીચેના ટાંચણમાં વોલીઉ.સાથે आल વપરાયો છે :

ए साचउ कइ वोलिउ आल
Is this true, or did you speak in joke,
(ટેસીટોરી : જ્. પ. રા. વ્યાકરણનુ ટિપ્પણ, ઠ ૧૦૮)

## ૨. तुडि સાથે √चड

ધનપાલની ભવિસત્તકહમાં तुडि ત્રણ વાર આવે છે, એક વાર √चड સાથે અને બે વાર તે વિના :

तुडिहिँ चडिवि जइ त किर किज्जइ
वयणु वि नउ करालु जपिज्जइ (૩/૬/૪)
जो चप्पिउ जेण, तासु तेण सह कवण तुडि (૧૫/૮/૯)
वुत्तु दुवक्केण तुज्झ वि मज्झु वि तुडि किज्जइ (૧૭/૬/૧૧)

ચાકોબી અને ગુણે तुडि નો અર્થ 'કલહ, તકરાર' લે છે. વધારે ચોક્કસ રીતે 'વાદ કરવો, બરોબરી—ચડસાચડસી કરવી' એવો અર્થ तुडि સાથે √चड નો લેતાં બધાં સંદર્ભમાં ઘટે છે.

આ. નવમી સદીના સ્વયંભૂકૃત પઉમચરિઉમાં પણ આ રૂઢ પ્રયોગ મળે છે,

कण्णा दाणु कहि तणउ, जइ ण दिण्णु तो तुडिहिँ चडावइ (૬–૩–૯)
'કન્યા કોઈકને દાનમાં ન દઈ દીધી હોય તો તે પ્રતિસ્પર્ધા કરાવે. છે.'

સુપ્રભદેવકૃત વૈરાગ્યસાર[1]માં પણ આ પ્રયોગ બે વાર થયો છે :

---

૧. વેલણકર સંપાદિત, એનલ્સ્ ઑવ ધ ભાંડારકર ઓરીએંટલ રીસર્ચ ઇંસ્ટીટ્યુટ, ૯, ૧૯૨૮, પૃ. ૨૭૨–૨૮૦.

जेत्तिउ तुडि चडि धावइ दामहु ( કડી ૬૮ )

'ચડસાચડસી કરી પૈસા માટે માણસ જેટલા દોડે છે (તેટલા ગુણ અને ધર્મ માટે દોડતો હોય તો-)

सुप्पउ(हु) तुडि चडि लज्झ(ब्भ)इ तित्तिउ ( કડી ૭૦ )

'હે સુપ્રભ, સ્પર્ધા કરતા પણ તેટલુ જ મળે છે (જેટલુ અન્ય ભવે દીધુ હોય)

પ્રાચીન ગુજરાતીમા આ પ્રયોગ પણ ઊતરી આવ્યો છે

जीवता विहि सहु सपाडइ, जु तुडि चडिसि तु चडिउ पवाडइ.

( ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૧૦ મી કડી પૂર્વાર્ધ )

ते परि काइ गमार वीसार, जु तुडि चडिसि तु जाणिसि सार

( ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૧૬ મી કડી પૂર્વાર્ધ )

सोरठीयउ सेवइ, तुडि न करइ देवइ।

( પૃથ્વીચન્દ્રચરિત્ર, પા ૯૬, પંક્તિ ૧૧ )

આ ત્રણે સ્થળે—'પ્રતિસ્પર્ધા' અર્થ ઘટે છે

## ૨. वंवालिउं

રેવતગિરિરાસુના ચોથા કડવાની પહેલી પંક્તિ આ પ્રમાણે છે:

गिरी–गरुया–सिहरि चडेवि अवजवाहि बवालिउ ए

રેવતગિરિરાસુના બીજા કડવકની ૪થી કડીની પહેલી પંક્તિમા પણ આ જ શબ્દ વપરાયો જણાય છે.

जलद जाल-बवाले नीझरणि रमाउलु

અહીં बवाल ને બદલે वंवाल હોય. આ वंवाल કે बवाल (बवालिउ) નુ મૂળસ્વરૂપ *वम्माल, वमाल છે. वमाल દેશ્ય છે; અપભ્રંશમા સામાન્યપણે વપરાયો છે. તેનો અર્થ 'કોલાહલ, કલકલ' અથવા 'રાશિ, ઢગલો' થાય છે અને આખ્યાત તરીકે 'એકઠું કરવુ, વિસ્તારવુ' એવા અર્થ હેમચંદ્રે નોંધેલા છે. वमालना म् નો અપભ્રંશમા वं થાય. સ્વયંભૂકૃત હરિવંશપુરાણ (અપ્રસિદ્ધ)મા એ સ્વરૂપ સાચે જ મળે છે

रण-रसिए किय-कलकलेण वज्जिय-पडु-पडह-वंवोले

( હરિવંશપુરાણ, સંધિ ૧૧, કડ° ૯ ઘત્તા પૂર્વાર્ધ ) અહીં वंवोलनो અર્થ 'કોલાહલ' છે.

હેમચંદ્રના ૭ દેશાનુશાસનના ૬ ટ્ઠા અધ્યાયના ૩૫ મા ('કેતકીકુસુમ' ૭ દના) ઉદાહરણમા विवालिउ મળે છે તે વમાલિયનું જ રૂપાતર જણાય છે.

विवालिउ भुवणु, णव-कयइ-कुसुम-पराइण

પર્યાયકાર विवालिउ નો અર્થ व्याप्तम् કરે છે ઉપર આપેના પ્રાચીન ગુજરાતી ટાચણોમા वॅवाल કે ववाल નો અર્થ 'સમૂહ' ને ववालिउનો અર્થ 'વ્યાપ્ત' '°આકુળ' એવો લઈ શકાય એટલે તેમનો અર્થ અનુક્રમે આમ થશે

'ગરવા પર્વતના શિખર પર ચડીને, આબા અને જાબુથી વ્યાપ્ત',
'વાદળોની ઘગઓના સમૂહ તથા ઝરણાથી સમૃદ્ધ'

## ૪. अखूटइ સાથે √ मर

ભરતેશ્વરબાહુબલિરાસની ૧૧૦ મી પક્તિનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે

गिरिकदरि अरि छपिउ न छूटइ, तुं बाहूबलि **मरि म अखूटइ**

એજ શબ્દો ફરી ૧૩૦ મી પક્તિના ઉત્તરાર્ધમા વપરાયા છે

जइ गिरिकदरि विचरि वीर पइसतु न छूटइ
जइ थलि जगलि जाइ किम्हइ तु **मरइ अपूटइ** ॥

૬૧ મી પક્તિનો ઉત્તરાર્ધ અહીં અધ્યાહત રહેલો શબ્દ પૂરો પાડે છે

आज **अखूटउ काल**, पूटउ रहि रहि इम भणइ ए

એટલે પહેલા ટાકેની પક્તિનો અર્થ આમ થશે

'શત્રુ ગિરિકદરમા છુપાયો હોય તો પણ ન છૂટે—ન છટકે, હે બાહુબલિ, તુ (કાળ) ખૂટ્યા પહેલા—અકાળે ન મર' આજ પ્રયોગ પાછળના સાહિત્યમા ચાલુ છે અને તે 'અપૂરે કાળે' વગેરે શબ્દોથી પણ વ્યક્ત થયેલો છે. ઠેઠ હેમચંદ્રના અપભ્રંશ ઉદાહરણોમા अपूरइ कालि (૪,૪૨૨-૧૪) વપરાયુ છે, અને ચાલુ વ્યવહારમા 'વણખૂટ્યે બિચારા કૈંક મરી ગયા' એવુ સભળાય છે. આ પ્રયોગ અપભ્રંશમાયે જાણીતો છે પુષ્પદતના મહાપુરાણની સધિ ૧૬, કડવક ૭, પંક્તિ ૧૦નો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે

तो पणवहु जइ कालु ण खुट्टइ

આ પર ટિપ્પણ कालु आयु એટલે અર્થ થશે 'જો આયુષ્ય ન ખૂટી ગયુ હોય તો નમી જા'

ધનપાલની ભવિસત્તકહ (૧૪, ૧૧, ૮ પૂર્વાર્ધ)મા પણ આવો જ પ્રયોગ મળે છે

जेत्थु अऊरइ कालि मरिज्जइ

'જ્યાં આયુષ પૂરું થયા પહેલાં મરણ આવે છે.'

મહાપુરાણ સંધિ ૮૧, કડવક ૫, પંક્તિ ૧૦ ઉત્તરાર્ધ પણ આવું જ એક ઉદાહરણ પૂરું પાડે છે:

मा मरउ अपुण्णइ कालि

'અધૂરા આયુષે મર મા'.

૧૨મી સદીની પ્રાકૃત નર્મદાસુન્દરીકથા(અપ્રસિદ્ધ)માં પણ આ પ્રયોગ મળે છે:

सच्चो जणप्पवाओ मरइ न अखुट्टे जीव(?वि)ए कोइ

"જીવિત ખૂટ્યા વિના કોઈ ન મરે એ જનપ્રવાદ સાચો છે"

## ૫. પ્રત્યયરહિત ષષ્ઠી

હેમચંદ્ર (૪,૩૪૫) જણાવે છે કે અપભ્રંશમાં ક્વચિત્ ષષ્ઠીનો પ્રત્યય લોપાય છે. એટલે કે ખાલી પ્રત્યય વિનાનું અંગ ષષ્ઠીના સંબંધનું વાચક કેટલીક વાર બને છે. પણ અત્યાર સુધીમાં પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યમાંથી આવા પ્રયોગનાં પ્રામાણિક ઉદાહરણો નથી મળતાં. હેમચંદ્રે આપેલાં ઉદાહરણોયે બીજી રીતે સમજાવી શકાય તેવાં છે. ઉત્તરકાલીન અપભ્રંશ અને ડિંગલ સાહિત્યમાં પ્રત્યય વિનાની ષષ્ઠીનાં ચોક્કસ ઉદાહરણો મળે છે. અબ્દલ રહમાનકૃત સંદેશરાસકમાં અને વેલિ ક્રીસન-રુકમણિ-રીમાંથી કેટલાક આવા શબ્દો ટાંકી શકાય. આ પ્રયોગ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં પણ પ્રચલિત હતો કે કેમ તે જોવાનું રહે છે. આમાં એટલી ચોક્કસઈ રાખવી જરૂરી છે કે આપણે જે ઉદાહરણો નિષ્પ્રત્યય ષષ્ઠીનાં ગણાવીએ તે નિઃશંકપણે તેવાં હોવાં જોઈએ—એટલે કે બીજી કોઈ રીતે તેમને ઘટાવવાનું શક્ય ન હોવું જોઈએ. દાખલા તરીકે નીચેની પંક્તિઓ તપાસો:

भणिसु रासु–रेवंतगिरे, अंविकदिवि सुमरेवि

(રેવંતગિરિરાસુ, કડવુ ૧, કડી ૧ ઉત્તરાર્ધ)

पोरुयाडकुल-मडणउ नंदणु–आसाराय (એજન, કડી ૬ ઉત્તરાર્ધ)

निम्मिउ नामिहिं–निजजणणि कुमर-सरोवरु फार (એજન, કડી ૧૦/ઉત્તરાર્ધ)

पूरइ ए वंछिउ–भवियजण (એજન, કડવું ૪, કડી ૪, ઉત્તરાર્ધમાં)

આવા પ્રયોગોમાં आसाराय, भवियजण વગેરેને પ્રત્યયરહિત ષષ્ઠીનાં ઉદાહરણો ગણવાં તે કરતાં તેમને વ્યત્યસ્ત કર્મધારય તરીકે ગણવા એ વધારે ઉચિત લાગે છે. અને એથી रेवतगिरि–रासु, आसाराय–नदणु,

निजजणणि–नामिहिं, मवियजण–वछिउ એવી રીતના સમસ્ત શબ્દોને છંદમા બેસાડવા માટે, તેમના અંગભૂત શબ્દોનો સ્થાનવ્યત્યય કરવાની આમા છૂટ લેવાઈ છે એમ કહી શકાય

પણ ભરતેશ્વરબાહુબલિરાસમાથી તો કેટલાક આવી અથવા બીજી કોઈ રીતે ન ઘટાવી શકાય તેવા પ્રયોગો મળે છે અને એમની બાબતમા તો આપણે પ્રત્યયરહિત ષષ્ઠીનો સ્વીકાર કરવો જ પડે છે. જુઓ

सख न सींहवूयार ( ૬૭મી કડી, ઉત્તરાર્ધમા).

'સિંહદ્વારની સખ્યા નથી.'

सख न गयघड जमु फेकाण ( ૮૨મી કડી, પૂર્વાર્ધમા )

'જેના ગજઘટા અને ઘોડાની સખ્યા નથી'

सख न ए जस फेकाण (૨૦૦મી કડી, ઉત્તરાર્ધ)

'જેના ઘોડાની સખ્યા નથી'

नर नरवर कुण पामइ पारो (૧૦૯મી કડી, ઉત્તરાર્ધમા)

'કયો માણસ (તેના) શ્રેષ્ઠ માણસોનો–યોદ્ધાઓનો પાર પામે?'

जीविवा छडीय मोह (૧૫૧મી કડી, પહેલી પંક્તિમા)

'જીવવાનો મોહ છાડીને'

तस सिरु चक्क लेइ सचरइ, पयकमल पुज्जइ भरह भूपति ॥ ( કડી ૧૫૧, પંક્તિ ૪–૫મા )

'તેનુ શિર લઈને ચક્ર ચાલ્યુ જાય છે, ને ભરત ભૂપતિના પાદકમળને પૂજે છે.'

આમા એટલુ ધ્યાનમા રાખવાનુ છે કે ભરતેશ્વરબાહુબલિરાસની ભાષા ડિંગળ કે ચારણી ઢાળાની છે ભરતેશ્વરબાહુબલિરાસની સાથે ભાષાસગાઇ ધરાવતા રણમલ્લછંદ અને પૃથ્વીચદ્રચરિત્રમા દેખાતા કેટલાક વિશિષ્ટ શબ્દો, વાકયખડો, ઉક્તિઓ ને પ્રયોગો આપણને ભરતેશ્વરબાહુબલિરાસમા પણ અક્ષરશ પ્રયુક્ત થયેલા જેવા મળે છે, તે આ જ કારણે

## ૬. सदेशरासकની ભાષા

અહીં આરભમા કહ્યુ તેમ અપભ્રશનો પાયો લૌકિક બોલીઓ હતી સમય સાથે અપભ્રશમા લૌકિક બોલીઓનુ તત્ત્વ વધ્યે ગયુ અને તેને પરિણામે કેટલીક વાર ઉત્તરકાલીન અપભ્રશ કૃતિઓ અને આરભની ભાષાકૃતિઓ વચ્ચે ભેદરેખા દોરવી કઠણુ થઈ પડે છે અનુમાને ઈસવી ૧૩મી સદીના આરભે મુકાની મુસ્લિમ કવિ અબ્દલ રહમાનની કૃતિ સંદેશરાસકની ભાષા વિષે આવુ જ

બન્યું છે. શ્રી. કેશવરામ શાસ્ત્રી સંદેશરાસકની ભાષાને 'ઉપલક નજરથી હૈમકાલીન સાહિત્યકીય અપભ્રંશની' છતાં 'ભારોભાર ભરેલા પ્રાકૃત રૂપોવાળી', 'નવા રૂપો' વાળી, 'અવહટ્ટના સંસ્કારવાળી' અને 'આ પ્રકારની કૃત્રિમતા' ને લીધે ૧૪મા શતક પછીની હોવાનું કહે છે. શ્રી. બેચરદાસ દોશીનાં બે ત્રણ વિધાનોમાથી વધારે સ્પષ્ટ આ છે: 'સંદેશરાસકની ભાષા ચૌદમા અને પંદરમા સૈકાની અહીં આપેલી બીજી (ગુજરાતી) કૃતિઓની ભાષા જેવી જ વિશુદ્ધ અને સરળ ગુજરાતી છે.' વળી શ્રી. શાસ્ત્રી સંદેશરાસકનો પણ આપણા કવિઓ અને કવિચરિત એ તેમના ગુજરાતી કવિઓ અને કૃતિઓને લગતા ગ્રંથોમાં સમાવેશ કરે છે, અને શ્રી. દોશી 'ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ' નામક તેમનાં વ્યાખ્યાનોમાં સંદેશરાસકનો વિચાર કરે છે. એ દેખાડી આપે છે કે આ વિદ્વાનો સંદેશરાસકની ભાષાને ગુજરાતી ગણે છે. આને આધારે શ્રી. વિજયરાય વૈદ્ય પણ તેમના 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા' માં સંદેશરાસકને એક ગુજરાતી ભાષાની કૃતિ તરીકે લેખે છે.

પણ શાસ્ત્રીય ધોરણે તપાસતાં સંદેશરાસકની ભાષા અપભ્રંશ છે એમાં જરાયે શંકા રહે તેવું નથી. અપભ્રંશ અને અર્વાચીન ભારતીય–આર્ય ભાષાઓને એકબીજાથી જુદાં પાડતું અગત્યનું લક્ષણ એ કે અપભ્રંશમાં બેવડા વ્યંજનો જળવાઈ રહ્યા છે, જ્યારે અર્વાચીન ભૂમિકામા તે એકવડા બન્યા છે. અને સાથે અનુકૂળ સંજોગોમાં તેમનો પૂર્વસ્વર દીર્ઘ બન્યો છે. સંદેશરાસકની ભાષામાં બેવડો વ્યંજન ટકી રહ્યો હોવાનાં અનેક ઉદાહરણો છે. એ ખરું કે કોઈક શબ્દોમાં એ એકવડો થઈ ગયો છે, તેમ કેટલીક બાબતોમાં રાજસ્થાની કે હિંદી જેવી અર્વાચીન ભાષાની અસર ચોક્કસપણે જોઈ શકાય છે. પણ આમ લૌકિક બોલીઓથી ઠીકઠીક પ્રભાવિત હોવું એ ઉત્તરકાલીન અપભ્રંશ માટે સહજ છે. તેથી કાંઈ તેનુ સ્વરૂપ અપભ્રંશને બદલે ગુજરાતી(કે રાજસ્થાની) હોવાનું ન કહી શકાય. અને દેશભાષામાં સાહિત્યરચના થવા લાગ્યા પછી બસો ત્રણસો વરસે સંદેશરાસકની રચના થઈ તેથી શું થયુ? કોઈ પારંગત અત્યારે પણ અપભ્રંશમાં (કે પ્રાકૃત અથવા સંસ્કૃતમાં) પદ્ય કે ગદ્યમાં રચના કરી શકે.

## ૭. ચંદ્રમાં નામ લખાવવું

ચંદ્રના કલંકને શશ, મૃગ વગેરે લેખવાની લોકમાન્યતા અને કવિસમય સંસ્કૃત સાહિત્યમાં જાણીતા છે. अङ्क केऽपि शशाङ्किरे जलनिधेः पङ्कं परे मेनिरे વાળો શ્લોક આવી કેટલીક માન્યતાઓનો ઉલ્લેખ કરે છે. અપભ્રંશ સાહિત્યમાં ચંદ્રકલંકને વિષે વળી જુદો જ કવિસમય પ્રચલિત થયેલો. પ્રતિબિંબિત

માણસોનો ગગનગામી યશ ઠેઠ ચંદ્ર સુધી પહોંચતો ગણાય. એટલે ચંદ્રમાં કાળું ધાબું દેખાય છે તે બીજું કશું નથી, પણ ધાબાના મિશ નીચે આ પ્રતિષ્ઠિત માણસોનું કાળી શાહીથી લખેલું ચિરસ્થાયી નામ છે. અસામાન્ય કીર્તિ દર્શાવવા 'તેણે ચંદ્રમંડળને પોતાના નામથી અંકિત કર્યું' એવા અર્થનો કવિસમય મધ્યકાલીન સાહિત્યમાં પ્રચારમાં આવ્યો જણાય છે. અપભ્રંશ સાહિત્યમાંથી નીચેનાં ઉદાહરણો જુઓ :

१. चन्दङ्किय-णामहूँ, लक्खण-रामहूँ, लहु अप्पिज्जउ जणय-सुय

સ્વયંભૂ (આ. ૯ મી સદી) કૃત પઉમચરિઉ, ૫૮, ૧૦, ઘત્તા 'જેમનાં નામ ચંદ્રમાં અંકિત થયાં છે તેવા રામલક્ષ્મણને જનકસુતા જલદી (પાછી) આપી દો'.

२. ताहँ विहि-मि चन्दङ्किय-णामहँ, हूय होड तुह मायरि-भामहँ

સ્વયંભૂકૃત રિટ્ઠણેમિચરિઉ, ૧૨,૧,૫.

'ચંદ્રમાં અંકિત થયેલાં નામવાળી તારી માતા (રુક્મિણી) અને સત્યભામા એ બંને વચ્ચે હોડ થઈ'.

३ भो पुप्फयन्त ससि-लिहिय-णाम

પુષ્પદંત (૧૦ મી સદી) કૃત મહાપુરાણ, ૧,૬,૯.

'ચંદ્રમાં અંકિત થયેલા નામવાળા હે પુષ્પદંત!'

४. मइँ जेहउ को वि ण चक्कवइ
को एम ससङ्कि णाउँ थवइ

મહાપુરાણ, ૧૫,૭,૧૦.

'મારા જેવો કોઈ પણ ચક્રપતિ નથી. બીજો કોણ એવી રીતે ચંદ્રમાં (પોતાનું) નામ સ્થાપિત કરે?'

નીચેના ટાંચણમાં આ વાત સાવ સ્પષ્ટ થઈ છે:

૫. तहिँ अप्पणउँ णाउँ सणिहियउ
छाहि–छलेण व ससिणा गहियउ
त तहिँ दीसइ ण उण कलङ्कउ
णिव–णामङ्किउ भमइ ससङ्कउ

મહાપુરાણ, ૧૬, ૧૭, ૧૧–૧૨.

'ત્યાં (તેણે) પોતાનું નામ સંસ્થાપિત કર્યું, જે પડછાયાના મિશ નીચે ચંદ્રે ગ્રહણ કર્યું. ત્યાં (ચંદ્રમાં) એ (નામ) દેખાય છે, નહીં કે કલંક. (ત્યારથી) ચંદ્ર રાજાના નામથી અંકિત થઈને ભમે છે.'

અપભ્રંશ સાહિત્યની અસર નીચે જૈન સંસ્કૃતમાં પણ આ પ્રયોગ મળે છે:

૬. यशोवीर लिखत्याख्यां यावच्चंद्रे विधिस्तव·

પુરાતનપ્રબંધ-સંગ્રહ, પૃ. ૫૦

'હે યશ-વીર, જ્યારે વિધિ તારું નામ ચંદ્રમાં લખે-'

પ્રાચીન ગુજરાતી સાહિત્યને આ પ્રયોગનો વારસો મળ્યો છે. જુઓ:

૧. जिणि संवच्छरु महि अंवाविउ
अंवरि चंदिहिँ नामु लिहाविउ

આસિગકૃત જીવદયારાસ (૧૨૦૧), ભારતીય વિદ્યા, ૩,૧. પા.૨૦૪-૯, કડી ૪૩, પંક્તિ૧-૨.

'જેણે પોતાનો સંવત્સર પૃથ્વી પર પ્રચલિત કર્યો (?) (અને) આકાશે ચંદ્રમાં (પોતાનું) નામ લખાવ્યું.'

૨. अहिणवु णेमि-जिणिंद तिणि भवणु कराविउ
णिम्मलु चंदरु(?ह) बिंबे निय-नाउँ लिहाविउ

રેવંતગિરિરાસુ (૧૨૩૧), કડવક ૨, કડી ૯, પંક્તિ ૧-૨.

'તેણે નેમિજિનેંદ્રનું નવું મંદિર કરાવ્યું (અને એ કૃત્યથી) પોતાનું નિર્મળ નામ ચંદ્રના બિંબમાં લખાવ્યું.'

૩. धनु धनु विमळउ जेणि कराविउ
ससि-मंडळि जिणि नाउ लिहाविउ

પાલ્હણકૃત આબૂરાસ (૧૨૩૩), રાજસ્થાની, ૩, ૧, પા. ૮૩-૮૮, કડી ૯, પંક્તિ ૧-૨).

'જેણે (એ) કરાવ્યું (તે) વિમળને ધન્ય છે, ધન્ય છે—જેણે ચંદ્ર મંડળમાં (પોતાનું) નામ લખાવ્યું.'

૪. निसुणउ मइँ जि प्रतिज्ञा कीजइ
चाँदुलडइ चिय नामु लिहीजइ

પંચપાંડવચરિતરાસ (૧૩૫૪), ૧૫૦-૧૫૧.

'સાંભળો, હું જ પ્રતિજ્ઞા કરું છું (અને એથી) ઠેઠ ચંદ્રમાં નામ લખાવું છું.'

## ૮. રમાઉલ 'સમૃદ્ધ'

રમાઉલ અપભ્રંશમાં જાણીતો છે. સ્વયંભૂએ એ વાપર્યો છે. અન્ય અપભ્રંશ કવિઓમાંથી ઉદાહરણો :

राणउँ कवणु आसि इह राउलि
धय-तोरण-मणिखभ-रमाउलि

ધનપાલકૃત ભવિસત્તકહ (આ. ૧૦મી સદી), દલાલ-ગુણેની આવૃત્તિ, ૫, ૯, ૨૨

'ધ્વજ, તોરણ અને મણિસ્તંભથી સમૃદ્ધ એવા આ રાજભવનમાં કોણ રાણો હતો ?'

આ શબ્દથી અજાણ હોવાથી યાકોબીએ તેમની આવૃત્તિમાં પાઠ ફેરવીને સમાઉલિ કર્યો છે.

बहुविह-जण-धण-धन्न-रवाउलु
गो-महिस-उल-रवाउल-गोउलु

ધાહિલકૃત પઉમસિરિચરિઉ (૧૨મી સદી પહેલાં), ૧, ૨, ૬

'તે (મધ્યદેશ) વિવધ મનુષ્યો, ધન ને ધાન્યથી સમૃદ્ધ તેમજ ગાયો ને ભેંસોના ધણોના નાદથી વ્યાપ્ત એવી પશુશાળા યુક્ત હતો.'

પ્રાચીન ગુજરાતી સાહિસમાથી રમાઉલના કેટલાક પ્રયોગો નીચે નોંધ્યા છે:

૧. જલદ-જાલ-વબાલે નીઝરણિ રમાઉલુ.
રેહઇ ઉજ્જિલ-સિહરુ અલિ-કજ્જલ-સામલુ

રેવંતગિરિરાસુ, કડ૦ ૨, કડી ૪, પંક્તિ ૧-૨.

'વાદળઘટાના સમૂહથી અને ઝરણાંથી સમૃદ્ધ એવું ગિરનારનું શિખર ભ્રમર અને કાજળ જેવું શ્યામવર્ણું શોભે છે.'

૨. ચોર-વિરૂખંભ-વાયંભ-રમા(મ્મા)ઉલં
લલિય-પુત્તલિય-કલસ-કુલ-સંકુલં

રેવંતગિરિરાસુ, ૨,૯,૩-૪.

'પ્રચંડ બારસાખ અને વાયંભ(?)થી સમૃદ્ધ તથા સુંદર પૂતળીઓ અને કળશોના સમૂહથી વ્યાપ્ત (મંડપ)'.

૩. અંબિકદેવિ-દેઉલુ દીઠુ રમ્માઉલં એ

રેવંતગિરિરાસુ, ૪, ૧, ૨.

'અંબકાદેવીનુ સમૃદ્ધ દેવળ દીઠું'

૪. વસંતમાસુ રંભા(મા)ઉળુ દીઠે.

આબૂરાસ, ૫૪, ૨.

'સમૃદ્ધ વસંતમાસના દિવસે (?)'.

૫. 'નય(ઇ)–નીઝરણુ–રમાઉલઇ'

સમસરાનુ, ૧૧–૧.

'નદી ને ઝરણાથી સમૃદ્ધ એવા તેમા.'

આમા रम्माउल એ છંદની અપેક્ષા પૂરવા रमाउलને બેવડાવાથી થયો છે, જ્યારે रवाउलમા અપભ્રંશમા પ્રચલિત म्>वँ ની પ્રક્રિયા પ્રવૃત્ત થઈ છે.

ગુણે ભવિસયત્તકહામા ટિપ્પણમાં रमाउल ને रम्य + °उल પ્રત્યય પરથી સધાયેલો ગણે છે. પણ તો °मा° નો આકાર ક્યાથી આવ્યો એ સમજમા ઊતરતુ નથી रमाउल જેવા જ ઘડતરના બીજા શબ્દો તપાસીએ તો જ તેનુ ઘડતર સ્પષ્ટ થાય. જુઓ નીચેના શબ્દો :

हरिआउल (हरित्त + आकुल) 'હરિયાળું' (સંદેશરાસક, ૧૪૬)

रासाउल (रास + आकुल)
पायाउल (पाद + आकुल)
मेणाउल (मदन + आकुल)
चद्राउल (चन्द्र + आकुल)
} અપભ્રંશ છંદોના નમ

આ સૌના સાદૃશ્યે रमाउल = रमा + आकुल લાગે છે, અને અર્થ 'લક્ષ્મીથી વ્યાપ્ત' = 'સમૃદ્ધ' એવો સહેજે ઘટાવી શકાય

## ૯. अवारिय 'અખૂટ, સતત'

(૧) અન્ન **અવારી** યાચકાનઈ પાત્રપૂરણ થઈ.
કનકસુદરકૃત સગાળશા રાસ–(૧૬૧૦) પા. ૨૫, ૫ક્તિ ૧૦

(૨) અન્ન **અવારી** મુઝ ઘરી હતુ.
સગાળશા રાસ, પા. ૫૨, ૫ં. ૧૬ અન્ન **અવારી** દાન
જાનીકૃત સગાળચરિત્ર, પા. ૧૦૯, ૫ં. ૫.

(૩) નિત **અવારિત** અન્ન
દેંઢછકૃત સગાળપુરી, પા. ૯૦, ૫. ૨૦.

(૪) વસઈ વિવહારી તિહાં ઘણા, દીઈ દાન વાહઈ **અવારીયં**
*નર્મદાસુદરીરાસ (અપ્રસિદ્ધ) ૫ક્તિ ૩૨–૩૩.

આ બધા સંદર્ભમા अवारिय (સં. अवार्य કે अवारित ?)નો અથ 'અખૂટ', 'સતત' 'અવિરત' એવો સ્પષ્ટ છે. અપભ્રંશ સાહિત્યમા તો આવો પ્રયોગ નજરે નથી ચઢ્યો, પણ અપભ્રંશ અને દેશભાષાથી પ્રભાવિત ૧૨ મી સદીની પ્રાકૃત કથા नर्मदासुन्दरी (અપ્રસિદ્ધ)માં अवारियसत्त શબ્દ વપરાયો છે.

(૫) सहदेवेणावि तियन्चउक्कन्चच्चराईसु पवत्तियाइ अवारिय-सत्ताइ (૨૮૮મી ગાથા પછીના ગદ્ય ફકરામા) 'સહદેવેય ત્રિભેટા, ચોક અને ચાચરે પર અવારિત મત્ર ચાલુ કર્યા.'

અહીં अवारियसत्त 'રાત દિવસ ખુલ્લુ અન્નસત્ર' એવા અર્થમા છે.

## ૧૦. सत्तूकार 'સદાવ્રત'

નીર નિવાણિહિ સત્તૂકારા.
આબૂરાસ (૧૨૩૨), ૧૫.

ચિહૂ દસિ માંડ્યા સત્તુકાર
અસાઈતકૃત હંસાઉલી (૧૩૬૦), ૧, ૨૧.

શાહે માડિઉં શત્તૂકાર
વાસુકૃત કર્ણકથા પા. ૭, પ. ૬.

કો કહિ માહિનશ કેટલા શત્રુકારે પરચવી મિલા
કર્ણકથા, પા. ૭, પં. ૧૩.

શાહે માડ્યડ શત્રુકાર.
કનકસુંદરકૃત સગાળશાહ રાસ પા. ૨૪ પ. ૭.

શત્રુકારિ જિમઈ જન સહૂ.
સગાળશાહ રાસ, પા. ૨૫, પ. ૩.

શત્તાગાર બાર તુ ખૂરિ.
સગાળશાહ રાસ, પા. ૪૩, પ ૧૩

તેના ચાલિ સત્તુકાર
નાકરકૃત સગાળપુરી ૧, પા ૧૨૫, પં. ૩.

શત્તૂકાર, શત્રુકાર, શત્રૂકાર, સત્તુકાર, ને શત્તાગાર એવા વિવિધ સ્વરૂપે દેખાતો આ શબ્દ 'અન્નસત્ર' કે 'સદાવ્રત' એવા અર્થમા બધે પ્રયોજાયો છે.

અપભ્રંશમાં પુષ્પદન્તકૃત महापुराण (સંધિ ૯, કડવક ૧, પંક્તિ ૯.)માં આ શબ્દ મળે છે:

लिङ्गि-णीस-णर-सत्तूगारहिं

શ્રમણને વર્જવાના છેંતાળીશ પ્રકારના આહારદોષ ગણાવતાં આમાં કહે છે કે સાધુલિંગીનું, અકિંચનનું ને સદાવ્રતનું અન્ન દોષિત છે. सत्तूगार° ને માટે सत्तुगार, सत्तुउग्गार ને सत्तुगार એટલા પાઠાન્તરો છે.

જૈન સંસ્કૃતમાં પણ સત્રાગાર (સત્રાકાર) મળે છે: પ્રબંધકોશમાં सत्राकारे (૯૧, ૨૫) અને सत्रगारे (૧૨૯) આવે છે. હેમચંદ્રના ત્રિશષ્ટિશલાકામાં सत्रशाला 'અન્નસત્ર' મળે છે.

सक्तु (કે शक्तु) ('જવનો લોટ,' ગુ. સત્તુ, સાતુ, સાતવો, સાથવો)+अगारમાંથી सत्तुगार સધાયો લાગે છે. सत्तूगारના तूની દીર્ઘતા सत्तुय (सक्तुक) પરથી સિદ્ધ થાય. गકાર અઘોષ થઈ सत्तुकार કેમ થયો તે જોવાનું રહે છે. शत्तागारને દેખીતાં सत्र+अगार સાથે સાંકળી દઈ શકાય, 'અન્નસત્રનું અગાર'. सत्रूकार એમ ત્રવાળું સ્વરૂપ સંસ્કૃતની અસર નીચે હોય.

*

# ગુજરાતી ભાષાનો ઉદ્‌ગમ*

ગુજરાતી ભાષાના ઉદ્‌ગમનો વિષય—એટલે કે ભાષાના સ્વરૂપ, બંધારણ કે ઇતિહાસનો વિષય શાસ્ત્રીય ગણાય. અને સાહિત્યના—એટલે કે કલ્પનોત્થ સાહિત્યના વિષયમાં લોકોને જેટલો રસ કે જિજ્ઞાસા હોય તેટલો રસ કે તેટલી જિજ્ઞાસા શાસ્ત્રીય સાહિત્યના વિષયમાં હોય નહીં એ આપણે જાણીએ છીએ. તેમાંયે આપણે ત્યાં તો અભ્યાસના વિષયો તરફ સવિશેષ ઉપેક્ષા કે અણગમો પ્રવર્તે છે. વૈજ્ઞાનિક સંશોધન બાજુએ રાખીએ તો પણ ભાષા, છંદ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, ઇતિહાસ ઇત્યાદિને લગતું સાહિત્ય ગુજરાતીમાં કેટલું? તેમાં રસ લેનાર વ્યક્તિઓ કેટલી? પણ આ બાબત વિચારીએ ત્યારે આપણે ભૂલવું ન જોઈએ કે કલ્પનોત્થ વાઙ્‌મયની સાથોસાથ શાસ્ત્રીય વાઙ્‌મયનું ખેડાણ પણ દરેક સંસ્કારી ભાષામાં થતું જ આવ્યું છે. માનવીના મનનું એક પાસું કલ્પના ને ઊર્મિની સૃષ્ટિ રચવાનું સામર્થ્ય ધરાવે છે, તો તેનું બીજું પાસું નિરીક્ષણ ને પરીક્ષણની, પૃથક્કરણ ને સંયોજનની પદ્ધતિ પ્રયોજી, ચિંતન અને અનુમાનના ફળરૂપ શાસ્ત્રો રચવામાં—વિશ્વ વિશેનું જ્ઞાન વધારવામાં પ્રવૃત્ત થતું હોય છે. પશ્ચિમમાં શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક વિષયો તરફ પણ ઘણું લક્ષ અપાય છે. આપણે ત્યાં જ—તે પણ ખાસ તો વર્તમાન સમયમાં—વિદ્યાનું આરાધન નીરસ અને શુષ્ક ગણવાનું વલણ જોરમાં છે, અને શાસ્ત્રીય સાહિત્યનું દારિદ્ર્ય આપણને ખાસ ખટકતું હોય તેમ લાગતું નથી. પણ કોઈપણ પ્રજાની સંસ્કારિતાનું માપ વિદ્યા ને કલાના ક્ષેત્રોમાં તેણે સાધેલા સર્વાંગીણ વિકાસ પરથી ને તેણે કરેલા મૌલિક પ્રદાન પરથી જ નીકળે છે, એ હકીકત આપણે વીસરી ન શકીએ.

ગુજરાતી ભાષાના ઉદ્‌ગમ વિશે વિચાર કરનારને કેટલીક જટિલ મુશ્કેલીઓનો સામનો કરવાનો રહે છે, કેમ કે ભાષાશાસ્ત્રનો વિષય સુગમ નથી. વળી આ વિષયને લગતું પ્રારંભિક કાર્ય પણ બહુ ઓછું થયું છે, અને ગુજરાતી ભાષાના ઉદ્‌ગમના પ્રશ્નની સાથે બીજા અનેક ચર્ચાસ્પદ પ્રશ્નો સંકળાયેલા છે, જેમના વિશે વિદ્વાનોમાં સારો એવો મતભેદ પ્રવર્તે છે. વિષય અટપટો હોવાને કારણે ઝાઝા અભ્યાસીઓએ તેને હાથમાં નથી લીધો. પણ કોઈકોઈ અભ્યાસી આમાં રસ લે તો જ કાંઈક એ વિષયનું જ્ઞાન વધે અને બીજા લોકો તેમાં રસ લેતા થાય. વિષય વિસ્તૃત અને ચર્ચાસ્પદ હોવાથી મુખ્ય મુદ્દાઓનો સ્પર્શ કરવા સિવાય અહીં વિશેષ વિચાર કરવાનું નહીં બને.

*જ્ઞાનપ્રસારક મંડળી (મુંબઈ)ના આશ્રયે ૧૬-૧૧-૫૦ ને દિવસે આપેલું વ્યાખ્યાન

વ્યાખ્યાનવિષયને હાથ ધરતા પહેલા વિષયની મર્યાદાઓનો નિર્દેશ કરી લઉં ગુજરાતી ભાષાના પ્રાચીન સ્વરૂપની કે તેના મૂળની તપાસ તે ભાષામા રચાયેલા પ્રાચીન સાહિત્યને આધારે કે તેની બીજી લેખી સામગ્રીને આધારે જ કરી શકાય સદ્‌ભાગ્યે પ્રાચીન ગુજરાતીના અભ્યાસ માટે આપણી પાસે આવી સામગ્રી પૂરતી છે, ઉત્તર ભારતની બીજી કોઈ પણ ભાષા કરતા ગુજરાતી માટે પુષ્કળ પ્રમાણમા પ્રાચીન સાહિત્ય ઉપલબ્ધ છે પણ સામગ્રી વિપુલપણે મળતી હોવા છતા આપણે તેનો ઘટતો ઉપયોગ કરી શકીએ તેવી સ્થિતિમા નથી, એ તેટલી જ દુખદ હકીકત છે કારણ, પ્રાચીન કૃતિઓની શાસ્ત્રીય અને આલોચનાત્મક પદ્ધતિએ તૈયાર કરેલી આવૃત્તિઓ મળે ત્યારે જ તેમને આધારે સૈકાવાર ભાષાસ્વરૂપનો વૃત્તાત આપી શકાય અને પરિણામે ભાષાનો સીલસીલાબધ ઇતિહાસ રચી શકાય પ્રાચીન ગુજરાતી કૃતિઓ વ્યવસ્થિત રીતે સપાદિત થઈ નથી એટલે ભાષાકીય દૃષ્ટિએ તેમનુ મૂલ્ય બહુ નથી, અને તેમને આધારે દોરેલા નિર્ણયો પણ સામાન્ય સ્વરૂપના અને અશે અટકળિયા રહે છે, ભાષાકીય સામગ્રી ચોક્કસ સ્વરૂપની હોય ત્યારે જ વિગતદૃષ્ટિએય સપૂર્ણ ચોકસાઈ ધરાવતા સ્પષ્ટરેખ નિર્ણયો બાધી શકાય તે જ પ્રમાણે અપભ્રશ ભાષા અને સાહિત્યને લગતુ સશોધન હજી આરભદશામા હોવાથી આપણને એવી જ મુશ્કેલી નડે છે કેમકે અપભ્રશનો ગુજરાતીના મૂળ સાથે ઘનિષ્ઠ સબધ છે, અને અપભ્રશના બધારણ અને સ્વરૂપનો સ્પષ્ટ ખ્યાલ મેળવ્યા પછી જ ગુજરાતીના ઉદ્‌ભવ વિશે પૂરતી પ્રામાણિકતાથી તપાસ થઈ શકે, આટલા ઉપરથી મારા આજના વ્યાખ્યાનવિષયની મર્યાદાઓનો આપને કઈક ખ્યાલ આવશે

આટલા પ્રાસ્તાવિક વક્તવ્ય પછી હુ મુખ્ય વિષય હાથમા લઉં છુ ગુજરાતી ભાષા વિશે વિચાર કરવાનુ હાથ ધરીએ એટલે પ્રથમ તો ભાષા માત્રને લગતા કેટલાક નિયમો ધ્યાનમા રાખવાના રહે ભાષા ગમે તે પ્રદેશની ને ગમે તે સમયની હોય, દરેક ભાષાના સ્વરૂપ અને વિકાસનુ નિયમન કરતા કેટલાક સિદ્ધાતો હોય છે આ સિદ્ધાતો અનેક ભાષાઓના બધારણ અને ઇતિહાસના અભ્યાસ પરથી તારવેલા છે ગુજરાતી વિષે વિચાર કરતા આવા કેટલાક સિદ્ધાતો ગણતરીમા લેવા આવશ્યક છે

આપણે સૌ જાણીએ છીએ કે ભાષામાત્ર સતત પરિવર્તનશીલ છે, સમયના વહેવા સાથે ક્રમેક્રમે, સૂક્ષ્મ રીતે, અભાનપણે ભાષાનુ સ્વરૂપ અવિરત પલટાતુ જાય છે. ઉચ્ચારણ, વ્યાકરણ, શબ્દભડોળ, વાક્યરચના, ભાષારૂઢિ ને બધારણ—એમ ભાષાના અગપ્રત્યગનુ વધતુઘટતુ રૂપાન્તર થતુ રહે છે

અને આ રીતે જેમ કાળને અનુસરીને ભાષામાં વિકાર થાય છે, તેમ સ્થળને અનુસરીને યે ભાષાસ્વરૂપમાં પલટો આવે છે. અમુક પ્રદેશ પર એકરૂપે બોલાતી ભાષાની એકરૂપતા ઝાઝો સમય ભાગ્યે જ ટકી રહે છે. તે પ્રદેશના જુદાજુદા વિભાગો વચ્ચેનો સંબંધ ને વ્યવહાર ઐતિહાસિક કારણોને લીધે ઓછો થતાં, તે તે વિભાગનાં લોકોની બોલીમાં આગવી વિશિષ્ટતાઓ વિકસે છે—એટલે કે એકરૂપે બોલાતી ભાષામાંથી પ્રાદેશિક બોલીઓ ઉદ્ભવે છે. ઐતિહાસિક બળોની અનુકૂળતા મળતાં આ બોલીઓ સ્વતંત્ર વ્યક્તિત્વ વાળી ભાષાઓ બની રહે છે. જેમ એક મૂળ પુરુષમાંથી પુત્ર-પૌત્રાદિક પરિવારનો વિસ્તાર થાય છે, તેમ એકરૂપતા ધરાવતી એક ભાષા સમયને અને સ્થળને અનુસરી અનેક રૂપાંતરો પામે છે. આ પ્રકારે એકમાંથી અનેકરૂપે બની રહેલી ભાષાઓ અને બોલીઓ એક જ કુટુંબ કે પરિવારની કહેવાય છે. જગતની ભાષાઓને આવા ભિન્નભિન્ન પરિવારમાં વિભક્ત કરાય છે.

આ દષ્ટિએ ઉત્તર ભારતની ઘણીખરી ભાષાઓ જેને અંગ્રેજીમાં 'ઈંડો-યુરોપીયન' (Indo-European) એટલે કે ભારત-યુરોપીય કહે છે તે પરિવારની છે, એટલે કે મૂળે એકરૂપે રહેતી ભારત-યુરોપીય ભાષાના જ એ કાળક્રમે થયેલાં રૂપાંતરો છે. ગ્રીક, લૅટીન વગેરે કેટલીક યુરોપની ભાષાઓ, તેમજ અવેસ્તી વગેરે કેટલીક એશિયાઈ ભાષાઓ ભારત-યુરોપીય પરિવારની છે. એ ભારત-યુરોપીય પરિવારની ભારતવર્ષમાંની શાખા વિદ્વાનોમાં ભારતીય-આર્ય (અંગ્રેજી Indo-Aryan) નામે જાણીતી છે. ઉત્તર ભારતની પ્રાચીન સમયની સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાઓ તેમજ તેમાંથી ક્રમે ઉદ્ભવેલી ગુજરાતી, હિંદી, મરાઠી, બંગાળી વગેરે અર્વાચીન ભાષાઓ આ ભારતીય-આર્ય શાખાની છે.

ભારતીય-આર્યનો વિકાસ ત્રણ તબક્કામાં વહેંચી શકાય છે: પ્રાચીન ભારતીય-આર્ય (અંગ્રેજી Old Indo-Aryan), માધ્યમિક ભારતીય-આર્ય (અંગ્રેજી Middle Indo-Aryan) અને અર્વાચીન ભારતીય-આર્ય (અંગ્રેજી New Indo-Aryan). વૈદિક ભાષા, સંસ્કૃત વગેરેનો સમાવેશ પહેલી ભૂમિકામાં, પાલી, પ્રાકૃતો, અપભ્રંશ વગેરેનો સમાવેશ બીજી ભૂમિકામાં અને હિંદી, બંગાળી, ગુજરાતી વગેરે ઉત્તર ભારતની અર્વાચીન ભાષાઓનો સમાવેશ ત્રીજી ભૂમિકામાં થાય છે. સામાન્ય વપરાશ માટે આપણે આ ભૂમિકાઓને સંસ્કૃત, પ્રાકૃત અને અર્વાચીન ભૂમિકા કહી શકીએ.

ભારતીય-આર્યની આ ત્રણમાંથી બીજી ભૂમિકાનો—એટલે કે માધ્યમિક ભારતીય-આર્ય કે પ્રાકૃત ભૂમિકાનો—આરંભ ઈસુ પૂર્વે છઠ્ઠી સદી લગભગ થયો હતો. બુદ્ધ અને મહાવીરે તેમના સમયમાં પંડિતો અને શિષ્ટ વર્ગમાં પ્રચલિત સંસ્કૃત ભાષામાં ઉપદેશ નહીં કરતાં, સામાન્ય જનતાની નિત્યના વ્યવહારની ભાષામાં ઉપદેશ અને પ્રચાર કરવાનું પસંદ કર્યું હતું. આ રીતે સંસ્કૃતની જેમ માધ્યમિક ભૂમિકાની એક પ્રાચીનતમ ભાષાને પણ પ્રતિષ્ઠા મળી. તેના અવશેષો આપણી પાસે જળવાઈ નથી રહ્યા, પણ ઈસુ પૂર્વે ત્રીજી સદીની બોલીઓના કેટલાક નમૂના અણિશુદ્ધ રૂપમા સચવાએલા આપણને મળે છે. તેમનો આધાર અશોકનાં ઉત્કીર્ણ લેખો છે. એ લેખોની ભાષામાં આપણે પ્રાચ્ય, ઉત્તર ને પશ્ચિમી કે પાશ્ચાત્ય એમ ત્રણેક પ્રાદેશિક ભેદો તારવી શકીએ છીએ. અશોકના ગિરનારના લેખની બોલી પશ્ચિમ વિભાગની અશોક-કાલીન લોકબોલીની પ્રતિનિધિ છે. તેનો ઉલ્લેખ કરવાનું અહીં એટલા માટે પ્રાપ્ત થાય છે કે, એકાદ લાક્ષણિકતાની બાબતમાં ગુજરાતી સાથે તેનો સંબંધ હોય તેમ લાગે છે. પાછળના અવયવ તરીકે રકાર હોય તેવા સંયુક્ત વ્યંજનોમા રકાર જાળવી રાખવાનું જે વલણ ગુજરાતી અને અપભ્રંશમાં જોઈ શકાય છે, તે ગિરનારની બોલીમાં પણ વ્યક્ત થયેલું છે.

અશોકકાલીન બોલીઓ પછી ઘણી સદીઓ સુધી ગુજરાતની કે તેની સાથે ભાષાદૃષ્ટિએ સંબદ્ધ પ્રદેશની વિશિષ્ટ ભાષા વિષે કશો ઉલ્લેખ મળતો નથી. મુખ્ય ભાગે ઈસની ત્રીજી સદી લગભગના ગણાતા ભરતનાટ્યશાસ્ત્રના એક ઉલ્લેખ પરથી હાલના માળવાના પ્રદેશમા અવન્તિજા નામે વિશિષ્ટ ભાષાભેદ બોલચાલના વપરાશમા હોવાનું અનુમાન કરી શકાય છે. ઉપરાંત ભારતના પશ્ચિમ કાંઠા પર શરૂઆતમાં વસવાટ કરી રહેલી આભીર જાતિની પોતાની ખાસ બોલી હોવાનું આપણે તેમાંથી જાણીએ છીએ. પણ તે વિષે આથી કશો વધારે પ્રકાશ પડે તેવી સામગ્રીનો અભાવ છે.

આ પછી ગુજરાતીના મૂળ અને ઉદ્ગમ સાથે જેને ઘણો નિકટનો સંબંધ છે તે ભાષા વિષે વિચાર કરીએ. આ ભાષાનું સ્થાન માધ્યમિક ભૂમિકાની અંતિમ કક્ષામાં છે, અને તે અપભ્રંશ નામે જાણીતી છે. અપભ્રંશના મૂળ અને સ્વરૂપ વિષે મળતી માહિતી જોઈએ તેટલી, સ્પષ્ટ કે ચોકકસ નથી. એક અગત્યની સાહિત્યભાષા તરીકે આઠ સોથી હજાર વર્ષ જેટલા વિસ્તૃત ગાળા પર તેનો પ્રભાવ પથરાયેલો હોવા છતાં, આપણી પાસે ભાષાદૃષ્ટિએ અપભ્રંશનો કોઈ પ્રાચીન વિદ્વાનનો શાસ્ત્રીય વૃત્તાંત નથી. એટલું જ નહીં પણ અપભ્રંશ વિષેનાં પ્રાચીન લેખકોનાં વિધાનો ઉપરચોટિયાં

ભૂમિકાની ભાષા તે પશ્ચિમી હિંદી; માગધી પ્રાકૃતનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે માગધ અપભ્રંશ, અને તેનુ અર્વાચીન રૂપાંતર તે બંગાળી વગેરે.

પણ સાહિત્યકીય અપભ્રંશના સ્વરૂપ વિશેનો આ મત પ્રાચીન ઉલ્લેખોને ને આધારોને પૂર્ણપણે નજરમા ન લેવાને કારણે, અથવા તો તેમનો અર્થ ખોટી રીતે ઘટાવવાને કારણે બંધાયો છે. દેશભાષાઓ સાથે અપભ્રંશને એક ગણતા ઉલ્લેખો મુકાબલે પાછળના સમયના છે. પ્રાચીનતર કે જુદી પરંપરાના કેટલાક ઉલ્લેખોમા અપભ્રંશ શબ્દ કોઈ ભાષાભૂમિકાની સામાન્ય સંજ્ઞા તરીકે નહીં, પણ સાહિત્યમા પ્રયુક્ત અમુક ભાષાપ્રકારો માટે પ્રયોજાયો છે. સાતમી સદીનો દંડી આભીર વગેરે જાતિઓની ભાષા સાહિત્યમા અપભ્રંશ નામે જાણીતી હોવાનુ કહે છે. રુદ્રટનો ટીકાકાર નમિસાધુ અપભ્રંશના ઉપનાગર, આભીર અને ગ્રામ્ય એવા ત્રણ પ્રકાર હોવાનો એક પ્રાચીન મત ટાંકે છે. દસમી સદીનો રાજશેખર મારવાડ, સૌરાષ્ટ્ર વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોને અપભ્રંશના સ્થાન તરીકે ગણાવે છે. બારમી સદીનો હેમચંદ્ર કે જેણે અપભ્રંશનું વ્યાકરણ રચ્યુ છે તે અપભ્રંશનુ શિષ્ટમાન્ય, સાહિત્યભાષા તરીકે એક જ સ્વરૂપ હોય તે રીતે તેનુ પ્રતિપાદન કરે છે. કેટલાક વૈયાકરણોએ અપભ્રંશને એક પ્રાકૃતભેદ જ ગણાવ્યો છે તે પણ લક્ષમા રાખવાનુ છે. વળી આપણને મળતુ અપભ્રંશ સાહિત્ય સ્થૂળમાને એક જ પ્રકારના અપભ્રંશમા રચાયેલુ છે. અને તે ભાષા નિત્યના વપરાશની બોલચાલની ભાષા હોય એવુ નથી લાગતું. અપભ્રંશ ગદ્યની કોઈ પ્રતિનિધિકૃતિ હજી હાથ નથી લાગી એ પણ ઓછુ સૂચક નથી. આજે જેમ પ્રાકૃતોના વિવિધ ભેદોના ચોક્કસ નામો ને નમૂનાઓ મળે છે, તેવુ અપભ્રંશની બાબતમા કશુ કેમ નથી મળતુ? શૌરસેન કે માગધ અપભ્રંશ કોઈના જોવામા કેમ નથી આવ્યો? એટલે આ બધુ જોતા વધારે પ્રામાણિક મત તો એ જણાય છે કે સિંધુ, મરુ, માલવ, આનર્ત, કચ્છ, સૌરાષ્ટ્ર, લાટ વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોમાં શરૂઆતમા વસવાટ કરી રહેલી આભીર વગેરે કેટલીક જાતિઓની બોલીઓ, અમુક કારણોને લીધે અગત્ય પામતા, સાહિત્યમાં સ્થાન પામી અને અપભ્રંશ નામે ઓળખાવા લાગી. ગ્રામ્ય બોલીને તેના મૂળના અસંસ્કારિત સ્વરૂપમા શિષ્ટ સાહિત્યોચિત ન ગણે એટલે એ બોલીઓનુ પરિમાર્જિત સ્વરૂપ જ સાહિત્યરચના માટે વપરાયુ. આમ અપભ્રંશનો સંબંધ પશ્ચિમ કાંઠાની દેશભાષાઓ સાથે જ હતો. યાકોબી, આલ્સડોર્ફ, મોદી વગેરે વિદ્વાનોના આ નિર્ણય સાથે કોઈપણ તટસ્થ અભ્યાસી સમંત થશે. અપભ્રંશનો પ્રાચીન અર્થ આ જ જણાય છે.

અસ્પષ્ટ ને પરસ્પર વિરોધી છે. આને લઈને અર્વાચીન વિદ્વાનોમાં અપભ્રંશના મૂળ અને સ્વરૂપ વિષે સારા પ્રમાણમા મતભેદ છે. અપભ્રંશ સાહિત્ય પણ હમણાં હમણા પ્રસિદ્ધ થવા લાગ્યું છે. તેનો કોશ કે શાસ્ત્રીય વ્યાકરણ હજી તૈયાર થયા નથી. આથી ભાષાદષ્ટિએ તેનું સ્વરૂપ ચોક્કસપણે સમજવાના માર્ગમાં ઘણી અડચણો છે.

અપભ્રંશને લગતા પ્રાચીનતમ ઉલ્લેખ ઈસવી પાચમી સદીથી બહુ આગળ જતા નથી. સાતમી સદીનો બાણભટ્ટ 'ભાષાકવિ'નો ઉલ્લેખ કરે છે. છઠ્ઠી સદીનો વલભી રાજા ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એમ ત્રણે ભાષામા સાહિત્યરચના કરતો, એમ તેનો પુત્ર ધરસેન જણાવે છે. પાચમી સદીના જૈન મહારાષ્ટ્રી ગ્રંથ વસુદેવહિંડીમાના એક પદ્યમાં કેટલાંક વિશિષ્ટ-પણે અપભ્રંશ રૂપો વપરાયેલા છે તે પહેલાના કેટલાક બૌદ્ધ ગ્રંથોની સંકર સંસ્કૃત પર અને ત્રીજી સદી લગભગના જૈન માહારાષ્ટ્રી ગ્રંથ પઉમચરિયની ભાષા પર તત્કાલીન લોકબોલીની અપભ્રંશને મળતી અસર છે. આ ઉપરથી ઈસવી પાંચમીછઠ્ઠી શતાબ્દી લગભગમા અપભ્રંશ, સંસ્કૃત અને પ્રાકૃતોની હરોળમા ગણાવાને પાત્ર એક સાહિત્યભાષા તરીકે પ્રતિષ્ઠિત થઈ ચૂકી હતી એમ ચોક્કસ કહી શકાય.

પણ તેના સ્વરૂપ વિષે વિદ્વાનોમા પરસ્પરવિરોધી બે મતો પ્રચલિત છે. એક મતે જેટલા દેશભેદ હતા, તેટલા અપભ્રંશભેદ હતા. એટલે કે સંસ્કૃત અને પ્રાકૃતો એ સાહિત્યભાષાઓના વિરોધમા, જે પ્રાદેશિક બોલીઓ માધ્યમિક ભૂમિકાના અંતભાગમા જનતામા બોલચાલના સામાન્ય વપરાશમા હતી તે બધી આ મત પ્રમાણે સામાન્યપણે અપભ્રંશ નામે ઓળખાતી. નવમી સદીનો આલંકારિક રુદ્રટ દેશવિશેષ પ્રમાણે અપભ્રંશના ઘણા ભેદ હોવાનું જણાવે છે. તે પછીના વાગ્ભટ અને રામચંદ્ર-ગુણચંદ્રને પણ એ જ કહેવાનુ છે. પ્રાકૃતસર્વસ્વકાર માર્કંડેય અપભ્રંશના સત્યાવીશ જેટલા સૂક્ષ્મ ભેદો નોધે છે. આ પુરાવાને આધારે ગ્રીઅર્સન જેવા કેટલાક આધુનિક વિદ્વાનોની એવી માન્યતા થઈ કે અપભ્રંશ અને માધ્યમિક ભૂમિકાની ઉત્તર-કાલીન લોકબોલીઓ—'દેશી' કે 'દેશજ' ભાષાઓ વચ્ચે કશો ભેદ ન હતો. દરેક પ્રાકૃતભેદનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે અપભ્રંશ. આ દષ્ટિએ એક પક્ષે અર્વાચીન ભૂમિકાની પ્રાદેશિક બોલીઓ અને બીજે પક્ષે પ્રાકૃતો : એ બંનેને સાધનારી સંક્રમણભૂમિકા તે અપભ્રંશ. ઉદાહરણ તરીકે શૌરસેની પ્રાકૃતનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે શૌરસેન અપભ્રંશ, અને તેમાથી ઉદ્ભવેલી અર્વાચીન

ભૂમિકાની ભાષા તે પશ્ચિમી હિંદી; માગધી પ્રાકૃતનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે માગધ અપભ્રંશ, અને તેનુ અર્વાચીન રૂપાંતર તે બગાળી વગેરે.

પણ સાહિત્યકીય અપભ્રંશના સ્વરૂપ વિશેનો આ મત પ્રાચીન ઉલ્લેખોને ને આધારોને પૂર્ણપણે નજરમાં ન લેવાને કારણે, અથવા તો તેમનો અર્થ ખોટી રીતે ઘટાવવાને કારણે બધાયો છે. દેશભાષાઓ સાથે અપભ્રંશને એક ગણતા ઉલ્લેખો મુકાબલે પાછળના સમયના છે. પ્રાચીનતર કે જુદી પરંપરાના કેટલાક ઉલ્લેખોમાં અપભ્રંશ શબ્દ કોઈ ભાષાભૂમિકાની સામાન્ય સંજ્ઞા તરીકે નહીં, પણ સાહિત્યમાં પ્રયુક્ત અમુક ભાષાપ્રકારો માટે પ્રયોજાયો છે. સાતમી સદીનો દંડી આભીર વગેરે જાતિઓની ભાષા સાહિત્યમા અપભ્રશ નામે જાણીતી હોવાનુ કહે છે. રુદ્રટનો ટીકાકાર નમિસાધુ અપભ્રંશના ઉપનાગર, આભીર અને ગ્રામ્ય એવા ત્રણ પ્રકાર હોવાનો એક પ્રાચીન મત ટાકે છે. દસમી સદીનો રાજશેખર મારવાડ, સૌરાષ્ટ્ર વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોને અપભ્રંશના સ્થાન તરીકે ગણાવે છે. બારમી સદીનો હેમચંદ્ર કે જેણે અપભ્રંશનુ વ્યાકરણ રચ્યુ છે તે અપભ્રશનુ શિષ્ટમાન્ય સાહિત્યભાષા તરીકે એક જ સ્વરૂપ હોય તે રીતે તેનુ પ્રતિપાદન કરે છે. કેટલાક વૈયાકરણોએ અપભ્રંશને એક પ્રાકૃતભેદ જ ગણાવ્યો છે તે પણ લક્ષમા રાખવાનુ છે. વળી આપણને મળતુ અપભ્રંશ સાહિત્ય સ્થૂળમાને એક જ પ્રકારના અપભ્રંશમા રચાયેલુ છે. અને તે ભાષા નિત્યના વપરાશની બોલચાલની ભાષા હોય એવુ નથી લાગતું, અપભ્રંશ ગદ્યની કોઈ પ્રતિનિધિકૃતિ હજી હાથ નથી લાગી એ પણ ઓછુ સૂચક નથી. આજે જેમ પ્રાકૃતોના વિવિધ ભેદોના ચોક્કસ નામો ને નમૂનાઓ મળે છે, તેવુ અપભ્રંશની બાબતમા કશુ કેમ નથી મળતુ? શૌરસેન કે માગધ અપભ્રંશ કોઈના જોવામા કેમ નથી આવ્યો? એટલે આ બધુ જોતાં વધારે પ્રામાણિક મત તો એ જણાય છે કે સિંધુ, મરુ, માલવ, આનર્ત, કચ્છ, સૌરાષ્ટ્ર, લાટ વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોમા શરૂઆતમા વસવાટ કરી રહેલી આભીર વગેરે કેટલીક જાતિઓની બોલીઓ, અજ્ઞાત કારણોને લીધે અગત્ય પામતા, સાહિત્યમા સ્થાન પામી અને અપભ્રશ નામે ઓળખાવા લાગી. ગ્રામ્ય બોલીને તેના મૂળના અસંસ્કારિત સ્વરૂપમાં શિષ્ટવર્ગ સાહિત્યોચિત ન ગણે એટલે એ બોલીઓનુ પરિમાર્જિત સ્વરૂપ જ સાહિત્યરચના માટે વપરાયુ. આમ અપભ્રંશનો સંબધ પશ્ચિમ કાંઠાની દેશભાષાઓ સાથે જ હતો. યાકોબી, આલ્સડોર્ફ, મોદી વગેરે વિદ્વાનોના આ નિર્ણય સાથે કોઈપણ તટસ્થ અભ્યાસી સંમત થશે. અપભ્રંશનો પ્રાચીન અર્થ આ જ જણાય છે.

અસ્પષ્ટ ને પરસ્પર વિરોધી છે આને લઈને અર્વાચીન વિદ્વાનોમા અપભ્રંશના મૂળ અને સ્વરૂપ વિષે સારા પ્રમાણમા મતભેદ છે. અપભ્રંશ સાહિત્ય પણ હમણા હમણા પ્રસિદ્ધ થવા લાગ્યુ છે તેનો કોશ કે શાસ્ત્રીય વ્યાકરણ હજી તૈયાર થયા નથી આથી ભાષાદષ્ટિએ તેનુ સ્વરૂપ ચોક્કસપણે સમજવાના માર્ગમા ઘણી અડચણો છે.

અપભ્રંશને લગતા પ્રાચીનતમ ઉલ્લેખ ઈસવી પાચમી સદીથી બહુ આગળ જતા નથી. સાતમી સદીનો બાણભટ્ટ 'ભાષાકવિ'નો ઉલ્લેખ કરે છે છઠ્ઠી સદીનો વલભી રાજા ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એમ ત્રણે ભાષામા સાહિત્યરચના કરતો, એમ તેનો પુત્ર ધરસેન જણાવે છે પાચમી સદીના જૈન મહારાષ્ટ્રી ગ્રથ વસુદેવહિંડીમાના એક પદ્યમા કેટલાક વિશિષ્ટપણે અપભ્રંશ રૂપો વપરાયેલા છે તે પહેલાના કેટલાક બૌદ્ધ ગ્રંથોની સંસ્કૃત પર અને ત્રીજી સદી લગભગના જૈન માહારાષ્ટ્રી ગ્રથ પઉમચરિયની ભાષા પર તત્કાલીન લોકબોલીની અપભ્રંશને મળતી અસર છે આ ઉપરથી ઈસવી પાચમી-છઠ્ઠી શતાબ્દી લગભગમા અપભ્રંશ, સસ્કૃત અને પ્રાકૃતોની હરોળમા ગણાવાને પાત્ર એક સાહિત્યભાષા તરીકે પ્રતિષ્ઠિત થઈ ચૂકી હતી એમ ચોક્કસ કહી શકાય

પણ તેના સ્વરૂપ વિષે વિદ્વાનોમા પરસ્પરવિરોધી બે મતો પ્રચલિત છે એક મતે જેટલા દેશભેદ હતા, તેટલા અપભ્રંશભેદ હતા એટલે કે સસ્કૃત અને પ્રાકૃતો એ સાહિત્યભાષાઓના વિરોધમા, જે પ્રાદેશિક બોલીઓ માધ્યમિક ભૂમિકાના અતભાગમા જનતામા બોલચાલના સામાન્ય વપરાશમા હતી તે બધી આ મત પ્રમાણે સામાન્યપણે અપભ્રંશ નામે ઓળખાતી નવમી સદીનો આલકારિક રુદ્રટ દેશવિશેષ પ્રમાણે અપભ્રંશના ઘણા ભેદ હોવાનું જણાવે છે. તે પછીના વાગ્ભટ અને રામચન્દ્ર-ગુણચન્દ્રનો પણ એ જ કહેવાનુ છે પ્રાકૃતસર્વસ્વકાર માર્કંડેય અપભ્રંશના સત્યાવીશ જેટલા સૂક્ષ્મ ભેદો નોધે છે આ પુરાવાને આધારે ગ્રીયર્સન જેવા કેટલાક આધુનિક વિદ્વાનોની એવી માન્યતા થઈ કે અપભ્રંશ અને માધ્યમિક ભૂમિકાની ઉત્તરકાલીન લોકબોલીઓ—'દેશી' કે 'દેશજ' ભાષાઓ વચ્ચે કશો ભેદ ન હતો. દરેક પ્રાકૃતભેદનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે અપભ્રંશ આ દષ્ટિએ એક પક્ષે અર્વાચીન ભૂમિકાની પ્રાદેશિક બોલીઓ અને બીજે પક્ષે પ્રાકૃતો એ બંનેને સાધનારી સક્રમણભૂમિકા તે અપભ્રંશ ઉદાહરણ તરીકે શૌરસેની પ્રાકૃતનુ ઉત્તરકાલીન સ્વરૂપ તે શૌરસેન અપભ્રંશ, અને તેમાથી ઉદ્ભવેલી અર્વાચીન

ભૂમિકાની ભાષા તે પશ્ચિમી હિંદી; માગધી પ્રાકૃતનું ઉત્તરકાલીન સ્વરૂપ તે માગધ અપભ્રંશ, અને તેનુ અર્વાચીન રૂપાંતર તે બંગાળી વગેરે.

પણ સાહિત્યકીય અપભ્રંશના સ્વરૂપ વિશેનો આ મત પ્રાચીન ઉલ્લેખોને તે આધારોને પૂર્ણપણે નજરમાં ન લેવાને કારણે, અથવા તો તેમનો અર્થ ખોટી રીતે ઘટાવવાને કારણે બંધાયો છે. દેશભાષાઓ સાથે અપભ્રંશને એક ગણતા ઉલ્લેખો મુકાબલે પાછળના સમયના છે. પ્રાચીનતર કે જુદી પરંપરાના કેટલાક ઉલ્લેખોમાં અપભ્રંશ શબ્દ કોઈ ભાષાભૂમિકાની સામાન્ય સંજ્ઞા તરીકે નહીં, પણ સાહિત્યમા પ્રયુક્ત અમુક ભાષાપ્રકારો માટે પ્રયોજાયો છે. સાતમી સદીનો દંડી આભીર વગેરે જાતિઓની ભાષા સાહિત્યમા અપભ્રંશ નામે જાણીતી હોવાનુ કહે છે. રુદ્રટનો ટીકાકાર નમિસાધુ અપભ્રંશના ઉપનાગર, આભીર અને ગ્રામ્ય એવા ત્રણ પ્રકાર હોવાનો એક પ્રાચીન મત ટાંકે છે. દસમી સદીનો રાજશેખર મારવાડ, સૌરાષ્ટ્ર વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોને અપભ્રંશના સ્થાન તરીકે ગણાવે છે. બારમી સદીનો હેમચંદ્ર કે જેણે અપભ્રંશનુ વ્યાકરણ રચ્યું છે તે અપભ્રંશનું શિષ્ટમાન્ય સાહિત્યભાષા તરીકે એક જ સ્વરૂપ હોય તે રીતે તેનું પ્રતિપાદન કરે છે: કેટલાક વૈયાકરણોએ અપભ્રંશને એક પ્રાકૃતભેદ જ ગણાવ્યો છે તે પણ લક્ષમા રાખવાનું છે. વળી આપણને મળતું અપભ્રંશ સાહિત્ય સ્થૂળમાને એક જ પ્રકારના અપભ્રંશમા રચાયેલુ છે. અને તે ભાષા નિત્યના વપરાશની બોલચાલની ભાષા હોય એવુ નથી લાગતું. અપભ્રંશ ગદ્યની કોઈ પ્રતિનિધિકૃતિ હજી હાથ નથી લાગી એ પણ ઓછુ સૂચક નથી. આજે જેમ પ્રાકૃતોના વિવિધ ભેદોના ચોક્કસ નામો ને નમૂનાઓ મળે છે, તેવું અપભ્રંશની બાબતમાં કશું કેમ નથી મળતુ? શૌરસેન કે માગધ અપભ્રંશ કોઈના જોવામાં કેમ નથી આવ્યો? એટલે આ બધું જોતાં વધારે પ્રામાણિક મત તો એ જણાય છે કે સિંધુ, મરુ, માલવ, આનર્ત, કચ્છ, સૌરાષ્ટ્ર, લાટ વગેરે પશ્ચિમ કાંઠાના પ્રદેશોમા શરૂઆતમાં વસવાટ કરી રહેલી આભીર વગેરે કેટલીક જાતિઓની બોલીઓ, અજ્ઞાત કારણોને લીધે અગત્ય પામતાં, સાહિત્યમાં સ્થાન પામી અને અપભ્રંશ નામે ઓળખાવા લાગી. ગ્રામ્ય બોલીને તેના મૂળના અસંસ્કારિત સ્વરૂપમા શિષ્ટવર્ગ સાહિત્યોચિત ન ગણે એટલે એ બોલીઓનુ પરિમાર્જિત સ્વરૂપ જ સાહિત્યરચના માટે વપરાયુ. આમ અપભ્રંશનો સંબંધ પશ્ચિમ કાંઠાની દેશભાષાઓ સાથે જ હતો. યાકોબી, આલ્સડોર્ફ, મોદી વગેરે વિદ્વાનોના આ નિર્ણય સાથે કોઈપણ તટસ્થ અભ્યાસી સંમત થશે. અપભ્રંશનો પ્રાચીન અર્થ આ જ જણાય છે.

પણ તો પછી પ્રશ્ન થશે કે દેશભેદ પ્રમાણે અપભ્રંશના ભેદો હોવાના પહેલાના ઉલ્લેખોનું સમાધાન શું? આની ઉપપત્તિ અપભ્રંશના લાક્ષણિક સ્વરૂપમાં રહેલી છે. અપભ્રંશનું સ્વરૂપ બરાબર સમજવા માટે તેની પૂર્વ-ભૂમિકા ઉપર એક નજર નાખવી આવશ્યક છે. બુદ્ધ અને મહાવીરે એક માધ્યમિક ભૂમિકાની લોકબોલીમાં ઉપદેશ કર્યો. એટલે તેમનાં ઉપદેશવચનો પહેલાં તો તે બોલીમાં જ સંગ્રહાયા અને એ રીતે અમુક માધ્યમિક ભારતીય-આર્ય કે પ્રાકૃત ભૂમિકાની બોલીઓ ધાર્મિક સાહિત્યના વાહન તરીકે ઉપયોગમાં આવી. પછીના સમયમાં કોઈ પ્રાકૃતભેદ તેમાં ખેડાયેલા વિશિષ્ટ સાહિત્યપ્રકારને કારણે તો કોઈ, વાસ્તવિક પરિસ્થિતિના અધકચરા અનુકરણમાં નાટકનાં પાત્રોના અધિકારભેદ પ્રમાણે ભાષાભેદ રાખવાના પ્રઘાતને કારણે, સાહિત્યિક સ્વરૂપ પામ્યો; સમય જતાં આ સાહિત્યિક પ્રાકૃતોનું સ્વરૂપ વધારે ને વધારે રૂઢ ને ચોકઠાબદ્ધ થતું ગયું. બીજે પક્ષે બોલચાલની ભાષા તો સમયપ્રવાહ સાથે પલટાતી રહી. પરિણામ એ આવ્યું કે બોલચાલની ભાષા અને સાહિત્યિક પ્રાકૃતો વચ્ચે વધુ ને વધુ અંતર પડવા લાગ્યું. આમ જીવંત સંપર્ક ગુમાવતાં સાહિત્યમાં વપરાતી પ્રાકૃતોનું સ્વરૂપ વધારે ને વધારે કૃત્રિમ થતું ચાલ્યું. આપણને મળતી સાહિત્યગત પ્રાકૃતો તત્કાલીન બોલચાલની ભાષાઓનું ફીકું પ્રતિબિંબ જ રજૂ કરે છે.

આ કૃત્રિમ પ્રાકૃતોના વિરોધે અપભ્રંશનો વિકાસ અમુક અંશે સાવ જુદી જ ઘટના રજૂ કરે છે. અપભ્રંશના વિષયમાં સૌથી વધારે અગત્ય ધરાવતી હકીકત એ છે કે તે એક મિશ્ર સ્વરૂપની ભાષા હોવાનું જણાય છે. તેનાં ઉચ્ચારણ અને શબ્દકોશનું મૂળ એક છે, તેના વ્યાકરણનું મૂળ બીજું જ છે પ્રાકૃતો સાથે સરખાવતાં ઉચ્ચારણની બાબતમાં અપભ્રંશમાં ખાસ કોઈ ફરક નથી. બેચાર બાબતમાં સહેજસાજ પરિવર્તન દેખાય છે. તેનું ખાસ મૂલ્ય ન ગણાય. શબ્દકોશની બાબતમાં પણ એંશી-નેવું ટકા જેટલા શબ્દો અપભ્રંશ અને પ્રાકૃત વચ્ચે સમાન છે. માત્ર દેશ્ય શબ્દોનું પ્રમાણ પ્રાકૃતો કરતાં અપભ્રંશમાં વિશેષ છે, અને તેનું વલણ વધવા તરફ છે. પણ અપભ્રંશનો લાક્ષણિક ગણી શકાય તેવો અંશ તે તેનું વ્યાકરણ છે. અપભ્રંશમાં નામ અને આખ્યાતના પ્રત્યયો પ્રાકૃત પ્રત્યયોથી જુદા છે; કેટલાક નવતર છે, તો કેટલાક પ્રાકૃત પ્રત્યયોથી ધ્વનિદૃષ્ટિએ વધારે વિકસિત ભૂમિકા રજૂ કરે છે. અને એ પ્રત્યયો ગુજરાતી, પશ્ચિમી-હિંદી વગેરે જેવી અર્વાચીન ભૂમિકાની ભાષાઓના જે પ્રત્યયો છે, તેમના પૂર્વજ જેવા જણાય છે. તેવી જ રીતે ભાષાબંધારણની દૃષ્ટિએ જોઈએ તોપણ અપભ્રંશ પ્રાકૃતોથી ઠીકઠીક ભિન્ન

જણાય છે. ભાષારૂઢિ કે વિચારોને વ્યક્ત કરવાની વિશિષ્ટ લઢણ, સ્વાનુકારી ને પ્રાસરંગી તત્ત્વોનું પ્રાબલ્ય, બંધારણ વ્યસ્ત બનવા તરફ જોર પકડતું વલણ વગેરે જોતાં અપભ્રંશ અર્વાચીન ભૂમિકાની ભાષાની વધારે નિકટ છે. આ હકીકતોનો નિષ્કર્ષ એ નીકળશે કે એક પક્ષે પ્રાચીન ઉચ્ચારણ ચાલુ રાખીને, અને બીજે પક્ષે આભીરી વગેરે દેશબોલીઓનું વ્યાકરણ લઈને જે વિશિષ્ટ ભાષા સાહિત્યરચના માટે વપરાવા લાગી તે અપભ્રંશ આ સાહિત્યભાષાની પ્રતિષ્ઠા વધતાં તે વિશાળ પ્રદેશ પર પ્રચલિત થઈ હોય એ ઘણું સંભવિત છે. આમ થતાં અપભ્રંશના પાયામાં રહેલા દેશ્ય અંશનું પ્રમાણ વધવા લાગ્યું; જુદી જુદી સ્થાનિક બોલીઓનો તેને પાસ લાગ્યો, અને એમ દેશભેદ પ્રમાણે અપભ્રંશભેદ સ્વીકારાવા લાગ્યા એવું જણાય છે/

પણ એટલું યાદ રાખવાનું છે કે આપણને મળતા અપભ્રંશ સાહિત્યમાં ભાષા સ્થૂળમાને એકરૂપ જ છે. જુદા જુદા પ્રદેશોમાં રચાયેલી અપભ્રંશ કૃતિઓની ભાષા વચ્ચે કેટલોક સૂક્ષ્મ ફરક છે ખરો. પણ તે ફરકની ઉપપત્તિ અમુક અંશે સમયને અનુસરીને થયેલા વિકાસને આધારે આપી શકાય તેમ છે, અને બીજો જે કોઈ ભેદ છે, તે એટલો સ્પષ્ટરેખ કે ચોક્કસપણે લાક્ષણિક નથી, જેને લઈને આપણે અપભ્રંશની જુદીજુદી બોલીઓ ગણાવી શકીએ. હેમચંદ્ર પણ અપભ્રંશનું શિષ્ટમાન્ય એક જ સ્વરૂપ હોય તે રીતે તેનું પ્રતિપાદન કરે છે.[1] આધુનિક ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ હેમચંદ્રપ્રતિપાદિત અપભ્રંશમાં આપણે બેચાર બોલીઓનાં લક્ષણોની ભેળસેળ હોવાનું કહી શકીએ. પણ હેમચંદ્રની દૃષ્ટિએ પ્રાકૃતોમાં શૌરસેની, માગધી, પૈશાચી વગેરે વિશિષ્ટ વ્યક્તિત્વવાળા, જાણીતા અને સર્વમાન્ય ભેદો છે, તેવા કોઇ ભેદ અપભ્રંશમાં ન હતા એ નિ:શંક છે./ પોતાના કાવ્યાનુશાસનમાં હેમચંદ્રે ગ્રામ્યાપભ્રંશ કરીને એક અપભ્રંશભેદનો ઉલ્લેખ કર્યો છે, પણ તે તો શિષ્ટમાન્ય અપભ્રંશના વિરોધમાં, પુષ્કળ દેશ્ય તત્ત્વના મિશ્રણવાળી ભાષાને ઉદ્દેશીને હોય—'ગ્રામ્યાપભ્રંશ' એ સંજ્ઞા તેણે 'Vulgar Apabhraṁśa માટે વાપરી હોય—એમ સહજ સમાધાન કરી શકાય. નાગર અપભ્રંશ તરીકે જાણીતો અપભ્રંશ એ જ શિષ્ટમાન્ય અપભ્રંશ એમ આપણે સ્વીકારીએ તો 'નાગર'ના વિરોધે 'ગ્રામ્ય' સંજ્ઞાની યોગ્યતા ધ્યાનમાં બેસે.

ભાષાવિકાસની દૃષ્ટિએ અપભ્રંશની કેટલીક લાક્ષણિકતાઓ ખાસ ઉલ્લેખપાત્ર છે. 1 શબ્દોના અંત્યાક્ષરને હ્રસ્વ કરવાનું વલણ, 2 હ્રસ્વ

---

૧. આની વિસ્તૃત વિચારણા માટે જુઓ પ્રસ્તુત સંગ્રહમાં 'હેમચંદ્રીય અપભ્રંશનું સ્વરૂપ.'

ए, ऑ, નાસિક્ય વૃઁ અને અનુનાસિકનો બહોળો વપરાશ, રૂસંયુક્ત વ્યંજનોમાં ઉત્તરાવયવ તરીકે રહેલા રકારને જાળવી રાખવાનું અને ક્વચિત રકારનો પ્રક્ષેપ કરવાનું વલણ—આટલી અપભ્રંશની ધ્વનિવિષયક લાક્ષણિકતાઓ છે.' આમાંનું કોઈ કોઈ વલણ પ્રાચીન ગુજરાતીમાં ચાલુ રહ્યું છે. બીજું, પ્રત્યયો ઘસાઈ જતાં વિભક્તિઓ વચ્ચેનો સંભ્રમ વધતો ગયો અને અર્થબોધમાં મુશ્કેલીઓ ઊભી થવા લાગી, જેને પરિણામે વિશિષ્ટ વિભક્તિ-અર્થો દર્શાવવા, મૂળે સ્વતંત્રપણે વપરાતા શબ્દો—જેને 'અનુગો' કે પોસ્ટપોઝીશન્ઝ, post-positions કહે છે તે—અપભ્રંશમાં પ્રચારમાં આવ્યા. એ રીતે ભાષાનુ સ્વરૂપ વ્યસ્ત—એનલીટીકલ, analytical—દશા તરફ આગળ વધતું ગયુ. દેશ્ય શબ્દો અને પ્રાસંગી તથા રવાનુકારી શબ્દો પણ મુકાબલે મોટા પ્રમાણમાં વપરાવા લાગ્યા. ઉપર કહ્યું તેમ ગુજરાતી-મારવાડી અને પશ્ચિમી હિંદીના ઘણા પ્રત્યયોનું મૂળ અપભ્રંશમાં મળે છે. એ ભાષાઓની વાક્યરચનાની લઢણો, રૂઢોક્તિઓ અને વિશિષ્ટ કહેવતો પણ બીજરૂપે કે વિકસિતરૂપે અપભ્રંશમાં જડે છે.

આપણે ઉપર જોયુ કે અપભ્રંશના પાયામાં રહેલો દેશ્ય અંશ વૃદ્ધિ પામતો ગયો, એટલે વખત જતાં એ અપભ્રંશ અને બોલચાલની ભાષાઓ વચ્ચેનો ભેદ ભુંસાવા લાગ્યો, અને પાછળના સમયના અલંકારિકો અને વૈયાકરણો અપભ્રંશના અનેક પ્રકાર ગણાવવા લાગ્યા. આમાં અગીઆરમી સદીમાં થઈ ગયેલો ભોજ ગુર્જરોનો પોતાનો અપભ્રંશ હતો એવી નોંધ કરે છે. એટલે દસમી અગીઆરમી સદી સુધીમાં ગુર્જરો જે અપભ્રંશ વાપરતા હશે તેનું વ્યક્તિત્વ કેટલેક અંશે બંધાઈ ચૂક્યું હશે એમ આપણે અનુમાન કરી શકીએ, પણ એ ગુર્જર અપભ્રંશની વિશિષ્ટતા શી હતી, કઈ વિગતોમાં તે શિષ્ટમાન્ય અપભ્રંશથી કે અપભ્રંશના અન્ય પ્રકારોથી જુદો પડતો હતો એ જાણવાનું આપણી પાસે કશું સાધન નથી. આલ્સડોર્ફ અને યાકોબી એ વિદ્વાનોએ આ બાબત કેટલીક ચર્ચા કરી છે, પણ તેમની આધારભૂત સામગ્રી અધૂરી હોવાથી, તેમના નિર્ણયો વિશ્વસનીય નથી. હેમચંદ્ર ગુજરાતના હતા પણ તેમણે રચેલા અપભ્રંશ વ્યાકરણને 'ગુર્જર અપભ્રંશ' સાથે પ્રત્યક્ષપણે કશી લેવા દેવા નથી. કેમ કે પૂર્વાચાર્યો અને પૂર્વપ્રણાલીને અનુસરીને તેમણે બહુમાન્ય સાહિત્ય-પ્રયુક્ત ધોરણસરના અપભ્રંશનું વ્યાકરણ રચેલું છે. બોલચાલની ભાષાના સૂક્ષ્મ ભેદોનું અવલોકન કરી તેનું વ્યાકરણ રચવાનું વલણ આધુનિક છે. હેમચંદ્રીય અપભ્રંશમાં તત્કાલીન લોકબોલીની છાંટ આવી છે એ સાચું, પણ તે તદ્દન અજાણપણે. અપભ્રંશ બોલચાલની ભાષાની નિકટ હોવાથી, તેમાં થતું જતું સૂક્ષ્મ ક્રમિક રૂપાંતર તત્કાલીન લોકોની નજરે ચડે એ સંભવિત નથી.

મેં હમણાં જ કહ્યું કે હેમચંદ્રીય અપભ્રંશ પર તત્કાલીન લોકબોલીની છાંટ અજાણતા પડેલી છે. હેમચંદ્રીય અપભ્રંશમાંથી તારવી શકાતી ત્રણચાર વિગતો આવા પ્રભાવની દ્યોતક છે. પ્રથમ તો એ કે તેમાં પાંચ સાત શબ્દો એવા મળે છે જેમાં સંયુક્ત વ્યંજનને એકવડો કરવાનું ને સાથે કેટલીક વાર પૂર્વનો હ્રસ્વ સ્વર દીર્ઘ કરવાનું વલણ વ્યક્ત થાય છે. આગળ ઉપર આપણે જોશું કે આ વલણ લાક્ષણિક રીતે ગુજરાતી, હિંદી વગેરે અર્વાચીન ભૂમિકાની ભાષાઓમાં પ્રવર્તે છે. પ્રાકૃત અને અપભ્રંશ ભૂમિકાનાં શબ્દોમાં બેવડો વ્યંજન જળવાઈ રહે છે. બીજું, હેમચંદ્રીય અપભ્રંશમાં એક વાર करतु એવું વર્તમાન કૃદન્તનું રૂપ વપરાયેલું છે તે પણ સૂચક છે. આ करतु શુદ્ધ અપભ્રંશ करन्तु ( करन्तउ ) અને અર્વાચીન करतो, करता વચ્ચેની કડી જેવું છે. ત્રીજું, અને જે વાત પર ખાસ લક્ષ આપવાનું છે તે આ છે કે હેમચંદ્રીય અપભ્રંશમાં પ્રથમા એકવચનનુંમાં ढोल्ला અને ढोल्लु એમ આકારાન્ત તેમજ ઉકારાન્ત બંને પ્રકારનાં રૂપો મળે છે. હવે અર્વાચીન ભૂમિકાની ભાષાઓના વિસ્તારિત અકારન્ત અંગોનું પ્રથમા એકવચનનું રૂપ આકારાંત થાય છે કે ઉકારાન્ત તેને આધારે બે જૂથ પાડી શકાય છે. જેમ કે હિંદી घोडा, ગુજરાતી ઘોડો. આ રીતે હેમચંદ્રીય અપભ્રંશના સમયથી જ એટલે કે ૧૨ મી સદીથી જ આ રીતના ભિન્નભિન્ન વિકાસનાં બીજ વવાઈ ચૂક્યાં હોવાનું આપણે ચોક્કસપણે કહી શકીએ.

ગુજરાતીની પૂર્વભૂમિકા—કહો કે જનની—લેખે અપભ્રંશનાં ઉદ્‌ભવ, વિકાસ અને સ્વરૂપનો સહેજ વિસ્તારથી પરિચય આપવો પ્રાપ્ત થયો. પણ આપણે જાણીએ છીએ કે અપભ્રંશની ગુજરાતી, હિંદી જેવી અર્વાચીન ભૂમિકાની ભાષાઓ સાથે આંતરિક નિકટતા હોવા છતાં બાહ્ય દૃષ્ટિએ એ એક માધ્યમિક ભારતીય-આર્ય ભાષા જ છે, જ્યારે ગુજરાતી વગેરે અર્વાચીન ભારતીય-આર્ય ભૂમિકાની ભાષાઓ છે. એટલે ગુજરાતીના ઉદ્‌ગમનો વિચાર કરતાં અર્વાચીન ભૂમિકાને માધ્યમિક ભૂમિકાથી જુદી પાડતા મુખ્ય લક્ષણો ક્યાં ક્યાં છે તે આપણે તપાસી જવું પડશે.

અર્વાચીન ભૂમિકાનું તરત જ ધ્યાન ખેંચે તેવું એક લક્ષણ તે પૂર્વભૂમિકાના સંયુક્ત વ્યંજનોના પરિવર્તનને લગતું છે. સંસ્કૃત ભૂમિકાના સંયુક્ત વ્યંજનો, માધ્યમિક ભૂમિકામાં આવતાં સારૂપ્ય પામીને, પણ સંયુક્ત રૂપે જ જળવાઈ રહે છે. સં. कर्म નું પ્રાકૃત માં कम्म થાય છે. અપભ્રંશમા પણ कम्म જ રહે છે. પણ અર્વાચીન ભૂમિકામાં એ બેવડા વ્યંજનોમાં ફેરફાર થાય છે. કેટલાક અપવાદો બાદ કરતાં, પૂર્વભૂમિકાના બેવડા વ્યંજનો અર્વાચીન ભૂમિકામાં એકવડા

બને છે, અને તેમની પૂર્વેનો હ્રસ્વસ્વર સ્વરભાર પ્રતિકૂળ ન હોય તો દીર્ઘ થાય છે સયુક્ત વ્યજનોમા પૂર્વાવયવ તરીકે અનુનાસિક વ્યજન હોય તો, આગલો હ્રસ્વ સ્વર દીર્ઘ થવાની સાથે સાનુનાસિક પણ બને છે કમ્મ નુ અર્વાચીન ભૂમિકામા કામ થાય છે, અને પઞ્ચ નુ પાચ અર્વાચીન ભૂમિકાનું આ એક આગવુ લક્ષણ છે

૯ અર્વાચીન ભૂમિકાનુ બીજુ લક્ષણ છે ભાષાના ધારણની વ્યસ્તતા પ્રાકૃતમા અને ઘણે અશે અપભ્રશમા પણ નામ અને આખ્યાતના રૂપો પ્રત્યયો લગાડીને સિદ્ધ કરવામા આવે છે, અને અગ અને પ્રત્યય એકબીજા સાથે મળી જતા એકરૂપતા ધરાવતો એક શબ્દ નિષ્પન્ન થાય છે આને બદલે અર્વાચીન ભૂમિકામા વિભક્તિ અર્થોને સૂચવવા માટે સ્વતત્ર વ્યક્તિત્વ ધરાવતા શબ્દોનો પ્રત્યયોની જગાએ ઉપયોગ થાય છે અને એ અનુગો જેમને લગાડી શકાય તેવુ એક સામાન્ય રૂપ (ઓ બ્લીક ફૉર્મ oblique form) અસ્તિત્વમા આવ્યુ છે, જ્યારે કાળના ભેદો વ્યક્ત કરવા માટે સહાયકારક ક્રિયાપદો પ્રચલિત થયા છે એ રીતે અર્વાચીન ભૂમિકામા સમસ્ત દશામાથી પસાર થઈને વ્યસ્ત બનવાનુ ઉત્કટ વલણ ઘણે ભાગે સિદ્ધ થઈ ચૂક્યુ છે,

આ પછી અજ્ઞાતમૂળના પુષ્કળ શબ્દોનો વપરાશ એ અર્વાચીન ભૂમિકાનુ ત્રીજુ લક્ષણ ગણાવી શકાય આવા શબ્દોને પ્રાકૃત વૈયાકરણોએ દેશ્ય નામ આપેલુ છે દેશ્ય એટલે જે શબ્દો પ્રાકૃતમા પ્રવર્તતા સામાન્ય ધ્વનિવલણોને આધારે સિદ્ધ ન થયા હોય, જે શબ્દોનુ પૂર્વરૂપ સસ્કૃતમા કે તેની પૂર્વભૂમિકામા ન જળવાઈ રહ્યુ હોય, જે શબ્દો દ્રાવિડી વગેરે ભારતની આર્યેતર ભાષામાથી અથવા તો ભારત બહારની પરદેશી જાતિઓની ભાષામાથી આવ્યા હોય તે બધા દેશ્ય અશ પ્રાકૃત કરતા અપભ્રશમા વધારે પ્રમાણમા છે, પણ અર્વાચીન ભૂમિકામા તો તેનુ પ્રમાણ ક્યાય વધી જાય છે,

આ દેશ્ય અશની સાથેસાથ પ્રાસગી અને રવાનુકારી શબ્દોની પ્રચુરતાને અને સ્વરભારના પરિવર્તનને પણ અર્વાચીન ભૂમિકાની એક લાક્ષણિકતા લેખે ગણાવી શકાય

આ બધી કસોટી જે ભાષા પાર કરે તે અર્વાચીન ભૂમિકાની ઠરે પ્રાચીન ગુજરાતીની આરભની કૃતિઓ વજ્રસેનસૂરિકૃત भरतेश्वर–बाहुबलि–घोर[1] (ઈ સ ૧૧૬૯ લગભગ) શાલિભદ્રકૃત भरतेश्वर–बाहुबलिरास (ઈ સ

[1] શોધ-પત્રિકા, માર્ચ, ૧૯૫૨, ૧૪૧–૧૪૭ (પ્રાચીન રાજસ્થાની કી એક મહત્ત્વપૂર્ણ કૃતિ)માં શ્રી ભવરલાલ નાહટા દ્વારા પ્રગટ

૧૧૮૫), ધર્મકૃત જંબૂસામિચરિત્ર (ઈ. સ. ૧૨૧૦) અને વિજયસેનસૂરિકૃત રેવંતગિરિરાસુ (ઈ. સ. ૧૨૩૦ આસપાસ) છે. આ કૃતિઓની ભાષા ઉપરની કસોટીએ અર્વાચીન ભૂમિકાની જણાય છે. ક્વચિત નવમી દસમી સદીની અપભ્રંશમાં પણ કોઈ કોઈ શબ્દમા બેવડા વ્યંજનને એકવડો કરવાનુ ને તેની પૂર્વેના હ્રસ્વ સ્વરને દીર્ઘ કરવાનું વલણ જોવા મળે છે. પણ ત્યાં આ વલણ છૂટકછૂટ શબ્દોમાં જોવા મળે છે, જ્યારે ઉપર્યુક્ત કૃતિઓમાં તે વ્યાપકપણે અને દૃઢમૂળ થયેલુ જોઈ શકાય છે. તેવી જ રીતે અનુગોનો વપરાશ અપભ્રંશ ભૂમિકાથી જ શરૂ થઈ ગયો છે, પણ પ્રાચીન ગુજરાતીની ઉપર ગણાવેલી કૃતિઓમાં તેમનો ઉપયોગ બહોળા પ્રમાણમા અને લાક્ષણિક રૂપે થયો છે. આમ પ્રાચીન ગુજરાતી બારમી સદીના ઉત્તરાર્ધમા તો સાહિત્યભાષા તરીકે વપરાતી થઈ ગઈ હતી. ઉપરાંત આપણે ઉપર જોયુ કે હેમચંદ્રીય અપભ્રંશને પણ અર્વાચીનતાનો પાસ લાગેલો છે. એ લક્ષમા લેતા બોલચાલના વ્યવહારમાં બારમી સદીના આરંભથી કે તે પહેલા પચીશ પચાસ વરસથી અર્વાચીન ભૂમિકા અસ્તિત્વમાં આવી ગઈ ગણાય.

આ ઈસવી બારમી સદીનો આરંભ એ ગુજરાતીના ઉદ્‌ગમ માટે આપેલી સમયમર્યાદા અભ્યાસદૃષ્ટિએ જ સાચી ગણાય. બાકી તો ભાષામાં અવિરતપણે પરિવર્તન થયા કરતું હોય છે. તેની ગતિ પ્રમાણમાં ધીમી અને સ્વરૂપ સૂક્ષ્મ અને ક્રમિક હોવાથી એ પરિવર્તન તત્કાલીન નજરે ચડતુ નથી. ભાષા બોલનાર લોકોને તો પોતાની ભાષા સદાને માટે એક રૂપે જ બોલાતી હોવાનો ભ્રમ રહે છે. ઉચ્ચારણમા પડતો જતો સૂક્ષ્મ ફરક, શબ્દોની ધીમે ધીમે બદલાતી જતી અર્થછાયા, પ્રચલિત શબ્દોનો વપરાશલોપ અને નવતર શબ્દોનો પ્રચાર, પ્રયોગોની ચડતીપડતી—આ પરિવર્તનોનો પેટાળમાં વહેતો પ્રવાહ ભાષા બોલનારના લક્ષની બહાર જ રહે છે. પણ પોણોસો કે સો વરસના અંતરે રહેલા બે ભાષાનમૂના તપાસતાં થયેલુ પરિવર્તન આપણે તરત પકડી શકીએ છીએ. જેમ આપણી આખ સામે સતત રહેતા માણસમા થતો ફેરફાર આપણે કળી શકતા નથી, પણ દસપંદર વરસને અંતરે એકની એક વ્યક્તિને જોતાં તેનામાં થયેલો ફેરફાર તરત જ દૃષ્ટિગોચર થાય છે, તેવુ જ ભાષાનુ છે. આમ હોવાથી કોઈ પણ ભાષાના ઇતિહાસમાં અમુક ચોક્કસ સમયે આગલી ભૂમિકા પૂરી થઈ ને નવી ભૂમિકા શરૂ થઈ એમ કદી પણ ન કહી શકાય. પણ ભાષામાં થતા પરિવર્તનની ગતિ એકધારી નથી હોતી. ઐતિહાસિક કારણોને લઈને અમુક એક ગાળામાં ભાષામાં પ્રમાણમાં થોડા ફેરફાર થતા હોય છે, તો બીજે સમયનો ગાળો એવો હોય છે, જેમાં ભાષાના વિવિધ

અંગોમાં વિપુલ પ્રમાણમાં પલટો આવે છે. જ્યારે પરિવર્તનનાં સંખ્યાબંધ વલણો અમુક સમયના ગાળામાં અપેક્ષાએ સ્થિર થયેલાં જોવામાં આવે ત્યારે ભાષાની નવી ભૂમિકા સિદ્ધ થઈ એમ કહી શકાય. નવી ભૂમિકાની તુલનામાં આગલી ભૂમિકાના અનેક લક્ષણોની કાયાપલટ થઈ ગયેલી દેખાય છે. અને એક ભૂમિકા પૂરી થાય અને બીજી ભૂમિકા સિદ્ધ થાય તે વચ્ચે હંમેશાં સંક્રાન્તિનો ગાળો સ્વીકારવાનો હોય છે, જેમાં કેટલીક બાબતમાં આગલી ભૂમિકાનાં વલણો અને પાછલી ભૂમિકાનાં વલણો સાથેસાથ પ્રવર્તતાં હોય છે. એ દૃષ્ટિએ ઇસવી અગીઆરમી સદી લગભગથી ઉત્તર ગુજરાત અને મારવાડના પ્રદેશની બોલચાલની ભાષામા અર્વાચીન વલણો પ્રબળ થયાં હોવાનુ અને ઇસવી બારમી સદીમાં તે વલણો સ્થિર થયા હોવાનુ આપણે માનીશું તો તે સયુક્તિક ગણાશે.

આપણી પાસે પ્રાચીન ગુજરાતીની ઠેઠ બારમી સદી લગભગની કૃતિઓ હોવાથી આપણે ગુજરાતીના ઉદ્ગમનો સમય કાંઈક ચોક્કસાઈ સાથે ઠરાવી શક્યા. ઉત્તર ભારતની બીજી અર્વાચીન ભૂમિકાની ભાષાઓનું સાહિત્ય આટલુ વહેલુ નથી મળતું, કેમ કે સાહિત્યભાષા તરીકે રૂઢ થયેલી ભાષાને બદલે બોલચાલની ભાષા સાહિત્યરચના માટે વપરાય તેવુ અસાધારણ સંજોગોમાં જ બને. અપભ્રંશ જેવી સદીઓથી પ્રતિષ્ઠિત સાહિત્યભાષાની તુલનામાં બોલચાલની ભાષા ગ્રામ્ય ગણાય, અને તેમાં સાહિત્ય રચવાનું કોઈની કલ્પનામાં પણ ન આવે. પણ અપભ્રંશમાં ક્રમેક્રમે 'ગ્રામ્ય' તત્ત્વોનું ભરણુ થતું ગયુ, એટલે શિષ્ટ અપભ્રંશની સાથેસાથ આ 'ગ્રામ્ય' તત્ત્વોવાળો—એટલે કે બોલચાલની ભાષાની સેળભેળવાળો ઉત્તરકાલીન અપભ્રંશ પણ સાહિત્યરચના માટે વપરાતો થયો. ઉપરાંત ગુજરાતના જૈનો (અને બૌદ્ધો)માં પહેલેથી જ સામાન્ય જનતાની ભાષામાં સાહિત્ય રચવાનો પ્રઘાત હોવાથી તેમણે અપભ્રંશની થોડીક છાંટવાળી લોકબોલીમાં જ સાહિત્ય રચવા માંડ્યુ. પ્રાચીનતમ ગુજરાતી કૃતિઓ જૈન લેખકોની છે તેનું એક કારણ આ છે.

અહીં મારું વક્તવ્ય પૂરું થાય છે. સંશોધન, અભ્યાસ અને મનન માગી લે તેવા સાહિત્ય તરફ જ્યારે આપણે ત્યાં સર્વત્ર વધતોઓછો અનાદર કે ઉપેક્ષા પ્રવર્તી રહ્યાં છે, ત્યારે જ્ઞાનપ્રસારક 'મંડળી જેવી સંસ્થા પોતાની' પરંપરા જાળવી રાખીને' એવા વિષયોને લગતાં ભાષણો યોજી અભ્યાસને ઉત્તેજન આપી રહી છે ઘણું પ્રશંસાપાત્ર છે.

*

# સંયુક્ત વ્યંજનના ઋજુભાવનો પ્રાચીનતમ પુરાવો

ગુજરાતી, પશ્ચિમ રાજસ્થાની, હિંદી, મરાઠી વગેરે જેવી કેટલીક અર્વા. ભારતીય–આર્ય ભાષાઓનું તેમની અપભ્રંશકાલીન પૂર્વ ભૂમિકાથી તેમને નોખી તારવનારું એક આગવુ લક્ષણ એ કે આ ભાષાઓમાં આગલી ભૂમિકાનો સ્વરમધ્યગત સંયુક્ત વ્યંજન અમુક શરતોને અનુસરીને ઋજુભાવ પામે છે ને ઘણુખરું એવા વ્યંજનની પૂર્વે રહેલો સ્વર મૂળે હ્રસ્વ હોય તો દીર્ઘ બને છે. આ લાક્ષણિકતા ગુજરાતી પૂરતી પહેલવહેલી ક્યારે દેખા દે છે એ બાબતની તપાસ કરતાં ટર્નરે આ વલણ ઈ. સ. ૧૩૦૦ ની આસપાસમાં પ્રચારમાં આવ્યું હોવાનો મત દર્શાવેલો. નરસિંહરાવે તેમના વિલ્સન–વ્યાખ્યાનોના બીજા ગ્રંથના સોળમા પૃષ્ઠ પર આ વિષયની ચર્ચા કરી ટર્નરે આપેલી સમય-મર્યાદાથી પચીશેક વરસ પછી એ ઋજુભાવનું વલણ ગુજરાતીમાં વિકસવા લાગ્યું હોવાનું જણાવ્યું છે*. પણ હવે તો બારમી સદીના મધ્યની—એટલે અદ્યાવધિ ઉપલબ્ધ જૂની ગુજરાતી સાહિત્ય કૃતિઓમાં પ્રાચીનત—વજ્રસેનસૂરિકૃત ભરતેશ્વર–બાહુબલિઘોર આપણી પાસે છે, અને તેમાં સંયોગના ઋજુભાવનુ વલણ આપણને અસંદિગ્ધ સ્વરૂપમાં જોવા મળે છે. એટલે બારમી સદીના પૂર્વાર્ધ પછીથી એ વલણે તત્કાલીન 'ગુજરાતીઓ'ની બોલીમાં વિકાસ–વિસ્તાર સાધવાનો આરંભ કરી દીધો હોવાનો મત સાધાર સ્થાપિત થયો ગણાય.

પણ થોડાક સમય પર પ્રકાશિત થયેલા એક સંસ્કૃત કથાગ્રંથમાં મળતા એક વિલક્ષણ શબ્દને આધારે આ મર્યાદા બસોએક સાલ હજી પણ આગળ ઠેલી શકાય એવું કાંઈક લાગે છે. આ. ને. ઉપાધ્યે સંપાદિત હરિષેણાચાર્યકૃત બૃહત્કથાકોશ વિસ્તૃત ને સંશોધનસમૃદ્ધ પ્રવેશક સાથે સિંઘી જૈન ગ્રંથમાળાના સત્તરમા ગ્રંથાંક તરીકે પ્રકાશિત થયેલો છે. પૃ. ૯૪–૧૧૨ પર કથાકોશમાં પ્રયુક્ત સંસ્કૃત ભાષાની લાક્ષણિકતાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જૈન ગ્રંથકારોને હાથે મધ્યયુગમાં રચાયેલી ઘણીયે સંસ્કૃત સાહિત્યકૃતિઓની ભાષા પ્રાકૃતના તેમજ તત્કાલીન લોકબોલીઓના ગાઢ પાશવાળી છે, અને આથી વિદ્વાનોએ તેને જૈન સંસ્કૃત એવી વિશિષ્ટ સંજ્ઞા આપી છે. કથાકોશની ભાષામાં મળતાં

---

* ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લીટરેચર, ૧ ૨, પા. ૩૬૧–૨ પર 'નરસિંહરાવ આ વલણ' ઠેઠ પાણિનિના સમય પહેલાંથી બીજરૂપે અસ્તિત્વમાં હોવાનું કહે છે, પણ તેમાં તેમણે ભિન્ન-ભિન્ન સ્વરૂપનાં બે ત્રણ ધ્વનિવલણો વચ્ચે ગરબડ કરી નાખી છે, અને નીચે ચર્ચેલો શબ્દ તો ચોખ્ખો 'અર્વાચીન' છે.

આવા જૈન સંસ્કૃતનાં (એટલે કે પ્રાકૃત અને લોકબોલીઓની અસરવાળાં) શબ્દો, રૂપો, પ્રયોગો વગેરેની વિગતી નોંધ ઉપાધ્યેએ પ્રવેશકના ઉપર્યુક્ત વિભાગમા આપી છે. આમાં એક વર્ગ એવા શબ્દોનો છે જેમાં પ્રાકૃત કે લોકબોલીના અમુક શબ્દના ઘટક ધ્વનિઓને, જે ધ્વનિવલણોને વશવર્તી સંસ્કૃતમાંથી પ્રાકૃતાદિ ભૂમિકામાં તે આવ્યા તે વલણોને આધારે ઊલટા બદલી, તે શબ્દનુ સંસ્કૃતીકરણ કરવામાં આવ્યુ છે. ઉ. ત. પ્રાકૃત पाणहा કે વિસ્તારિત पाणहिआ શબ્દ 'પગરખા'ના અર્થમાં જાણીતો છે ને તે સંસ્કૃત (उ) पानह् (સ્ત્રી.) પરથી આવ્યો છે. પણ पाणहिआની આ વ્યુત્પત્તિ પ્રત્યે દુર્લક્ષ થતાં, ને મૂળનો प्रा- પ્રાકૃતમા पा- તરીકે,-न्- એ -ण्- તરીકે ને -ता- એ -आ- તરીકે, આવતો હોવાના નિયમને આધારે 'પાછે પગલે' ચાલીને पाणहिआના સંસ્કૃત મૂળ તરીકે प्राणहिता (લૌકિક વ્યુત્પત્તિને આધારે 'પ્રાણ માટે હિતકર!') શબ્દ ઘડી કાઢવામાં આવ્યો, જે કથાકોશમા 'ઉપાનહ્'ના અર્થમાં પ્રયુક્ત થયો છે! આ પ્રકારની પ્રતિઘડતર (બૅક-ફૉર્મેશન, back-formation)-ની પ્રક્રિયાને અવલમ્બીને સધાયેલા કથાકોશના શબ્દોમાં એક ખાસ ધ્યાનપાત્ર શબ્દ છે मात्सलिका (કથાનક ૧૦૬, શ્લોક ૭૮—दृष्ट्वा मात्सलिका भूमौ पतितास्तज्जटान्तरात् । "તેની જટાની અંદરથી માછલીઓ, ભોય પર પડેલી જોઈને—"). ગુજ. શબ્દ **માછલી** સાથે સરખાવતાવેંત સ્પષ્ટ થશે કે मात्सलिका પ્રતિઘડતરનુ જ એક ઉદાહરણ છે. સંસ્કૃત मत्स्य- પ્રાકૃતમા मच्छ- રૂપે આવે છે. પછી अधल-,पगुल- વગેરેની જેમ સ્વાર્થિક -ल- ભળતાં થાય *मच्छल-, ને વિસ્તારિત સ્ત્રીલિંગ *मच्छलिया. હવે, કથાકોશનો मात्सलिका શબ્દ આ *मच्छलिया પરથી ન ઘડી શકાય, કારણ *मच्छलिया પરથી मत्सलिका જ પ્રતિઘડતર દ્વારા મળે, मात्सलिका નહીં. मात्सलिकाની જેમ, તેના પાયામાં રહેલા શબ્દમાં પણ मा- હોવો જોઈએ અને આ मा- मच्छलियाના मच्छ- અંશનુ સંયોગ-ઋજુત્વ ને પૂર્વસ્વર-દીર્ઘત્વના વલણને આધારે माछ- થાય ત્યારે જ આવી શકે. સંસ્કૃત -त्स- નો પ્રાકૃતમાં -च्छ- (वत्स- वच्छ- વગેરે) થતો હોવાથી પ્રતિઘડતરમાં माछली કે माछलियाના -छ-ને સ્થાને -त्स- મૂકતા मात्सलिका શબ્દ બને. આમ मात्सलिकाના આધાર-શબ્દ તરીકે माछली કે माछलिया સિદ્ધ થતાં, माछ- અંશમાં મૂર્ત થતું ઋજુભાવ ને પૂર્વદીર્ઘતાનું વલણ કથાકોશકાર હરિષેણના સમયની લોકભાષામાં સક્રિય હતુ એ અનુમાન સહજ બને છે. હરિષેણ ઘણુ કરીને વઢવાણનો રહેવાસી હતો અને તેણે કથાકોશની રચના ૯૩૧–૩૨ માં કરેલી. આથી દસમી સદીના

આરંભની "ગુજરાત"ની લોકબોલીમાં પૂર્વસ્વરના દીર્ઘીકરણ સાથે સંયુક્ત વ્યંજનના ઋજુભાવનું વલણ જાણીતું હતું એમ ફલિત થાય.

છેવટમાં એક આડવાતની નોંધ લઈ લઈએ કે અર્વા. ગુજ. શબ્દ માછલીના અંસાંશમાં રહેલો -લ્- મૂળ તરીકે -લ્લ્- ની અપેક્ષા રાખે છે, કારણ મૂળનો -લ્લ્- જ અર્વા. ગુજ. માં -લ્- તરીકે આવી શકે, મૂળના -લ્- નો તો અર્વા. ગુજ.માં -ळ- થાય. એટલે માત્સલિકાના મૂળમાં રહેલો લૌકિક શબ્દ એકવડા લકારવાળો હોવાથી અર્વા. ગુજ. માછલીના સીધા પૂર્વજ તરીકે તે ન હોઈ શકે, જ્યારે મરાઠી માસळીનો ળકાર તેને માત્સલિકાના આધારભૂત શબ્દની વધારે નિકટમાં મૂકી દે છે.

*

# અંગ્રેજી પ્રભાવ?

અર્વાચીન ગુજરાતી પરની અગ્રેજીની અસર વિશે વિચાર કરતા અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી ભૂમિકાઓને લક્ષમાં લીધા વિના આગળ જરા પણ ન વધાય. કારણ, જે કેટલાક પ્રયોગો અગ્રેજીની અસર તળે આપણી ભાષામા પ્રચલિત થયા હોવાનુ સૂચવવા આપણે લલચાઈયે, તે પ્રયોગો અંગ્રેજીનો સંપર્ક થયો તે પહેલા જ ગુજરાતમા પ્રચલિત હતા કે કેમ તે પૂર્વભૂમિકાઓ તપાસ્યા વિના ન જાણી શકાય અને ત્યાસુધી એ પ્રયોગો મૌલિક છે કે લીધેલા તેનો ચોક્કસ નિર્ણય ન થઈ શકે. ઉદાહરણ લેખે, આ વિષયમાં કરાયેલી એક સૂચનાત્મક નોધને[1] આપણે તપાસીએ.

क એ વિવાદમાં હું ન ઊતરું (ख. २) એવા શક્યાર્થ જેવા પ્રયોગને અંગ્રેજી 'I would not enter' જેવાની અસરનુ પરિણામ ગણી વિદેશી કહેવાનુ મન થાય; પણ પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભમાથી નીચેના પ્રાચીન ગુજરાતી ઉદાહરણ જુઓ:

૧. પાપ લાગઇં તેહ ભણી હૂં ન કરઉં (પૃ. ૯૭, પં. ૧૧ ઇ. સ. ૧૪૦૧–૧૪૯૩).

૨. એક બેટઓ આપણાઈં હાથિં લાલું-પાલું ઘસી ઈચ્છા ઊપની (પૃ. ૭૪, પં. ૧૪–૧૫, ઇ. સ. ૧૪૦૧–૧૪૪૩).

૩. ચાલુ ભાષામાં સાદા ભવિષ્યના નઞર્થ (હું લઈશ–હું નહીં લઉં)મા આ જ પ્રયોગ સામાન્યપણે વપરાય છે. અર્થ જુદો છે પણ, બંનેનુ (હું ન લઉં, હું નહીં લઉં) મૂળ એક છે. પ્રાચીન ભૂમિકામાં આ પ્રયોગ પણ જાણીતો છે: હવઈં કોઈ મોટઉં રાજ્ય છાંડી દીક્ષા નહીં લિઈં (પૃ. ૧૧૧, પ. ૫, ઇ. સ ૧૪૦૧–૧૪૪૩).

૪. સંશયાર્થમાં આવાં રૂપો પ્રાચીન ગુજરાતીમાં સામાન્ય પ્રચારમાં હતાં, અને મૂળે વર્તમાનના અર્થમાથી સંશયાર્થમા વિકસિત થઈ આવા રૂપો અનિશ્ચિતતાની અર્થછાયાના એક વાર ઘોતક બન્યા એટલે તેમાંથી ઉપર કહ્યો તેવો શક્યાર્થ કે વિધ્યર્થ જેવો ભાવ વિકસવો એ બહુ સ્વાભાવિક છે, અને ઘણી ભાષાઓમા આવો વિકાસ થયેલો છે.

---

૧. અમ્બા ડોલરરાય માકડે ('ભાષા', વાણી, માગશીર્ષ, ૨૦૦૪) કેટલાક ગુજરાતી પ્રયોગો અગ્રેજીની અસર નીચે આપણે ત્યા પ્રચારમાં આવ્યા હોવાનુ સૂચવેલુ તેની ચર્ચારૂપે લખાયેલી આ નોંધ સહેજ ફેરફાર સાથે અહીં આપી છે. 'પૂર્વપક્ષ' તરીકે લીધેલાં ટાચણો શ્રી. માંકડના ઉક્ત લેખમાથી છે ઊડતીઅછડતી નોધ તરીકે હોવાથી આમાં એકાદ હાથમાં આવ્યું તે સાધનનો જ ઉપયોગ કરેલો છે ટેસીટોરીમાથી વિશેષ સામગ્રી પૂરતી મળશે.

ख. **મારા જોવામાં કોઈ દોષ ન્હોતો** (ગ. ૨.) એવા પ્રયોગોમાં સામાન્ય કૃદન્ત (જોવા) નામ તરીકે વપરાય છે તે પણ શુદ્ધ ગુજરાતી છે. એક ટાંચણ આપું છું :

**છાંડવાઈ વાત આવી તઉ એકઈ વારઈ કાંઈ છાંડઈ** (પૃ. ૧૧૪, પં. ૧૫–૧૬, ઈ. સ. ૧૪૦૧–૧૪૪૩). પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભમાં ઔક્તિક પ્રકરણમાં આ પ્રકારનાં ઘણાં ઉદાહરણો છે.

ग. **દરેક નવયુવક અને યુવતીં મારા દાખલાથી ચેતે અને સમજે**–આવામાં **ચેતે ને સમજે** જે ક્રિયાસ્થિતિના વિધિદ્યોતક ભાવના વાહક છે, તે પણ અંગ્રેજી પ્રભાવનું પરિણામ માનવું આવશ્યક બનતું નથી. ઉપર क. માં કહ્યું છે તેમ આવો અર્થવિકાસ ભાષામાં સ્વતન્ત્રપણે જ થાય છે. વળી પ્રાચીન ગુજરાતીમાં વર્તમાન પહેલા પુરુષ બહુવચનમાં વપરાતા મૂળે વિધિદ્યોતક રૂપના નઞર્થ પ્રયોગો (**યોગીનું અંન ન ખાઈયે**) પરથી અન્ય પુરુષોમાં પણ એવા પ્રયોગો પ્રચલિત થયા હોવાનુ સમજી શકાય.

घ. સંકેતાર્થમાં અપૂર્ણ ભૂતકાળ (**તે બોલતો હોત**), પૂર્ણ ભૂતકાળ (**તે બોલ્યો હોત**) કે અભૂતાર્થક ભૂતકાળ (**તે બોલનાર હતો કે તે બોલવાનો હતો**) માટે પણ આપણે અંગ્રેજીનાં આભારી નથી. અંગ્રેજીના સંપર્ક પહેલાં વરસોથી એવા પ્રયોગ આપણી ભાષામાં સ્વતંત્રપણે પ્રચલિત થઈ ચૂક્યા હતા. એ નીચેનાં જેવાં ઉદાહરણો બતાવી આપે છે.

૧. **સ્વામી!** તું ધન્ય જિણિ તઈ હું ઊગારિઉ, **નહીં તુ તલારે હૂંતુ મારિઉ** (પૃ. ૧૪૦, પં. ૧૫–૧૬; ઈ. સ. ૧૪૨૨).

૨. **કરત, જાઓત, હુંત, લહત, પ્રામત** (પૃ. ૭૬, પં. ૭).

૩. **કરણહાર** વગેરે પ્રા. ગુજ. માં ખૂબ વપરાયેલાં છે, અને મરાઠી (**કરણાર**), અવધી (**કરણિહાર**) વગેરે સૂચવે છે કે એ સામાન્ય વારસાનાં હતાં.

ङ. **છતું, હુંતઉ** વગેરેના પ્રયોગથી સિદ્ધ થતાં સંયુક્ત કાળો પ્રાચીન ગુજરાતીમાં લાક્ષણિકપણે વિકસેલા હતા.

च. **શ્રીનેમિં મુખિઈં સ્વરૂપ જાંણી, એક બેટઓ આપણાઈં હાથિં લાલુંપાલું ઈસી ઈચ્છા ઊપજી** (પૃ. ૭૪, પં. ૧૪–૧૫). એવા વાક્યોમાંનો પ્રયોગ જોતાં, આપણા **નિઃશબ્દ આકાશ ક્યાં શરૂ થાય છે તે જાણવું પંડિતને પણ અઘરું પડત**, એમાં રહેલા વિશિષ્ટ પ્રયોગ પણ આપણે અંગ્રેજીમાંથી લીધો હોય એવી માન્યતાને નિરાધાર ઠરાવે છે.

*

# ૧–વ્યંજનનાશ* ?

ભાષાશાસ્ત્ર એક કૂટ ને ગહન શાસ્ત્ર હોવાનો જે ખોટોસાચો ખ્યાલ પ્રચલિત થયો છે તેનુ એક કારણ એ શાસ્ત્ર વધારે પડતુ અતંત્ર કે સ્વચ્છંદી હોવાની માન્યતા છે. બીજા શાસ્ત્રોમાં જે નિયમબદ્ધ ચોક્કસાઈ દેખાય છે તેનો અહીં ઘણાને અભાવ લાગે છે. અને આપણે ત્યાંનું ભાષાશાસ્ત્રીય સાહિત્ય જોતાં આ પ્રકારની માન્યતા કેમ બંધાઈ એ સહજમાં સમજાય એવુ છે. આપણા અત્યારસુધીના એ વિષયને લગતા સાહિત્યની એક પ્રમુખ ખામી પ્રતિપાદન–પદ્ધતિની છે. શાસ્ત્રીય અભ્યાસ ને સંશોધનમાં પ્રતિપાદન–પદ્ધતિ ખૂબ જ અગત્ય ધરાવે છે. નિરીક્ષણાદિને આધારે ભેગી કરેલી સામગ્રીનાં વર્ગીકરણ અને આંતરિક સંઘટનાની નિર્દોષતા પર જ સર્વસ્પર્શી અંતિમ નિયમો ને સિદ્ધાંતોના સ્વરૂપનો તેમ જ તેમના મૂલ્યનો આધાર રહેલો છે. વર્ગીકરણ અને તારવણીમાં સ્વીકૃત પદ્ધતિ સામાન્ય નિયમોના સ્વરૂપનિર્ણયમાં અને પરિણામે હકીકતોની સાચી સમજમાં સૌથી મોટો ભાગ ભજવે છે. સૌ શાસ્ત્રોને લાગુ પડતી આ વાત ભાષાશાસ્ત્ર માટે સવિશેષ મહત્ત્વની છે કારણ કે અહીં ઝીણીમોટી પારાવાર વિગતો સાથે કામ કરવાનું હોવાથી ભાષાસામગ્રીના વર્ગીકરણ ને ગોઠવણી ઊચિત રીતે ન થતાં તેમાં કંઈ કચાશ રહી જાય તો સામાન્ય નિયમની તારવણીના માર્ગમાં અનેક અપવાદો કાંટાની જેમ ફૂટી નીકળે અને આથી વસ્તુસ્થિતિને મૂર્ત કરતા ચિત્ર પર જ્યાં ને ત્યાં ડાઘાડપકા દેખા દે. પ્રાકૃત વૈયાકરણોએ પ્રાકૃત ભાષાસામગ્રીનું જે રીતે પ્રતિપાદન કર્યું છે, તેમાં આવી કેટલીક કચાશ દેખાય છે, ને તેવુ જ હેમચંદ્રગ્રથિત અપભ્રંશનુ છે. ગુજરાતીના અભ્યાસની દિશામાં થયેલા પ્રયત્નોમાં અભ્યાસ પ્રારંભદશામાં હોવાને લીધે આવી ક્ષતિઓ વધારે પ્રમાણમાં જણાય એ સ્વાભાવિક છે. અહીં આપણે નરસિંહરાવનાં વીલ્સન ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનોમાથી ચોથા વ્યાખ્યાનના તેરમા ઉત્સર્ગ વ્યંજનનાશ નો આ દૃષ્ટિએ વિચાર કરશું.[૧]

*પ્રતિપાદનપદ્ધતિ પુરાણી–કાંઈક અનાલોચક, 'અનક્રીટીકલ' uncritical હોવાને લીધે, કેટલાક પાયાના સિદ્ધાંતો દૂષિત હોવાને લીધે, આ વિષયનો અભ્યાસ ઘણી દિશાઓમા આગળ વધ્યો હોવાને લીધે અને નવતર સામગ્રી ઉપલબ્ધ બની હોવાને લીધે, ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લીટરેચરમાં ગુજરાતીનો ભાષાશાસ્ત્રીય અભ્યાસ કરવાનો નરસિંહરાવે કરેલો સમર્થ પ્રયત્ન અનેક સ્થળે અને અનેક દૃષ્ટિએ કાળગ્રસ્ત બની ગયો છે. કેટલીક બાબતોમાં તેની શુદ્ધિ કે પૂર્તિ કરવાની દૃષ્ટિએ તૈયાર કરવા ધારેલી લેખનમાળાનો આ પહેલો લેખ 'દંત્યોનો મૂર્ધન્યભાવ!', 'સ્વરમધ્યગત –ન્–' અને 'રકાર–પ્રક્ષેપ' એ પછી તૈયાર કર્યા હતા.

૧. નરસિંહરાવ, ઉક્ત ગ્રંથ, ૧, ૩૭૮–૨૮૫.

અભ્યાસની પદ્ધતિ વધારે ચોકસ અને ઝીણવટભરી બનતા જેમ હેમચંદ્રનું સ્વરાણા સ્વરા પ્રાયોઽપ્રત્યે એ વિધાન ખૂબ જ સ્થૂળરેખ બની જાય છે, તે પ્રમાણે જ આ 'વ્યંજન-નાશ'નું[2] છે વ્યંજનો ખાસ પ્રયોજન વિના વધારે પડતી ઊડાઊડ કરે એ સ્વાભાવિકપણે જ ચોંકાવનારી વાત ગણાય, કારણ આથી 'શાસ્ત્ર'ના આત્મા 'શાસન'—નિયમબદ્ધતા—પર સીધો ઘા પડે છે ભાષાશાસ્ત્રની થિયરી આવી ઘટનાથી અજાણ છે. એટલે અહીં એ બતાવવા પ્રયાસ કર્યો છે કે 'વ્યંજનનાશ'ના આ દોઢેક કોડી દાખલાઓમાથી કેટલાક કોઈ જાણીતા સામાન્ય નિયમને આધારે તો કેટલાક જુદી જ રીતે વ્યુત્પાદ્ય હોઈ તેમને સમજાવવા માટે કોઈ અસાધારણ પ્રક્રિયાની કલ્પના કરવાની જરૂર રહેતી નથી, જ્યારે બીજા કેટલાકમા વ્યંજન—એટલે કે અક્ષર—લોપાયો છે ખરો પણ તે એક ધડાકે નહીં, બે ત્રણ ક્રમપ્રાપ્ત સાધારણ પ્રક્રિયાઓને વશવર્તીને. આવી રીતની સમજૂતી જેમને લાગુ નથી પડતી એવો પણ એક શેષભાગ રહે છે પણ બીજા દાખલાઓની સમજૂતીના પ્રકાશમા આપણે કહી શકીએ કે આધારભૂત સામગ્રી વધારે પ્રમાણમા બહાર આવતા ને સશોધન વિસ્તૃત બનતા તે શેષશબ્દોની સખ્યા પણ વધુ ને વધુ નાની થતી જશે[3]

અહીં એક બે વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે. વ્યુત્પત્તિના વિષયમા ખાલી તર્કને માટે ખૂબ જ ઓછુ સ્થાન છે. નિર્બંધ તર્કમૂલક વ્યુત્પત્તિની બાબતમા બેચાર તુલ્યબળ વિકલ્પો સૂચવવા શક્ય હોઈ, તેમાથી કયો સાચો એનો નિર્ણય કરવાનુ કોઈ સાધન ન હોવાથી તેમને શાસ્ત્રીય ગણતરીની બહાર રાખવી એ જ યોગ્ય છે બીજુ, અમુક ધ્વનિવિકારની કલ્પના કરતા તેમનુ સમર્થન વ્યાપકપણે પ્રચલિત ધ્વનિવલણો દ્વારા અને તેતે ધ્વનિવલણોની સ્થળ-કાળની મર્યાદાઓને પૂરતી લક્ષમાં લઇને કરવું જોઈએ, ન છૂટકે જ વિરલ ધ્વનિપરિવર્તનો કે ધ્વનિવ્યાપારોની સહાય લવી ઘટે આ વાત બધી

---

૨ નરસિંહરાવે પોતે જ આ ઉત્સર્ગનું પ્રતિપાદન કરવાં શરૂઆતમા જ સ્પષ્ટ કર્યું છે કે એ ઉત્સર્ગ નીચે ચર્ચેલા શબ્દોમાં માત્ર વ્યજન નહીં પણ સસ્વર વ્યજન એટલે કે અક્ષરનો લોપ થાય છે પણ તેમના માનવા પ્રમાણે વ્યંજનલોપ એ મુખ્ય અને તેમાં રહેલા સ્વરનો—ઉદ્વૃત્ત સ્વરનો—લોપ એ વ્યંજનલોપનું એક અનુષગી ફળ હોવાથી પ્રસ્તુત પ્રક્રિયાને તેમણે 'વ્યંજન નાશ' નામ આપેલુ છે પણ આવો ભેદ પાડવો એ કૃત્રિમ છે અને વિશિષ્ટ શરતો નીચે જોવામા આવતી આવી પ્રક્રિયા અક્ષરલોપ' તરીકે જ ભાષાશાસ્ત્રમા જાણીતી છે

૩ નરસિંહરાવ નીચે ચર્ચ્યાં શબ્દોમાં 'વ્યંજનનાશ થતો હોવાની બાબતમાં સભાવનાઉ આછુપાતળુ પડ પણ ઊભુ કરી શકયા તેનું એક કારણ એ કે આમાથી કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ મુકાબલે ઘણી સ કુલ કે હજી અસ્પષ્ટ રહેલી છે

વ્યુત્પત્તિચર્ચાને લાગુ પડે છે, અને આ વિષયના દરેક અભ્યાસાર્થીને માટે મુદ્રાલેખ જેવી છે.

'વ્યંજનનાશ'નાં આ ઉદાહરણોમાંથી

૧. (૮) **લીલમ**, (૨૪) **કલવો**, ને (૨૬) **બંગી** એની વ્યુત્પત્તિઓ માટે નરસિંહરાવ પોતે પણ વધતાઓછા સાશંક હોવાથી આપણે તેમને સ્પર્શ્યા વિના જ છોડી દઈએ.

૨. (૧૦) એ ખરેખર અક્ષરલોપની પ્રક્રિયા રજૂ કરે છે, પણ તેની પાછળ ચોક્કસ નિયમ રહેલો છે. *वर्षशासन–वरपशासन–वरपासन (**વરખાશણ**, **વરશાસન**)માં અનુક્રમે ઉચ્ચારાતા બે શકારમાથી એક ઉચ્ચારસારલ્ય ખાતર લોપાય છે. આવા સમીપસમીપમા આવતા બે ધ્વનિમાથી એકનો લોપ—'સધ્વનિ-લોપ'[૪] કે હેપ્લોલોજી, haplology—ની પ્રક્રિયા દરેક ભાષામાં જાણીતી છે.

૩. (૧), (૨), (૩), (૧૮), (૨૧), (૨૩), (૨૫) એ સંખ્યાંકોવાળા શબ્દો નરસિંહરાવે આપ્યા છે તે કરતા જુદા જ મૂળશબ્દોમાથી ઊતરી આવેલા છે.

(૧) નરસિંહરાવે दाक्षिणक–दहिणउ–**ડાહ્યો** એવો વિકાસ આપ્યો છે. આમાં બે અસાધારણ ફેરફારોની કલ્પના કરવી પડે છે· णनो 'નાશ'ને दक्षिणના આદિ दनो ड થવો.

ડાહ્યોની વ્યુત્પત્તિ ઘણી સંકુલ અને ચિંત્ય અવસ્થામાં છે. છતાં તેનો સંબંધ दक्षिण–ને બદલે સં. दग्ध– સાથે હોય એ ઘણું સંભવિત છે.[૫] સં. दग्ध પ્રાકૃતમા दग्ध કે दड्ढ બને છે. આમાનો આદિ द વિકલ્પે ड પણ ઉચ્ચારાતો, કારણ કે સં. दह ને दशमાથી ઊતરી આવેલાં આખ્યાતિક રૂપો, કૃત–અંતી રૂપો વગેરે પ્રાકૃતમા डादि તેમજ दादि રૂપે દેખાય છે (दक्षिणની બાબતમાં પણ આવુ બન્યુ હોવાનો કોઈ પુરાવો નથી). એટલે સં. √दाह्–ના પ્રા. डाह्–પરથી ભૂ. કૃ. डाहिउ તેમજ डाहियउ (કે બીજા કેટલાક ભૂ. કૃની અસર નીચે ડાહુઉ)ને પછી ડાહ્યું બન્યુ હોય.

---

૪. 'અઘડઘરો' લાગે છે છતા આ શબ્દ ચોજ્યો છે, કારણ haplology માટે સામાન્યતઃ પ્રચલિત 'સવર્ણલોપ' સામે વાધા એ: (૧) 'વર્ણ' લિખિત સંકેતનો વાચક છે, ઉચ્ચારપ્રાપ્તનો નહીં, (૨) 'સવર્ણ' શબ્દ homorganic અર્થમાં રૂઢ છે.

૫. ટી એન. દવે : એ સ્ટડી ઑવ્ ધ ગુજરાતી લેંગ્વેજ, A Study of the Gujarati Language—સૂચી, डाहउ શબ્દ નીચે.

આમાં दक्षिण-નો ફાળો કંઈ પણ હોય તો તે, હવે સૂચવે છે તેમ પ્રા. दाहिण-ના दाह અંશ પૂરતો જ. અરબી દાહી 'સમજુ'નો પણ પ્રભાવ પડ્યો હોય.

અર્થદૃષ્ટિએ ડાહ્યોના दग्ध- સાથેના સંબંધ માટે સરખાવો સં. विदग्ध-, અર્ધદગ્ધ ને દાધારંગું = 'દાઝ્યા' જેવા રંગનું = 'અધગાંડું.'

(૨) **આસો** શબ્દ आश्विनक- ઉપરથી નહિ પણ अश्वयुज् પરથી આવેલો છે.[૬] अश्वयुज्-,વિસ્તારિત अस्सोय-,અપ. आसोय-,ગુ. **આસો.** અહીં પણ વ્યંજનનાશનો સવાલ ઉપસ્થિત નથી થતો.

(૩) उदासीन- પરથી **ઉદાસ** આવ્યો હોય એ બરાબર છે. પણ તેમાં न-લોપ કલ્પવાની જરૂર નથી ગુજરાતીમા **ઉદાસ-ઉદાશ** ઉપરાંત **ઉદાસી** શબ્દ પણ વપરાય છે. આ સૌને સમજાવવાનો એક સીધો રસ્તો છે. उदासीन- તત્સમ તરીકે જૂની ગુજરાતીમા વપરાતો થયા પછી, અમુક ભૂમિકાએ, ગુજરાતી શબ્દના અંત્ય અકારનુ ઉચ્ચારણ નબળું પડી ઘસાઈ જવા લાગ્યુ તે સ્થિતિએ उदासीनને બદલે उदासिन् એ ઉચ્ચારણ પ્રચલિત થયુ હોય. આથી એ શબ્દ સંસ્કૃત इन्-અંતી શબ્દો (જેવા કે करिन् स्वामिन्) જેવો ગણાઈ જતા તેમની જેમ તેનુ उदासी એવુ સાદશ્યમૂલક સ્વરૂપ અસ્તિત્વમા આવ્યુ હોય, અને આ उदासी આગળ જતાં **ઉદાસ, ઉદાશ** બને.

(૧૮) **નોતરું** નરસિંહરાવે निमन्त्रणकम् પરથી સાધ્યો છે. અહીં (૨૩) **અંતરાશ**=अतराशन પણ ઉમેરીએ. આ બંને શબ્દો ગુજરાતીમાં ઊતરી આવતા મૂળમાંના -अन- પ્રત્યયમાથી -न- લોપે છે એવુ નરસિંહરાવનુ માનવુ છે. આમાં કાવ્યભાષામા વપરાતો **દરસ**=दर्शन પણ ગણવાય. કે. હ. ધ્રુવે પણ આવા બેચાર ઉદાહરણો ક્યાંક (કદાચ ભાલણ-કાદંબરીના ટિપ્પણમાં) નોધ્યા હોવાનું સ્મરણ છે. આ સૌ માટે જુદી જ સમજૂતી આપવાની છે. તદ્દન જાણીતુ છે કે સંસ્કૃતમાં ક્રિયાવાચી નામો સાધતો જેમ -अन- એ કૃત્પ્રત્યય છે, તેમ બીજા -अ-,-आ(સ્ત્રી.) વગેરે પણ તે જ પ્રકારના પ્રત્યયો છે, જેમ કે बोधन-बोध-,काङ्क्षन-काङ्क्षा વગેરે. અપભ્રંશ ભૂમિકા આવતા આ સ્થિતિ કેટલીક બાબતમાં તો જળવાઈ રહી છે, ને જે આખ્યાતિક અંગો સંસ્કૃતમાં -अन- પ્રત્યય લેતાં હતાં તે એ અપભ્રંશમાં પણ -अण- લે છે, ને જે અંગો -अ- કે -आ લેતાં હતાં તે એ જ પ્રત્યયોને જાળવી રાખે છે. પણ સાથે સાથે એવાં પણ પુષ્કળ ઉદાહરણો મળતાં આવે છે, જેમાં મૂળે -अन- પ્રત્યયથી ક્રિયાવાચી નામ

૬. જુઓ હવે, आसो શબ્દ નીચે.

બનાવતું આખ્યાતિક અંગ સાથેસાથે કે બદલીમાં હવે તે હેતુ સાધવા માટે -अ- (પું. કે સ્ત્રી.) પ્રત્યયનો ઉપયોગ કરે છે. गमु (=गमन-), अत्यमु(=अस्तमन-), उट्ठ સ્ત્રી. (=उत्थान-,), वईस સ્ત્રી. (=उपवेशन-) ઇત્યાદિ ઘણાઘણા શબ્દો નોંધી શકાય. આ જ પ્રમાણે नि+मन्त्र् પરથી અપભ્રંશમાં अ-પ્રત્યયાન્ત નામ સધાતાં તે પરથી ગુજરાતી **નોતરું** આવી શકે. ફરસ નુ પણ તેમ જ છે. **અંતરાશ** ગુજરાતીમાં સ્ત્રીલિંગ છે (**અંતરાશ જવી**). એ જ તેને अतराशन- સાથે સાંકળવા આડે આવીને ઊભે છે. °अन-ને બદલે °आ-પ્રત્યયાન્ત નામ પરથી તે ઊતરી આવ્યું હોય એ દેખીતું છે. એટલે આ બાબતોમાં પણ 'વ્યજનનાશ' જેવું કાંઈ નથી. **અંતરાશને** બદલે કાઠિયાવાડ (ગોહિલવાડ)માં **ઑંતરાશ** શબ્દ વપરાય છે તેમાંના **ઑંતર°** અંશનો સંબંધ સં. अवान्तर° સાથે હોય.

(૨૧) દીને દિવસ- પરથી લાવવાની જરૂર નથી. અપભ્રંશમાં दिव- કે दिय- 'દિવસ' (સર૦ વૈદિક द्यु-दिव) ને दिवें दिवें, दिविदिवि 'દિવસે દિવસે' (સર૦ વૈદિક दिवेदिवे) જાણીતા છે. એક તો હેમચંદ્રમાં જ મળે છે. આ दिय- પરથી दी આવ્યો હોય. બીજી રીતે સં. दिवस-, મા.ભાઆ. दियह-,પ્રા. ગુજ. **દીહ**, અંસાક્ષરના સ્વરનું ઉચ્ચારણ નબળું પડતાં, અને હકાર લુપ્ત થતાં **દી-**, એમ પણ સિદ્ધ થાય. **નરસિંહરાવ** ધારે છે તેમ **કદી**માં પણ આ જ **દી** છે.

(૨૫) **શોક્યને** सवत्ती (=सपत्नी) પરથી અવતારવા સામે **નરસિંહરાવ** એ વાંધો રજૂ કરે છે કે હિંદીમાં सवतनी એ પ્રમાણેના વિશ્લેષમૂલક પૂર્વસ્વરૂપ- માંથી સંક્ષેપેલો सवतन શબ્દ છે તો ગુજરાતી શબ્દ सवत्तीमाथी કેમ સધાય! પણ જુદી જુદી સહજન્ય ભાષાઓમાં જુદાજુદા અંગોમાંથી સહજન્ય શબ્દો ઊતરી આવતા હોવાની હકીકત ભાષાશાસ્ત્રમાં તદ્દન સામાન્ય છે. અને આમેય शोक्यने सवतनी સાથે સાંકળવામાં સ્વર-વ્યંજનોની અસાધારણ કસરતો કેટલી કરવી પડે છે! વસ્તુરૂપે મળતા सवत्तीने બાજુએ હટાવી વિશ્લેષમૂલક सवतनींની કલ્પના કરીએ, એકવડા -त- નો -क- થયો હોવાનું નિરાધાર (बीक ને भीतिनो સંબંધ એક ક્ષણ પણ ટકી શકે તેવો નથી) અનુમાન કરીએ, ને અંસ -नीनो न् ઊડી જતાં જતાં પોતાના ईने આગલા त (કે क्क?) પર ઠેલતો જાય છે જેમાંથી शोक्यनी અંસ यश्रुति સિદ્ધ થઈ છે એવું નિરૂપાયે સમાધાન કરીએ—આટલી આટલી ફલાંગો ભરીએ ત્યારે જ सवतनीमांथी **શોક્ય** મળે. ને આ બધું શા માટે? તો કહે છે કે હિંદીમાં सवतन છે માટે! પણ હિંદીમાં सौतन (सौतनि, सौतिन) ઉપરાંત सौत પણ છે. એ ઉપરથી સમજી શકાય કે सौत પરથી જ **ઇન-અન** એ સ્રીલિંગ

પ્રલય સાદસ્ય–બળે લઈને સૌતન વગેરે થયા છે. સવત્તી સાથે શોકયનો સંબંધ સ્વાભાવિકતાથી જ જોડાય તેવું છે.

૪. (૩), (૬), (૧૬), (૧૯), (૨૦), (૨૨), (૨૫), એ સંખ્યાંકવાળા શબ્દો સામાન્ય ધ્વનિવિકારોને આધારે જ સમજાવી શકાય તેવા છે.

કંકુ. સં. कुंकुम–અપભ્રંશ ભૂમિકામાં પ્રચલિત ધ્વનિવલણને અનુસરી कुंकुवु, ઉત્તરકાલીન અપભ્રંશમાં અંત્ય ઉકારના પૂર્વવર્તી व् કે वँ નો લોપ થતાં कुंकुउ ને પછી ગુજરાતી ભૂમિકામાં कंकु એમ ઉ–અંતી અંગ તરીકે સ્વાભાવિક નિયમોને વશ વર્તીને ઊતરી આવેલું છે. એટલે –म એકાએક 'ઊડી' નથી ગયો, પણ ક્રમે ક્રમે ઘસાઈ ગયો છે.

पीरसवूं (કે परीसवुं)ના અર્થમાં નરસિંહરાવે पीसवुं આપ્યો છે, તે બોલીભેદે વપરાતો હોવાનું ધારીએ અને તો, તેમાયે રકાર સીધો લોપાયો છે એમ માનવાની જરૂર નથી. ગુજરાતીની મધ્યકાલીન ને તે પછીની ભૂમિકામાં અમુક શરતો નીચે શબ્દાન્તર્ગત રકારને પુર્વાક્ષર સાથે ભેળવી દેવાનું સ્પષ્ટ વલણ જોવામાં આવે છે, જેમ કે सोव्रण (= सोवरण = सौवर्ण =), सम्रथ (=समरथ=समर्थ) વગેરે. ચારણી ભાષામાં આ વલણ ખૂબ પ્રબળપણે દેખાય છે. આને અનુસરીને परीसवुं પરથી प्रीसवुं આવે[1]. ને પછી पीसवुं થયું હોય. સરખાવો, પીમળ<પ્રિમલ<પરિમલ, વગેરે.

चणियो અર્થદૃષ્ટિએ चरण સાથે સંકળાયેલો હોઈ મૂળમાં चरणियो હોય એ નરસિંહરાવનું સૂચન બરોબર છે. પણ તેમાં યે –र– બારોબાર ગુમ થતો નથી. અર્વા. ગુજરાતીમાં શબ્દાન્તર્ગત રકાર બોલીભેદે જુદાજુદા વિકાર પામે છે. નરસિંહરાવે પહેલા ગ્રંથનાં પા. ૪૬૦–૪૬૧ પર ण કે ड (તેમજ ळ)નો પૂર્વવર્તી र લુપ્ત થઈ તેને સ્થાને –य– આવતો હોવાનો ઉત્સર્ગ આપેલો છે. આવા જ સંજોગોમાં કાઠિયાવાડી (ગોહિલવાડી)માં લોપાતો –र– જો –ण– કે –ड– નો પૂર્વવર્તી હોય તો જ લુપ્ત થાય છે ને બાકી રહેલા કણ્ઠસ્વર अ ઉચ્ચારાય છે (બારણું–બાઅણું, દોરડું—દોઅડું) એવો નિયમ છે. પણ આમાં એક પેટા–નિયમ છે કે શબ્દ જો ચાર અક્ષરનો હોય અને –र– પછી આવતો –ण– અંત્ય નહીં પણ ઉપાંત્ય અક્ષરે હોય તો –र– તેમજ તે સાથે સંપૃક્ત કણ્ઠસ્વર –अ– એમ બન્ને લુપ્ત થાય છે, ને રના લોપની કોઈ પણ નિશાની રહેતી નથી—ખરેખર 'વ્યંજનનાશ' થાય છે (આ ઘટના નબળી

૧. પ્રાચીન ગુજરાતીમાં એ વપરાયો પણ છે: 'ગોપમાત્રને પ્રીસે હરી'—દશમસ્કંધ, (પ્રેમાનંદ) ૨૩–૭૦, પૃ. ૧૫૩.

અને પછી ત્વરિત ઉચ્ચારણને આભારી છે). દા. ત. **ખાણિયો=ખારણિયો, પણવું=પરણવું** બરાબર આ જ રીતે **ચણિયો=ચરણિયો** ને તે જ પ્રમાણે **અંબોડો–અંબોરડો, કંડિયો=કરંડિયો** અંગ્રેજીમાં warm વગેરેના **વૉઅમ** ઉચ્ચારમાં સંયોગના પૂર્વ ઘટક તરીકે રહેલા ર્‌નો લોપ થઈ તેને સ્થાને દ્રુતતર કે કણસ્વર ્અ જેવું ઉચ્ચારાય છે તે આ સાથે સરખાવવા જેવું છે. **બજાવુર્દન** સાથે **બજાવવું**નો સીધો સંબંધ બાંધવામાં કશો બાધ નથી દેખાતો. એટલે **બજલાના**ને વચ્ચે લાવી લ-લોપ થયો એમ માનવું અનિવાર્ય નથી બનતું. **દસ્તક**નું પણ તેવું જ છે. મૂળ **દસ્તખત**માંથી **દસ્ત**નું ત્વરિત ઉચ્ચારણમાં **દસ** (સરખાવો **સોગંદ–સોગન, હુરગોવિંદ=હરગોવન** વગેરે) થાય ને આ **દસખત**નું **દસ્કત.**

બાકી રહેલામાંથી કેટલાક માટે બીજો વિકલ્પ રજૂ કરી શકાય તેવું છે, તો કેટલાકનું મૂળ સાવ અગોચર હોવાથી તેમની વ્યુત્પત્તિ નિશ્ચિત સ્વરૂપે સ્થાપિત કરવા માટે વધારે પુરાવાની અપેક્ષા રહે છે. એટલે બીજી સાધન સામગ્રી બહાર ન આવે ત્યાંસુધી એ સૌ ચિલકોટીમાં આવે છે. તેમાં **કલવો**ને લગતી ચર્ચામાં એક દૂષિત વ્યુત્પત્તિ શુદ્ધિ માગી લે છે. **કલવો** ઉપરાત **કરમલડો, કલમલડો, કરમલો** એ સૌને નરસિંહરાવે कल्यवर्त– સાથે સાંકળ્યા છે. પણ करम्भ–, करम्ब– શબ્દ **સંસ્કૃત**માં 'દહીં ભેળવેલો આટો કે અન્ન' એ અર્થમાં સુવિદિત છે, અને આ અર્થથી 'દહીંભાત' અર્થ જરાયે દૂર નથી. ઠેઠ ઋગ્વેદમાં પોલા દાંતવાળા પૂષન્ દેવના करम्भाद् 'દહીં ભેળવેલો આટો કે ઘેંસ ખાનાર' એ પ્રસિદ્ધ વિશેષણમાં એ શબ્દ મળે છે. નરસિંહરાવે कल्यवर्त-માંથી વ્યુત્પન્ન કરેલા कलवो સિવાયના ઉપરના બધા શબ્દો આ करम्ब– માંથી સહેલાઈથી મળી રહે છે. करम्ब– વિસ્તારિત થતાં करवो (વિમલપ્રબંધમાં પ્રયુક્ત); **લીમ-ડો, ગોવન-જી** વગેરેમાં થયું છે તેમ થતાં પછી करमो, સ્વાર્થિક °લ ભળતાં करमलो કે (ત્વરિત ઉચ્ચારણમાં) कर्मलो, વળી સ્વાર્થિક °ड થી વિસ્તાર થયો એટલે करमलडो ને પશ્ચાદ્‌ગામી સારૂપ્ય (રીગ્રેસીવ એસીમીલેશન, Regressive Assimilation)ને વશવર્તી °ल° ની અસર નીચે આગલા 'र्°નો °ल°' થતાં कलमलडो—એમ करम्ब– શબ્દમાંથી જ આખો યે પ્રપંચ રચાયેલો છે.

આમ 'વ્યંજનનાશ' નરસિંહરાવે ધારેલા સ્વરૂપમાં એક ઉત્સર્ગ તરીકે અવાસ્તવિક ઠરે છે./

આમાં તેમ જ અન્યત્ર અમુક સ્વર, વ્યંજન કે અક્ષર લુપ્ત કે વિકૃત થવાની સ્થૂળ ઘટના પોતે ભાષાના ધ્વનિવિકાસ પર કશો પ્રકાશ નાખતી નથી

નથી ખાની એની નોંધમા કશું સ્વારસ્ય નથી. જે ભાર મૂકવાનો છે તે એવા લોપ કે વિકાર પાછળ કયુ બળ કામ કરી રહ્યુ છે—એ લોપ કે વિકાર કયા ધ્વનિવ્યાપારોના પરિણામનુ પરિણામ છે એના પર જ કેમકે ઉપલક દષ્ટિએ એની એક લાગતી લોપ કે વિકારની પ્રક્રિયા ભિન્ન ભિન્ન કારણોને આભારી હોય છે એકનું એક લાગતુ પરિવર્તન, તપાસ કરતા કોઈ વાર સારૂપ્યનુ પરિણામ હોય, તો કોઈવાર સધ્વનિરોપનુ તો વળી બીજી કોઈ બાબતમા સ્વરભારનુ એટલે સ્થૂળ પરિણામની પાછળ કયો મનોવ્યાપાર, કયુ ધ્વનિબળ કામ કરી રહ્યુ છે, તેની તપાસ જ સ્થાને છે, એટલે 'વ્યજનનાશ'ના નામ નીચે સાવ જુદા જ બળોના પ્રભાવ નીચે સિદ્ધ થયેલા શબ્દોનો શભુમેળો ઉચ્ચારણના સ્વરૂપ પર કશો વિશિષ્ટ પ્રકાશ ન નાખી શકે कर्मन् પરથી કામ થયુ તેમા મૂળનો -र्- લુપ્ત થયેલ દેખાય છે ચરણિયો અને ચણિયો સરખાવતા ચણિયોમા પણ ર-કારનો લોપ છે સ્થૂળ પરિણામ સરખુ છે, પણ એ પરિણામ લાવનાર પ્રેરક બળો તદ્દન જુદા છે कर्मन्–કામમા સયુક્ત વ્યજનોના સારૂપ્યના વ્યાપક માધ્યમિક ભારતીય-આર્ય વલણ પ્રમાણે -र्म- એ વ્યજનસ્તબકમાથી અર્ધસ્વર -र्- નુ ઉચ્ચારણ દબાઈ જઈ -म्म्- પરિણમે છે, જ્યારે ચરણિયોમાથી ચણિયો થયો તે એ ધ્વનિસદર્ભમા ર્ કારનુ ઉચ્ચારણ ગુજરાતીમા નબળુ પડી ઘસાઈ ગયુ અને અવશિષ્ટ દ્રુતતર અ—મધ્યસ્વર અ—સ્વરભારની અસર નીચે લુપ્ત થયો એ ક્રમે એટલે જુદાજુદા વ્યાપારોને પરિણામે સિદ્ધ થયેલા શબ્દોને એકજ નિયમ નીચે ભેગા કરવામા ઉતાવળો જ પદ્ધતિદોષ છે

*

# ૨—દંત્યોનો મૂર્ધન્યભાવ* ?

ગુજરાતી લૅંગ્વેજ ઍંડ લીટરેચર[1]ના ચોથા વ્યાખ્યાનના ત્રીજા વિભાગનો ૨૧ મો ઉત્સર્ગ દંત્યોના મૂર્ધન્યભાવનુ પ્રતિપાદન કરે છે (પૃ. ૪૫૩-૪૫૫). આ ઉત્સર્ગ હાથ ધરતા નરસિંહરાવે પ્રાસ્તાવિક રૂપે બે શબ્દો કહ્યા છે. દંત્યનો મૂર્ધન્ય કરવાનુ વલણ પ્રાકૃતમાં હતુ ને હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના અમુક સૂત્રો આ જ પ્રક્રિયાને લગતાં છે (પણ આ પ્રક્રિયા ગુજરાતીના મૂળરૂપ પ્રાકૃતભેદને અજ્ઞાત હતી એ બાબત આગળ ઉપર એક ઉલ્લેખ આવશે). પોતાના પ્રતિપાદનપૂરતી તેમણે આટલી મર્યાદા સ્વીકારી છે: પ્રાકૃત કે અપભ્રંશમા ન મળતાં હોય અને ગુજરાતીમાં જ ખાસ જોવામાં આવતાં હોય તેવા ઉદાહરણોની નોંધ લેવી. આ રીતે તેમણે વીશેક જેટલાં ગુજરાતી શબ્દોમા આ ધ્વનિવલણ પ્રવૃત્ત થયેલુ હોવાનુ સ્વીકાર્યું છે. પ્રસ્તુત નોંધનો આશય એટલુ બતાવવાનો છે કે નરસિંહરાવે ટાંકેલા શબ્દોમાથી બેચાર બાદ કરતાં બાકીના (૧) કાં તો જુદી જ રીતે વ્યુત્પન્ન થતા હોઈ આ ઉત્સર્ગ નીચે આવી શકતા નથી, (૨) કાં તો તે પ્રાકૃત-અપભ્રંશમાં જે શબ્દોમા મૂર્ધન્યભાવનું વલણ પ્રતીત થાય છે તે જ અથવા તો તેમની સાથે નિકટપણે સંબદ્ધ છે ને એટલે ગુજરાતીપૂરતી એમની કોઈ વિશિષ્ટતા નથી, (૩) અથવા તો તેમની વ્યુત્પત્તિ એટલી શંકાસ્પદ છે કે કોઈ શાસ્ત્રીય નિર્ણય બાધવા માટે તેમનો સામગ્રી તરીકે ઉપયોગ કરવો શક્ય નથી.

આ વર્ગો આપણે વારાફરતી લઈએ.

## વર્ગ (૧) : જુદી રીતે વ્યુત્પાદ્ય શબ્દો.

૧ ઝટ—પ્રા झत्ति, સં. झटिति (નરસિંહરાવના મતે) ખરી રીતે :

(૧) સં. झटिति = झट् + इत्ति.

(૨) સં. झट्> પ્રા. झ–, સં. इति> પ્રા. त्ति, આથી સં. झटिति> પ્રા. झत्ति.

(૩) ગુજરાતી 'ઝટ' નો સંબંધ સીધો સંસ્કૃત શબ્દ સાથે છે. સં. झट्નુ ભારસૂચક ઉચ્ચારણ *झट्ट થયુ (સરખાવો ચોખ્ખું, પક્કું, લુચ્ચું, વગેરેમાં રહેલી વ્યંજનોની ભારદર્શક દ્વિરુક્તિ), અને અર્વાચીન ઉચ્ચારણ 'ઝટ'. આવી જ રીતે ગુજ. મઘમઘવું, થરથરવું, તડતડવું, વગેરે રવાનુકારી શબ્દોને પ્રા. महमहइ, थरहरइ, तडयडइ, વગેરે સાથે સરખાવતા ગુજ. શબ્દોમાં મૂળરૂપ જળવાયેલુ હોવાનુ જોઈ શકાય છે.

૨ મ્હોટું—महत्ताउ-महन्तउ-महल्लम् (નરસિંહરાવના મતે; વધારેમાં જુઓ : પા. ૪૨૫-૪૨૯). ખરી રીતે :

(૧) महत्तउ(પું.)માંથી 'મહેતો' આવ્યો છે.

(૨) લોકબોલીઓમાં કુત્સાવાચક કે લઘુતાવાચક અને છેવટે સ્વાર્થિક ટ* (વિસ્તારિત, ट्य) પ્રત્યય વપરાશમાં હતો. ગુજ. પાક-ટ, ફોક-ટ, બળક-ટ, ચોર-ટો, ભામ-ટો, જોગ ટો, ગોર-ટો[1] (ગોરો), લીંટી, (<*लिहट्टिया <लेखा+*ट्टिका) વગેરેમાં ને હિંદી છોટા, મરાઠી તીખટ, વગેરેમાં તે જળવાઈ રહ્યો છે. એ પ્રમાણે સં. महत्> પ્રા. मह; मह+ट्य=*महट्य > महुट्ट-महोट्ट 'મ્હોટું', 'મોટું'.

૩ ભાંડુ—સં. वपु- કે वान्धव- માથી (નરસિંહરાવના મતે).

(૧) આમા व નો म्, ध् નો द् ને પછી ड् એવા એવા વિચિત્ર ધ્વનિ-પરિવર્તનોની નિષ્કારણ કલ્પના કરવી પડે છે. આ જ વસ્તુ આ વ્યુત્પત્તિને કાઢી નાખવા માટે પૂરતી છે.

(૨) 'વસુદેવહિંડી' વગેરે પ્રાકૃત ગ્રંથોમાં पुत्तभडइ 'છોકરો ને છોકરી', 'છોકરા' અર્થમા પ્રયુક્ત થયેલ છે. આમાં पुत्त- (पुत्र-) ને भड- (भाण्ड-) એ બે અવયવો છે. ઉપરાંત भड- દેશી શબ્દ તરીકે 'दौहित्र' અર્થમા હેમચંદ્રે નોંધેલ છે. કુમારપાલપ્રતિબોધ (૧૩ મી સદી)માં माइहण्ड- વપરાયો હોવાનુ પાઈઅસદ્દમહણ્ણવો નોંધે છે.

આ भड- સાથે દેખીતો જ આપણા ભાંડુનો સંબંધ છે. ભાંડરડાં, ભાઈભાંડુ માં અર્થફેરે તે મળે છે. ગુજરાતી શબ્દ ઉકારાંત હોવાથી પૂર્વરૂપ *भडुय- હોવાનુ સૂચવી શકાય. આથી આગળ જવા માટે વિશેષ સામગ્રી જોઈએ.

૪ રડવું—સં. रुद्-(નરસિંહરાવના મતે).
ખરી રીતે :

૧ રડવુ સં. रट्-'બૂમ પાડવી' એ ધાતુમાથી અર્થપરિવર્તન પામી નિયમપ્રમાણે ઊતરી આવ્યો છે.

૨ આ જાતનો જ અર્થવિકાસ અંગ્રેજી 'ક્રાય' (cry) 'બૂમ પાડવી' 'રડવું'માં થયેલ છે. 'બૂમ પાડવી'—'દુઃખની બૂમ પાડવી'—'રડતાં બૂમ પાડવી'—'ઊંચેથી રડવું'—'રડવુ' આવો અર્થવિકાસ સહજ છે.

૫ મડદુ—ફા. मुर्देह (નરસિંહરાવના મતે).

૧. 'કૃષ્ણ શરીરે શ્યામ હળધર ગોરટા', પ્રેમાનંદ, દશમસ્કંધ, ૮-૩૧. 'ગોરટી',૩૩-૬૫

આ વ્યુત્પત્તિ તો બરાબર છે. જે ધ્વનિપ્રક્રિયા દ્વારા મડદું સિદ્ધ થયો છે, તેને મૂર્ધન્યભાવ સાથે કાંઈ સંબંધ નથી. સંયુક્ત વ્યંજનના આદિ ઘટક તરીકે -ર- હોય ત્યારે અથવા તો ક્વચિત છૂટક રૂપે શબ્દાંતર્ગત હોય ત્યારે તેનો -ડ- થવાનુ વલણ જાણીતુ છે. આનાં અરધું—અડધું, દ્વાદશાક્ષરિકા બારાખડી, पर्दह—પડદો વગેરે ઉદાહરણો છે/ અને નરસિંહરાવે જ ચોથા વ્યાખ્યાનના ત્રીજા વિભાગના ૨૮ મા ઉત્સર્ગમાં આ ઘટનાની નોંધ લીધેલી છે. (પા. ૪૫૯–૪૬૦), એટલુ જ નહી ત્યાં પણ मुर्दह—મડદું એ ઉદાહરણનો સમાવેશ કરેલો છે। સંભવ છે કે શરતચૂકથી મડદુંમાંના -ડ-નો સંબંધ मुर्दहના -द- સાથે હોવાનુ તેમના મનમા હોય.

૬ ડાંડો—ડાંડિયો વગેરે—સં. दण्ड- (નરસિંહરાવના મતે).

આ વ્યુત્પત્તિ પણ સાચી છે. પણ આમાં આદિ द्- નો ड्-પાછળના ड्‌ની અસર નીચે થયો છે. એટલે કે

पूगफल–पोप्फल—ફોફળ.
विह्वल–विब्भल–भिभलु–રાજસ્થાની ભીભળ.
विभूति–विभूति–ભભૂત.

વગેરે પ્રમાણે અહીં સારૂપ્યના નિયમ ને અનુસરી પાછળના વ્યંજન પ્રમાણે આગલો વ્યંજન પલટાયો છે. એટલે दण्डकः–ડાંડો માં દંત્યનો મૂર્ધન્ય થયો એ એક અકસ્માત કે ગૌણ વસ્તુ છે. એમ તો पोप्फल–'ફોફળ' વગેરેમાં અલ્પપ્રાણનો મહાપ્રાણ થયો છે. એટલે આમાં જેના પર ભાર મૂકવાનો છે તે સારૂપ્યનો નિયમ છે, નહિ કે દંત્યનો મૂર્ધન્યભાવ. બીજી રીતે કહીએ તો दण्ड–ના દકારના ઉચ્ચારણમાં ક્રમશઃ પરિવર્તન થઈ ને તે ડકાર તરીકે નથી ઉચ્ચારાતો થયો, પણ અમુક સમયે પાછળના ડકારની અસર નીચે આગળના દકારનું સ્થાન ડકારે સીધેસીધું લઈ લીધું છે.

નીચે વર્ગ (૨)ના શબ્દોમાથી પહેલા પ્રકારના આ સારૂપ્યને આધારે જ સધાયા છે.

**વર્ગ (૨). પ્રાકૃત–અપભ્રંશ ભૂમિકામાંજ મૂર્ધન્યભાવ સિદ્ધ થયો હોય તેવા શબ્દો.**

પ્રાકૃત–અપભ્રંશમાંનાં મૂર્ધન્યભાવનાં ઉદાહરણો બે પ્રકારનાં છે: જેમાં ઇતર મૂર્ધન્ય ધ્વનિઓ (ખાસ કરીને રકાર–ऋકાર)ની અસર નીચે મૂર્ધન્યતા નિષ્પન્ન થઈ છે તેવાં અને જેમાં દેખીતા કારણ વિના જ તે નિષ્પન્ન થઇ છે તેવાં.

મૂળે તો રકાર વગેરેની અસર નીચે દંત્યોને મૂર્ધન્ય ઉચ્ચારવાનું વલણ ગુજરાતી જે પ્રાકૃતભેદમાથી ક્રમે ઊતરી આવી છે તેમા ન હતું, એટલે એ દૃષ્ટિએ આવા બધાયે શબ્દો ગુજરાતીના ઉદ્ભવ પહેલા કેટલાયે સમયે બીજી કોઈ બોલીમાથી અપનાવેલા છે એમ સિદ્ધ થાય છે.[1]

૭ છીંડુ–छिड्डउ—छिद्रक (નરસિંહરાવના મતે).

મૂર્ધન્યતા રનાગની અસર નીચે પ્રાકૃત સાહિત્યમા छिड्ड– ને छिड्डी જાણીતા છે તે પાઇઅસદ્દમહણ્ણવો જોતા જણાશે.

૮–૯ આઢી ને દોઢ.

મૂળમા અંશ તરીકે રહેલા સં અર્ધનો ર્ મૂર્ધન્યતાનો ઉત્પાદક છે. પ્રાકૃતમાજ अड्ढाइज्ज– અને दिवड्ढ– શબ્દો પ્રચલિત હતા

૧૦ દાઢ.

दष्ट्रा પરથી પાલિમાજ दाठा થયો છે. પછી પ્રાકૃતમા નિયમ પ્રમાણે दाढा

નરસિંહરાવે ન નોંધેલા ત્રાઠવું (त्रस्त– પરથી નામધાતુ) વગેરેનો અહીં સમાવેશ કરી શકાય

૧૧–૧૨–૧૩ એકડુ एकस्यक, ઠરવું—स्थिर– સાથે સબદ્ધ (નરસિંહરાવ કહે છે તેમ ખોટા સામ્યને આધારે નહીં, પણ નામધાતુ તરીકે—જો કે પા ૨૬૮–૨૬૯ પર આ સભાવનાને વિકલ્પે તેઓ સ્વીકારે છે.) અને ઊઠવું–નુ મૂળ उद्+√स्था—આ સૌમા स्था– ધાતુ રહેલો છે, અને પ્રાકૃતમાજ તે વિકલ્પે √था– કે √ठा– તરીકે વપરાતો. આથી આ વિકલ્પ તેમાથી સાધિત શબ્દોમા પણ દેખાય છે આમ આમા પણ કોઈ નવુ વલણ નથી

૧૪ ડાહ્યો—दक्षिण– (નરસિંહરાવના મતે)

આગલા લેખમા દર્શાવ્યુ છે તેમ આ શબ્દનો સબધ સ. ધાતુ √दह्– સાથે જોડવો વધારે ઉચિત છે. અર્થવિકાસ માટે અર્ધદગ્ધ, દાધારગો ટાંકી શકાય दह्નો પહેલો વ્યજન પ્રાકૃતમાજ ડકાર રૂપે મળે છે પ્રેરક दाह्– પરથી डाह्– તેનુ કર્મણિ ભૂ કૃ. डाहिउ (डाहियउ) કે डाहउ, પછી ડાહ્યું આવો ક્રમ હોય આ સાથે એ પણ નોંધવુ જોઈએ કે અરબીમા દાહી 'સમજુ', 'બુદ્ધિમાન' એવો એક શબ્દ છે.

---

૧ જુઓ ટર્નર, ગુજરાતી ફોનોલોજી–કે કા શાસ્ત્રી અનુવાદિત, 'ગુજરાતી સ્વરવ્યંજન–પ્રક્રિયા' § ૪૩ : 'ગુજરાતી એવા પ્રકારના ભાષાયૂથમાની છે કે જેમાં રની હાજરીએ દત્ય વ્યંજન દત્ય વ્યંજન તરીકે જ રહેવા પામ્યો છે, અને આવી સ્થિતિમાં મૂર્ધન્ય થયેલો સાચવતા શબ્દોને વહેલાંના કે મોડેના ઉછીના ગણવા જોઈએ.'

૧૫ સાંડશી—सदंशिका.

નરસિંહરાવે જ સ્વીકાર્યું છે કે √दश्–નું પ્રાકૃતમાં √डश–થતું હોવાથી આ શબ્દને ગુજરાતીના વિશિષ્ટ વલણનો દ્યોતક ગણવો જરૂરી નથી.

વર્ગ (૩). અતિશય શંકાસ્પદ વ્યુત્પત્તિઓ.

આ વ્યુત્પત્તિઓમાં સ્વરવ્યંજનોના એવા વિચિત્ર ને અસાધારણ પલટાઓની કલ્પના કરવાની રહે છે કે તેમનો સામગ્રી તરીકે ઉપયોગ કરીજ ન શકાય. જરા અર્થની સમાનતા હોય અને ધ્વનિઓનું અરધુંપરધું સામ્ય હોય એટલે બે શબ્દો વચ્ચે મૂળ–સાધિતનો સંબંધ બાંધી દેવામાં વૉલ્ટેરના કટાક્ષનુંજ સમર્થન થાય કે વ્યુત્પત્તિચર્ચામાં વ્યંજનોની ફાવે તેમ ફેરબદલી થાય ને સ્વરોની તો ગણતરીજ નહીં.

૧૬ ઓપટી—સં. आपत्ति (નરસિંહરાવના મતે).

આમાં –प्– નો નિયમપ્રમાણે –व्– કેમ ન થયો તેનો ખુલાસો કદાચેય શબ્દને અર્ધતત્સમ ધારી આપી શકાય, પણ आ–નો ओ– થયો જાણ્યો નથી.

૧૭ ઘાંટી—સં. घात–(નરસિંહરાવના મતે).

घात–પરથી ઘા આવ્યો છે. આ સિવાય વિશિષ્ટ વિકાસ થયો હોય એમ ધારવા માટે પૂરતો આધાર હોય તોજ સૂચન કરવું ઉચિત.

૧૮ મઠો—સં. मथित (નરસિંહરાવના મતે).

मथित પરથી મહી 'દહીં' આવ્યું છે. તેમાંથી વળી મઠો એ વ્યુત્પન્ન કરવા જતાં इय નો ओ અથવા તો નપું.નું પુલ્લિંગ થયાની કલ્પના કરવી પડે છે.

સં. मृष्टकમાંથી મીઠું આવ્યો છે, मृष्ट–નો એક અર્થ 'રાંધેલું, સંભાર ભરેલું' એવો પણ થાય છે; –ऋकारनो –अ– પણ થાય છે. પ્રાકૃતમાં मट्ठ–'લીસું' 'ચીકણું' એ અર્થમાં દેશ્ય તરીકે નોંધાયેલો છે. તો मृष्टकः–मठ्ठओ—પાછીથી હિંદી મટ્ઠા, ગુજ. મઠ્ઠો, મઠો એ રીતે કેમ ન સાધવો? આથી હું નવી વ્યુત્પત્તિ નથી સૂચવતો, પણ ઉપરની જેમ એક કલ્પના મૂકું છું. વધારે વિચાર કરી બીજું કોઈ વળી આથી જુદી ત્રીજીજ સંભાવના રજૂ કરે. પુરાવાઓ વિના એકેને ગણનામાં લેવી ઉચિત નથી.

૧૯ મીંડું—સં. बिन्दु– (નરસિંહરાવના મતે).

આમાં ગુજરાતી શબ્દનું અંગ વિસ્તારિત अकारांत છે, મૂળશબ્દ उकारांत છે. સંસ્કૃત उ–અંતી શબ્દો જો સ્વાર્થિક –क થી વિસ્તાર ન પામ્યા હોય તો ગુજરાતીમાં –अ–અંતી બને છે (मधु–મધ), ને વિસ્તાર પામ્યા હોય તો उ–અંતી (ખેવાર

-क- લાગ્યો હોય તો -अवअती ) બને છે. ( वधूका-વહુ, लघुक—હળુ, लघु+क+क- હળવું'). આમ 'મીંડું'નુ મૂળ ઉકારાત શબ્દ હોવાની સભાવના ઓછી છે વળી व्-નો म- થયો હોવાનુ ગળે ઉતારવા માટે એવા બીજા ઉદાહરણોની પણ અપેક્ષા રહે છે. પાન ૩૧૮ પર નરસિંહરાવે આ વ્યુત્પત્તિ પર નોધ આપતા સ્પષ્ટ કહ્યુ છે કે આ સાધના અનિશ્ચિત છે, અને માત્ર એક તર્ક તરીકે જ તે રજૂ કરી છે પણ આવી કોઈ મર્યાદાનો ઉલ્લેખ 'દત્યોના મૂર્ધન્યભાવ'ના ઉત્સર્ગના એક ઉદાહરણ લેખે મીંડું શબ્દ આપતા તેમણે કર્યો નથી નરસિંહરાવની વ્યુત્પત્તિચર્ચામા આવુ કેટલેય સ્થળે બન્યુ છે અમુક એક ધ્વનિપરિવર્તનના ઉદાહરણ તરીકે આછીપાતળી સભાવના સાથે એક શબ્દ રજૂ કરવામા આવે, પછી એ વ્યુત્પત્તિ નિશ્ચિત હોય એ રીતે તેનો બીજા કોઈ ધ્વનિનિયમના સમર્થન માટે ઉપયોગ કરવામા આવે એક અધખ્ચરી અટકળ બીજીની સમર્થક બને ને એમ અટકળની ઇમારત ઊભી થાય ત્યારે તેને શાસ્ત્રીય તપાસનો સહેજ ધક્કો વાગતામા જ તે ...ભૂસ કરતી પડે તેમા શી નવાઈ?

૨૦. ટીલું—સ तिलक ( નરસિંહરાવના મતે )

આ વ્યુત્પત્તિ સામે વાધા બે એક તો મૂળનો હ્રસ્વ નિષ્કારણ દીર્ઘ થયો એમ માનવુ પડે છે, અને બીજુ મૂળમા ल् એકવડો હોવા છતા તેનો ळ् થવાને બદલે ल જ કેમ રહ્યો તેનો ખુલાસો નથી મળતો.

તલ (तिल-) ('તેલ'ની અસર?), કોયલ (कोकिला-) વગેરે કેટલાક શબ્દોમા લકારની આવી જ સ્થિતિ છે એ ખરૂ વળી ગુજરાતીમા એવા કેટલાક શબ્દો છે—દા ત થાન, જાડું, વાંદરો વગેરે—જેમા મૂળનો એકવડો વ્યજન તરત નજરે ચડે તેવા કારણ વિના જ બેવડાયો હોય અને પછીથી તેનો ઋજુભાવ થતા આગળનો હ્રસ્વ સ્વર દીર્ઘ બન્યો હોય એ રીતે ટીલું અને तिलकનો સબધ બાધી શકાય ખરો, પણ વચગાળાનુ પરિવર્તન દર્શાવતા રૂપો મળે ત્યારે જ આ વ્યુત્પત્તિ અસદિગ્ધ બને અથવા તો અતે આપેલા કેટલાક ગુજ શબ્દોની જેમ આમા પણ લકારની અસર નીચે મૂર્ધન્યભાવ સિદ્ધ થયો હોય

બાકી રહેલામા ડગલો ( <तुर्की दगलेह) પરભાષાનો શબ્દ હોવાથી તેના ધ્વનિઓનુ વિશિષ્ટ કે વિકૃત ઉચ્ચારણ સમજી શકાય તેમ છે ડગલો એકજ નહીં ડાયરો, ડખલ, ડબ્બો, ડફ, ડાઘ, ડેલી, ડોઘલું, ડાલ વગેરે ઘણાયે द-થી શરૂ થતા ફારસી-અરબ્બી શબ્દોનો આદિ વ્યજન

ગુજરાતીમાં મૂર્ધન્ય ઉચ્ચારાય છે. અંગ્રેજીના દંત્સ ધ્વનિઓ પણ અવાળુને સ્પર્શીને ઉચ્ચારાતા હોવા છતાં આપણે તેમનો મૂર્ધન્ય ઉચ્ચાર કરીએ છીએ. ૨૧ છેવટે **જેટલું, તેટલું** વગેરે રહે છે.

૧. મુગ્ધાવબોધ–ઔક્તિક (૧૩૯૪)માં **જેતલઉં, તેતલઉં** મળે છે. પછીથી **જેટલું–તેટલું** વપરાતા થયા છે.

૨. નરસિંહરાવ માને છે કે આ **જેટલું–તેટલું**નો સંબંધ સિદ્ધહેમ ૮–૨–૧૫૭માં આપેલા जेत्तिल–,तेत्तिल– સાથે છે. પણ ગુજરાતી શબ્દોમાંનો લકાર મૂળમાં ल (બેવડો –ल्ल–) હોવાની અપેક્ષા રાખે છે. સિદ્ધહેમ ૮–૪–૪૦૪, ૪૩૫માં **જેટલો–તેટલો**ના જ અર્થમાં અપભ્રંશ जेत्तुलो–तेत्तुलो આપેલા છે, ત્યાં એક પાઠાંતર તરીકે जेत्तुल्लो–तेत्तुल्लो પણ છે. આ ઉપરથી અર્વાચીન ગુજરાતી **જેટલો–તેટલો** (પ્રાતિક **જેટ્યલ્યો–તેટ્યલ્યો**) મૂળે जेत्तिल्लय–,तेत्तिल्लय– હોવાની અટકળ થાય.

આ શબ્દોમાં તેમજ નીચેના જેવા બીજા કેટલાક શબ્દોમાં વિશિષ્ટ ધ્વનિવિકાસ થયો હોવાનુ આપણે સ્વીકારવાનુ રહે છે.

૧. પ્રાચીન ગુજ. **નિટોલ** (અપ. नित्तुल्लउ, સં. निस्तुल्य–?)* 'નક્કી'.

૨. **વ્યંઢળ** : મૂળ बृहन्नला; અપ. विहन्दलु.

૩. '**હીંડોળો** : हिन्दोल–.

૪. ઉપરના ૩ સાથે સંબદ્ધ **ડોલવું, ડોળી** : સં. दोला.

આ બધામાંનો મૂળના દંત્સનો મૂર્ધન્યભાવ શંકાથી પર છે. અને તે પરવર્તી –ल्– કે –ळ्– ની અસરથી સિદ્ધ થયો હોવાનું ઘણું સંભવિત લાગે છે

એ દૃષ્ટિએ એ સંપર્ક–વિકારોના વર્ગમાં આવે છે. આ શબ્દોને બા કરતાં, –न्– > –ण्–, –ल्– > –ळ्– એ વ્યાપક પ્રક્રિયાઓ બાજૂ પ રાખતાં, અથવા તો કેટલીક અર્વાચીન ગુજ. બોલીઓમાંનું દંત્સ ને મૂર્ધન્ય ધ્વનિઓનો સંભ્રમ કરવાનુ વલણ ગણતરીમાં ન લેતાં, દંત્યોને મૂર્ધન્ય ઉચ્ચારવા વલણ ગુજરાતીમાં જરા પણ ઉત્કટ નથી એમ ફલિત થાય છે.

---

* દવે (એ સ્ટડી ઑવ ધ ઑરિજ ગુજરાતી લેંગ્વેજ, સૂચી, निटोल શબ્દનીચે) એને नष्ट+तोल કે निष्+तोल પરથી સાધે છે.

✱

## ३–સ્વરમધ્યગત न् (–न्–)

૧. પ્રાભાઆ. નો આદ્ય એકવડો –न्– ગુજરાતીમાં न्–, પ્રાભાઆ. નો સ્વરમધ્યગત –न्– ગુજરાતીમાં –ण्– અને પ્રાભાઆ. નો સ્વરમધ્યગત (વ્યંજન+ण्) એ સંયોગ (=પ્રા. અપ. –ण्ण्– કે –ण्ह्–) ગુજરાતીમાં –न्– બને છે, એવો વ્યાપક નિયમ છે. લેણું, દેણું, બેસણું વગેરેનો –ણુ પ્રત્યય (=સં. गमन–, चोयन– વગેરેમાં –अन–+સ્વાર્થિક –कम), ભાણું (भाजन–), લસણ (लशुन–), અણુસાર (अनुसार–), નવાણ (निपान–) ઇત્યાદિ અનેક શબ્દો પરથી સં. –न्– (પ્રા. અપ. –ण्–) માંથી ગુજ. –ण्– ઊતરી આવતો હોવાનો નિયમ જોઈ શકાય છે.[1]

૨ પણ નરસિંહરાવ માને છે કે કેટલાક ગુજરાતી શબ્દોમાં સં. સ્વર-મધ્યગત –न्– માંથી સિદ્ધ થતો પ્રા. –ण्– ગુજ. માં –न्– બની જાય છે,[2] અને એ રીતે ઉપર્યુક્ત નિયમનો એટલા પૂરતો ભંગ કે અપવાદ થાય છે. જે શબ્દો પરથી એમણે આ નિર્ણય તારવ્યો છે તે આ. (૧) થાન, (૨) મન, (૩) તન, (૪) વનો, (૫) ઘેન, (૬) વનેરું, (૭) નેન, (૮) જોબન, (૯) ભલમનસાઈ, (૧૦) થાન, (૧૧) નવ, (૧૨) બ્હેન

૩. પણ આ શબ્દોના વિકાસક્રમને તપાસતાં જુદાં બળોને આધારે જ તેમનો –न्– સિદ્ધ થયો હોવાનું જોઈ શકાય છે, અને એ રીતે સામાન્ય નિયમ નિરપવાદ ઠરે છે. ચર્ચાપ્રાપ્ત શબ્દો કાં તો તત્સમ કે અર્ધતત્સમ છે, કાં તો હિંદીમાંથી આવેલા છે, અથવા તો જુદી રીતે વ્યુત્પન્ન કરી શકાય તેમ છે

૪. પહેલા ૭ શબ્દોમાંથી **મન** તત્સમ છે, **થાન** (તથા **થાનક**, સં. स्थान–, स्थानक–), **તન** (तनय–), ને **નવો** (विनय–) એ અર્ધતત્સમ છે.[3] — એટલે કે –न्–>–ण्– એ પ્રાકૃત–અપભ્રંશ વલણ બંધ થયા પછી પ્રસ્તુત શબ્દો સીધા સંસ્કૃતમાંથી ગુજરાતીમાં લેવામાં આવ્યા છે, અને તત્કાલીન ઉચ્ચારણના નિયમો પ્રમાણે તેમાં મર્યાદિત પરિવર્તન થયું છે.

**ઘેન** પણ એ જ કોટિનો છે. નરસિંહરાવ તેના મૂળ તરીકે સં. ग्रहण– આપે છે. પણ અર્થદૃષ્ટિએ **ઘેન** ग्रहण–થી દૂર છે. **ઘેન** ના મૂળ તરીકે गहन–'અભેદ્ય અંધકાર' વધારે સંભવિત લાગે છે. वहन– ઉપરથી અર્ધતત્સમ

---

૧. ટર્નર, ગુજરાતી ફોનોલોજી, § ૪૮ (૨)
નરસિંહરાવ, ગુજ. લૅં. ઍં. લી., ૧, પા. ૩૬૧, ઉત્સર્ગ ૯

૨ ઉક્ત પુસ્તક, પૂર્વોક્ત ઉલ્લેખ, તથા પા ૧૭૯–૧૮૦

૩. વનો ∠ विना પણ આ જ પ્રકારનો છે. તેનું તદ્ભવ રૂપ વણ છે જુવાન પણ અર્ધતત્સમ છે

વહેન (તદ્ભવ વહેણ), दहन- ઉપરથી દેન, તેમ गहन- ઉપરથી *ગહેન ને પછી ઘેન. આ -ગહ->-ઘ- માટે સરખાવો અર્ધતત્સમ ઘરાક < ग्राहक-, ઘરણ < ग्रहण-. બાકીના વનેરું માં તત્સમ वन-ની અસર હોય. સરખાવો વનરાઈ (वनराजी), વનપક, વનમાળી. વનેરુંના -ને-માનો ए કાર સંવૃત છે એ જોતાં મૂળ वनचरकम् ની જેમ वनेचर+कम्, અથવા શુદ્ધ તદ્ભવ ગણતાં वन्यतर-कम् પણ સુચવાય.

૫. નેન, જોબન અને ભલમનસાઈ હિંદીમાથી લીધેલા છે. નેન પરંતુ નરસિંહરાવ પણ આ સ્વીકારે છે. જોબન પણ હિંદીમાથી જ છે. ગુજ. મા વ્ થાય—જોવનાઈ. ભલમનસાઈ સાથે સરખાવો હિંદી ભલમનસી ભલમનસત, ભલમનસાહત, 'સજ્જનતા'.

૬. થાન માટે નરસિંહરાવ પોતે સં. स्तन- પ્રા. માં थण- થયાની સંભાવના સ્વીકારે છે, અને એવું સ્વીકારીએ તો જ થાનના આકારની સંયુક્ત વ્યંજનોના ઋજુભાવ દ્વારા ઉપપત્તિ આપી શકાય, એમ યોગ્ય જ કહે છે.

૭. નવનો શરતચૂકથી નરસિંહરાવે ચર્ચાપ્રાપ્ત ઉત્સર્ગનાં ઉદાહરણોમા સમાવેશ કર્યો જણાય છે. ચર્ચા સ્વરમધ્યગત -न्-ની છે, જ્યારે નવ કે સં. नापि, પ્રા. णविનો न्- કે ण्- શબ્દારંભે છે. અને પ્રાકૃતમાં શબ્દારંભે न्- લખવાની અને ण्-લખવાની એમ બે પરંપરા હતી. એટલે સંસ્કૃતનો શબ્દારંભી न्- ગુજ.માં જળવાઈ રહેવાનો જે સામાન્ય નિયમ છે તેને અનુસરીને જ नापिનું નવ્ય, નવ થયું છે.

૮. બાકી બ્હેન કે બહેન રહે છે. પ્રા. અપ.માં वहिणी છે. નિયમ પ્રમાણે *બહેણ થવુ જોઈએ. પણ બહેન અને બનેવીમાં न्-કાર મળે છે (ભાણેજમાં નિયમિત म्- તેમ જ -ण- છે). આની ઉપપત્તિ સહેલાઈથી અપાય તેમ નથી. પણ वहिणी શબ્દ જ અનિયમિત રીતે भगिनीમાથી થયો છે. હિંદી बहन, बहिनની અસર પડી હશે કે કેમ તે પણ વિચારવા જેવુ છે. હિંદીમાં बहनापा 'બહેનપણુ', बहनेली 'બહેનપણી', बहनोई 'બનેવી', बहनौता 'ભાણેજ', बहनौरा 'બહેનનુ સાસરુ' એ શબ્દો પણ છે. અને આવા સંદિગ્ધ વિકાસક્રમ વાળા એક શબ્દનું પુરાવા તરીકે મૂલ્ય પણ કેટલુ?

આમ નરસિંહરાવે જે શબ્દોને આધારે સં.-न्- ગુજરાતીમાં કેટલીક વાર -न्- રૂપે ઊતરી આવ્યો હોવાનો નિયમ બાંધ્યો છે, તે શબ્દોનો વિકાસક્રમ તપાસતાં, તેમની પાછળ જુદા જ બળો કામ કરી રહ્યાં હોવાનુ જણાય છે અને તે પરથી નરસિંહરાવ દોરે છે તેવો નિર્ણય ફલિત થતો નથી. તેમાથી કોઈ પણ શબ્દ સં.-न्->ગુજ.-ण्- એ સામાન્ય નિયમને બાધક ઠરવાનું બળ ધરાવતો નથી.

*

ગુજરાતી કામ, રમત, માણસ એવા શબ્દોમા છેવટના વર્ણમા, ચોપડી, ભમતો એવા શબ્દોમા વચલા વર્ણમા કે શરમાળ, સગવડ, જેવા શબ્દોમા બીજા (તેમજ ચોથા) વર્ણમા અકાર કોઈ પણ સ્વરૂપે ઉચ્ચારાય છે કે એ વર્ણો માત્ર વ્યજનો તરીકે ઉચ્ચારાય છે. આ બાબતમા વિદ્વાનોમા સારો એવો મતભેદ હોવાનું જાણીતુ છે નરસિંહરાવે મતાતરોની નોધ સાથે આ મુદ્દો વિગતે ચર્ચ્યો છે[1] એક તરફ બીમ્સ, હોર્ન્લે, ભાંડારકર, ગ્રીયર્સન, ટર્નર, ટેસીટરી, ટાગોર, ત્રિવેદી, દવે વગેરેએ આવા અકારને શાન્ત (સાયલન્ટ, silent કે ક્વાએસન્ટ, quiescent) કે એવુ કાઈ નામ આપીને કે આપ્યા વિના, અનુચ્ચરિત કહ્યો છે—એટલે કે આવે સ્થળે અકાર છે જ નહીં, કેવળ વ્યજન જ ઉચ્ચારાય છે એમ તેમનુ માનવુ છે બીજી તરફ કેશવલાલ, નરસિંહરાવ, કે હ શાસ્ત્રી, વિષ્ણુપ્રસાદ વગેરેના મતે ઉપર્યુક્ત સ્થળે અકાર લઘુપ્રયત્ન ઉચ્ચારાય છે. અને એથી તેમણે તેને ક્રુત કે લઘુપ્રયત્ન અકાર કહ્યો છે ચર્ચાપ્રાપ્ત ઉચ્ચારણની ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ ઉપપત્તિ આપી, આ બાબત આટલો ચોખ્ખો મતભેદ પ્રવર્તવાનુ કારણ શુ એ સ્પષ્ટ કરવાનો પ્રસ્તુત નોધનો આશય છે.

ઉચ્ચારણની લાક્ષણિકતાઓ અનુસાર જેમ આપણે વ્યજનોના સ્પર્શ ઊષ્મ, નાસિક્ય, અલ્પપ્રાણ, મહાપ્રાણ વગેરે પ્રકાર પાડીએ છીએ, તેમ સ્વરોના પણ વિધવિધ પ્રકાર ગણવામા આવે છે આપણને જાણીતા હ્રસ્વ ને દીર્ઘ ઉપરાત શુદ્ધ ને સયુક્ત, લઘુપ્રયત્ન ને પૂર્ણપ્રયત્ન, સ્પષ્ટ ઉચ્ચરિત અને ઉપાશુ ઉચ્ચરિત (વ્હીસ્પર્ડ, whispered) વગેરે ઉચ્ચારણની વિશિષ્ટતા પ્રમાણે સ્વરોના ભેદ પાડવામા આવે છે

આમા અ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઍ, ઓ, ઑ, વગેરે શુદ્ધ સ્વરો છે, ઐ, ઔ, ઓઈ (કોઈ, જોઈતું, વગેરેમા), આઈ, (ભાઈ, રાઈતું વગેરેમા), એઉ (બેઉ વગેરેમા), આઉ (ખાઉકડ વગેરેમા) વગેરે સયુક્ત સ્વરો (ડીફથોગ્ઝ, diphthongs) છે સાદી સમજણ આપવા માટે કહી શકાય કે શુદ્ધ અને સયુક્ત સ્વરો વચ્ચે ફેર એટલો કે સયુક્ત સ્વરોમા શુદ્ધ સ્વરની લગોલગ એક બીજો સ્વર પણ ગૌણપણે ઉચ્ચારાય છે એટલે સયુક્ત સ્વરમા બે ઘટકો હોય છે તેમા એક સ્વરનુ ઉચ્ચારણ મુખ્ય સ્થાને છે અને એ જ અશ સ્વરભારનો વાહક બની શકે છે, બીજા સ્વરનુ ઉચ્ચારણ લઘુપ્રયત્ન હોય છે અને સ્વરભાર તેના પર આવી શકતો નથી સ્થૂળ

[1] ગુ લે અને સાહિ, ૧, ૨૦૬–૨૧૪

ખ્યાલ આપવા માટે કહી શકાય કે શુદ્ધ હ્રસ્વ સ્વરની એક માત્રા ગણીએ સંયુક્ત સ્વરના ગૌણુ અંશની માત્રા અરધી કે એથી ઓછી ગણાય. લખાણુમાં તો સંયુક્ત સ્વર ઘણુખરું બે વર્ણદ્વારા દર્શાવાતો હોય છે, પણ તેનુ ઉચ્ચારણ એકાક્ષરી છે. કોઈ કોઈ એમ જોડણીમાં ચાર વર્ણો છે, પણ તેનું ઉચ્ચારણ દ્વિ–અક્ષરી ('ડીસીલેબીક' dyssyllabic) છે—જો કે આપણી જોડણીમાં ઐ ને ઔ સંયુક્ત સ્વરો હોવા છતાં એકેકા વર્ણથીજ દર્શાવાય છે.

/સંસ્કૃત, ગુજરાતી વગેરેમાના સંયુક્ત સ્વરોમાં ઉત્તરાંશ ગૌણુસ્થાને હોય છે. સાધારણુ રીતે ઇ કે ઉજ સંયુક્ત સ્વરોના ઉત્તરાંશ તરીકે આવે છે. પણ કવચિત કોઈ ભાષામાં બીજા સ્વરોનો પણ એ પ્રમાણે 'ડીપ્થોંગલ એલીમેંટ', (diphthongal element) તરીકે ઉપયોગ થતો હોય છે. સંયુક્ત સ્વરોમાં મુખ્ય સ્થાને આવતો સ્વર પૂર્ણ પ્રયત્નથી ઉચ્ચારાય છે. એટલે એ પૂર્ણ સ્વરના વિરોધે ગૌણુસ્થાને આવતા diphthongal elementને આપણે કણુસ્વર* (કણુરૂપ સ્વર) એવું નામ આપી શકીયે/

છે. **કામ, રમત, માણુસ** વગેરેના અંત્ય વર્ણો પણ, એ શબ્દો જો સભાન પ્રયત્ન કે ચીવટથી અથવા છૂટા બોલાતા હોય તો, આવા કણ્ઠસ્વર અ સહિત ઉચ્ચારાય છે. પણ આપણી ઉચ્ચારણપદ્ધતિમાં એક નિયમ તરીકેજ અંત્યાક્ષરનું ઉચ્ચારણ મુકાબલે નબળું હોવાથી અનંત્ય અક્ષરમાં રહેલા લઘુપ્રયત્ન અકાર કરતાં અંત્ય અક્ષરનો તેવો અકાર વધારે નબળો લાગે છે. પણ આ તો વિશિષ્ટ સંજોગોમાં કરાતા ચીવટપૂર્વકના ને સભાન ઉચ્ચારણની વાત થઈ. બાકી હમેશની ચાલુ વાતચીત ને સંભાષણ—જે ધારાવાહી છે, એટલે કે જેમાં વૈયાકરણી પૃથક્કરણ દ્વારા જુદા પાડેલા શબ્દો સ્વતંત્ર વ્યક્તિત્વવાળા ઘટક તરીકે નથી રહેતા પણ એકબીજામા ભળી જઈ એક સળંગ પ્રવાહ તરીકેજ રજૂ થાય છે—તેમાં **કામ, નામ** વગેરેનો અંત્ય વર્ણ માત્ર એકલા વ્યંજન તરીકેજ ઉચ્ચારાય છે એટલે કે એ એકાક્ષરી ('મોનોસીલેબીક,' monosyllabic) શબ્દો છે. પણ આવા શબ્દો પછી **-માં, -થી, -વડે** વગેરે અનુગો આવે ત્યારે તે શબ્દોનો અંત્ય વર્ણ લઘુપ્રયત્ન **અ** સાથે ઉચ્ચારાય છે. **છોકરા** વગેરેમાં પણ વાક્યમાં ત્વરિત ઉચ્ચારણમાં તેમના બીજા વર્ણમાં રહેલો કણ્ઠસ્વર **અ** નથી બોલાતો—એ શબ્દો દ્વિ-અક્ષરી ('ડીસીલેબીક', dyssyllabic) બની જાય છે. **રમતો, હસતો** જેવામાં (વચલો વર્ણ **મ** કે **સ** હોય ત્યારે) ચાલુ વાતચીતમાં પણ **મ, સ** ને ખાલી વ્યંજન તરીકે ઉચ્ચારવાનું વલણ છે/ ઝડપથી બોલાતા **છોકરાની ટાઢ બકરા ચરી** જાય એ વાકયમાંના છોકરા શબ્દના **કરા** અંશનું ઉચ્ચારણ અને वक्रा विघातुर्गतिः એમાંના वक्राના क्रा અંશનું ઉચ્ચારણ સરખું જ છે. તેમની વચ્ચે જે સૂક્ષ્મ ફરક લાગે છે તે સંસ્કૃતમાં સંયુક્ત વ્યંજનો પૂર્વના સ્વર પર ભાર દઈને અને તેને થડકાવીને ઉચ્ચારાય છે, જ્યારે ગુજરાતી ઉચ્ચારણમાં તેવા કોઈ ભાર કે થડકારની અપેક્ષા નથી રહેતી, તે કારણે છે. આ ભાર ને થડકાર વ્યક્ત કરતી वक्र-उग्र-એવી જોડણી પણ સંસ્કૃતમાં પ્રચલિત હતી એ આપણે જાણીએ છીએ. શુદ્ધ ગુજરાતી શબ્દોમાં જોડાક્ષરો સામાન્યતઃ ભાર કે થડકાર વગર જ ઉચ્ચારાય છે. 'કર્યું', 'બોલ્યો' વગેરેમાં આવા જોડાક્ષરો છે. આવા શબ્દોમાંના ય ને નરસિંહરાવ વગેરે યશ્રુતિ ગણે છે. પણ એ બરોબર નથી. **કર્યો** ના **ર્યો**-માં આગલો અને પાછલો વ્યંજન સરખા જ પ્રયત્નથી ઉચ્ચારાય છે— તેમાં યકારનું ઉચ્ચારણ સ્પષ્ટ જ છે. માત્ર સંસ્કૃતની રીતે **બોલ્લયો, આવ્વ્યો** એમ આપણે નથી કહેતાં એટલું જ.

વળી કેટલાક એમ માને છે કે અંગ્રેજી calm and considerate જેવામાંના calm ના ઉચ્ચારણમાં અને ગુજરાતી **કામ કરે કોઠી ને જરા**

**ખાય જેઠી** જેવામાંના **કામ** ના ઉચ્ચારણમાં **મ** કાંઈક અંશે જુદીજુદી રીતે ઉચ્ચારાતો લાગે છે અને એ હકીકત ગુજરાતી **કામ**માં અંત્યાક્ષરમાં લઘુપ્રયત્ન અકાર હોવાની સૂચક છે. અહીં પણ ભેદ લાગે છે એ વાત સાચી, પણ કારણ જુદું છે. અંગ્રેજી calm ના ઉચ્ચારણમાં તે શબ્દના સ્વર ઉપર જે જાતનો ભાર આવે છે તેવો ભાર ગુજરાતી **કામ** ના ઉચ્ચારણમાં **કા** પર નથી આવતો, આથી ભારની દૃષ્ટિએ ગુજરાતી **કામ** ના **કા** ને **મ** વચ્ચે છે તે કરતાં અંગ્રેજી calm ના ca ને lm ના ઉચ્ચારણ વચ્ચે વધારે અંતર હોવાની આપણા કાન પર છાપ પડે છે. પણ વાસ્તવિક રીતે તો એ બંને શબ્દો વ્યંજનાન્ત જ ઉચ્ચારાય છે.

ઉપરાંત પહેલાં કહ્યું તેમ છૂટા શબ્દો લઈ તેનું ઉચ્ચારણ કરીયે તો તેમાં લઘુપ્રયત્ન અકાર હોવાનુ જણાશે જ. આનો અર્થ એ કે વાતચીતમાં પણ કણસ્વર **અ** નો પ્રયોગ થતો હતો, પણ વખત જતાં એ ઘસાઈ ગયો. પણ પૂર્વના સંસ્કાર સાવ નિર્મૂળ થાય એટલો સમય આ ધ્વનિવિકારને ન થયો હોવાથી— કહેવાતા લઘુપ્રયત્ન હકારની જેમ અકારની બાબતમાં પણ ગુજરાતી એક સંક્રાતિકાળની ભૂમિકા રજૂ કરતી હોવાથી આપણને આ બાબત દ્વિધા રહ્યા કરે છે. અને એટલે વિદ્વાનોમાં પણ આ મુદ્દા પર સ્પષ્ટ બે પક્ષો કેમ પડ્યા હશે તે ય સમજી શકાય છે.

ગુજરાતીના કોઈ કોઈ પ્રાંતિક ભેદોમાં **બારણું**, **ચાળણી** જેવા શબ્દોમાથી વચલો રકાર ને ળકાર ઉચ્ચારણમાંથી લુપ્ત થયા છે. તેમને સ્થાને ઝાલાવાડીમાં યકાર મૂકી **બાયણું**, **ચાયણી** એમ બોલાય છે. પણ ગોહિલવાડીમાં આવો **ર** કે **ળ** લુપ્ત થતાં તેમાથી અવશિષ્ટ કણસ્વર **અ** જ ઉચ્ચારાય છે; **બારણું** ને બદલે **બાઅણું** ને ચાળણીને બદલે **ચાઅણી**. **બાઅણું** અને **ચાઅણી** માં રહેલો **આઅ** કોઇ ના **ઓઈ** અને ભાઇ ના **આઈ** ની જેમ એક સયુક્ત સ્વર છે અને એ રીતે ઉક્ત શબ્દોનુ ઉચ્ચારણ દ્વિ–અક્ષરી છે.

આમ લઘુપ્રયત્ન અકાર એક કણસ્વર છે અને તેનુ મૂલ્ય **ઐ**, **ઔ** વગેરે સંયુક્ત સ્વરોમાં ઉત્તરાંશ તરીકે આવતા લઘુપ્રયત્ન ઇ વગેરેના જેટલુ છે એ ખ્યાલમાં રાખતાં તેનુ સ્વરૂપ સ્પષ્ટ થઈ જાય છે.



# અર્વાચીન ગુજરાતી ઇકાર-ઉકારનાં ઉચ્ચારણ અને જોડણી

માત્ર વાતચીત અને ધારણામાં જ અસ્તિત્વ ધરાવતી ભેંસના દૂધની વહેંચણી વિશે જાણે કે ખરેખર દૂધની વહેંચણી કરવાની હોય તેટલા જ જોરશોરથી ઝગડો થઈ શકતો હોવાનું જે જાણીતો ટૂચકો નોંધે છે તેવું જ કાંઈક ગુજરાતી જોડણીના ઘણાંખરાં ચર્ચાસ્પદ મુદ્દાઓ બાબત—અને ખાસ કરીને તેમાં મૂર્ધન્ય સ્થાન ભોગવતી ઇ-ઉની જોડણી બાબત બનેલું છે. હ્રસ્વદીર્ઘના નિયમો, પેટાનિયમો અને ઉપ-પેટાનિયમો, અપવાદો અને પ્રતિઅપવાદો તથા તેમને લગતી ચર્ચાચર્ચીનું સાહિત્ય એ શાખાપ્રશાખા ને અગણિત વડવાઈઓના વિકટ વિસ્તારવાળા વટગજનો ખ્યાલ આપે છે; અને એમાં ખૂબી પાછી એ છે કે આ વટરાજને મૂળ છે ખરાં, કે તે એક કલ્પનાનું ભૂત છે તેની બહુ તપાસ કરવાની કોઈએ ઝાઝી પરવા નથી કરી. તત્ત્વબોધ થાય ત્યારે જે આનંદ થતો હોય તે, પણ વાદચર્ચાનો પોતાનો આગવો શુદ્ધ આનંદ માણવાની ગૂઢ વૃત્તિથી પ્રેરાઈને આ ચર્ચાઓ થઈ હોવાની આપણને શંકા જાય છે. કારણ, જેની પાસે ધ્વનિપારખુ દૃષ્ટિ છે, અને આપણા સ્વરોના ઇતિહાસનું આછુપાતળું પણ જ્ઞાન છે તે તો તરત જોઈ શકે તેમ છે કે અર્વાચીન ગુજરાતી ઉચ્ચારણમાં ઈ, ઉ વગેરે સ્વરોની હ્રસ્વતા-દીર્ઘતા વચ્ચેનું ભેદભાન જ નષ્ટ થયેલું છે. અર્થબોધ માટે વ્યાપક રૂપે સ્વરોની માત્રા (‘કવોંટીટી,’ quantity) કશો ભાગ ભજવતી નથી. એટલે તેમને હ્રસ્વતાદીર્ઘતા સૂચક જુદાજુદા બે લિપિચિહ્નોથી બતાવવાની જરૂર નથી. આથી વ્યવહારને—અને કેટલેક અંશે શાસ્ત્રને પણ—લાગેવળગે છે ત્યાંસુધી તો કયાં હ્રસ્વ અને કયાં દીર્ઘ તેનો નિર્ણય શશવિષાણની લંબાઈ, પહોળાઈ, આકાર વગેરેનો નિર્ણય કરવાની તોલે આવે છે. આશા છે કે ચર્ચાપ્રાપ્ત સ્વરોમાં માત્રાભેદના લોપનો ઇતિહાસ; ઉચ્ચારણમાં વ્યક્ત થતા, અર્થબોધને માટે આવશ્યક તેમ જ અનાવશ્યક ધ્વનિઅંશો; અને એ સ્વરોનું આધુનિક સ્વરૂપ—ઇત્યાદિને સ્પર્શતી પ્રસ્તુત વિચારણાથી આ વિષયમાં શંકાને સ્થાન નહીં રહે.

## ઇકાર-ઉકારના ઉચ્ચારણમાં માત્રાભેદનો ક્રમિક લોપ

પહેલાં, ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ. સંસ્કૃતમાં ઇ-ઉના હ્રસ્વદીર્ઘ સ્વરૂપો વચ્ચે સ્પષ્ટ ભેદ હતો. સંસ્કૃત રૂપતંત્રમાં આ ભેદ ખુલ્લો દેખાય છે. તેમાં ઇકારાંત-ઉકારાંત અંગો ઈકારાંત-ઊકારાંત અંગોથી જુદો ભાગ ભજવે છે. તેમના કેટલાંક વિભક્તિરૂપો ભિન્ન ભિન્ન પ્રત્યયોથી સધાય છે. એટલે સંસ્કૃત

શબ્દોના રૂપતંત્રીય (મૉર્ફોલૉજીકલ, morphological) વ્યક્તિત્વના નિર્ણય માટે ઇકાર–ઉકારની હ્રસ્વતાદીર્ઘતા પણ પાયારૂપ હતી.

પણ સમય સાથે વિકારક વલણો પ્રવર્ત્યે જતાં હોવાથી, ભાષાસ્વરૂપમાં પલટા આવતા ગયા અને માધ્યમિક ભારતીય–આર્ય કે પ્રાકૃત ભૂમિકા દરમિયાન હ્રસ્વતાદીર્ઘતાનુ મૂલ્ય લુપ્ત થવા લાગ્યુ પ્રાકૃત કાવ્યો અને પાછળના સમયના સંસ્કૃત કાવ્યોમાંથી—શિશુપાલવધ જેવામાથી પણ—છંદ ખાતર હ્રસ્વદીર્ઘની છૂટ લેવાયાનાં ઉદાહરણો મળે છે, અને એનાં મૂળ ઉચ્ચારણમા આવેલા પરિવર્તનમાં હતા[૧]. પ્રાકૃત વૈયાકરણો સમાસમાં મૂળના દીર્ઘને સ્થાને હ્રસ્વ સ્વર કે હ્રસ્વને સ્થાને દીર્ઘ સ્વર આવતો હોવાનુ નોંધે છે તે પણ ઉપરની હકીકતનુજ સૂચક છે. કેમ કે કોઈપણ ભાષામા ધ્વનિપરિવર્તન સ્વચ્છંદપણે ન થાય. અમુક વ્યાપક વલણને આધારે, અમુક નિયમતંત્રને આધારે, તે તે ભૂમિકાનુ દરેક ધ્વનિવલણ સમજાવી શકાતુ હોય છે. પ્રાકૃત વ્યાકરણકારોએ નોંધેલી હકીકતનો અર્થ એટલો જ કે મૂળમા ચીવટથી જળવાઈ રહેલો હ્રસ્વદીર્ઘ વચ્ચેનો ભેદ શિથિલ થવા લાગ્યો હતો. આરંભમા સમાસના ઘટકોમાં આ વલણ વ્યક્ત થવા લાગ્યુ તે સમજી શકાય તેવુ છે. રૂપતંત્રની દૃષ્ટિએ શબ્દ કયા વર્ગનો છે તેનો નિર્ણય અંત્યાક્ષરને આધારે થતો હોવાથી તેની સાથે છૂટ લેવાય તો શરૂઆતમા ગરબડ ઊભી થવાની પૂરતી સભાવના. પણ સમાસના આદિ ઘટકને સળંગ વાક્પ્રવાહમાં રૂપતંત્રની દૃષ્ટિએ જરા પણ અગત્યનો ભાગ ભજવવાનો ન હોવાથી, અને બીજી રીતે પણ તેનુ વ્યક્તિત્વ ગૌણ હોવાથી તેના અંત્યાક્ષરની માત્રા સાથે છૂટછાટ લેવી એ સ્વાભાવિક. આમા છંદોમૂલક જરૂરિયાતોનો સહારો મળ્યો. वारि(री)मई, पइ(ई)हर, वेल(लू)वण, भुज(आ)यत્ત વગેરે હેમચંદ્રે નોંધેલા ઉદાહરણોની ખરી ઉપપત્તિ આ છે. છંદને આધારે આવા ફેરફાર ઘણા થતા. એટલે તેમની નોંધ તો લીધા વિના ન જ ચાલે. પણ આ ફેરફાર છંદ જેવા બાહ્ય કારણપર આધાર રાખતો હોવાથી—અને આવુ કારણ ક્વચિત્ પ્રવૃત્ત, ક્વચિત્ અપ્રવૃત્ત—કયાં કયાં હ્રસ્વદીર્ઘ થાય છે, તેની યાદી આપવી શકય ન હતી. આથી પ્રાકૃત વ્યાકરણકારો પોતાની લાક્ષણિક શિથિલતાથી કહી દે છે કે હ્રસ્વદીર્ઘની છૂટ પ્રાકૃત સમાસોમાં અતંત્રપણે લેવાય છે.

---

૧. સિદ્ધેશ્વર વર્મા, સ્ટડીઝ ઇન ધ ફોનેટીક ઓબ્ઝર્વેશન્ઝ ઑવ ઇંડીયન ગ્રામેરીયન્ઝ, પાંચમુ પ્રકરણ (અક્ષરનુ માત્રાપ્રમાણ).

પણ ઉચ્ચારણમાંથી ભેદ ઘસાતો જતો હોવાથી હ્રસ્વદીર્ઘની બાબતમાં લખાણમાં શિથિલતા વધ્યે જ જતી હતી. અંત્યાક્ષરનું સ્વરૂપ અગત્યનું હોવા છતાં તેમાં શિથિલતા પ્રવેશ કરવા લાગી અને આમાં સાદૃશ્યનો પ્રભાવ ભળતાં હ્રસ્વ ને દીર્ઘ ઇકારાંત-ઉકારાંત અંગોનાં રૂપાખ્યાન વચ્ચેનો ભેદ લુપ્ત થયો. અકારાંત અને આકારાંત રૂપાખ્યાનોનો ભેદ હજી જળવાઈ રહ્યો હતો, કારણ આકાર પ્રકૃષ્ટપણે સ્ત્રીલિંગનો સૂચક હતો; અને અકારાંત અંગો નિયમે કરીને પુંલ્લિંગ કે નપુંસકલિંગ હતાં. પણ જ્યાં છૂટ લઈ શકાતી હોય તેવે સ્થળે (ઉ. ત સમાસમાં, जउण-यड વગેરે) આકાર હ્રસ્વ થતો પણ પછી અપભ્રંશના સમય સુધીમાં તો અત્યાક્ષરને હ્રસ્વ કરવાનું વ્યાપક વલણ સ્થિર બને છે—જો કે સાથોસાથ સાહિત્યમાં આગલી ભૂમિકાના દીર્ઘસ્વરાંત રૂપો વપરાતાં રહે છે. આ દશાને હેમચંદ્રે, અપભ્રંશમાં ઘણુંખરું મૂળનાં કોઇ સ્વરને સ્થાને બીજો કોઇ પણ સ્વર આવે એવા અશાસ્ત્રીય વચનોથી વર્ણવી છે.

પ્રાચીન ગુજરાતી ભૂમિકામાં પણ ઇકાર-ઉકારની ઉપર વર્ણવેલી સ્થિતિ ચાલુ હતી એટલું જ નહીં, પણ લેખનમાં હ્રસ્વ અને દીર્ઘ ઇકાર-ઉકાર વચ્ચેની ગરબડ લાક્ષણિક બની ચૂકી હતી. પ્રાચીન ગુજરાતી કૃતિનું સંપાદન કરવાનો જેને થોડોક પણ અનુભવ હોય તે કહી શકશે કે પ્રાચીન ગુજરાતી પ્રતોમાં ઇકાર-ઉકાર, અનુનાસિક વગેરેની બાબતમાં પ્રવર્તતી ઉગ્ર શિથિલતા તેના કાર્યમાં કેટલી અડચણો ઊભી કરે છે. "ખાસ કરીને ઇકાર-ઉકારના હ્રસ્વ-દીર્ઘનો કોઈ ચોક્કસ નિયમ આપણી ભાષાના જૂના લેખકો સાચવતા નથી. જેઓ સંસ્કૃતપ્રાકૃતના મહાધુરંધર વિદ્વાનો હતા, અને જેમણે હજારો શ્લોકવાળા મોટામોટા ગ્રંથ, કાવ્યો, શાસ્ત્રો લખ્યા છે, તેઓ પણ જ્યારે પોતાની માતૃભાષામાં કાંઈ રચના કરે છે કે લખે છે તો તેમાં ભાષાની વિશુદ્ધતા કે જોડણીની એકરૂપતાની કશી પણ ચોક્કસાઈ દેખાતી નથી.[૨]"

આપણા અર્વાચીન ઉચ્ચારણમાં ઇ-ઉ વગેરે સ્વરોની હ્રસ્વતાદીર્ઘતાનું ભાન લુપ્તપ્રાય છે એ તટસ્થતાથી જોનારને તરત જ જણાઈ આવશે. બીજા સ્વરો ને વ્યંજનોનું અન્યથી ભિન્ન સ્વતંત્ર વ્યક્તિત્વ તેમના ઉચ્ચારણમાંથી આપણો કાન અસંદિગ્ધપણે પકડી આપે છે; પણ તેવું સ્વરોની હ્રસ્વતાદીર્ઘતા બાબતમાં નથી બનતું. ગોળ અને ગાળનાં સંવૃત અને વિવૃત ઓકાર અશિક્ષિત પણ વિના પ્રયાસે વરતી શકે છે. કાન ને ગાન ના વ્યંજનોમાં રહેલો ભેદ કહેવા માટે વિશિષ્ટ નિયમોના જ્ઞાનની જરૂર નથી પડતી. જ્યારે આપણે ત્યાં, શ્રુતલેખન વેળા લખાવનારને દીર્ઘ સ્વર અભિપ્રેત હોય ત્યારે ભાર દઈ

૨. આચાર્ય જિનવિજય મુનિ, ભરતેશ્વર બાહુબલિરાસ, ઉપોદ્ઘાત.

સંભાવીને 'મૂ-ઉ-ઉકવું' કહેવું પડે છે ત્યારે જ વિદ્યાર્થીને સ્વર દીર્ઘ હોવાનો ખ્યાલ આપી શકાય છે. આવી રીતે અથવા તો અંગ્રેજીની જેમ વિશિષ્ટ નિયમો દ્વારા જ જોડણીનો ખ્યાલ આવે એવું હોય ત્યારે જોડણી ધ્વનિબિંબી ('ફોનેટીક', phonetic) નહીં, પણ ઐતિહાસિક જ હોય. ઉચ્ચારણમાં વ્યાપક સ્વરૂપે હ્રસ્વદીર્ઘનું ભાન ન જળવાયું હોવાથી જ હુેપકમિટીએ એ ભેદને જતો કરેલો. અને કોઈ પણ સામાન્ય માણસના—અથવા તો સામાન્ય શું કામ, જોડણીકોશના કે તેવા કોઈ ખાસ ઘડી કાઢેલા નિયમોનો અભ્યાસ કરીને તેને આધારે લખવાનો ઠીકઠીક મહાવરો જેણે પાડ્યો હોય, તેવાઓની નાની સંખ્યાને બાદ કરતા દરેક ગુજરાતી લખનારના—લખાણમાં ઇ-ઉની હ્રસ્વતાદીર્ઘતા બાબત અનવસ્થા પ્રવર્તતી હોય છે. નાનપણથી તેણે સાંભળેલું સ્વાભાવિક ઉચ્ચારણ અને કેળવણી અને મુદ્રિત ભાષાએ આપેલો તેનો કૃત્રિમ સંસ્કાર: એ બેની અથડામણને લઈને તેના મનમાં આ બાબત ઠીકઠીક અનિશ્ચય હોય છે. આપણામાંના કોઈકોઈને મૂકવુંના મૂ વગેરેમાં ઉકાર દીર્ઘ સંભળાતો હોવાનો ભ્રમ રહે છે તેના મૂળમાં પણ લિખિત ભાષાના સંસ્કાર જ છે. કેમ કે મૂકવુંમાં પહેલો ઉકાર હ્રસ્વ છે કે દીર્ઘ એમ સવાલ પૂછાતાં ઉત્તર આપવા માટે એ વ્યક્તિ મૂકવું મનમાં બેત્રણ વાર ઉચ્ચારે છે—મૂકવુંના ઉચ્ચારણ-સંસ્કાર પોતાની સ્મૃતિમાં જીવિત કરે છે. પણ આવા વિષયમાં ધ્વનિવિષય ઘટનાઓને તપાસવાની દૃષ્ટિ કેળવાઈ ન હોય તો વાચનસંસ્કારોની છાપ પડ્યા વિના ન જ રહે, ને એટલે દીર્ઘ સાંભળવાનો ભ્રમ થાય. અને કોઈ શબ્દ કે ધ્વનિના વાસ્તવિક ઉચ્ચારણનો નિર્ણય તેને એકલોઅટૂલો ઉચ્ચારીને, બીજી ભાષાસામગ્રીથી અળગો કરીને એ કૃત્રિમ સ્થિતિમાં નહીં, પણ સળંગ વાણીપ્રવાહમાં તેનો પ્રયોગ થાય તે સમયના ઉચ્ચારણને આધારે જ કરાય. આ રીતે સાંભળતાં ઇકાર-ઉકારના ઉચ્ચારણમાં ભેદ નહીં વરતાય. આવી બાબતોનો નિર્ણય કરવામાં શાસ્ત્રીય રીતે કેળવાયેલી ન હોય તેવી વ્યક્તિ કેમ અનધિકૃત છે એ નીચેના ટાંચણથી સ્પષ્ટ થશે.

"Terms like 'long,' 'half-long,' 'short,' etc. express a mere relation. *A sound which is long with reference to another may be* short in relation to a third; what is considered as long in one language may be short in another because of difference in general tempo characteristic of each. It goes without saying that the quantity of a sound is quite distinct from its pitch, stress or acoustic colouring. *But here more than elsewhere mental illusions play an important part.* Vowels which are generally believed long are often

short; others which are regarded as short often surpass in length those which are deemed long. Again and again graphic methods show that sounds supposed to be long are in reality only more stressed or higher pitched...............very often the term 'long' and 'short' refer to subjective or mental impressions rather than to physical properties The sound that by some peculiar feature impresses the ear more than others is easily felt to be longer even though it actually is not"

પણ ગુજરાતીની બાબતમા તો આમ ખરેખર શું ઉચ્ચારાય છે તેની સાચી ખોટી તપાસને પણ કોઈ મહત્ત્વ નથી અપાયુ. આપણી ભાષાના વ્યાકરણનો સ્વતંત્રપણે નહીં, પણ ઘણુખરું સંસ્કૃત વ્યાકરણના એક પડછાયા રૂપે જ વિચાર થયો છે. સંસ્કૃતમા હ્રસ્વદીર્ઘના સ્પષ્ટ ભેદ, એટલે આપણા વ્યાકરણમા પણ એ જોઈએ જ ને! અને તેમાં ગુજરાતી વગેરેમા આગલી ભૂમિકાનો સયુક્ત વ્યંજન એકવડો થતાં ઘણીવાર પૂર્વસ્વર દીર્ઘ થતો હોવાનુ વલણ જાણમા આવ્યુ. આનો આધાર લઈને એમ માની લેવામાં આવ્યુ કે એવો દીર્ઘ પ્રચલિત ઉચ્ચારણમા પણ દીર્ઘ બોલાય છે. કેટલીક ભારતીય ભાષાઓ અને ભારતીય સાહિત્યનો વર્ષોથી અભ્યાસ કરી રહેતા બે પ્રતિષ્ઠિત વિદ્વાનોનો આ વિશેનો અભિપ્રાય આ પ્રમાણે છે:

૧. "As in Bengali and perhaps in Gujarati, there is in spoken Nepali no longer any distinction of quantity or quality between long *i* and short *i* or long *u* and short *u*. *i* represents equally Sk *i*, *i* before two or more consonants and *i*. So too with *u*........ There is in consequence as in Bengali and Gujarati much hesitation in the use of the long and short forms in writing Of late years there has been a certain tendency to write short form in the interior of the words, and the long when they are final But there is no justification for such a practice And since there is no distinction in pronunciation I have uniformly used the short form.

The only exception to this has been in the case of words borrowed from Sanskrit....If the Sanskrit word has been thoroughly adapted, I have used the short vowel....

The general adoption of the system of spelling advocated in this dictionary, would without any violent break with the tradition give Nepali a practical and phonetic system of spelling and would

*વીલીયમ ગ્રાફ, લૅંગ્વેજ ઍંડ લૅંગ્વેજીઝ ૧૯૩૨, ૫૨–૫૩.

lessen the difficulties of teaching children and others to read and write." (આર. એલ. ટર્નર, નેપાલી ડીક્ષનરી, ભૂમિકા).

નેપાળીને ઉદ્દેશીને કહેવાયેલાં આ વચનો ગુજરાતીને પણ બરાબર લાગુ પડે છે.

૨. "રશીયનની જેમ અર્વાચીન ગુજરાતીએ પણ દીર્ઘ ને હ્રસ્વ સ્વરો વચ્ચેનો ભેદ જતો કર્યો છે; એટલે કે જો કે બોલાતી વાણીના પ્રવાહમાં ભારવાહક સ્વરો દીર્ઘ ને ભારરહિત સ્વરો હ્રસ્વ ઉચ્ચારાય છે, તો પણ સ્વર સ્વતઃ માત્રદૃષ્ટિએ ઉદાસીન—તટસ્થ છે. સ્વરની માત્રાને, સંસ્કૃતમાં છે તેથી ઊલટું, વ્યાકરણી વિભાગ ('ગ્રામૅટીકલ કૅટૅગરી') સાથે કશી લેવાદેવા નથી. હવે, નાગરી વર્ણમાળા એ ને ઓ—આ બંને ગુજરાતીમાં 'હ્રસ્વ'ને 'દીર્ઘ' રૂપે નહીં, પણ 'વિવૃત'ને 'સંવૃત' રૂપે છે—તો માત્રાભેદ (એટલે કે હ્રસ્વતાદીર્ઘતા) વ્યક્ત કરતી નથી; અ ને આ વચ્ચે ગરબડ કે ભ્રમ થવો શકય જ નથી, કેમ કે તેમની વચ્ચે પૂરેપૂરો સ્વરૂપભેદ ('ક્વોલીટીટીવ ડીફરંસ') છે; પણ ઇ-ઈ ને ઉ-ઊની બાબત તદ્દન જુદી છે. બીજી કોઈ પણ રીતે શિથિલતાથી વંચિત નથી રહી શકયો એવો તેમની વચ્ચે અર્વાચીન ભાષામાં દેખાડાતો ભેદ એ એક વ્યાકરણી તૂત ('ગ્રામૅટીકલ ફીક્ષન') હોવા સિવાય બીજું કશુ નથી. આ જાતનુ તૂત ઊભું થયુ હોવાનું કારણ એ કે સંસ્કૃતમાં એ બંને (હ્રસ્વ ને દીર્ઘ) વર્ણો હસ્તી ધરાવે છે; એટલે તેમને ત્યાંથી અહ, ખેંચી લાવવામાં આવ્યા છે. (માત્ર ઋ ને ૠ માટે એક જ સંકેત વપરાવો ચાલુ થયો છે). અને આથી ધ્વનિતંત્ર અને વર્ણમાળા બને તેટલા સંસ્કૃત જેવાં દેખાય એ હેતુ સધાય છે." (લુડ્વીશ આલ્સ્ડોર્ફ—Ludwig Alsdorf સંપાદિત કુમારપાલપ્રતિબોધ, પૃ. ૨૧૦—અહીં મૂળ શબ્દોનુ ગુજરાતી કર્યું છે).

પોતાના પ્રસ્તુત સંપાદનમાં પરિશિષ્ટમાં ત્રણ ગુજરાતી રાસાપ્રબંધોના નમૂના આપતાં ગુજરાતી હસ્તપ્રતોની વિશિષ્ટતાઓ અંગે આલ્સ્ડોર્ફ કહે છે: 'પ્રસ્તુત હાથપ્રતના લહિયાઓ ઇ ને ઈ તથ ઉ ને ઊ વચ્ચે એટલી અરાજકતાભરી ને ભેદભાન વિનાની ગરબડ કરે છે કે ઇ, ઉ સાથે હ્રસ્વતી ને ઈ, ઊ સાથે દીર્ઘતા સંકળાયેલી હોવાનો તેમના મનમાં ખ્યાલ હોય એ પ્રમાણુસાધ્ય જ નથી."

મૂકવું, તૂટવું એવી જોડણી શબ્દના મૂળની દૃષ્ટિએ સૂચક છે એ ખરું આવા શબ્દોમા દીર્ઘ ઊ મૂળનાં मक्क–, तुट्ट– વગેરે અંગોમાથી સંયુક્ત

વ્યંજનના ઋજુભાવ સાથે પૂર્વસ્વર દીર્ઘ થયાનો દ્યોતક છે પણ એવા ઐતિહાસિક કારણે તેને અર્વાચીન ઉચ્ચારણમાથી નષ્ટ થયો હોય તો પણ લેખનમા વ્યક્ત ન કરી શકાય કેમ કે એ આપણી લિપિની પરંપરાની વિરુદ્ધ છે મૂળના अल्प–, आत्मन्– ને अर्प्– એ ત્રણેનુ માધ્યમિક ભારતીય-આર્ય ઉચ્ચારણ अप्प– થયુ, ત્યારે લખાણમા પણ ત્રણે માટે કશા ભેદ વિના अप्प જ વપરાતુ તે વેળા કોઈને ચિંતા ન થઈ કે આ એક अप्प–, अल्प– ને સ્થાને હશે, आत्मन्–ને સ્થાને હશે કે अर्प्–તે સ્થાને હશે વ્યુત્પત્તિ એમદ ધ્વનિવિગત ઉપર નિર્ભર નથી હોતી એ રીતે આપણે ત્યા સ્થૂળમાને ધ્વનિસવાદી કે ઉચ્ચારાનુસારી જોડણીની જ પરંપરા છે ને તેથી મૂકવુ, તૂટવુ જેવી જોડણી માટે કશો આધાર નથી

આ ચર્ચા પરથી ફલિત થતો નિર્ણય સર્વમાન્ય થાય તો ગુજરાતી લખનારી જનતા પરથી એક જબ્બર નિષ્કારણ બોજો દૂર થાય, અને સરલની સાથે સુવર્ણ સાથે સરળતાની સુગંધ ભળે પણ આ વિશેની વિદ્વાનોની સ્પષ્ટ વિચારણા અને માર્ગદર્શનને અભાવે, અને ગમે તેમ કરી એકવાક્યતા સાધવાના આગ્રહથી વિદ્યાપીઠના જોડણીકોશની જોડણી હવે તો સર્વમાન્ય જેવી બની ગઈ છે તે પૂરેપૂરી રૂઢમૂળ થતા, જેમ અંગ્રેજી અને ફ્રેંચ જોડણીની ભયંકર અગવડતા દૂર કરવાના પ્રયત્નોનુ પરિણામ શૂન્યવત્ આવ્યુ છે તેમ આપણે ત્યા પણ તેનુ પુનરાવર્તન જ થશે એમ લાગે છે

*ધ્વનિસંવાદી જોડણી પાછળ આવુ પીઠબળ હોવાથી ગુજરાતી વર્ણમાળામાં અનુસ્વાર અને અનુનાસિક માટે તથા સંવૃત-વિવૃત એ ઓ માટે વિશિષ્ટ સંકેતો યોજવાથી અને જરૂર પડે ત્યા વિકલ્પનો આશરો લેવાથી આપણા ઉચ્ચારણ અને લેખન વચ્ચે રહેલી કેટલીક મુખ્યમુખ્ય વિસંગતિઓ ટાળી શકાય

★

# રકાર-પ્રક્ષેપ

હેમચંદ્રે અપભ્રંશની લાક્ષણિકતા તરીકે એક હકીકત એ નોંધી છે (૪, ૩૯૯)કે અપભ્રંશમાં મૂળ શબ્દમાં ન હોય તોયે કોઈવાર રેફ આવે છે—એટલે કે રકારનો પ્રક્ષેપ થાય છે, અને તેના ઉદાહરણ લેખે આપેલા પદ્યમાં व्रासु (સં. व्यास.) વપરાયો છે. व्यासः નું નિયમ પ્રમાણે वासु ન થતાં व्रासु થયુ. બીજા અપભ્રંશ વૈયાકરણો પણ આ ઘટનાની નોંધ લે છે. પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્યમાંથી પુષ્પદંતકૃત મહાપુરાણમાંથી હેમચંદ્રના ઉપર્યુક્ત વિધાનના સમર્થનમાં કેટલાક શબ્દો ટાંકી શકાય તેમ છે. મહાપુરાણની જે શ્રેષ્ઠ હાથપ્રત છે, અને જેને આધાર ગણીને મહાપુરાણના સંપાદકે ગ્રંથપાઠ તૈયાર કર્યો છે, તે કેટલેક સ્થળે મૂળના ઉત્તર અવયવ તરીકે રકાર હોય તેવાં સંયુક્ત વ્યંજનોમાં રકાળ જાળવી રાખે છે—જેમ કે व्रउ<व्रतम्, सृय<श्रीका, नृवइ <नृपति, प्रिउ <प्रिय. એટલું જ નહીં. કેટલાંક શબ્દો એવા મળે છે જેમાં રકારનો પ્રક્ષેપ થયેલો છે. મારી નજરે ત્રણ શબ્દો ચડ્યા છેઃ

विणउ वियारहारि व्रुह–सगमु। સંધિ ૧૬, કડવક ૧૧, પંક્તિ ૭ ક.
'વિનય, (તથા) વિકારને હરે તેવો બુધપુરુષોનો સમાગમ.'

સં. बुध–નુ અપભ્રંશમાં નિયમ પ્રમાણે बुह–(કે वुह–) થાય છે. પણ અહીં व्रुह– થયું છે.

मच्छधिणिहि व्रासु उप्पण्णउ। સં. ૯૮, કડ. ૮, પં. ૬ ક.
'માછણથી વ્યાસ ઉત્પન્ન થયો'.

અહીં હેમચંદ્રે નોંધેલો શબ્દ જ મળે છે. સં. व्यासः નું वासु ને બદલે व्रासु થયુ છે.

उप्परि जाइवि रणि व्रहिउ राउ। સં. ૯૯, કડ. ૩, પં. ૫ ખ.
'રાજા ઉપર ચડી આવીને (તેનો) રણમાં વધ કર્યો.'

અહીં મહાપુરાણમા આ પ્રમાણે ટિપ્પણ છેઃ व्रहिउ हत. वधितः એટલે વધિતઃનુ वहिउ થવાને બદલે व्रहिउ થયું.

આ ઉદાહરણોમાં ત્રણે સ્થળે વકારમાં જ રનો પ્રક્ષેપ થયો છે. (व्रुह– માં व् દેખાવ પૂરતો જ છે, કારણ અપભ્રંશમાં ब्–व् વચ્ચે ભેદ નથી જળવાયો.) પણ આ એક અકસ્માત્ હોવા સભવ છે, કારણ ગુજરાતી વગેરેમાં રકાર-પ્રક્ષેપનાં જે ઉદાહરણો મળે છે, તેમાં ઘણુંખરું વકાર સિવાયના વ્યંજનોમાં જ એ પ્રક્ષેપ થતો જોવામાં આવે છે.

પ્રાચીન અને અર્વાચીન ગુજરાતમાં તેમ જ પ્રાંતીય ઉચ્ચારણમાં કે અશિક્ષિત વર્ગની બોલીમાં આ જાતના જે શબ્દો[1] મને મળ્યા છે તે અહીં આપું છું :[2]

૧. ક્રેરોડ—સં. कोटि–, માભાઆ. कोडि; પછીથી क्रोडि દ્વારા क्रोड અને ક્રરોડ. પૂર્વી હિંદીમાં વપરાય છે.

૨. ત્રટ—અર્ધતત્સમ. સં. तट– પરથી. પ્રેમાનંદકૃત દશમસ્કંધ (૩૭,૧૦૫; ૩૮,૧૦૬), ગિરધરકૃત રામાયણ (ઉત્તરકાંડ, ૫, પૃ. ૫૦૦) વગેરેમાં. ત્રઠ રૂપે પણ ગિરધરકૃત રામાયણ (ઉત્તરકાંડ, ૪૬, પૃ. ૫૯૨; ૫૭, પૃ. ૬૧૯) મા મળે છે.

૩. ત્રાડવું—અર્ધતત્સમ. સં. √ताड्–.
'જમકિંકર બાંધીને ત્રાડે' (દશમસ્કંધ, ૪૫,૧૨૩).

૪. ત્રાંડવ—અર્ધતત્સમ. સં. ताण्डव–નું અલ્પશિક્ષિતોનુ ઉચ્ચારણ.

૫. ત્રિલોત્તમા—અર્ધતત્સમ. સં. तिलोत्तमा. શામળમાં વપરાયો છે.

૬. ત્રીક્ષ્ણ—અર્ધતત્સમ. સં. तीक्ष्ण. શામળમાં વપરાયો છે.

૭. ત્રૂઠવું—સં. तुष्ट–, માભાઆ. तुट्ठ– પરથી આખ્યાતિક અંગ તૂઠવું અથવા ત્રૂઠવું. 'દામોદર દાસીને ત્રુઠ્યા રે' (દશમસ્કંધ, ૪૨,૨૧૭).

૮. દ્રક્ષણી—અર્ધતત્સમ. સં. दक्षिणिन् પરથી ગ્રામ્ય ઉચ્ચારણ. નરસિંહરાવે નોધ્યો છે.

૯. દ્રુષ્ટ—અર્ધતત્સમ. સં. दुष्ट–નું ગ્રામ્ય ઉચ્ચારણ. મરાઠીમાં પણ છે.

---

૧. આ સિવાય, મૂળનો રકાર સંયુક્ત વ્યંજનોમાં જાળવી રાખતા શબ્દો વિશે મેં અન્યત્ર વિચાર કર્યો છે. જુઓ, મીડલ ઇંડો-આર્યન ગ્રૂપ ઑવ કૉન્જોનંટ્સ વીથ અનેસીમીલેટેડ આર એજ પ્રીજર્વ્ડ ઇન ગુજરાતી, એનાલ્જ બી. ઓ. આર. આઈ. ૩૧, ૧૯૫૧, ૨૨૫–૨૩૨.

૨. નરસિંહરાવે (ગુ. લૅં ઍં. લી, ૧, ૪૩૩–૪૩૫) કરડાગી, સાંઝરે, પડખું, ક્રરોડ, સરાણ, ત્રૂઠવું, ભરખડું, નાગરવેલ, પ્રાપ, ગણુતરી, કરખી, કબૂતર, દ્રક્ષણી, પ્રશ્ચાતાપ, પ્રેરવી એટલા શબ્દો રકારપ્રક્ષેપનાં ઉદાહરણ તરીકે આપ્યા છે આમાં કરડાગી कटाक्ष પરથી નહીં, પણ દેશ્ય कुरुड (=क्रूर–) પરથી થયેલા કરડું પરથી સધાયો છે (સરખાવો, માંદગી, ગંદકી), સાંઝરે માં પ્રક્ષેપ નથી, પણ રાતરે, સવારે, બપોરે, અત્યારે, ક્યારે વગેરેના સાદૃશ્યનુ જ પરિણામ છે, પડખું ને કરખીનું મૂળ ઘણું જ સંદિગ્ધ છે; નાગરવેલમા નાગ ને સ્થાને નાગર સાદૃશ્યથી-ભ્રમથી આવ્યો હોવ નો સભવ છે; કબૂતર ચોખ્ખો ફારસી છે. અને ગણુતરી પરથી કળતર, ભણુતર વગેરે નહીં, પણ તર, તરી પ્રત્યયો જ જણાય છે અને એટલે તેમાં રકારપ્રક્ષેપ નથી બાકીના શબ્દોનો અહીં આપેલી યાદીમા સમાવેશ થઈ જાય છે.

૧૦. પ્રશ્ચાત્તાપ—અર્ધતત્સમ. સં. पश्चात्ताप–નું અલ્પશિક્ષિતોનું ઉચ્ચારણ નરસિંહરાવે નોંધેલો.

૧૧. ભરખવું—સં √भक्ष्–, માભાઆ. भक्ख– પછી;* भ्रक्ख– ને ભરખવું

૧૨. શ્રાપ—અર્ધતત્સમ. સં. शाप– પરથી. પૂર્વી હિંદી, પશ્ચિમી હિંદી વગેરેમાં श्राप, सराप એમ ઉચ્ચારભેદે પણ વપરાય છે.

૧૩. શ્રોણિત—અર્ધતત્સમ. સં. शोणित– પરથી; ગિરધરકૃત રામાયણ (ઉત્તરકાંડ, ૫૧, પૃ. ૬૦૭; ૬૪, પૃ. ૬૩૪; ૭૧, પૃ. ૬૪૯.) શ્રોણિતપુર (સં. शोणितपुर) ઓખાહરણમાં વાંચ્યાનું સ્મરણ છે.

૧૩. ક. શ્રોણું—સોણું (તદ્‌ભવ) (સાંડેસરા, પ્રાચીન ગુર્જર કાવ્ય, શબ્દકોશ.)

૧૪. સરાણ—સં. शाण–, માભાઆ. साण– પરથી. લિંગવ્યત્યય પણ થયો છે.

આ ઉદાહરણોમાં શબ્દના આદ્ય અક્ષરમાં રકારપ્રક્ષેપ થયો છે. અનાદ્ય અક્ષરમાં પ્રક્ષેપ થયાનાં ઉદાહરણો પણ છે:–

૧૫. ચાત્રુક—અર્ધતત્સમ. સં. चातक–, તે પરથી ચાત્રક થાય. અને પછી જનુની (જનની), માનુની (માનની,માનિની) એમ મધ્યાક્ષરમાં, તથા ગુણ્યકયા (ગણિકા), મુસ્તક (મસ્તક) વગેરેમાં આદ્યાક્ષરમાં વ્યક્ત થતાં –અ–>ઉ– એ વલણ અનુસાર ચાત્રુક. 'ચાત્રુક અર્થે મેઘ સમર્થ' ગિરધર-રામાયણ, યુદ્ધકાંડ ૪૫, પૃ. ૪૬૪. પ્રાચીન રાજસ્થાનીમાં ચાત્રુંગી પ્રયુક્ત થયો છે'

૧૬. જડિત્ર—માભાઆ. जडिअ– નું સંસ્કૃત બનાવ્યું जडित–. તેનો ઉચ્ચારભેદ તે જડિત્ર. 'હીરે જડિત્ર લ્યો હાથ, બલા લેઉં તાહારી રે' વિશ્વનાથ જાની કૃત પ્રેમપચીશી, ૨૬.

૧૭. કાલિંદ્રી—અર્ધતત્સમ. સં. कालिन्दी પરથી. પ્રાચીન ગુજરાતીમાં પ્રયુક્ત

૧૮. પુલિંદ્ર—અર્ધતત્સમ. સં. पुलिन्द.

૧૯. સંધ્રુકવું—સં. सम् + धुक्ष् પરથી માભાઆ. √ सधुक्क; પછી ગુજરાતી સંધુકવું, અથવા સંધ્રુકવું (પ્રાતિક). (ચૂલો) 'સળગાવવો'

૨૦. ડંડવ્રત—સં. दण्डवत्–प्रणामं– પરથી સંક્ષિપ્ત ડંડવત–દંડવત, ને તેનું ઉચ્ચારણાંતર ડંડવ્રત (આમાં વ્રત શબ્દનો પણ સંગદ લાગ્યો હોય).

'ઊંમત દશધા કરી' (મહાપચ્ચીશી, ૨૧, ૩૦, ૧). 'વલી ઊંમત કરતા ગયા' (સાંડેસરા, પ્રાચીન ગુર્જર કાવ્ય, ૧-૨૩).

આ ઉપરાંત **પેરવી** (ફારસી) નું **પ્રેરવી** લેખનમાં વપરાયાનું નરસિંહરાવે નોંધ્યું છે. **કાંતિ** (એ ટ્રેડમાર્કનો સાબુ)ને બદલે **ક્રાંતિ** ઉચ્ચારતું મેં સાંભળ્યુ છે.

આ વલણની પાછળનો ધ્વનિવ્યાપાર 'અતિસંસ્કાર' તરીકે જાણીતો છે. **સંસ્કૃત** વિશેનો સમાન્ય જનતાનો ખ્યાલ એવો રહ્યો છે કે તેમા રકારવાળા સંયુક્ત વ્યંજનો અને અનુસ્વારવાળા શબ્દો ઘણા આવે છે. એટલે **સંસ્કૃતનુ** અનુકરણ કરવુ હોય તો પોતાની ભાષાના કેટલાક શબ્દોમા—ખાસ કરીને શબ્દારંભી **ત્, દ્, ધ્, સ્** વગેરેમા—રકાર ઉચ્ચારવો અને શબ્દાતે અનુસ્વાર બોલવો એટલે કામ સરી જાય. વળી તદ્ભવોમા સંસ્કૃત રકારવાળા યુક્ત વ્યજનોનું સારૂપ્ય થયુ છે તેથી કેટલાક શુદ્ધ તત્સમ શબ્દો વિશે પણ એવો ભ્રમ ઊભો થયો કે તેમાં રકાર વગેરેનો અભાવ એ તેમનાં અશુદ્ધ, ગ્રામ્ય ઉચ્ચારને આભારી છે. એટલે આવા શુદ્ધ તત્સમો તેમના કોઈ એક અક્ષરમા રકાર ઉમેરીને ઉચ્ચારવા લાગ્યા.[1] ઉપર આપેલાં ઉદાહરણોમા મોટાભાગનાં તત્સમ શબ્દો પરથી છે તેનુ કારણ આ જ છે. **આગ્રહ** નું **આગ્રસ** કે **મોહનલાલ** નુ **મોસનલાલ** એવું ઉચ્ચારણ કેટલાક કરે છે, તેની પાછળ આવો અજ્ઞાન-મૂલક કે અર્ધદગ્ધતા-મૂલક ગ્રામ્યતાનો ભય રહેલો છે. શિષ્ટ ઉચ્ચારણના સકારનુ ગ્રામ્ય ઉચ્ચારણ હકાર જેવુ કેટલેક સ્થળે થતુ હોવાથી **આગ્રહ**, વગેરે જેવા શબ્દોમાં હકાર શુદ્ધ હોવા છતાં, તે આવા ગ્રામ્ય ઉચ્ચાર-મૂલક હોવાનુ માનીને **આગ્રસ** વગેરે ઉચ્ચારાય છે. તેવી જ રીતે **ખીસું** ને બદલે **ખીચું**. પ્રેમાનંદ **સંકટ**ને બદલે **સંકષ્ટ**,[2] **સંપુટ** ને બદલે **સંપુષ્ટ**[3] અને **જીવિત** ને બદલે **જીવિત્વ**[4] વાપરે છે તેની પાછળ આ જ માનસવ્યાપાર રહેલો છે. ગુજરાતની કેટલીક બોલીઓમાં શિષ્ટ ભાષાના ળકારને સ્થાને સર્વત્ર રકાર ઉચ્ચારાય છે. આવા પ્રદેશના વિદ્યાર્થીઓએ રકાર ગ્રામ્ય હોવાના અતિભાનથી અને કયાં રકાર, કયાં ળકાર શુદ્ધ ગણાય તેનાં

---

૧. તત્સમોના સંયુક્ત વ્યજનોમાં ઉત્તરાવયવ તરીકે રહેલા રકારનુ સારૂપ્ય કરવાને બદલે તેને જાળવી રાખવાના વલણની પણ આ જ ઉપપત્તિ છે જુઓ, આરંભમાં નિર્દિષ્ટ અંગ્રેજી લેખ-

૨. 'કોણ મૂકાવે સંકષ્ટથી'—દશમસ્કંધ, ૧૨, ૪૩, પૃ. ૬૪.

૩. 'સંપુષ્ટ કરી બીજ હાથ'—દશમસ્કંધ, ૨૯, ૮૧, પૃ. ૧૭૯.

૪ 'આપણું જીવિત્વ તે ગોધન'—દશમસ્કંધ, ૧૬, ૬૦, પૃ. ૧૩૪.

અજ્ઞાનથી **વાંદળા** (વાદળા), **કંપાળી** (કપારી), **કિનાળે** (કિનારે), **તળસ** (તરસ), **ઉગાળવા** (ઉગારવા), **નગળી** (નગરી) વગેરે મેટ્રીકના ગુજરાતીના પેપરમા વાપરેલા. આ ઉપરથી પણ ઉપર્યુક્ત અતિસ સ્કારનુ વલણ કેવા પરિણામ લાવે છે તે જોઈ શકાશે નીચેનો ટૂચકો સૂચક છે

જયત સસ્કારી મિત્રો સાથે સાહિત્ય, સગીત આદિની ચર્ચા કરતો બેઠો હતો નોકર ચા લઈને આવ્યો ને બોલ્યો, 'લ્યો સા'બ સા!' જયતને અશિષ્ટ ઉચ્ચારણ ખૂચ્યુ નોકરને કે, 'એલા 'સા' 'સા' શુ કરે છે? 'ચા' બોલ!'' નોકરે શરમાઈને જવાબ આપ્યો, 'ઠીક સા'બ, હવે ધ્યાન રાખીશ' ચાપણી પત્યા એટલે સોપારી લઈને નોકર આવ્યો ને બોલ્યો, 'લ્યો સા'બ **ચોપારી**'

*

# ગોહિલવાડી ઉચ્ચારણ

ગુજરાત કે સૌરાષ્ટ્રની બોલીઓ વિશે થોડીઘણી માહિતી આપવાના જે ચારપાચ પ્રયાસ થયા છે, તેમાં કાઈક પૂર્તિ કરવાનો આ નોંધ પાછળ આશય છે. અહીં સૌરાષ્ટ્રના દક્ષિણપૂર્વ વિભાગ ગોહિલવાડના ઉચ્ચારણની કેટલીક વિશિષ્ટતાઓની નોધ લીધી છે, અને તે યે ખાસ ધ્યાન ખેચવા જેવી લાગી તેમનીજ.

**૧. ચ વર્ગનો ઘર્ષભાવ** (સ્પાયરંટાયઝેશન, spirantisation)

માધ્યમિક ભારતીય-આર્ય કે પ્રાકૃત ભૂમિકામાથી ઊતરી આવેલા ચવર્ગના ધ્વનિઓ—એટલે કે ચ્ છ્, જ્ ઝ્ નુ ગુજરાતી ઉચ્ચારણ શુદ્ધ તાલવ્ય નથી, પણ જેને કેટલાક વિદ્વાનો 'અર્ધતાલવ્ય' કહે છે (પણ શાસ્ત્રીય નામ આપતાં જેને 'સ્પર્શઘર્ષ*' કહી શકાય) તેવુ છે. પણ આ ધ્વનિઓનુ ઉચ્ચારણ ગોહિલવાડની બોલીમા એક ભૂમિકા આગળ વધ્યુ છે અને તે સ્પર્શઘર્ષ (affricates) ને બદલે પૂર્ણપણે ઘર્ષ (ફ્રીકેટીવ્ઝ, કે સ્પાયરંટ્સ, fricatives, spirants) બની ગયા છે, અને તે યે તાલવ્ય વર્ગના નહીં પણ દન્ત્ય વર્ગના દંત્યઘર્ષ (ડેંટલ સ્પાયરંટ્સ dental spirants). એટલે ચ્ છ્ ને બદલે સ્, ને જ્ ઝ્ ને બદલે ઝ્ (એટલે સ્ નો ઘોષ, અંગ્રેજી z) ઉચ્ચારાય છે. ઉદાહરણ:

સકલી (ચકલી), સાખવુ (ચાખવુ), સોર (ચોર), સાપુ (છાપું), સતરી (છત્રી), સોકરો (છોકરો), ઝમરૂખ (જમરૂખ), ઝોવું (જોવુ), ઝાણવુ (જાણવુ), ઝાડ (ઝાડ), ઝોકો (ઝોકો), ઝળકવુ (ઝળકવુ).

**૨. તાલવ્યભાવનો નિયમ** (પૅલેટલ લૉ, palatal law)

પણ શિષ્ટ ગુજરાતીમા ચવર્ગનુ ઉચ્ચારણ બધા સંજોગોમા સ્પર્શઘર્ષ (એફ્રીકેટ, affricate) નથી. જ્યારે ચ વર્ગની પછી આવતો ધ્વનિ તાલવ્ય (इ, ए य) હોય ત્યારે ચવર્ગનુ શુદ્ધ તાલવ્ય ઉચ્ચારણ થતુ લાગે છે. આને તાલવ્યભાવનો નિયમ (પૅલેટલ લૉ palatal law) કહી શકાય. અને એ જ પ્રમાણે

*સ્ટોપ (stop)=સ્પર્શ, તે પ્રમાણે ફ્રીકેટીવ (fricativo)=ફ્રીક્ષન (friction) એટલે કે ઘર્ષણથી ઉત્પન્ન થતો તે ઘર્ષ અને એફ્રીકેટ (affricato)=બનેનું મિશ્રણ એટલે સ્પર્શઘર્ષ. શ્રી. નાગપ્પાએ sibilant માટે 'ઘર્ષવર્ણ' વાપર્યો હોવાનુ હમણાં મારા જોવામાં આવ્યુ. "હિંદી એવં દ્રાવિડી ભાષાઓકા વ્યવહારિક સામ્ય" નાગરી પ્રચારિણી પત્રિકા, ૧૯, ૨, ૧૫૮.

ગોહિલવાડી ઉચ્ચારણમાં શિષ્ટ ગુજરાતીના તાલવ્ય ધ્વનિથી યુક્ત ચવર્ગના ધ્વનિઓને સ્થાને તાલવ્ય ઘર્ષ (પૅલેટલ ફ્રીકેટીવ palatal fricative) ધ્વનિઓ ઉચ્ચારાય છે. એટલે ચ્ છ્ નો (સ્ નહીં પણ) શ્ ને જ્–ઝ્ નો (જ્ નહીં પણ) જ઼્ (એટલે શ્ નો ઘોષ, અંગ્રેજી measure માં su નું જે ઉચ્ચારણ છે તે) થાય છે.

ઉદાહરણ :

શીકણુ (ચીકણું), શી : (ચીસ), શીર (ચીર);
શેપ (ચેપ), શેતવુ (ચેતવું), શેલો (ચેલો);
શાર (ચાર–૪, મૂળ 'ચિયાર'), મશ્યા રેવુ (મચ્યા રહેવું);
વશલુ (વચલું, विचिल्लमांथी), વશાર (વિચાર : અર્ધતત્સમ);
શીંક (છીંક), પશી (પછી), શીપવુ (છીપવું);
શેડો (છેડો), શેવટ (છેવટ), શેલો (છેલ્લો);
પાશલુ (પાછલું, *'पच्छिल्ल'માંથી), પુશ (પૂછય, 'પૂછવું'નું આજ્ઞાર્થ

૨. એકવચન, યકાર સાથે), મુશ ('મુછય' યકાર સાથે);
જ઼ી (જી) ભાણુજ઼ી (ભાણુજી), ભાજ઼ી (ભાજી);
જ઼ેવડુ (જેવડું) જ઼ેઠ (જેઠ), જ઼ે (જે);
વાજ઼ખી (વાજબી, મૂળ' ०जि०'!), જ઼ાજ઼મ્ય (જાજમ, મૂળ '०जि०'?)
લાજ઼ય (લાજ્ય, 'લાજવું' નું આજ્ઞાર્થ ૨. એકવચન, યકાર સાથે);
જ઼ીણુ (ઝીણું), જ઼ીંકવુ (ઝીંકવું), જ઼ીલવુ (ઝીલવું);
રેબજ઼ેબ (રેબઝેબ), જ઼ેરવુ (ઝેરવું), સાંજ઼ે (સાંજે);
દાજ઼ય (દાઝ), સુજ઼ય (સુઝ), વાંજ઼ઝ્યો (વાંઝિયો).

અહીં એ લક્ષમાં રાખવાનું છે કે વિવૃત (હાફ ઓપન, half open) 'ઍ' તાલવ્યતાકારક નથી:

સૅક (ચેક), સૅન (ચેન), સૅરો (ચહેરો);
સૅ (છે), સૅક્વુ (છેકવું), સૅલસબીલો (છેલછબીલો);
જ઼ૅ જ઼ૅ (જે જે, જયજય), જ઼ૅણે (જેણે), જ઼ૅલ (જેલ) જ઼ૅર (ઝેર)

આ ઘર્ષભાવ (સ્પાયર્ંટાયઝેશન, spirantization) અને તાલવ્યભાવના નિયમ મરાઠીમાં પણ પ્રવૃત્ત થયેલા જોઈ શકાય છે.

### ૩. સ્ નો અઘોષ હ્ (વિસર્ગ)

શિષ્ટ ગુજરાતીમાં જ્યાં સ્ હોય છે, ત્યાં ગોહિલવાડીમાં અઘોષ હ્ બોલાય છે. અઘોષ હ્ એટલે સંસ્કૃતનો વિસર્ગ. આમ સંસ્કૃતમાં ઘ્ શબ્દાંતે

આવે ત્યારે જ વિસર્ગ બનતો, ત્યારે ગોહિલવાડીમાં તે સર્વત્ર વિસર્ગ બને છે. ઉદાહરણ :

:રખુ (સરખુ'), :ારૂ (સારું), :ુવુ (સુવું), :ેલુ (સહેલું), :ોયરુ (સોયરું), :ો (સો), :ેયારુ (સહિયારું), :ો (સૌ), :ાઃુ (સાસુ), દઃ (દસ), માણુઃ (માણુસ), વઃવાયા (વસવાયાં).

આમાં પણ તાલવ્યભાવનો નિયમ લાગુ પડે છે. સ્ પછી તાલવ્ય ધ્વનિ આવે ત્યારે તેનો વિસર્ગ ન થતાં શ્ થાય છે :

વાશી (વાસી), પરશેવો (પરસેવો), કરીશ (મૂળ 'ઙસિ'માંથી), ઘશ ('ઘસવું'નું આજ્ઞાર્થ ૨. એકવચન, યકાર સાથે).

અર્ધતત્સમોમાં સ્નો શ્ ઉચ્ચારાય છે. 'શુખ' (સુખ), પણ તદ્ભવ ':ખ' (*સખ, સુખ). ક્વચિત શ્નો પણ વિસર્ગ થતો હોય છે :

:ું (શું): ':રાદ'માં મૂળનું શ્રાદ્ધ વિશ્લેષથી 'સરાધ' એમ ઉચ્ચારાતું થયું હોય ને પછી ':રાદ'

## ૪. અંત્ય અનુનાસિકનો લોપ

સંસ્કૃત °અકમ્‌માંથી ઊતરી આવેલાં નપુંસકલિંગી અંગોના એકવચનમાં કે બહુવચનમાં ક્યાંયે અંત્ય અનુનાસિક ઉચ્ચારાતો નથી. માત્ર એકાક્ષરી શબ્દોમાં તે ઉચ્ચારાય છે.

:ારૂ (સારું), કપડા (કપડાં), કરવુ (કરવું), ઘોડ્યુ (ઘોડીઓ);
ક્ું, :ું, ગું.

પણ નાસિક્ય (નેઝલ, nasal) ધ્વનિની અસર નીચે સમીપના સ્વર અનુનાસિક બને છે, એટલે કે સહચારી નાસિક્યતા (સીંપથેટીક, sympathetic કે એસોસીએટીવ નેઝલાયઝેશન associative nasalization) થાય છે :

કાંણ, નાંમ, પંણ, ઍને' (એને).

સંસ્કૃત °અકમ્‌માંથી ઊતરી આવેલા નપુંસકલિંગી અંગો શિષ્ટ ગુજરાતીમાં અનુનાસિકાંત છે, જ્યારે ગોહિલવાડીમાં નિરનુનાસિક છે એ વસ્તુસ્થિતિ અપભ્રંશમાં જે આવાં અંગોનો વિકલ્પે °અઉં ને અઉ એવો વિકાસભેદ દેખાય છે તેનું પરિણામ હોય.

### ૫. નાસિકય ધ્વનિની અસર નીચે વિવૃતભાવ

ण्, न्, म्, જેવાં નાસિકય ધ્વનિઓની આગળનો ए કે ओ વિવૃત (હાફ ઓપન, half open) બને છે:

'વગોવવુ'માથી 'વગાંણુ,' 'રોવું'માંથી 'રોંણું,' પ્રૅંમ (પ્રેમ), કૅંમ, ઃૉમ (સોમ), મૅનાં (મેના), ઃૉનુ (સોનું)

### ૬. અનાદિ હકારનો લોપ

આવો લોપ થયા પછી સાથે આવી ગયેલા સ્વરો સંયુક્ત બને છે:

બૅન્ય (બહેન), બૌ (બહુ), નાવુ (નહાવું), પૉળુ (પહોળુ), કૅવુ (કહેવું), પૅરવુ (પહેરવું), પૉંચવુ (પહોંચવું).

અંત્ય હકાર અઘોષ થવા તરફ વલણ: આગ્ર: (આગ્રહ), મો: (મોહ)

### ૭. મૂર્ધન્યોનું એક જ ઉચ્ચારણ

બીજી કેટલીક બોલીઓમાં મૂર્ધન્ય ધ્વનિઓનુ (ड्, ढ् નું) અમુક સંજોગોમાં મૂર્ધન્યતર (ड़्, ढ़्) ઉચ્ચારણ થાય છે, પણ ગોહિલવાડીમાં મને એક જ—મૂર્ધન્ય ઉચ્ચારણ હોય તેમ લાગે છે. કોઈપણ સ્થિતિમાં ડ, ઢ ના ઉચ્ચારણમાં કશો ફેર પડતો હું કળી શકયો નથી.

### ૮. સ્વરોની હ્રસ્વતા

ખાસ ભાર મૂકવો હોય તે સિવાય સામાન્ય રીતે સ્વરોમાં હ્રસ્વ-દીર્ઘનો ભેદ નથી, બધા સ્વરો એક જ રીતે ઉચ્ચારાતા સંભળાય છે. શબ્દ કે વાકયમાં ઉચ્ચારાતી વખતે વિશિષ્ટ ધ્વનિસંદર્ભને કારણે કે અર્થમૂલક કારણોને લઈને કોઈ વાર દીર્ઘ ઉચ્ચારણ પણ થતું હોય, પણ સ્પષ્ટપણે પકડાય તેવું અને અગત્ય ધરાવે તેટલા પ્રમાણમાં દીર્ઘ ઉચ્ચારણ જણાતું નથી. માત્રાપ્રમાણની અર્થવાહકતા તો સાવ નષ્ટ થઈ ચૂકી છે.

## ૧૦. અલ્પપ્રાણનો મહાપ્રાણ કરવાનું વલણ

અલ્પપ્રાણની આસપાસમાં ઊષ્માક્ષરો, રકાર, ળકાર કે મહાપ્રાણ હોય ત્યારે તેની અસર નીચે અલ્પપ્રાણનું મહાપ્રાણ ઉચ્ચારણ થાય છે:

સાખ (શાક), ખીનખાબ (કીનખાબ)
ઘુંશ (ગૂંચ), ઘઋુ (ઘરડું), ઘઢપણ, ઘોળ (ગોળ), ઘઘેડ, (ગધેડું)
ઘરણુ (ગ્રહણુ), મરઘલ્યો (મ્રગલો=મૃગ), ઘદ્ધા (ગદ્ધા);
ઘાભો (ગાભો), ઘભરુ (ગભરુ),
ઢેઢ ? (ઢેડ),
ભરથ (ભરત), પરબથ (પરવત), ભારથ (ભારત),
ધોડવુ (દોડવુ, મૂળ દ્રોડવું), ધરાખ (દરાખ), બળધ (બળદ), ધાધર (દાદર),
ધ્રસ્ટાન્ત (દ્રષ્ટાન્ત, દષ્ટાન્ત),
ભામણ, બ્રામણ (બ્રાહ્મણ).

આ સાથે બીજી બોલીઓમાં **ઝભલું, ઝભ્ભો, ભાથું** વગેરેમાં દેખાતું મહાપ્રાણવિધાન સરખાવી શકાય.

આ સિવાય વિશિષ્ટ ધ્વનિસંદર્ભોમાં સ્વરભારની અસર તળે શબ્દાન્તર્ગત રકાર, ણકાર, ળકાર, ડકાર વગેરેનો લોપ—જેમ કે **બાહ્મણુ (બારણું), ચાહ્મણી (ચાળણી), ખાહ્મણી (ખાંણણી, ખાંડણી)**—કે તેવી બીજી કેટલીક બાબતોનો પણ ઉલ્લેખ કરી શકાય.



# 'સશક્ત'ાદિ ગણ

'પંડિતયુગ' દરમ્યાન બંધાયેલાં શિષ્ટતાનાં ધોરણો આજની સાહિત્યભાષા પર પોતાનો પ્રભાવ પૂરતા પ્રાબલ્યથી પાડી રહ્યાં છે. સંસ્કૃત ભાષાના ગાઢ આશ્લેષે આપણી ભાષા માટે સંજીવનભર્યો ને ઋદ્ધિસભર નીવડીને તેને જેમ અમૃતદાન કર્યું છે, તેમ સાથે સાથે ગુજરાતીના સ્વત્વને, તેના સાહજિક વિકાસ-વિસ્તારને કેટલેક અંશે રૂંધીને કંઈક વિષગ્રંથિનું કામ પણ તે કરી રહ્યો છે, 'ફલાણો શબ્દ શુદ્ધ છે કે અશુદ્ધ?' એવી રૂઢપ્રાય, રૂઢ કે સુરૂઢ (અથવા તો નવતર છતાં સવળતાભર્યા) એવા કેટલાક શબ્દોની બાબતમાં આઠે દહાડે એકાદ ચર્ચાનો આપણને ભેટો થાય છે એ ઉક્ત હકીકતનું જ સૂચક છે.

આવી અસર નીચે ગુજ. સશક્ત શબ્દ સામે કોઈ શંકાની નજરે જોવે તો તે સમજી શકાય તેવું છે, કારણ દેખીતું તો સશક્ત શબ્દને સંસ્કૃત વ્યાકરણનો આધાર હોય એવું લાગતું નથી. સંસ્કૃતમાં सशक्ति (બહુવ્રીહિ) કે शक्त થાય અને તેથી 'શુદ્ધિ'નો આગ્રહી ગુજરાતી કોશબહાર તેને મૂકવા પ્રેરાય એ સહજ છે. પણ સંસ્કૃત અને ગુજરાતીને સાંધતી એક નહીં પણ બે ચાર નાનીમોટી ભાષાભૂમિકાઓ વચ્ચે પડી છે, અને ગુજરાતીનું કાઠું કલેવર બંધારણ—જે કહો તે—તે અને તેના અનુપ્રાણકતત્ત્વને અપભ્રંશ અને પ્રાકૃતોની પાપારૂપ ને સમકાલીન લૌકિક બોલીઓ સાથે જેટલું લાગેવળગે છે, તેથી ઘણુંઘણું ઓછું સંસ્કૃત સાથે લાગેવળગે છે. આથી કેટલીયે બાબતોમાં પ્રાકૃત, અપભ્રંશ કે અર્વાચીન ઉત્તરભારતીય ભાષાઓ—નહીં કે સંસ્કૃત—ગુજરાતી ભાષાસામગ્રી પર સાચો પ્રકાશ નાખી શકે કે તેના વિકાસને હિતકર, પથ્ય ને ઇષ્ટ શું છે તે સૂચવી શકે તેમ છે.

અર્વાચીન ગુજરાતીમાં સશક્ત રૂઢ છે તેની કોઈ ના કહી શકે તેમ નથી. અને સશક્તના જેવા જ ઘડતરવાળા એટલે કે વિશેષણ હોવા છતાં આરંભે स ઉમેરતા બીજા શબ્દો અર્વાચીન ગુજરાતીમાં જ નહીં, પણ પ્રાકૃત, ઉત્તરકાલીન સંસ્કૃત, અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી, પ્રાચીન મારવાડી (ડિંગળ), પ્રાચીન અવધી અને બંગાળીમાંથી પણ મળી આવે છે. એવાં કેટલાંક ઉદાહરણો અહીં એકઠાં કર્યાં છે.

ઈસવી પાચમી સદીના પ્રાકૃત કથાગ્રંથ વસુદેવહિંડિમાં બે વાર ससंकिअ શબ્દ संकिअ (शङ्कित)ના અર્થમાં આવે છે:

तत्तो अहमवि ससंकिओ छेयबुद्धिपयारेण तमणुगच्छामि। વસુદેવહિંડિ, ૧, ૪૦, ૧૯.

सुहवीसत्थोवायचारुकुसलो **ससकियं** से वरिय अवल्क्खमि।
વસુદેવહિણ્ડિ, ૧, ૪૧, ૧૭.

શાંતિસૂરિની ઉત્તરાધ્યયન–ટીકામા વસુદેવહિણ્ડિમાથી જ ससकिय લેવાયો છે આ ઉપરાત सविलक्ख (= विल्क्ख), ससमत (= समत–सम्रान्त) અને ससिणिद्ध (= सिणिद्ध–स्निग्ध) દેવેન્દ્રસૂરિની ઉત્તરાધ્યયન–ટીકામાથી યાકોબી–(Jacobi)એ નોધ્યા છે.[1]

પૂર્ણભદ્રના પંચાખ્યાનકમાર[2] सचकित (= चकित) મળે છે

સંદેશરાસકના ઉત્તર કાલીન અપભ્રંશમા सकोमल (=कोमल), सविल्क्ख (=विलक्ख), सकसाय (=कसाय), सलज्जिर (=लज्जिर), सगग्गिर (=गग्गिर), सलोल (=लोल) મળે છે.

પ્રાચીન મારવાડી (ડિંગળ)ના પ્રસિદ્ધ કાવ્ય વેલિ ક્રિસન રુકમણી રી (વિ સ ૧૫૮૦)મા સકુસળ (=કુશળ), સઘન (=ઘન), સભિન્ન ('બીજુ'), સસત ('સત્ય') વપરાયા છે ટિપ્પણી (પૃ ૩૮૪)મા સપાદકો કહે છે કે किसी शब्दविशेष पर जोर देने के लिए मारवाडी में 'सु' या 'स' लगा देते हैं। આ રીતે મારવાડીમા सथिर (= थिर) વપરાયો છે

मेरधू सथिर अहराव–सिर मेदणी (રાજસ્થાન–ભારતી. એપ્રિલ ૧૯૪૬ પૃ. ૭૫)

તુલસી રામાયણ (રામચરિતમાનસ, ઇ. સ. ૧૫૭૫–૭૭)ની અવધીમા सभीत (= भीत) અનેક વાર વપરાયો છે

परम सभीत धरा अकुलानी

—બાલકાંડ ૧૮૪,૪.

આ જ પ્રમાણે ૧૩૮,૨, ૧૩૯,૨, ૨૦૨,૩, ૨૨૯,૧૦ વગેરે

સોળમી સદીના બંગાળી કવિ ગોવિંદદાસે सचकित વાપર્યો છે[3] (તેની ભાષા વ્રજથી ખૂબ પ્રભાવિત છે):

कर्पूर ताम्बूल वदनहि पूरल
सचकित भल पीतवास।

અને

सचकित नयन नहारइ सहचरी

અર્વાચીન બંગાળીમા સચકિત સામાન્ય વપરાશમા છે

---

૧ એસેલિન્ગન, શબ્દકોશ, Sa° નીચે

૨ હર્ટલ (Hertel) સંપાદિત પંચાખ્યાનક, ૭૦, ૩

૩ બિસ્વપતિ ચૌધરી એ ક્રીટીકલ સ્ટડી ઓવ ધ સોન્ગ્ઝ ઓવ ગોવિંદદાસ, ર જર્નલ ઓવ ધ ડીપાર્ટમેન્ટ ઓવ લેટર્સ, ગ્રંથ ૨૩, ૧૯૩૩, પૃ ૩

પ્રેમાનંદના દશમસ્કંધમાં સકોમળ મળે છે :

સકોમળ પદમા બળ અત્યંત

દશમસ્કંધ, ૭–૨૬

તે જ રીતે ૫૧, ૨૫ અને ૭૫, ૧૬૧ માં તે વપરાયો છે. અર્વાચીન ગુજરાતીમાં સાનુકૂળ (અનુકૂળ), સઘન (ઘન) ચાલુ વપરાશમાં છે.

આ બધી સામગ્રી પરથી સ્પષ્ટ થાય છે કે સશક્ત નો સ– કોઈ તરંગને કે અશુદ્ધિને કારણે નહીં, પણ માધ્યમિક ભારતીય–આર્ય અને અર્વાચીન ભારતીય–આર્યની પ્રાચીન ભૂમિકામાં પ્રવર્તતા એક વલણના પરિણામે આવેલા છે. દેખીતી રીતે જ તે મૂળે આધિક્ય કે ભાર દર્શાવવા પ્રયોજાતો. અને એ દૃષ્ટિએ સંસ્કૃત સુ– સાથે એનો સંબંધ બાંધી શકાય. અપભ્રંશમાં સુ–નો સારો એવો પ્રચાર[૪] હતો. આ વલણ પછીથી પણ ચાલુ રહ્યું જણાય છે, કેમ કે વેલિ ક્રિસન રુકમણી રી ના ત્રણસો જેટલા શ્લોકમા બાવીશેક સુ–વાળા શબ્દો મળે છે. આમા મોટા ભાગના શબ્દોમા સુ– મૂળ શબ્દના અર્થમા ખાસ કશો વધારો કરતો જણાતો નથી. લઘુતા કે લાડ દર્શાવતા અંગવિસ્તારક પ્રત્યયોની જેમ સુ– આધિક્ય કે પ્રાશસ્ત્ય સૂચવતો, તે સમય જતા 'સ્વાર્થે' કે 'શબ્દાલંકારે' પ્રયોજાવા લાગ્યો. સ–નું પણ એમ જ છે. સશક્ત એટલે શક્ત. સંસ્કૃત –વર એ પરપ્રત્યયનો અર્થવિકાસ પણ આ જ પ્રકારનો છે. તે પણ પુરુષવર, મિત્રવર વગેરેમાં પ્રાશસ્ત્યે છે અને તેનો પણ અપભ્રંશમાં સ્વાર્થે પ્રયોગ થતો ગયો છે, અને આપણે તરુવર ને સરોવર પ્રાશસ્ત્યના જરા પણ ભાવ વિના વાપરીએ છીએ.

# કર્તૃવાચક પ્રત્યય '-નાર'

૧. **સરજનાર, સરજનારો, સરજનહાર** એવા કર્તૃવાચક નામોના પ્રત્યય વિશે વિચાર કરતા **નરસિંહરાવે** (૧) सर्जनकार—सरजनहारु—**સરજનહાર**, (૨) सर्जनकारः—सरजनहारु—सरजनआरु—**સરજનાર** એવો વિકાસ ક્રમ જણાવ્યો છે.[1] (૧) મા હ્નો પ્રક્ષેપ થયો હોવાનુ માન્યુ છે અને (૨) મા એ પ્રક્ષિપ્ત હ્નો વળી પાછો લોપ થયો હોવાનુ માન્યુ છે. હેમચદ્રે પ્રાકૃતમા दोहणहारी 'દોહનારી' 'દોનારી' શબ્દ આપ્યો હોવાથી સ. दोहनकारी ને નજરમા રાખી નરસિંહરાવ હ્ ના પ્રક્ષેપદ્વારા -कार-માથી -हार- થવાની પ્રક્રિયા હેમચદ્રની પણ પહેલાના સમયથી અસ્તિત્વમા હોવાનુ અનુમાન કરે છે.[2]

૨. °**નાર** ની આ વ્યુત્પત્તિમા ધ્વનિદૃષ્ટિએ કેટલાક ગભીર દોષો રહેલા છે

(૧) ગુજરાતી માટે પણ નરસિંહરાવ માને છે તે રૂપમા હ્‌-પ્રક્ષેપ થતો નથી જે શબ્દો પરથી તેમણે હ્કાર-પ્રક્ષેપનો ધ્વનિનિયમ બાધ્યો છે,[3] તેમની ઉપપત્તિ બીજી રીતે વધારે શાસ્ત્રીયતાપૂર્વક આપી શકાય તેમ હોવાથી, એ નિયમ ટકી શકે તેમ નથી

(૨) પ્રાકૃતમા આ જાતનો ह्-પ્રક્ષેપ અજાણ્યો છે

(૩) મધ્યગત -न्-નો ગુજરાતીમા -ण्- થવો જોઈએ એટલે હ્ લુપ્ત થયો હોય તો **દોહણાર, દોણાર** એવુ રૂપ સિદ્ધ થવુ જોઈએ. તેને બદલે તો **દોહનાર, દોનાર** એવુ ઉચ્ચારણ છે. કેટલાક શબ્દોમા સં -न्-, પ્રાકૃત-અપભ્રંશમા -ण्- થઈ ફરી ગુજરાતીમા -न्- બની જાય છે, એવો નિયમ નરસિંહરાવે તારવ્યો છે ખરો, પણ એ શબ્દોની સાચી ઉપપત્તિ જુદી જ હોવાથી, નરસિંહરાવનો ઉક્ત નિયમ ખોટો ઠરે છે, અને સસ્કૃતનો મધ્યગત -न्- ગુજરાતીમા -ण्- રૂપે ઊતરી આવ્યો હોવાનો નિયમ નિરપવાદ ઠરે છે

આ કારણે નરસિંહરાવની વ્યુત્પત્તિ અસ્વીકાર્ય છે

૩ **કરનાર, તારણહાર** વગેરેમાનો **-આર** એ અશ સ. -कार-માથી નિષ્પન્ન થયો છે એટલુ તો બરોબર છે. અપભ્રંશમા -गार- કે -गारय-(સ -कार-

---

૧ ગુજ લે ઍ લી, ૧, ૩૦૯, ૩૧૪

૨ ઉક્ત પુસ્તક, ૧ પા ૩૧૪, પાદટીપ ૫૦

૩ ઉક્ત પુસ્તક ૧, પા ૩૦૮ આમાં પહોચ્યુનુ મૂળ પ્રા पहुत्त, पहुच्च (સ प्रभूत, *प्रभूत्य-?), રહે -ત્હે માં અપભ્રંશ ષષ્ઠીનુ રૂપ मह-महार-, तुह-तुहार-(જેમાનો -ह- મૂળે સ, ષષ્ઠીપ્રત્યય-स्यમાથી છે)ની અસર છે જ્યહારે, ત્યહારે વગેરમા મૂળ जिहवारइ વગેરે છે અને जह-तेह जिह तिहના સાદૃશ્યનુ પરિણામ છે રહેને, ચહુનો સબધ लय-ને चित्ता સાથે નથી

दोहणहारु પરથી दोहन्हार અને પછી **દોહનાર, દોનાર.** આમ પ્રા અપ -ण- ગુજરાતીમાં જળવાઈ ન રહેતાં -न- બની જાય છે, કારણ કે તે हनथी સંપૃક્ત થઈ -न्ह- બની પછી હકાર લુપ્ત થતાં -न- રૂપે આવી રહે છે પ્રાચીન ગુજરાતીમાં देणहार, देणहारु, करणाहरु, लेणाहरु, पठणाहारु जाणनहारु જેવાં રૂપો મળે છે -ण्ह- > -न्ह- > -न- માટે સરખાવો

कृष्ण —कण्हु—कान्ह, **કહાન, કાન**

श्लक्ष्णक —लण्हउ—***નાન્હો—નહાનો, નાનો**

એ જ ધોરણે ઊનું ( उण्ण- ), **પાનો** ( प्रस्नव ), **તીનુ** (तीक्ष्णक-) વગેરે આમ હકારના સંયોગે રહેલા પ્રા -ण्- ગુજરાતીમાં -न्- રૂપે આવવાનો ધ્વનિનિયમ બાંધી શકાય તેને અનુસરીને **દોહનાર** વગેરેમાં नકાર છે. तारणहार વગેરેનો હકાર લુપ્ત થયા પછી **તારનાર** વગેરે નથી થતા, પણ तारणहार નો तारण्हार–तारन्हार એમ ઉચ્ચારણ–વિકાસ થયા પછી હકાર–લોપ થતાં **તારનાર** ( વિસ્તારિત **તારનારો** ) સિદ્ધ થાય છે

મરાઠી કરણાર, અવધી **પાલનિહારા** વગેરેની આ સાથે ચર્ચા કરતાં આ બાબત વિશેષ પ્રકાશ પડવા સંભવ છે.

★

# તદ્ધિત -રૂપ-નો વારસો

૧. પાણિનિની અષ્ટાધ્યાયી (૫, ૩, ૬૬) ક્રિયાપદો અને નામોને લાગતા, અને વસ્તુ, ગુણ કે ક્રિયાનું પ્રાશસ્ત્ય, ઉત્કૃષ્ટતા સૂચવતા -रूप- પ્રત્યયનુ વિધાન કરે છે. ભટ્ટોજી દીક્ષિતે ઉદાહરણ લેખે पटुरूप-'સુનિપુણ' અને पचति-रूपम् 'સારૂં રાંધે છે' એ આપ્યા છે, અને તેના ટીકાકાર चोररूप- 'નિપુણ ચોર'એ ઉમેરે છે. હર્ષચરિતમાં वत्सरूप-'વાછરુ' અને મહાભારત તથા શાકુન્તલમાં युक्तरूप-'સુયોગ્ય' મળે છે. -रूप- પ્રત્યય લેતા ઝાઝા શબ્દો સંસ્કૃતમાં મળતા નથી. પણ માધ્યમિક અને અર્વાચીન ભારતીય-આર્યમાં એ -रूप- ના વિકારરૂપ પ્રત્યયને લેતા ઠીકઠીક શબ્દો મળી આવે છે, તે ઉપરથી અટકળ કરી શકાય કે ઉત્તરકાલીન પ્રાચીન ભારતીય-આર્ય લોકબોલીઓમાં -रूप-ની ફળદ્રૂપતા ગણનાપાત્ર હશે. પાલિમાં गोरूप- 'બળદ', અને પ્રાકૃતમાં दासरूव-'નોકર', चेडरूव-'નોકર', डिम्भरूव-'છોકરું', डिक्करूव-(કે डेक्करूव-)'છોકરું', वच्छरूव-'વાછરુ', पड्डरूव-'પાડરુ' વગેરે મળે છે. આમાં જોઈ શકાશે કે રૂપ-નો મૂળનો પ્રાશસ્ત્ય કે વહાલનો ભાવ ઘસાઈ જઈ,-क- કે પ્રા. અપ -ड-ની જેમ લઘુતાવાચક અને છેવટે સ્વાર્થિક પ્રત્યય તરીકે—એક અંગવિસ્તારક તરીકે તે જળવાઈ રહ્યો. સાથે તેની નવું ઘડતર કરવાની શક્તિ પણ લુપ્ત થઈ.

૨. અર્વાચીન ભારતીય-આર્યમાં -रूप -રૂ કે -રુ તરીકે ઊતરી આવ્યો છે. મરાઠી गुरूँ 'બળદ', पाखरूं 'પક્ષી', वासरूँ 'વાછરુ,' लेकरूँ 'બાળક', हत्रूँ 'હાથી'; હિંદી गोरू 'બળદ', બંગાળી साँजरु માં એ જોઈ શકાય છે.

૩. બ્લોક (Bloch) કહે છે કે મરાઠીમાં रूँ પ્રત્યય મુખ્યત્વે પ્રાણિવાચક નામોને લાગે છે. પણ પ્રા. डिम्भरूव-,डिक्करूव- (डेक्करूव-) 'બાળક' અને મરાઠી लेकरूँ 'બાળક'માં જોઈ શકાય છે કે તે સગાઈ-સંબંધ-વાચક શબ્દોને પણ લાગે છે. -रूप- પ્રત્યયાન્તોના ગુજરાતી પ્રતિનિધિઓમાં આ બંને પ્રકારના શબ્દો મળે છે. આ બધા શબ્દો નપુંસકલિંગી છે.

## પ્રાણિવાચક -રુઅંતી શબ્દો

૧. પંએરુ. ઉત્તરાંશ -रूप- છે. પૂર્વાંશ पक्षि- પરથી હોય, પણ -એ-નો એકાર સરળતાથી સમજાવી શકાય તેમ નથી. વનેરું જેવાની અસર

હશે! ભરતેશ્વરબાહુ–બલિરાસ (૨૪)માં પંખરુ મળે છે, પણ અર્થ સ્પષ્ટ નથી. –રુ વિનાનો **પંખી** શબ્દ પણ છે.

૨. **પાડરુ**. પ્રા. पड्डरूव–, पड्डरूव– એ દેશ્ય पड्ड– અને સં. –रूप– પરથી સિદ્ધ થયો છે. –રુ વિનાનો પાડું શબ્દ પણ છે. પાડરશિંગા એ સ્થળનામમાં **પાડરુ** અકારાંત **પાડર**– રૂપે જણાય છે.

૩. **વાછરુ**. પ્રા. वच्छरूव–, સં. वत्सरूप–. **વાછરુ** મૂળે ઉકારાંત નામ છે. એક જૂના પદની નીચેની પંક્તિઓ જુઓ :

કૃષ્ણજી ઘેરઘેર રમવા જાય
સાચાં મહીમાખણ ચોરી ખાય
કોઈનાં બાળકને બીવરાવે
કોઈના **વાછરુ** કોઈને ધવરાવે

આમાં **વાછરુ** બહુવચન છે છતાં ઉકારાંત રહ્યો છે તે દેખાડે છે કે મૂળ શબ્દ **વાછરું** નથી. સંસ્કૃત –अक–પ્રકારના મોટા ભાગના અંગોની અસર નીચે –उक– પ્રકાર લુપ્ત થઈ ગયો છે એ સાચું. પણ **વાછરુ** વગેરે કેટલાક અંગોમાં તે જળવાઈ રહ્યો છે અને એ દૃષ્ટિએ **વાછરું**, **પાડરું** વગેરેમાં અનુનાસિક પાછળથી ઉમેરાયેલો છે. **વાછરડું**માં સ્વાર્થિક –ડું લાગતાં ઉકારાંત અંગ અકારાંત બની ગયું છે—જેમ **પાડરશિંગા**માં થયું છે તેમ. એટલે ટર્નર વાછરુના મૂળ તરીકે સં. वत्स–र– આપે છે[2] તે ખોટું છે.

૪. **ગોરુ**. 'ગાય, બળદ'[3] હિંદી गोरू, પ્રા. गोरूव–, સં. गोरूप–.

૫. **એરુ**. સં. अहिरूप–, પ્રા. *अहिरूव–, પછી ગુજ.માં હકાર લુપ્ત થતાં અને તેની અસર નીચે એકાર વિવૃત થતાં **એરુ**.

### સંબંધવાચક –રુઅંતી શબ્દો

૬. **છોરુ**. કત્રે હિંદી છોટા, છોરા, છૈયા (ગુજ. છોકરો) વગેરેનો છો–અંશ સં. *क्षोद– (સરખાવો સં. क्षुद्र– એટલે કે क्षुद्+र) પ્રા. *छोअ– સાથે સાંકળે છે. એટલે क्षोद–रूप– પરથી સહેલાઈથી છોરુ આવે 'મોટાનાં છોરુ' વગેરે પ્રયોગોમા બહુવચનમાં પણ છોરુ રહે છે, તે અંગ

---

૨. નેપાલી ડીક્શનરી, વાછો શબ્દ નીચે, દવે, ગુજરાતી લેંગ્વેજ, શબ્દસૂચી, વાછરડાં નીચે

૩. 'ગોરુ, છોરુ, મંગણા પ્રીત રખે' તિહાં પરવરે" શામળકૃત મદાપચ્ચીશી, વાર્તા ૩, છપ્પો ૧૧, પંક્તિ ૫.

ઉકારાંત હોવાનું સમર્થક છે. છોરુંમાં અનુનાસિક મૌલિક નથી, પણ છોકરું વગેરે ઉં–અંતવાળા અ–અંગોની અસરથી છે.

૭. ભાંડરુ. ભાઇભાંડરુ (બહુવચન) એવા પ્રયોગમાં તે મળે છે. ભાઇભાંડુ પણ બોલાય છે. અને એ રીતે પ્રાકૃતમાં पुत्त–भण्ड, भाइ–हुण्ड વગેરેમાં मण्ड– શબ્દ મળે છે, તેમાં –रूप– મળીને અંતે ભાંડરુ થયો છે. વાછરુ પરથી વાછરડાં, તેમ ભાંડરુ પરથી ભાંડરડાં.

૮. માવરુ સં. *मातृ–रूप–, પ્રા. *माउरूव–, પછી માવરુ. આ સ્ત્રીલિંગ બહુવચનમાં જ વપરાય છે. ગોહિલવાડમાં બોલાય છે: 'તમારી માવરુ તમને કાંઈ કહેતી નથી?'

૯. વહુરુ. ઉપરના શબ્દની જેમ સં. *वधू–रूप–, પ્રા. वहु–रूव–. પછી વહુરુ. સ્ત્રી. બહુવચનમાં જ વપરાય છે. વહુવારુ *वधू–वारका પરથી હોય.

*

લીટી, મોટું જેવા શબ્દોમાં ઉત્તરાંશ તરીકે એક સ્વાર્થિક પ્રત્યય રહેલો છે એમ આપણે પૃથક્કરણ પછી જ જાણીએ છીએ, કારણ એવા શબ્દોમાં મૂળ અંગ ધ્વનિવિકાર પામી છેક નાનું થઈ ગયુ છે. પણ કેટલીક વાર પ્રકૃતિ કે પ્રત્યયનું કલેવર ઝાઝો ઘસારો ન ખમ્યું હોય તો પણ, એ પ્રકારના ઓછા શબ્દો હોવાથી આપણને ખબર નથી પડતી કે એ શબ્દ એકાત્મક નહીં, પણ પ્રત્યયયુક્ત છે. કેટલાક ગુજરાતી શબ્દોમા –ચું (સ્રી. ચી) લઘુતાવાચક (અને પછીથી સ્વાર્થિક) પ્રત્યય તરીકે રહેલો છે, એ નીચેનાં શબ્દો પરથી જોઈ શકાશે:

૧. **ગળચી**—ગળું ને –**ચી** લાગતાં સિદ્ધ થાય છે. પછી તે પરથી ધાતુ **ગળચવું** 'ખાવુ' (તિરસ્કારમા).

૨. **નાળચું** — **નાળું** ને – ચું લાગી સધાયો છે.

૩. **ડોલચું** = **ડોલ** + **ચું**.

૪ **ઢીમચું** = **ઢીમ** + **ચું**.

૫. **હુડપચી**—હુડફો (પ્રા. हुडप्प–, हुडप्फ–), 'દસ્કોતરો,' તે ઉપરથી લાક્ષણિક અર્થમા—ટોળમાં ઉપશિષ્ટ('સ્લેંગ') પ્રયોગ તરીકે હનુ માટે વપરાયો; અને પછી સામાન્ય વપરાશમાં. જોડણીકોશ (ચોથી આવૃત્તિ) આના મૂળ તરીકે हनु + पट्टी આપે છે તે તદ્દન તરંગી. આ સાથે સરખાવો હિંદી सदूक–सदूकची પ્રેમાનંદના દશમસ્કંધ (૪૨, ૧૧૭; ૧૯૦) માં **હુડખચી** એવું રૂપ મળે છે.

૬. **પોપચું**—સરખાવો **પોપ–ડો**. 'ઉપરના ઉપસેલા થર કે ઢાંકણ'ના અર્થમાં **પોપ** + **ચું** પરથી.

૭. **ગાબચી**—સરખાવો **ગાબ–ડું**.

૮. **ફૂડચો**, **ફૂચિયું**–સરખાવો **ફાડું**, **ફાડિયું**.

૯. **એલચી**. ગુજરાતીમાં આ ઉપરાંત **એળચી**, **ઇલાયચી**, **એલાયચી** એ રૂપાંતરો પ્રચલિત છે. સહજન્ય ભાષાઓમાં બંગાળી एलाच, एलाइच,; ઉડિયા अळाइच; નેપાળી अलैंचि, अलैंचि; હિંદી, પંજાબી इलाची પંજાબી इलाइची; મરાઠી एल्ची, एलाची છે. ફારસીમાં अलाची છે[1].

નરસિંહરાવ માને છે કે ગુજ. **એલચી**નો –**ચી** અંશ કન્નડ यालक्कि ની સહાય વિના કોઈ પણ રીતે સમજાવી શકાય તેમ નથી.[2] વળી તેઓ કહે છે કે અજ્ઞાન કે ભ્રમથી જ કેટલાક **એલચી** સ્રીલિંગ હોવાનુ માને છે.

---

૧. નેપાલી ડીક્નરી. अलैंचि શબ્દ નીચે.

૨. ગુ લૅં. ઍં. લી. ૧, ૬૦–૬૧.

પણ ઉપર આપેલા **–ચી –ચો** પ્રત્યય લેતા શબ્દો પરથી, આપણે એવો તર્ક કરવાને લલચાઇએ છીએ કે સં. एला, અપ. एल, ને પછી –ચી લાગી **એળચી**, ને ળકાર ન જાળવી રાખતા પ્રાંતનું ઉચ્ચારણ **એલચી** : એમ શબ્દ સિદ્ધ થયો હોય. ને સ્ત્રીલિંગ સામેનો વાંધો સાવ પાયા વિનાનો છે. કેમ કે, સં. एला સ્ત્રીલિંગ જ છે. **ગળચી, હડપચી** વગેરે જેવા **–ચી** પ્રત્યય લેતા શબ્દો સ્ત્રીલિંગ છે. સ્ત્રીલિંગી પ્રત્યયો લઘુતાદર્શક પણ હોવાથી **એલચી** અને **એલચો** નાની મોટી જાત માટે પ્રયોજાતા હોવાનુ સમજી શકાય તેમ છે, અને ખાસ તો એ કે શબ્દનું કયું લિંગ તે તેના વાસ્તવિક વપરાશ પરથી જ નક્કી કરવાનુ હોય, ઐતિહાસિક કે વ્યાકરણી હકીકતોને આધારે નહીં.

પણ ગુજ. **ઇલાયચી, એલાયચી** તથા કેટલાક સહજન્ય ભાષાના શબ્દો ફારસી अलाची (જે મૂળે હિંદની—મલબારની કોઈ ભાષામાંથી લેવાયો હોય) અને કન્નડ यालक्कि, તામિળ येलक्काय જેવાની અસર નીચે સધાયા હોય તેમ લાગે છે. દ્રાવિડી ભાષાની આ શબ્દને લગતી સામગ્રી જોઈ શકાઈ ન હોવાથી નિશ્ચિતપણે કશું ન કહેવાય.

*

# ગુજરાતીના અંગ-વિસ્તારક પ્રત્યયો

ઘણી ભાષાઓમા લઘુતા, કુત્સા, લાડ, તોછડાઈ ઇત્યાદિ ભાવો સૂચવવા માટે નામ વગેરેને લગાડવાના વિશિષ્ટ પ્રત્યયો હોય છે. **સુરિયો** (સુરો), **ઠાકરો** (ઠાકર), **લીલકી** (લીલી), **કુસુમડી** (કુસુમ), **વજુ** (વ્રજલાલ), **હાંડલી-હાંટલી** (હાંડી), **રાતલડી** (રાત), **હલકટ** (હલકુ), **ડાલચું** (ડાલ) વગેરે જોતા ગુજરાતીમા વપરાતા આવા પ્રત્યયોનો ખ્યાલ આવશે સંસ્કૃતમા –क–, –र–, –ल–, –ट– વગેરે આ રીતે વપરાતા. वाल्क–(वाल–), शिशुक–(शिशु–), मधुर–(मधु–), पाण्डुर–(पाण्डु–), शीतल–(शीत–), पिङ्गल–(पिङ्ग–), पृथुल–(पृथु–), बहुल–(बहु–), कर्कट–(कर्क–), वधूटी–(वधू) વગેરે આના ઉદાહરણ છે ભારતયુરોપીય પૂરતા તો આવા સહેજ અર્થપરિવર્તન કરતા ને પછીથી નિરર્થક બની જતા નિશ્ચાયકો ('ડીટર્મીનેટીવ્ઝ', determinatives) લાગીને થતા ધાતુવિસ્તાર('રૂટ-એક્સ્ટેન્શન' root extension) નો વ્યવસ્થિત અભ્યાસ થયેલો છે.[1] પીશલે પ્રાકૃત સબંધમા આ વિષયનુ ઊંડુઅછડતું પ્રતિપાદન કર્યું છે અપભ્રંશમા –अ–, –ड–, –इल्ल–, –उड–, –उल्ल–, –उल्लय, –उल्लडय– વગેરે પુષ્કળ પ્રત્યયો પ્રયોગમા હોવાનુ જોઈ શકાય છે અર્વાચીનમા બંગાળી, અવધી, હિંદી વગેરે સબધમા થોડી માહિતી મળે છે.

આવા પ્રત્યયો લાંબો સમય વપરાતા રહે પછી તેમના અર્થમા પરિવર્તન થાય છે. મૂળના લઘુતા, કુત્સા, લાડ વગેરેના ભાવો ઘસાઈ જાય છે, અને પ્રત્યયો મૂળ શબ્દના અર્થમા કશો ફેરફાર કર્યા વિના વાપરી શકાય છે—નિરર્થક જેવા બની રહે છે. આ કારણે આવા પ્રત્યયોને 'સ્વાર્થિક' પ્રત્યયો કહી શકાય. 'ગરબડિયો કોરાવો ગરબે જાળીડા મેલાવો રે' એ પંક્તિમા મૂળ **ગરબો** ને **–ડિયો** પ્રત્યય લાગી **ગરબડિયો** થયુ છે. **ગરબો** અને **ગરબડિયો**ના અર્થમા ફરક નથી એટલે **–ડિયો** અહીં સ્વાર્થિક પ્રત્યય છે આવા પ્રત્યયો સરવાળે તો મૂળના નામિક કે આખ્યાતિક અંગનો વિસ્તાર સાધવાનુ કાર્ય કરે છે એટલે તેમના કોઈ કોઈ પ્રયોગોમા લઘુતા, લાડ આદિ ભાવોના દ્યોતક તરીકે વપરાતા હોવા છતા મુખ્યત્વે તો તે પ્રત્યયો મૂળના નાના અંગને વિસ્તૃત કરતા હોવાથી તેમને અંગવિસ્તારક ('સ્ટેમ-એન્લાર્જિંગ', stem enlarging) પ્રત્યયો કહ્યા છે.

---

૧ ૧૮૯૧માં પર્સોને (Persson) 'ધાતુવિસ્તાર અને ધાતુપરિવર્તનના સિદ્ધાંતનું અધ્યયન' (Studien zur lehre von der wurzelerweiterung und wurzel variation) એ પુસ્તકમાં આ દૃષ્ટિએ વ્યવસ્થિત ચર્ચા કરી છે

અપભ્રંશની તુલનાએ ગુજરાતી વગેરે અર્વાચીન ભાષાઓમાં આવા લઘુતાદિ-વાચક અને સ્વાર્થિક પ્રત્યયો પુષ્કળ વપરાય છે. આથી અટકળ કરી શકાય કે અપભ્રંશના સમયની લોકભાષામાં આવા પ્રત્યયોનો મોટો પ્રચાર હશે. ગુજરાતીના આવા પ્રત્યયો તપાસતાં મોટા ભાગના મૂળ -क-, -ट- ને -ल- એ ત્રણ પ્રત્યયોમાંથી આવ્યાનુ અનુમાન કરી શકાય છે. આ -क-, -ट- ને -ल- એકવડા તેમ જ બેવડા પ્રયોજાતા અને મૂળ અંગ સાથે તેમને જોડનાર સ્વર તરીકે—સંયોજક સ્વર તરીકે -अ-, -इ- કે -उ- (કવચિત ओ) ગમે તે એક આવી શકતો. ઉપરાંત આ પ્રત્યયો એકલા અથવા એક સાથે બેત્રણ લગાડી શકાતા. આ યોજના અનુસાર, તેમ જ ઉપર સૂચવ્યું તેથી ભિન્ન મૂળના બીજા ગુજરાતી અંગવિસ્તારક પ્રત્યયોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય[1]:

## ૧. -क-.

### એ ક વ ડા

(૧) સં. -अक, -इका, -अकम्
પ્રા. -अओ, -इआ, -अअ
અપ. -अउ, -इअ, -अउ કે -अउं.
ગુજ. -ઓ, -ઈ, -ઉં

ઉદાહરણો—ઠાકરો (ઠાકર), તંબૂરો (તબૂર), હાથો (હાથ), ડુંગરો (ડુંગર), કમળી (કમળા), ડોકી (ડોક), નાકું (નાક), પાનુ (પાન)

(૨) સં. -इक-નાં ઉદાહરણો નથી મળતાં. પણ -इक- + -क- (-इककः, -इककम् : ગુજ. -ઇયો, -ઇઉં)ના મળે છે;

ઉદાહરણો—નાયિયો (નાયો, नाय-), ભોજિયો (ભોજો, भोज-), ભાણિયો (ભાણો, *भागिन.), ડાંડિયો (ડાંડો, दण्ड-), જાડિયો (જાડો, પ્રા. जड्ड-, સં. जड-), નોળિયો (नकुल-), ખોળિયુ (ખોળું), કાગળિયો (કાગળ).' ધોળિયો (ધોળો, धवल-), ટીણિયુ (ટીણું, = તીણ, तीक्ष्ण-), જાળિયુ (જાળું, जाल-).

---

૧. સર્વત્ર સંસ્કૃતમાં હોય તેમ ગણીને મૂળ રૂપ આપેલુ છે. પણ આમાંથી કેટલાક પ્રત્યયો પાછળથી જ પ્રચલિત થયેલા છે સંસ્કૃતમાં એમને મળતું કશું નહતુ, એટલે એમનું પુનર્ઘટિત ('રીકંસ્ટ્રક્ટેડ,' reconstructed) રૂપ આપેલુ છે.

મૂળના ઈકારાંત નામને -क-+-क- લાગતાં પણ ગુજરાતીમાં -ઇયો -ઇયું થાય છે:

ઉદાહરણો—પ્રાણિયો (પ્રાણી), હરિયો (હરિ), હાથિયો (હાથી), લોભિયો, લોભિયું (લોભી), પાપિયો, પાપિયું (પાપી).

(૩) સં. -उक, -उका, ગુ.-ઉ.

નાનુ (નાનાલાલ), રમુ (રમણીક), બાપુ(બાપ), ભાભુ (સરખાવો, ભાભી)

(૪) મૂળના ઉકારાંત નામને -क-+-क- લાગ્યો હોય તેવાં ઉદાહરણો મળે છે. સં. -उ+क-+-क-, ગુ. -વો, -વી, -વું.

ગરવો (गुरु), હળવુ (लघु-), સાથવો (सक्तु-), કડવુ (कटु-).

પછી આ -વો સ્વતંત્રપણે લઘુતાવાચક પ્રત્યય બની ગયો, જેમ કે, છોડવો (છોડ), ઝાડવુ (ઝાડ), શિયાળવુ (શિયાળ), ઝાંઝવાં (સરખાવો, झज्झा), અવધી, બ્રજ વગેરેમાં सदेसवा, पथिकवा, कगवा, घोडवा, अबवा વગેરેમાં સામાન્ય વપરાશમા રહેલા -वा પ્રત્યયનું મૂળ આ જ હશે?

## બે વડો

(૫) સં.-अक्क-,ગુજ.-અ ક-.

ઉદાહરણો—આખ્યાતિક ધાતુઓમાં: અડકવુ (અડવું), સરકવુ (સરવુ) ખસકવું (ખસવુ), ઝબકોળવુ (ઝબોળવું), ઢળકવું (ઢળવું), લળકવું (લળવુ), ઝગકવું (સં. ज्वल्-, ગુજ. ઝળહળવું), સળકવું (સરખાવો, સળવળવું), હીંચકવુ (હીંચવુ), ફરકવું (स्फुर्-).

મૂળે આ -अक्क- ક્રિયાની ક્ષણિકતા-લઘુતા સૂચવવા વપરાતો હોય. ગુજરાતીમાં ટ-અંતી અંગોને લાગતાં -ટક- એ અંશ, ક્રિયા ઘડી અટકતી ને ઘડી ચાલુ હોવાનો, ક્રિયા એકાએક અટકી પડ્યાનો, ક્ષણિક ટકયાનો કે ચાલુ સ્થિતિ એકાએક બદલાયાનો ભાવ સૂચિત કરતો બની ગયો છે. જુઓ, ઉદાહરણો—અટકવું, કટકો, ખટકવુ, ગટકાવવુ, ચટકો, છટકવુ, ઝટકો, ઝાટકો, પટકવું, ફટકવું, ફટકો, મટકું, લટકો, વટકવુ.

એવી રીતે -ળક- એ અંશ ક્ષણિક ગતિ કે પ્રકાશનો સૂચક બની ગયો છે. આના તેમ જ -अक्क- દ્વારા વિસ્તાર થયાનાં અન્ય ઉદાહરણો:

ખળકવુ, ચળકવુ, ઝળકવું, ઢળકવુ, લળકવું, સળકવું; ફટકવું, મટકવું; અટકવુ; લટકવું, સટકવું; મારકણું, બોલકણું, કરડકણું; ઝબકવુ, ધબકવું, ખાબકવું.

(૬) સં. -अक्क-+-क-, ગુજ. -અકો.

-અડ, અડા- પ્રત્યયયુક્ત શબ્દોથી જુદા પાડી શકાતા નથી. અપભ્રંશમાં वप्पुड-, वप्पुडय-(वप्प-), णग्गुड- (णग्ग-, नग्न-) અને वङ्कुड-, -वङ्कुडय (वङ्क-, वक्र-) મળે છે, આમાંથી બાપુડા-બાપડા. અને વાંકુડા -વાંકડા ગુજરાતીમા આવ્યા છે.

હાથીડા, માછીડા, સાધુડા વગેરે ઇકારાંત અને ઉકારાંત અંગોને -ट-+-क- લાગ્યાના ઉદાહરણો છે.

(૩) સં. -ओट-+-क-, ગુજ. -ઓડા

(૪) સં. -ओट-+-इक-+-क-, ગુજ.- ઓડિયો

ઉદાહરણો—કાટોડો (કાટ), મટોડી (માટી), રાખોડો, રાખોડી (રાખ), લીટોડો (લીટો), ગપોડો (ગપ, ગપ્પો), ગઠોડો (ગાઠો), થાકોડો (થાક), તારોડિયો (તારો)

એવડો

(૫) સં. -अट्ट-, ગુજ. અટ.

ઉદાહરણો—હલકટ (હલકું), ફીકટ (ફીક), પાકટ (પાકું, पक्व-) ચીકટ (ચીકું, દે. फिक्क-), પોચટ (પોચું, સરખાવો દેશ્ય पोच्च-ड-) બળકટ (બળુકું ?), બરછટ (સરખાવો, બરછી- હિં. बरछा), ખરસટ (?), ચીકટ (?) (સરખાવો, ચીકણું),

મરાઠીમા તીખટ, આંબટ, વગેરે જાણીતા છે.

(૬) સં. -अट्ट-+-क-, ગુજ. -અટો

ઉદાહરણો—ચોરટો (ચોર), ભામટો (ભામ-ણ, ભ્રંમ), લોગટો (લોગી), લોકટો (લોક), લીટી (અપ. लीह, સં. लेखा-), જુગટુ-જુગટુ (જૂઓ, द्यूत-), મોટુ (महत्), છાકટો (? સરખાવો; છકવું-છકેલું), પોપટો (પોપ-ડો ?)

(૭) સં. -ओट्ट-+-क-, ગુજ. ઓટો.

ઉદાહરણો—રાગોટો (રાગ), તાળોટા (તાળી), પાઘોટુંમા અંત્યાંશનો -पट्ट- સાથે સંબંધ પણ શક્ય છે.

૩. -ल-

એકવડો

(૧) સં. -अल-, ગુજ. ળ

ઉદાહરણો—સાથળ (સં. सक्थिन्), હેઠળ (હેઠ, પ્રા. हेट्ठा), શામળ (श्यामल-, श्याम-).

(૨) સં. -अल-+-क-, ગુજ. -ળો

ઉદાહરણો—આંધળો (સં. अंध-). વિજળી (વિજ), પીળું (સં. पीत-), પીંગળું (સં. पिङ्गल-, पिङ्ग-), પહોળું (पृथुल, पृथु), બહોળું (સ. बहुल-, बहु-).

આમાંથી છેલ્લાં બે ઉદાહરણો -ઉકારાંત અંગોનાં છે. -इ-+-ल- (+-क-) અને -उ-+-ल- (+-क-) નાં ઉદાહરણો મળતાં નથી. આ શબ્દાંતર્ગત -इ-, -उ- ગુજરાતમાં -अ- બની જવાના વલણને આભારી હોય.

(૩) સં. -ओल-, ગું. -ઓળ

(૪) સં. -ओल-+-इक-+-क-, ગુજ. -ઓળિયો.

ઉદાહરણો—આખ્યાતિક અંગોમાં ફગોળવું (ફગાવવું), ડખોળવુ (ડખો), ફફોળવું (ફાંફાં), ડાભોળિયું (ડાભ), બચોળિયું (બચ્ચું).

બેવડો

(૫) સં. -अल्ल-, ગુજ. -અલ.

ઉદાહરણો—સોનલ (સોનુ), વીજલ (વીજ), જાણતલ (જાણતું), રાંદલ (રન્ના-દે), ફૂટલ (ફૂટું), તૂટલ (તૂટું), ખૂંટલ (ખૂંટ-વું).

(૬) સં. -अल्ल-+-क-, ગુજ. -અલો;

(૭) સં. -अल्ल-+-इक-+-क-, ગુજ. -અલિયો.

ઉદાહરણો—ભગલો (ભગુ, ભગવાન), બગલો (બગ), ચોટલો (ચોટી), ઢગલો (ઢગ), કાંખલી (કાંખ), ખોખલો (ખોખુ), બોખલો (બોખો), ભેદલુ (ભેદું), હાંલ્લી (હાંડલી, હાંડી), ગાલ્લી (ગાડલી, ગાડી), ચાંલ્લો (ચાંડલો, ચાંદલો, चद्र-), ચાંદલિયો (ચાદો, चद्र-), તારલિયો (તારો).

સં. -उल्ल-+-क- નું પ્રાચીન ગુજ.માં-ઉલઉ, ઉલો થાય છે, તે અર્વાચીન ભૂમિકામાં -અલો થઈ જાય છે : હુંસુલઉ (हंसुल्लउ) —હુંસલો, મોરલો (અપ. मोरुल्लउ), કડલું (कडुल्लउ) વગેરે.

(૮) સં. -इल्ल- અને -इल्ल-+-क-નુ ગુજ. -એલ, -એલું એ વિશિષ્ટ પરિવર્તન છે.

ઉદાહરણો—દીધેલ, દીધેલું (દીધુ), ખાધેલ, ખાધેલું (ખાધુ), પીધેલ, મૂકેલ, કરેલું, મારેલુ વગેરે. પ્રાકૃતમાં -इल्लय- પ્રત્યય છે.

(૯) સં.-ओल्ल-+-क-, ગુજ.-ઓલું નાં ઉદાહરણ નથી મળ્યાં. પણ સં.-ओल्ल-+-इक-+-क-, ગુજ.-ઓલિયું સાપોલિયું (સાપ)માં મળે છે.

## ૪. મિશ્રણો

(૧) સ. -अक- + -ट- + -व-, ગુજ. -આડો

ઉદાહરણો—સીમાડો (સીમ), દહાડો (દીહ, દિયહ, दिवस-), ધુમાડો (સ. धूम्र-), સધાડો (સધ), ખોટાડો (ખોટો), રૂંવાડું (રૂંવું, रोमन्-).

(૨) સં. -इक- + -ट- + -क-, ગુજ. -ઈડો.

ઉદાહરણો—જાળીડા (જાળિયા, जाल-), વાલીડો ('મારો વાલીડો' એ પ્રયોગમા, વાલો, વહાલો),

(૩) સ. -उक- + -ट- + -क-, ગુજ -ઉડો. વજુડો (વજુ, વ્રજલાલ), હરુડો (હરુ, હરિલાલ), લટુડા પટુડા (લટપટ), બાળુડો (બાળ)

(૪) સ. -अक- + -ट्ट- + -क-, ગુજ -આટો.

ઉદાહરણો—રૂંવાટું-રૂંવાટી (રૂંવું, रोमन्-), ગપાટો (ગપ, ગપ્પુ), ઝપાટો, સપાટો શબ્દાસ્પદ છે. ચોરાટિયોમા -अक- + -ट्ट- + -इक- + -क- સમજવા

(૫) સ -अक- + -ल-, ગુજ -આળ.

ઉદાહરણો—પેટાળ (પેટ), વચાળ (વચ-મા, विच्च-).

(૬) સ. -अक- + -ल- + -व-, ગુજ. -આળો

ઉદાહરણો—ગોટાળો (ગોટો), કુંડાળું (કુંડું, कुण्ड-), પીંડાળો (પીંડો, पिण्ड-)

(૭) સ. -अक्क- + -ट- + -क-, ગુજ. --અકડું.

ઉદાહરણો—નાનકડું (નાનકું, નાનું, श्लक्ष्ण-) રમકડું, કચકડું જુદી રીતે ઘડાયા હોય

(૮) સ. -अक्क- + -उक- + -ट- + -क-, ગુજ. --અકુડો

ઉદાહરણો —નનકુડો (નાનુ, નાનકુ), ટીચકુડું (ટીચકુ), ટીનકુડું (ટીણકું)

(૯) સ.-उक्क + -ट- + -क-, ગુજ -ઊકડું.

ઉદાહરણો —ટચૂકડું (ટચકું), ટબૂકડું (ટબૂ, ટબૂડી), બચૂકડું, બટુકડું

(૧૦) સ.- उक्क- + -ल्ल- + -क-ગુજ. ઉકલું.

ઉદાહરણ —બચુકલુ (બચ્ચું)

(૧૧) સ -ट- + -ल्ल- + -क-,ગુજ -ડલો

ઉદાહરણો .--આંખડલી વાતડલી, મુખડલુ

(૧૨) સ. -ल्ल- + -ट- + -क-, ગુજ -લડો.

ઉદાહરણો —રોતલડી, જીભલડી વીજલડી, કુંજલડી, મરકલડું

५. ગુજ. –ખો

આનું મૂળ સ્પષ્ટ નથી.

ઉદાહરણો :—ડાળખી (ડાળી), લહેરખી (લહેર), માળખું (માળો–માળિયું), તણખ–લું, તરખ–લું (તરણુ–ખલું, તરણું, तृण–), લૂમખો (લૂમ), ઝૂમખો (ઝૂમ?), ચબરખી (?), નોખું (અપ. नवखी (સ્ત્રી.), नोक्खी (સ્ત્રી.),नव–, પણ ગુજ. અનોખું<अन्यपक्ष–क–?)

૬. ફારસી ચેહ, ગુજ.–ચો,–ચું,–ચી : ડોલચું (ડોલ), ઢીમચું (ઢીમ), ગાબ(પ)ચું, ગાબ(પ)ચી (ગાબ–ડું), ગળચી (ગળું), નાળચું (નાળ, નાળું.), પોપચું (પોપ–ડો), હડપ(બ)ચી (હડફો?), એલચી–એળચી (एला), નકૂચો (નાકું?).

સરખાવો : હિંદી देगचा, देगची (देग), सदूकचा, सदूकची (सदूक).

આ રીતે–ઓ,–ઇયો,–ઉ,–વો,–અક,–અકો,–ઈકો,–ઊકો,–અડ, –અડો,–ઓડો,–ઓડિયો,–અટ,–અટો,–ઓટો,–ળ,–ળો,–ઓળ, –ઓળિયો,–અલ,–અલો,–અલિયો,–એલ,–એલું,–ઓલિયું,–આડો, –ઈડો,–ઉડો,–આટો,–આળ,–આળો,–અકડું,અકુડો,–ઉકલું,–ઊક્ડું, –ડલો,–લડો,–ખો ને –ચો એમ ઓગણચાળીસ જેટલા ગુજરાતીના અંગવિસ્તારક પ્રત્યયો અહીં નોંધ્યા છે. આમાથી કેટલાકે કુત્સા, લઘુતા, લાડ, તિરસ્કાર વગેરેના ભાવોને પણ વધતેઓછે અંશે જાળવી રાખ્યા છે, તો કેટલાક મૂળથી સહેજ જુદા અર્થમા પણ રૂઢ થયેલા છે.

*

# આડોશી–પડોશી ગણુ

ભારતીય–આર્યમાં દ્વિરુક્ત કે વીપ્સિત શબ્દોના જે ભિન્નભિન્ન વર્ગો ગણાવાયા છે[1] તેમાં એક વર્ગ 'પ્રતિધ્વનિ શબ્દો' કે 'પ્રાસર'ગી સમાસો'નો છે, જેને બે ઘટકોમાંથી બીજો ઘટક જ સાર્થ હોય છે. આમા પણ ગુજરાતીમા એક એવો પ્રકાર મળે છે, જેમા પાછલો આખો શબ્દ, માત્ર આદ્ય વ્યંજનના અપવાદે, પુનરુચ્ચરિત થાય છે. આમા પ્રાસનુ તત્ત્વ ખૂબ આગળ પડતુ છે. આ પ્રકારના શબ્દોને 'આડોશી–પાડોશી ગણુ' એવુ નામ આપી શકાય. આપણી ઘરઆગણે રમાતી બાળરમતોમા આવા પ્રકારના દ્વિરુક્ત પ્રાસર ગી ઘડતરના શબ્દોના ઘણા ઉદાહરણ મળે છે. નીચે આપેલા શબ્દોમા મોટો હિસ્સો રમતના નામોનો છે, અને તેતે રમતમા આવતી મુખ્ય વસ્તુ કે ક્રિયા પરથી, અથવા તો તે રમતમાં વપરાતા જોડકણાના શરૂઆતના શબ્દો પરથી પડેલા છે. અહીં નોધ્યા તે ઉપરાંત બીજા પણ પુષ્કળ એવા શબ્દો મળશે. એક રીતે કહીએ તો કોઈ પણ જોડકણાનો આર'ભ કરવાની આ એક પ્રચલિત રીત હતી. ઉપરાત સ્વતંત્રપણે—કોઈ રમત કે જોડકણાની સાથે સકળાયા વિના પણ આ ઢાળાના શબ્દો તૈયાર થયેલા છે. પહેલી જાતના ઉદાહરણ :—

૧. અતરીશ કોઠા, બતરીશ કોઠા તેમા રમે નાના મોટા, વગેરે

૨. અસલી દેજો, પસલી દેજો, વગેરે

એ છે. બીજી જાતના :—

૩. આડોશી–પાડોશી, ૪. આણુ–પાણુ, ૫. ઈડિયા–પીંડિયા, ૬. અગડં–બગડં, ૭. આજુ–બાજુ, ૮. અચકો–મચકો, ૯. અડુક–દડુક, ૧૦. આરો–વારો, ૧૧. અડખે–પડખે, ૧૨. ઓળ–ઘોળ, ૧૩. આલતુ–ફાલતુ, ૧૪. અલક–મલક, ૧૫. ઓટો–ગોટો, વગેરે છે.

બાકીના કોશમા મળતા આવા જોડકાની યાદી નીચે આપી છે.

૧૬. અકરી–ટકરી : ધૂળની 'ટેકરી'ઓની રમત, જેમાં 'અકરી ટકરી લો દો, સવાયા ને સાડી સો' એ જોડકણુ બોલાય છે.

૧૭. અકરી–બકરી : 'બકરી' બનવાની રમત.

૧૮. અકલી–ચકલી

---

[1] કત્રે, સ્ટડીજ ઇન ધ ટીયમ ઑવ ઓલ્ડ ઇંડો–આર્યન વોકેબ્યુલરી, બુલેટીન ઑવ ધ ડેક્કન કૉલેજ રીસર્ચ ઇંસ્ટીટ્યુટ, ૩, ૩, પા. ૧૮૧–૨૧૧

૧૯. અગલી-ઢગલી : 'ઢગલી'ની રમત. આને,
૨૦. ઇગલી-ઢીંગલી પણ કહેવાય છે, અને ઢીંગલી સાથે ગરબડ થઈ જતાં,
૨૧. ઈંગલી-ઢીંગલી પણ.
૨૨. અજારી-બજારી : 'બજાર' પરથી
૨૩. અડકણુ-દડકણુ કે (-ક-ની અસરથી)
૨૪. અટકણુ-દટકણુ :—જોડકણું આ રીતે શરૂ થાય છે.
અડકણુ-દડકણુ, દહીંનાં ટાકણુ, દહીં દુઝાણું, વગેરે.
દડકણું, દડી જવું ઉપરથી.
૨૫. અટકી-મટકી : 'મટુકી' પરથી.
૨૬. અટી-પટી : 'પટ્ટી'='લીટી' પરથી.
૨૭. અટીસો-મટીસો.
૨૮. અડકો-દડકો : જોડકણું:
અડકો દડકો, દહીં દડૂકો
કે, અડકો મડકો, દહીં દડૂકો,
દડકો = લોંદો ?
૨૯. અડઘો-દડઘો : 'દડઘો'=જાડું મોટું વાસણુ; જોડકણુ :
અડઘો જાય, દડઘો જાય, બાર મહીનાનો રોગ જાય.
૩૦. અડવળ-ધૂમ—પડવળ-ધૂમ: 'પડવળ' કે 'પરવળ' ઉપરથી.
૩૧. અડી-દડી : દડી = નાનો દડો. આને બદલે
૩૨. અડિયો-દડિયો : પણુ કહેવાય છે.
૩૩. અડંગ-જડંગ.
૩૪. અણિદરો-કણિદરો.
૩૫. અતન-મતન.
૩૬. અંતી-પંતી : 'પંતી'=પાંદડું; સરખાવો 'પંતુ'=પાનું.
૩૭. અબીલ-તબીલ.
૩૮. અબુલો-હબુલો
૩૯. અદુરો-મદુરો
૪૦. અરવારી-પરવારી. જોડકણું:
રાજા ભોજ, તેરીયા તોજા, માણેક
મોતી, અરવારી-પરવારી, ભૂસ દઈને ભૂસકો.
૪૧. આખલો-દાખલો.

૪૨. આટા-પાટા : 'પાટા' = લીટા; રૂપાંતર આરિયાં-પારિયાં.
૪૩. આડવો-ગાડવો : 'ગાડવો' = ઘીનો ઘાડવો ?
૪૪. આન-પાન : જોડકણું : આન-પાન, પૂતળીએ જમાડી જાન.
૪૫. આલખી-પાલખી : જોડકણું: આલખી-પાલખી, જે જે ગોપાળ-કી.
૪૬ આંટી-ફાંટી.
૪૭ ઈંપળી-પીંપળી : 'પીંપળી' ઉપરથી
૪૮. ઉકડ-મુકડ : 'મુક્કી' પરથી. રમતમા મુક્કી પર મુક્કી ચડાવી બોલાય છે: ઉકડ-મુકડ, કેટલો ભાર, એક ઉતાર
૪૯ ઉડકી-દુડકી.
૫૦ ઉડમ-તુડમ.
૫૧. ઉડાંગ-તુડાંગ.
૫૨. ઉલાંટ-ગુલાંટ-'ગુલાટ' પરથી.
૫૩. એન-ઘેન : જોડકણુ એન-ઘેન, દીવા ઘેન, ડાહીનો ઘોડો, વગેરે
૫૪. એલો-ઘેલો : 'ઘેલો' ઉપરથી ?
૫૫. એંડી-ગેંડી.
૫૬. ઓઘો-ડોઘો.
૫૭. ઓળી-ઝોળી : જોડકણુ: ઓળી-ઝોળી, પીપળપાન
ફઈએ પાડયુ, ઊકો નામ.
૫૮. ઓડક-દોડક
૫૯. ઓળામણો-કોળામણો-'કોળવુ' સાથે સંબદ્ધ ?

સભવ છે કે આ પ્રકારની પ્રયાનો ઉદ્દગમ બને ઘટકો સાર્થક હોય તેવા પ્રાસબદ્ધ જોડકામાથી થયો હોય. એટલે કે સાર્થક પ્રાસરગી જોડકાના આદ્યાંશ પરથી કોઈ પણ શબ્દને શરૂઆતના વ્યંજન સિવાય બેવડાવી નવા શબ્દો ઘડવાનુ વલણ વિકસ્યુ હોય આસપાસમા અસ્ર-'ખૂણો' અને પાર્શ્વ-'બાજુ' બન્ને અર્થવાહક. આવળબાવળમાં બને જુદી જુદી વનસ્પતિના નામ છે. અવર-જવર કે આવરો- જાવરો ને 'આવવુ' 'જાવુ' સાથે ખુલ્લો સબધ છે. અગવડ ને સગવડ, ઊલટું ને સુલટું, અવળું ને સવળું એ વિરોધી શબ્દો પણ પોતાનો પ્રભાવ પાડ્યા વિના ન રહે. એ રીતે પછી આડોશી-પાડોશી 'પાડોશી અને બીજા તેવા', આણુ પાણુ 'પાણુ અને તેને લગતુ', ઈંડીયા-પીડીયા 'પીંડ ને તેના જેવા': એમ મૂળ શબ્દને આદ્ય વ્યંજનના અપવાદે બેવડાવી જોડિયા શબ્દો ઘડવાનુ વ્યાપક વલણ ઉદ્દભવ્યુ હોય.

*

# ગુજરાતનાં સ્થળનામો

## (૧)

ગુજરાતી ભાષાસામગ્રીમાંથી કેટલીક તો એવી છે જે સાચેખોટે પણ અભ્યાસનો સ્પર્શ હજી પામી નથી. આવા એક વિષયને લગતો ભોગીલાલ સાંડેસરાનો ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક (એપ્રિલ ૧૯૪૨, પા. ૧૧૯–૨૦) માંનો ગુજરાતના શહેરો અને ગામોનાં નામ એ લેખ અજાણ્યા[1] પ્રદેશમાં રસ્તો કરવાના પ્રયાસ તરીકે નોંધપાત્ર છે. ભાષાશાસ્ત્રના દિવસેદિવસે વિસ્તરતા જતા ક્ષેત્રના જે જુદા જુદા ભાગોનો વિશિષ્ટ અભ્યાસ થતો જાય છે, તેમાંનું એક ભાષા-ભૂગોળશાસ્ત્ર (સાયન્સ ઑવ્ લીડ્‌વીસ્ટીક જ્યોગ્રાફી, Science of Linguistic Geography) છે. સમકાલીન અને ઐતિહાસિક એવા તેના બે વિભાગ છે. સમકાલીન ભાષાભૂગોળનો વિષય અમુક ભાષાવિસ્તારના વિદ્યમાન બોલીભેદો અને સમવિકાર-રેખાઓ ('આયૂસોગ્લૉસીઝ્' Isoglosses) દર્શાવતાં નકશા વગેરે તૈયાર કરવા એ છે. ઐતિહાસિક ભાષાભૂગોળ વિશેષનામો (એટલે કે સ્થળનામો ને વ્યક્તિનામો) વગેરેનો અભ્યાસ કરે છે.

સ્થળનામોનો અભ્યાસ ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ ઠીકઠીક અગત્યનો છે, કારણ, તે દ્વારા ઉપલબ્ધ થતા પુરાવા વડે ભાષાવિસ્તારોના જન્મમરણ ને હ્રાસવિકાસ પર ઘણો પ્રકાશ પડતો હોય છે. અમુક વિશિષ્ટ ધ્વનિવિકારનું કે અમુક સંજ્ઞાનું ચોક્કસ સ્થળનામોમાં અસ્તિત્વ અને તેમનો બીજાં સ્થળનામોમાં અભાવ એ તેતે સ્થાનો પર વિસ્તરેલા ભાષાભેદોનાં દ્યોતક બને છે. કેટલીક વાર એવું બને કે હાલ વપરાશમાં હોય તેથી જુદી જ ભાષા અમુક પ્રદેશ પર ભૂતકાળમાં પ્રચલિત હોય, પણ તે ભાષાના તે પ્રદેશ પરના આ ભૂતકાલીન અસ્તિત્વના પુરાવાઓ નિઃશેષ લુપ્ત થઈ ગયા

(૧) આ પહેલા નરસિંહભાઈ પટેલે પ્રસ્થાનમાં એક વખત આ બાબત પર કેટલીક છીછરી-અછડતી ચર્ચા કરેલી, જેમાં તેમણે

-પદ્રમાંથી -દરા, -દર -ઓદ, -ઓડ

-પુરમાંથી -ઓર, -ઓલ

-નગરમાંથી -નેર, -એલ

-સિદ્ 'બેસવું'માંથી -સદ

આવ્યું હોવાનો મત દર્શાવેલો અને સાથે -સણ, -સર, -અલી, -અજ, -અવા -આલ -આવ એવા ઉત્તરાંશવાળાં કેટલાક ગામનામોનો, તેમની વ્યુત્પત્તિ વિષે કંઈપણ સૂચના કર્યા સિવાય ઉલ્લેખ કરેલો.

હોય. આવી સ્થિતિમાં કેટલીક વાર તે પ્રદેશના સ્થળનામોમાં સચવાય રહેલો એકાદ અંશ તે બાબત એકાદ અચૂક પુરાવો પૂરો પાડી દેતો હોય છે. દા. ત. કાંદિવલી ને બોરીવલી એ નામોમાં રહેલો વલી અંગ અસંદિગ્ધપણે દ્રાવિડી મૂળનો સાબિત થાય તો તે પ્રદેશ પર દ્રાવિડી પરિવારની કોઈ ભાષા વપરાશમાં હોવાનુ સિદ્ધ થાય. વળી સાસ્કૃતિક બાબતો પર પણ સ્થળનામોનો પૂર્વ ઇતિહાસ ઘણો પ્રકાશ નાખી શકે. ખંભાત, ખંભાળિયા, ખાંભા વગેરેના મૂળમા રહેલા સં. स्कम– "ખાંભો" પરથી તે પ્રદેશમાં પ્રાચીન સમયમા લિંગપૂજા પ્રચારમાં હોવાનુ અનુમાન બાંધી શકાય.

આ કારણે, પશ્ચિમમા આ વિષયનો ઘણો વિસ્તૃત અભ્યાસ થયો છે. તેને લગતા વિપુલ સાહિત્યમાથી વાનગી લેખે એક બેનો ઉલ્લેખ કરીએ તો અંગ્રેજી સ્થળનામોના અવલોકનની પરિચાયિકા [Introduction to the Survey of English Place-names] કેમ્બ્રીજ, ૧૯૨૪; એક્વાલ [Ekwall]: અંગ્રેજી સ્થળનામોનો લઘુ ઑક્સ્ફર્ડ કોશ [Concise Oxford Dictionary of English Place-names]. ઇંગ્લાડના પ્રાતવાર સ્થળનામો પર સ્વતંત્ર ગ્રથો પ્રસિદ્ધ થયેલા છે; તેમજ ફ્રાન્સ, નોર્વે વગેરે બીજા યુરોપીય દેશોનાં પણ સ્થળનામોનો અભ્યાસ થયો છે. જર્મનીમા આ વિષયનુ એક ખાસ સામયિક સ્થળનામ સંશોધક [Zeitschrift fuer Ortsnamenforschung] મ્યુનીશ ને બર્લીનથી ૧૯૨૫ થી પ્રસિદ્ધ થાય છે.[૨]

અર્વાચીન ભારતીય-આર્યના ક્ષેત્રમાં પણ કોઈ પ્રયાસ થયા છે. સુનીતિકુમાર ચેટર્જીએ બંગાળી ભાષાનુ મૂળ અને વિકાસ (Origin and Development of Bengali Language) મા બંગાળી સ્થળનામો બાબત કેટલીક ચર્ચા કરી છે. આ ઉપરાત તમિલ સ્થળનામોનું વ્યવસ્થિત અને વિસ્તૃત અધ્યયન સેતુ પિલે (Sethu Pillai) એ 'તમિલના સ્થળનામ-સાધક પ્રત્યયો' (Place-name Suffixes in Tamil)– ઍનાલ્જ઼ ઓવ ઓરિએન્ટલ રીસર્ચ ઓવ ધ યુનીવર્સિટી ઓવ મદ્રાસ, ૪, ૧૯૩૯–૪૦, ૫, ૧૯૪૦–૪૧.—એ લેખમાળામા કર્યું છે, જ્યારે એવો અભ્યાસ કે અચ્યુત મેનને કોચીન સસ્થાનનાં સ્થળનામો માટે આદર્યો છે. (Place names in Cochin State–Bulletin of the Rama Varma Research Institute, Trichur ૭, ૫૬–૭૦). હાલમાં

૨. વિશેષ માટે જુઓ ગ્રે (Gray): ભાષાના પાયા [Foundations of Language], ન્યુયોર્ક ૧૯૩૧, ૪૫૨.

પ્રચલિત સ્થળનામનું પૂર્વસ્વરૂપ શું હતું તે ભાષાશાસ્ત્રનો વિષય હોવાથી અને ગુજરાતીના પ્રાચીન સ્વરૂપનો કે તેની પૂર્વભૂમિકા અપભ્રંશનો સંપૂર્ણ વિગત-યુક્ત અભ્યાસ હજી લગી એક વાંછિત તરીકે જ રહ્યો હોવાથી, આપણે ત્યાં ઉપર ઉદાહરેલા જેવા પ્રયાસ હજી થઈ શકયા નથી અને સાફસુરી થઈ પ્રાથમિક ભૂમિકા તૈયાર થાય તે પહેલાં તે થશે તેમ પણ લાગતું નથી.

સાંડેસરાના ઉક્ત લેખમાંની વ્યુત્પત્તિચર્ચાની પદ્ધતિ અને કેટલીક વ્યુત્પત્તિઓ પરત્વે થોડુંક વિશેષ કહી શકાય તેમ છે.

(૨)

વ્યુત્પત્તિ એ હવે તરંગવિલાસનો વિષય ન રહી હોવાથી, બીજાં શાસ્ત્રોની જેમ તેની બાબતમાં પણ નિયમબદ્ધતા અને ચોકસાઈ તેનાં જીવાતુભૂત હોય એમાં કાંઈ ખાસ કહેવાની જરૂર નથી. બીજું, એ પણ સ્પષ્ટ છે કે ધ્વનિ-વિચાર એ વ્યુત્પત્તિશાસ્ત્રનો ધરમૂળનો પાયો હોવાથી, અને દરેક વિશિષ્ટ ધ્વનિવિકાસને સ્થળકાળનાં ચોક્કસ બંધનો હોવાથી કોઈ પણ શબ્દની વ્યુત્પત્તિ ચર્ચતાં, તે શબ્દ જે ભાષાભૂમિકાનો હોય તે ભૂમિકામાં જ પ્રવર્તતાં ધ્વનિવલણોને આધારે અને તે ભૂમિકાની ભૌગોલિક મર્યાદાને લક્ષમાં રાખીને જ તર્ક કરી શકાય. આ હકીકત, આપણે ત્યાં થતી શબ્દચર્ચામાં ઘણુંખરું ખ્યાલ બહાર રહે છે અને આને અંગે કેટલેક સ્થળે સંભવપુષ્ટ શાસ્ત્રીય ઊહ ને બદલે કલ્પના વડે તાણીતૂશીને કરેલી સંબંધઘટના આપણને મળે છે. વળી, વ્યુત્પત્તિવિષયક ચર્ચાની અંદર આવશ્યક એવી ઝીણવટભરી ચોકસાઈની ખામી પણ આપણને ખૂંચે છે. ચર્ચાપ્રાપ્ત શબ્દોમાં કેટલાક તત્સમ અને બાકીના તદ્ભવ હોય, અનેક સૂચવેલા મૂળોમાંથી કેટલાક સંસ્કૃત ને બાકીના તદિતર હોય ત્યાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ સ્થળે સ્થળે કરવો ઘટે, નહીં તો કેટલોક નાહકનો ગૂંચવાડો ઊભો થવા સંભવ રહે છે. અંગ કે શબ્દાંશને તે તેના સૂચક ચિહ્નોથી દર્શાવવાની ચીવટ પણ રાખવી ઘટે. પદ્ધતિગત આવી નાજુક ક્ષતિઓથી હમેશા નિરૂપણમાં એક પ્રકારની શિથિલતા પેસી જઈ વક્તવ્યને વિશદરેખ બનવા આડે અંતરાય ઊભો થતો હોય છે.

(૩)

સૂચવેલી વ્યુત્પત્તિઓમાંથી ચિન્ત્ય લાગતી કેટલીક તપાસીએ.

નીચેની વ્યુત્પત્તિઓ જૂની ગુજરાતી કે તેની પૂર્વભૂમિકામાં પ્રવર્તેલાં ધ્વનિવ્યાપારોની દૃષ્ટિએ અશક્ય છેઃ

सं –पद्र >... . ઉદ, ઉંજ, ઉંઝ, દડ, અપ (? પ), અજ (?જ), આજ, એજ, ઓજ, અર, (?ર), આર, અરી (?રી), ઉટ, આવ, અવ, (? વ),

सं –पद्रकम >......એજુ, આજુ, અરૂં (? રુ), ઉંદરુ;

स –पल्ली >......એલી, એલ, વેલ,

स –पल्लकम्>. ....આડું, ઇલું, વળું,

•°सण > °हण > અણ, આણ, વણ

°सद > °हद > *અંદ

स °पुरी > ... ઉડી

स. °पुर० > ... એર

स पुरकम् > . ...એરુ

स °राष्ट्र० > ... . રેઠ

°कोट० > કટ્ટા

°गढ० > ઘડા

°धारी० > ધરી

આ સીમા ધારી લેવામા આવેના –द्– > –ज्ज्–, –अ– > –ए– કે –ओ–, –ओ–> अ–, –ल्ल– > –ड– કે –ळ्– એવાએવા ધ્વનિવિકારો તેમજ બીજા અસાધારણ પરિવર્તનો માટે નહિ જેવો ય આધાર મળતો નથી

નીચેની વ્યુત્પત્તિઓ કાતો સાચી નથી, અથવા તો તેમને માટે તુલ્યબળ ને ગણતરીપાત્ર બીજો વિકલ્પ પણ છે

ધર્મજ વગેરે

તળાજું—તળાજા (તળાજુ) નુ જૂનું નામ તાલધ્વજગિરિ જાણીતું છે, એટલે

स. तालध्वजकम् > *तालज्झअअ > *तालज्झउ > તાલાજઉં > તળાજુ, તળાજા

એવો સાધનાક્રમ હોય આમા મૂળના તા० નો હ્રસ્વભાવ पाउधारिया–પાધારિયા–પધાર્યા એમ સમજાવવાનો રહે છે, અને અર્વાચીન ગુજરાતી ઉચ્ચારણમાથી જકાર–ઝકાર વચ્ચેનો ભેદ ટળી ગયો હોવાથી –ઝ્– > –જ્–નો ફેરફાર સહજસિદ્ધ લાગે છે.

વાલોડ (અલોડું) વગેરે :

આમાં –ओड (વિસ્તારિત °ओडु) અંશ સં.-पद्र०ના –वड्० એવા ચર્ચાસ્પદ વિકાર દ્વારા સાધવો તે કરતાં સં.–कूट०>कूड> (પૂર્વ સ્વર સાથે સંકોચ પામી)–ઓડ એ રીતે (સર चित्रकूट-: ચિતોડ) સાધવો વધારે ઠીક નથી? વિસ્તારિત–ओडु માટે–कूटकम् હોઈ શકે. એક બીજી સંભાવના સ. –वट–>–वड–>–उड–> (પૂર્વ સ્વર સાથે ભળતાં)–ઓડ એ છે.

સુદામડું વગેરે :

આના–डु ને સં. –पद्रकम् સુધી ખેંચી જવા કરતાં સ્વાર્થિક કે કુત્સ-વાચક અપભ્રંશ પ્રત્યય –ड– ના વિસ્તારિત સ્વરૂપ –डउ પરથી આવ્યો હોવાનું વધારે શક્યતાવાળું લાગે છે.

ગાધકડું વગેરે :

આગળના સમૂહ સાથે આનું ઉપરછલ્લું સામ્ય હોવા છતાં આ કદાચ જુદી રીતે જ ઘડાયો હોય. પ્રાચીન નામો (સં. भोजकट વગેરે) માં એક –कट– (વિસ્તારિત –कटकम्) અંશ પણ અંત્ય તરીકે જોવામાં આવે છે.

સં. °कट० > °*कड० ——વાળુકડ (= સં. वालुकाकट ?)

સં. कटकम् > ......°કડું ——ગાધકડું (=સં. गर्दभकटकम् ?)

મૂળ °कट० અમુક શબ્દોમાં આરંભક ધ્વનિ क ને અવિકૃત જાળવી રાખે છે, તે સાથે સં. °नगर० ના °નેર ને °નાર એ વિકારો સરખાવી શકાય. ભીલાડ વગેરેનો °આડ અંશ °पाट० (સર. मेदपाट—મેવાડ; સર. –पाटक– જેમ કે અણહિલ્લપાટક) કે °वाट० (°वाटक०) પરથી અવતારી શકાય.

બારડોલી વગેરે :

**ઓલી** એ અંત્યાંશના મૂળ તરીકે માત્ર સાદું –पल्ली– નથી, પણ બીજાં અર્વા. ગુજ. ઈકારાન્ત સ્ત્રીલિંગી નામોની જેમ તે વિસ્તારિત નામિક અંગમાંથી જ સાધી શકાય તેમ હોવાથી –पल्लिका છે. –पल्लिका > –वल्लिआ > –वल्लिअ> –વલી એ વિકાસક્રમ છે.

વડલી વગેરે :

કેટલાક °લી અંતી ગામનામોનો અંત્યાંશ અપભ્રંશ સ્વાર્થિક પ્રત્યય –ल्ल–ના વિસ્તારિત સ્ત્રીલિંગી અંગ –ल्लिका–નું રૂપાન્તર ન હોય? ધુમલી–આના પ્રાચીન નામ તરીકે સં. भूभृत्पल्ली તેમજ भूताम्लिकाનો ઉલ્લેખ મળે છે. પણ ધ્વનિદષ્ટિએ બંને ધુમલીના મૂળસ્વરૂપ તરીકે અયોગ્ય ઠરે છે.

भूताम्लिका એ > भूअविलिआ > भूविलिअ > ભૂબલી (ભૂભલી) કે ભૂમલી આપી શકે ધુમલી નહિ

કાદિવલી ને બોરીવલીનો °વલી અશ દ્રાવિડી મૂળનો હોવાની કિશોરલાલ મશરૂવાળાએ (પ્રસ્થાન, માગશર ૧૯૯૦, કાનડી ભાષામા ઉક્તિ) કરેલી સૂચના વિચારવા જેવી છે.

અમરતવેલ, બુધેલ, પાનેલી વગેરે.

ઉપર કહ્યુ તેમ –अ > –ए એ ફેરફાર આપણી ધ્વનિપ્રક્રિયાને અજાણ્યો હોવાથી –पल्ली (–पल्लिका)માથી –એલ (–એલી) સાધવો શક્ય નથી. પણ અમરતવેલ પરથી સૂચવાય છે તેમ, સ –वल्ली "વેલ" એ મૂળ તરીકે હોવો જોઈએ એમ લાગે છે. આમ સ –वल्ली < પ્રા. –वल्ली < અપ –वल्ली < –વેલ્ય < વેલ અને પ્રાકૃતમા આદિ વકારનો લોપ થાય ત્યારે –એલ (વિસ્તારિત –એલી) બને છે એટલે પનવેલ અને પાનેલી એ पर्णपल्ली અને पणपल्लिकाના રૂપાન્તરો છે. અહીં તરત જ પ્રશ્ન થશે કે હજી તો એકાદ વાક્ય પહેલા જ –अ < –ए ની પ્રક્રિયાને અશક્ય કહી સાથે સાથે –वल्ली<वल्ली મા એ જ પ્રક્રિયા સ્વીકારવાના ઉઘાડા વદતોવ્યાઘાતનુ સમાધાન શુ ? પ્રા वेल्ली સ वल्ली માથી ઊતરી આવ્યો હોવાનુ આપણા પ્રાચીન પ્રાકૃત વૈયાકરણો માને છે પણ ખરી રીતે પ્રા वेल्ली નુ મૂળ *विल्ली (< √ *विल् 'ગતિ કરવી') જ હોઈ શકે वल्ली નહિ તે માટે જુઓ પીશલ (Pischel), ગ્રામાતીક (Grammatik), §१०७, ९०

ચોટિલુ વગેરે

–ટિલુંનુ મૂળ –पल्लकम् નહિ, પણ અપભ્રંશ સ્વાર્થિક –इल्लનુ વિસ્તારિત સ્વરૂપ –इल्लकम् હોય એ વધારે સભવિત છે.

નીગાળુ વગેરે

આમા રહેલો ળકાર –ल्ल– માથી ન આવી શકે મૂળનો બેવડો લમર તો ગુજરાતીમા લ્ તરીકે આવ્યો છે, જ્યારે ળ્ એકવડા લકારનો અર્વાચીન અવતાર છે

બોરસદ વગેરે

–સદ અશને સ √सद् સાથે સાકળવામા સામે જંગી અતરાય એ છે કે અસયુક્ત द् સંસ્કૃત ભૂમિકા છોડી પ્રાકૃત ભૂમિકાની અધવચમા આવતા જ લોપાયો હોય, એટલે ગુજરાતી ભૂમિકા સુધી તેના ઊતરી આવવાની શક્યતા જ નથી— સિવાય કે –सद (<સ सदस्) હમણાહમણામા જ અપનાવી

લેવામાં આવેલો એક તત્સમ હોય, જેમ –નગર (વાઘનગર), –પુર (રાણપુર) –તીર્થ (શુકલતીર્થ), વગેરેની બાબતમાં બન્યું છે તેમ.

**સંજાણ (મેસાણા) વગેરે :**

આમા રહેલાં અંત્યાશનું મૂળ –आन–કે–आनक–(=?) છે. ટક્ક દેશ સાથે ઉલ્લેખાતા ભાદ્રાનકમાં તેમજ ઉત્કીર્ણ લેખોના મંગલાનક ને ડિંડવાનક અને રજપુતાનામાં આ જ અંશ દેખાય છે. પાલિતાણું—આ ગામ પાદલિપ્ત નામના આચાર્યે સ્થાપ્યું હોવાની પરંપરા છે. આને આધારે સં. पादलिप्तानकम् > *पाअलित्ताणअ* > *पालित्ताणउ* પાલીતાણું એવો ક્રમ બાંધી શકાય. પણ આમાં એક મુસ્કેલી રહે છે. મૂળના –ल्–ને સ્થાને ગુજરાતીમાં –ळ्–થવો જોઈએ, તે નથી થયો. પણ આ ગામનું અશિક્ષિતોમાં પ્રચલિત (ધ્વનિવ્યત્યયથી સધાયેલું) નામ 'પાણીતાળુ'છે અને એ મૂળ તરીકે '* પાળીતાણું' એવા શબ્દની અપેક્ષા રાખે છે.

મેસાણા એ महिषानक० હશે.

–પુર–ના અંત્યોમાં–પર (સરતાનપર, કતપર, પીથલપર વગેરે), –પરું (રામપરૂં),–પરડું (રાણપરડું) એટલાં ઉમેરી શકાય. આ બધાં અર્ધતત્સમ છે.

ગોધરા વગેરે.

ગોધરાના મૂળ તરીકે સ. गोहदक (સરખાવો ધરો > સ. हृदक-) સામે મુદ્દત વાંધો લઈ શકાય તેમ નથી ધ્રાંગધ્રામાં પણ એ જ અર્થ હોય। द्रगदह-પરથી ?

ધોળકું વગેરે.

-કું અર્થ સં. -अकम् માંથી નહિ, -क्ककम् માંથી જ આવી શકે.

જાંબુઘોડા વગેરે

°ઘોડાને સ. घोटक- પરથી થયેલો કેમ ન માનવો ?

વીરમગામ વગેરે

°ગામ અર્થ સ °ग्राम॰ માંથી સીધેસીધો નથી આવ્યો સ ग्राम-> માભાઆ गाम-> ગુ ગામ એવો વિકાસક્રમ છે.

ભિલ્લમાળ વગેરે.

-માળ અર્થ સ. मालाમાંથી નહિ, પણ અસ્પષ્ટ મૂળના -माल- (સર ગુજરાતી માળો=મેડી,' 'માળિયુ' વગેરે) 'સ નિવેશ' એ શબ્દ પરથી આવ્યો છે શ્રીમાળ નામ પાછળની 'લક્ષ્મીની માળા'ને આધારે તે નગર સ્થપાયુ હોવાની દંતકથા પરથી જ ઘડી કાઢ્યુ હોય એ ઘણુ શક્ય છે

નોરતા વગેરે:

નોરતા, ઉમતા, ગેરીતા, જેવાનો -તા મૂળ -त्तक- ઉપરથી જ આવી શકે દાંતા—આમાં કોઈ સ્થળવાચી અર્થ નથી લાગતો સ दत्तक- પરથી જ તેને અવતારી શકાય તેમ છે

મહુવા વગેરે

મહુવા સ मधुमतीમાંથી આવેલ છે ન मधुमती > महुवंई > महुवे महुवह > મહુવા ગામનામોમાંથી ઘણાય નપુંસકલિંગી -उ- અંતી કે -आ- અંતી બને હોય છે ઉ ત. વડોદરુ, વડોદરા. આમાં પહેલુ પ્રાચીન સમયથી ક્રમે ઊતરી આવેલું છે, જ્યારે બીજુ -आ- અંતી રૂપ મુસલમાન સમયમાં ફારસી અસર નીચે ગામનામોને છેડે ह ('હાએ હવ્વાજ' કે 'હાએ મુખ્તફી'—ચેટર્જી ઇંડો આર્યન ઍન્ડ હિન્દી, ૧૩) ઉમેરાતા સધાયો છે. ફા °एह અંતી શબ્દો તેમના વિશિષ્ટ રીતે ઉચ્ચારાતા અ અક્ષરને લીધે ગુજ -ઓ કે -ઉ અંતવાળા નામોના -આઅંતી વક્રરૂપ (ઓબ્લી ફૉર્મ, Oblique form) સાથે ભળી ગયા અને પછી તો નિયમિત ગીં -'ओ કે -उઅંતી નામો તરીકે (દા ત ફા पर्देह > ગુ પડદો, ફા मुर्देह > ગુ

મડહુ વગેરે) તે અપનાવી લેવાયાં છે. (સર. નરસિંહરાવ; ગુ. લૅ. ઍં. લી. ૧, ૪૮). આ રીતે ગામનામોના –આ અંતની સાધના થઈ છે. આના સમર્થનમાં સં. वलभी > वलही < વલઇ > વળે : વળેઙ્ > વળા ટાંકી શકાય.

ભાંડવી વગેરે:

–વી ને वसति પરથી લાવવા કરતાં –वतिका કે –मतिका >–वँइअ > वइ > –વી એ રીતે વ્યુત્પન્ન કરવો એ વધારે યોગ્ય નથી?

વસઈ—સં. वसति० ને સ્થાને પ્રાકૃતમાં वसही છે. એટલે સં. वसतिका > वसहिआ > वसहिअ > વસહી > વસઈ એ ક્રમ છે.

બીજડિયું વગેરે:

इयु પ્રત્યય–ईयम् માંથી નહિ,–इककम् માંથી આવે.

આ સર્વ ચર્ચામાં સૌથી વધુ અગત્યની વાત એ છે કે અહીં કે સાંડેસરાના લેખમાં સૂચવેલી બધી વ્યુત્પત્તિઓ છેવટમાં તો અનુમાનો જ રહે છે. જ્યાં સુધી જૂની ગુજરાતી વગેરેનાં ગ્રંથસ્થ અને ઉત્કીર્ણ લખાણોમાં વાસ્તવિકપણે મળતાં સ્થળનામોની સહાયથી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી ને અર્વા. ગુજરાતી એ ભૂમિકાવાર ક્રમિક સ્વરૂપો તૈયાર ન થાય ત્યાંસુધી પ્રમાણભૂત વ્યુત્પત્તિ એક વાંછિત જ રહે છે. પણ શબ્દોના મૂળની બાબતમાં જે તર્ક થાય તે પૂર્વ અને પ્રવર્તમાન ભૂમિકાના જાણીતાં ધ્વનિવલણોની મર્યાદામાં થયો હોય તો જ શાસ્ત્રપૂત તર્ક કહેવાય, નહીં તો તરંગ. પ્રાચીન લેખોમાં આવતાં સ્થળનામોમાં પ્રચલિત સ્થળનામોનાં કેટલાંક પૂર્વરૂપ મળતાં હોય છે. એ દૃષ્ટિએ તેમનો અભ્યાસ ઘણો મૂલ્યવાન ગણાય.

ડિસકળકરે કાઠિયાવાડના ઉત્કીર્ણ લેખોનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે.[3] લેખો ઈસવી ૧૩ મી સદીથી શરૂ થાય છે. એટલે કે તે ગુજરાતીની પ્રાચીન ભૂમિકાને આવરી લે છે. તેમાથી વીણી કાઢેલાં નીચેનાં સ્થળનામો, ઉપર ચર્ચેલા શબ્દોમાંથી કેટલાકના ઇતિહાસ પર પ્રકાશ ફેંકશે. બાજુમાં તે તે ગામનુ ડિસકળકરે આપેલુ હાલનું નામ કે પ્રાંત અને જે લેખમાં તેનો ઉલ્લેખ મળે છે તેની સાલ આપી છે. આમાં દરેક ઐક્ય-ઓળખ (આયડેંટીફીકેશન identification) સ્વીકાર્ય છે એવુ નથી. કેટલીક સારી રીતે શંકાસ્પદ છે. લેખ્પગત નામોમાંથી કેટલાંકની જોડણીમાં ગરબડ છે. કેટલાંકનું આપવામાં આપેલું સંસ્કૃત સ્વરૂપ ખોટું છે.

(૩) ન્યુ ઇંડીઅન ઍંટીક્વેરી, ગ્રંથ ૧, ૨, વગેરે (૧૯૩૯–૪૧). એ સંગ્રહ જુદા પુસ્તકરૂપે પણ પ્રસિદ્ધ થયો છે.

| | | |
|---|---|---|
| अदिवाणीला | અવાણીઆ | ઈ. સ. ૧૩૯૧ |
| आजग | આજક (જુનાગઢ) | ૧૨૦૬ |
| उसा | ઓસા | ૧૩૭૮ |
| कर्करपुरी | કાંકરોલી (મૂળ વપલ્લી) | ૧૩૮૭ |
| कालिज | ——— | ૧૩૮૯ |
| कोटिनगर | કોડિનાર | ૧૩૩૬ |
| ककासक | કંકાસા (માંગરોળ) | ૧૩૯૯ |
| कडोळ | કુંડોળ (થાન પાસે એક ટેકરો) | ૧૩૭૬ |
| खुरवासक, खुरास | ખોરાસા | ૧૩૮૯ |
| गुर्ज्जर | ——— | ૧૩૮૦ |
| गूजरधरित्री | ——— | ૧૩૯૬ |
| गोरिज | ગોરેજ (માંગરોળ પાસે) | ૧૩૯૩ |
| चोरुआड | ચોરવાડ | ૧૩૯૨ |
| जमला | જમલા | ૧૪૦૪ |
| झिझरकोट | ઝાંઝમેર (?) | ૧૪૧૭ |
| टिवानक | ટિમાણા (તળાજા પાસે) | ૧૨૧૬ |
| घघुसरस् | ધંધુસર | ૧૩૮૯ |
| पलाशला | ——— | ૧૪૦૧ |
| पचालक | ——— | ૧૩૮૯ |
| पालीताण | પાલિતાણા | ૧૩૭૬ |
| फलका | ફુલકા | ૧૩૯૧ |
| (वग)सरा | બગસરા | ૧૩૯૨ |
| भूताम्बिलि | ધુમલી | ૧૨૦૬ |
| भूभृत्पल्ली | ધુમલી | ૧૩૮૯ |
| मणिपुर | મિયાણીનુ જૂનું નામ | ૧૨૩૪ |
| मगलपुर | માંગરોળ | ૧૩૯૬ |
| मेसूआण | મેસવાણા | ઈ. સ ૧૩૮૭,૧૪૧૪ |
| योगिनीपुर | દિલ્હીનુ નામ | ૧૩૯૬ |
| रेवतगिरि | ગિરનારનુ નામ | ૧૨૬૨ |
| लाठिउद्रा | લાઠોદરા | ૧૨૬૬ |
| लोढुआ | લોઢવા | ૧૪૪૨-૪૩ |
| वढवाण | વઢવાણ | ૧૨૬૨ |

| | | |
|---|---|---|
| वाघेलाणा | વાઘેલાણા | ૧૪૧૫ |
| वामनपुर, वामनस्थळी | વંથળી | ૧૪૧૩ |
| वीसावाडा | વિસાંવડા (પોરબંદર) | ૧૨૦૬ |
| सहजिगपुर | સેજકપુર | ૧૨૩૬ |
| सोरसग्राम | કંસારાનું જૂનું નામ | ૧૨૯૧ |

## [૫]

સ્થળનામોની વ્યુત્પત્તિશોધનું ભયસ્થાન એ છે કે દરેક ગામનામની બાબતમાં તેનાં બધાંયે ક્રમિક પૂર્વસ્વરૂપો મળવાં શક્ય ન હોવાથી કેટલીક વાર અનુમાનને આધારે કોઈ પૂર્વસ્વરૂપ ઘડી કાઢવું પડે. છે અને તેમાં ઉપરછલ્લા કે નજીવા સામ્યથી દોરવાઈ જવાનો સંભવ રહે છે. આમ હોવાથી આવા અનુમાનને બીજી ઐતિહાસિક હકીકતોનો આધાર હોય ત્યારે જ નક્કરતા મળે. ગુજરાતનાં કેટલાંક ગામનામોની પંજાબ અને સરહદનાં ગામનામો સાથે સમાનતા હોવા તરફ ઘણા ઇશારો કરે છે. પણ તે માટે ઐતિહાસિક પુરાવા હોય તો જ એ નિશ્ચયાત્મક રીતે સાબિત થાય. ગ્રે (Gray)એ આને લગતો એક ઘણો રસપ્રદ દાખલો નોંધ્યો છે.[૪] નેબ્રાસ્કામાં આવેલું લીંકન (Lincoln) ઈંગ્લાંડમાં આવેલાં લીંકન (Lincoln) ગામ સાથે પુરેપૂરું નામ–ઐક્ય ધરાવે છે. પણ એ ઉપરટપકેનું જ છે. ઈંગ્લાંડના એ નગરનું નામ Lindon Colonia = "Pool Colony", એમ સેલ્ટી ને લેટીન શબ્દના સંકરસમાસમાંથી ઘડાયું છે. આ શહેરનો કોઈ માણસ પહેલાં "લીંકન (ગામ) નો જોન (ચાર્લ્સ વગેરે)" એ રીતે જાણીતો હોય. પછી ટૂંકમાં "જોન લીંકન" પ્રચલિત થાય. આ ઉપનામ ધારણ કરતા કોઈ કુટુંબમાંથી અમેરીકાનો પ્રમુખ ઊતરી આવેલો અને તેના માનાર્થે તેના નામનું લીંકન નગર વસાવાયું. આમ બંને "લીંકન" ઉચ્ચાર દૃષ્ટિએ એક હોવા છતાં જુદા જ મૂળ ને ઇતિહાસ ધરાવે છે. આથી આપણી પ્રતીતિ થાય છે કે નામના પૂર્વસ્વરૂપના સંશોધનમાં વ્યુત્પત્તિશાસ્ત્રનો અગત્યનો પૂરક ઐતિહાસિક ગવેષણા છે.



૪. ફાઉંડેશન્ઝ ઓવ લેંગ્વેજ (Foundations of Language), પા. ૧૨૨.

# ‘અણુ’ અને ‘આટો’

૧. સંસ્કૃત, પ્રાકૃતો, અપભ્રંશ કે અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓમાં કેટલાક એવા શબ્દો તેમ જ ઇતર ભાષાકીય સામગ્રી રહેલાં છે, જેમનું મૂળ શોધવા માટે આપણે ભારત-યુરોપીય પરિવારની ગ્રીક, લૅટીન વગેરે બીજી શાખાઓ તરફ નજર દોડાવીએ તો જ પ્રકાશ પડે[1] માધ્યમિક ભારતીય આર્યના तूह-, सिढिल-, सन्नधि, मत्त- વગેરેના ધ્વનિસ્વરૂપની, કોઈ કોઈ પ્રત્યયો ને કેટલાક ધાતુઓ અને અંગોની પ્રકૃતિ તરીકે ગણી શકાય તેવી સામગ્રી વૈદિક ભાષા કે સંસ્કૃતમાં નથી મળતી, પણ તેને માટે આપણે પ્રાચીન ભારતીય-આર્ય (ટૂંકમાં પ્રાભાઆ)ની પૂર્વભૂમિકાઓનો આધાર લેવો પડે છે અર્વાચીન ભૂમિકાની ભાષાઓના કેટલાક શબ્દો ને ધાતુઓને પણ આ વાત લાગુ પડે છે એવી સામગ્રીની બાબતમાં મૂળગત ધાતુ, સાધક પ્રત્યય વગેરે શુદ્ધ સ્વરૂપમાં—એટલે કે નવઘડતર કરવાની જનક-શક્તિ ઘસાયા વિના ભારતીય-આર્ય ભાષાપરિવારમાં ન મળતા હોવાને કારણે, આપણે બીજી સહજન્ય ભાયુ ભાષાઓનો આશરો લેવો પડે છે સંસ્કૃત अणु- આ પ્રકારનો છે[2]

૨. મૂર્ધન્ય ધ્વનિઓ એ માત્ર ભાઆ ધ્વનિતંત્રની વિશિષ્ટતા હોવાથી ણ્‌ના મૂળરૂપ ધ્વનિ કે ધ્વનિઓની તપાસ પહેલાં કરવી પ્રાપ્ત થાય છે.

૩ નીચેના અંશતઃ કે સમગ્રરૂપે સમાનમૂલક શબ્દયુગ્મો તપાસો[3]

| | | | |
|---|---|---|---|
| પ્રાભાઆ. | कृत- | પ્રાભાઆ | कट- |
| ,, | अवट्- | ,, | अवट- |
| ,, | *पृथति | ,, | पठति |
| ,, | (કોશસ્થ) गदयित्नु-गडयित्नु— | | |
| ,, | कुल,-कुलाय- | પ્રાભાઆ. | कुट-कुटुम्ब- |
| ,, | √ऋध्- | , | आढ्य- |
| લૅટીન | कुल्तेर (culter) | સં. | कुठार- |

૧ જુઓ, બ્યૂલર (Buhler), ધ રૂટ્સ ઑવ ધ ધાતુપાઠ નોટ ફાઉંડ ઇન લીટરેચર ઇંડીઅન ઍન્ટીક્વરી ૧૮૯૪, ૨૫૧ બાટાકૃષ્ણ ઘોષ લીંગ્વીસ્ટીક ઇંટ્રોડક્શન સંસ્કૃત ૧૯૩૭, પ્રકરણ ૧, વાકર્નાગલ (Wackernagel) આલ્ટિન્ડીશ ગ્રામટીક (Altindische Grammatick) ૧, ૧૮૯૬, પ્રસ્તાવના, ટર્નર, નેપાલી ડીક્શનરી પરિશિષ્ટ આપેલી ભારત-યુરોપીય શબ્દોની સૂચી

૨ બેચરદાસ દોશી, દેશ્ય-પ્રાકૃત અને તેના શબ્દોનાં મૂલ, બુદ્ધિપ્રકાશ ૧૯૪૧ પા ૧૯૦ પર આ શબ્દની વ્યુત્પત્તિ વિશે કેટલીક ચર્ચા કરી જિજ્ઞાસા દર્શાવેલી છે

૩ વાકર્નાગલ (Wackernagel), પૂર્વોક્ત પુસ્તક, § ૧૪૬

લીથુઆની સ્કેલ્દેતિ (skeldeti) સં. खण्ड–

આ તથા બીજા શબ્દોની તુલના પરથી

પ્રાગ્વૈદિક र् કે ल्+त्, थ्, द् > અનુક્રમે વૈદિક ट्, ठ्, ड्

એવો ધ્વનિવિકાસ થયો હોવાનું જોઈ શકાય છે. આના જ અનુસંધાનમાં નીચેના યુગ્મો તપાસો :[4]

| | | | | |
|---|---|---|---|---|
| પ્રાભાઆ. | √पॄ–, पूर्त– | : | પ્રાભાઆ. | पुण्य– |
| ,, | पर्फरत्– | : | ,, | √फण्– |
| ,, | कला | : | ,, | कण– |
| ,, | √फल्– | : | ,, | √फण्– |

આવા શબ્દોની તુલનાથી પ્રાગ્વૈદિક –र– કે –ल्– + –न्– > –ण्–

એવો ધ્વનિવિકાસ થયો હોવાનુ આપણે કહી શકીયે, અને આવાં ઉદાહરણો ઉપરથી મૂળના પ્રવાહી ('લીક્વીડ,' liquid) ધ્વનિ અને દંત્ય ધ્વનિના સયોગનુ સ્થાન પ્રાભાઆ.માં યોગ્ય મૂર્ધન્યે લીધુ હોવાનો ધ્વનિનિયમ સ્થાપી શકાય. આ નિયમને આધારે अणु– મૂળ સ્વરૂપે *अल्नु– કે अर्नु– હોવો જોઈએ એ પહેલુ અનુમાન.

૩. આ *अल्नु– કે *अर्नु–નુ આગળ પૃથક્કરણ કરીએ. પ્રાભાઆ. क्षेप्नु–, भानु–, वघ्नु–, सूनु–, दानु–, धेनु–, વગેરેમાં દેખીતો જ –नु– એ પરપ્રત્યય ('સફીક્સ' suffix) રહેલો છે[5] આ ઉપરથી *अल्नु– કે *अर्नु–મા *अल्– કે *अर्– અને –नु– એમ બે અશો હોવાની સંભાવના જોઈ શકાય.

૪. બાકી રહે છે મૂળ ધાતુ *अल्– હશે કે *अर्– તેનો નિર્ણય. આ માટે પ્રાભાઆ.ની સહજન્ય ભાષ્ઞુ. ભાષાઓનો આધાર લેવો પડશે. ગ્રીક आलेऊ (aléū) 'હુ દળું છુ', અને આર્મીનીઆઈ (Armenian) आलाम् (alam) વગેરે પરથી મૂળ ધાતુ તરીકે ભાષ્ઞુ. *ऑल् (*al–) 'દળવુ', 'લોટ કરવો' સ્થાપિત થાય છે એટલે अणु–નુ ભાષ્ઞુ. પૂર્વસ્વરૂપ *ऑल्–नु– (*al–nu–) હોવાનુ કહી શકાય.[6]

---

૪ વાકર્નાગલ, પૂર્વોક્ત, પુસ્તક, § ૧૭૨. ડી.

૫. હ્વીટ્ની (Whitney), સંસ્કૃત ગ્રામર, ત્રીજી આવૃત્તી, ૧૮૯૬, ૧૧૬૨.

૬. વાલ્ડે (Walde) અને પોકોર્ની (Pokorny), ફેર્ગ્લાઈશેન્ડસ વોર્ટર્બુખ ડર ઈન્ડોજર્માનીશન સ્પ્રાખન (Vergleichendes Worterbuch der indogermanischen sprachen), ૧, ૧૯૩૦, પા. ૮૯, (5) *al– નીચે, વાકર્નાગલ પૂર્વોક્ત પુસ્તક, ૧૪ડી, ૧૭૨ડી.

૫. જાણીને કદાચ અચરજ થશે કે હિંદી, બંગાળી, ગુજરાતી વગેરેમા જાણીતા आटा કે आटो 'લોટ' એ શબ્દના મૂળમાં આ *अल्- ધાતુ જ રહેલો છે. કૂર્મપુરાણમા[7] તેમ જ મહાભારતમાં अट्टशूलाः શબ્દ વપરાયો છે, અને નીલકંઠ તેનો—

अट्ट अन्न, शूल विक्रेय, येषा ते अट्टशूला

એમ अट्ट–નો અર્થ 'અન્ન' કરે છે. કોશકારો તેનો 'અન્ન', 'ભાત' એવો અર્થ આપે છે.

ભાયુ *ऑल्तो– (*alto–) > પ્રાભાઆ. *अल्त– > સં अट्ट– > અર્વાચીન ભાઆ (વિસ્તારિત) आटा કે आटो એવે ક્રમે શબ્દ સિદ્ધ થયો છે[8]

## આસો

જોડણીકોશ આના મૂળ તરીકે स. आश्विन् प्रा. आसोज આપે છે. આમા आश्विन એ શુદ્ધ રૂપને બદલે અશુદ્ધ રૂપ આપ્યુ છે, અને आश्विन– પરથી आसोज કઈ રીતે સિદ્ધ થાય એની જરાયે ચિંતા કરી નથી.

નરસિંહરાવે[1] आश्विनक–अस्सिणउ–आसो એ ક્રમે 'વ્યંજનનાશ'ના વળણને અનુસરીને શબ્દ સિદ્ધ થયો હોવાનું માન્યુ છે, અને સાંડેસરાને[2] આ વ્યુત્પત્તિ અને સિદ્ધાત સ્વીકાર્ય લાગ્યાં છે. પણ આ 'વ્યંજનનાશ'નો સિદ્ધાંત અશાસ્ત્રીય અને નિરાધાર હોવાનું—સધ્વનિલોપ ('હેપ્લોલોજી Haplology')

---

૭. अट्टशूला जनपदाः शिवशूलाश्चतुष्पथाः।
प्रमदाः केशशूलाश्च भविष्यन्ति कलौ युगे॥ ૩૦. ૧૨
'કળિયુગમાં જનપદો લોટ વેચશે, ચૌટામા શિવલિંગ વેચાશે અને સ્ત્રીઓ પોતાના કેશ વેચશે'

૮. आटोની વ્યુત્પત્તિ ઠીકઠીક ચર્ચાઈ છે જુઓ, વાકર્નાગલ, પૂર્વોક્ત પુસ્તક, ૨૪૧ ડી, બ્લોખ (Bloch)—(પરાંજપે-ભાષાન્તરિત), મરાઠી ભાષેચા વિકાસ, ૧૯૪૧, પા ૩૫૮ आट નીચે; ટર્નર, નેપાલી ડીક્શનરી, પા. ૩૩ બી, ૩૪ એ, आटो નીચે, શહિદુલ્લા, અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યા પરિષદ, ૧૧ મું અધિવેશન, ભાષાશાસ્ત્રવિભાગના પ્રમુખનું વ્યાખ્યાન, ૧૯૪૧, પા. ૮; ગ્રે (Gray). શીફટીન પ્રાકૃત-ઇંડોયુરોપીયન ઇટીમોલોજીઝ, જર્નલ ઓવ ધ અમેરીકન ઓરીએંટલ સોસાયટી, (૧૯૪૦), ૬૦, ૩, પા. ૩૪૩.

૧. ગુ લૅ. ઍ લી., ૧, ૩૭૯.

૨. બુદ્ધિપ્રકાશ, જાન્યુ. ૧૯૫૨, પા. ૨૭, પાદનોંધ ૧.

જેવા જાણીતા બળની અસરને બાદ કરતાં, અન્યત્ર અનિયમિત રીતે વ્યંજનો લુપ્ત ન થતા હોવાનું—મેં બતાવ્યું છે. **આસો** શબ્દની પણ ત્યાં ચર્ચા કરી છે.

**આસો**ના પૂર્વરૂપ તરીકે પ્રા. आसोअ– નોંધીને જોડણીકોશે નરસિંહરાવથી આગળ એક પગલું સાચી દિશામાં લીધું છે. પણ એથી આગળ જતાં ભૂલ થઈ ગઈ છે. आश्विन–માંથી आसोअ– થયાનું માનવું એ ઉટંગ તર્ક છે. પાઈઅસદ્દમહણ્ણવોમાં જ आसोअ–ના મૂળ તરીકે સં. अश्वयुक्– આપ્યો છે. અપભ્રંશ રાસાકાવ્ય **સંદેશરાસક** (૧૭૨ મો શ્લોક)માં આવતા आसोअ માટે મેં સં. अश्वयुज्–+क्–, પછીથી *अस्सउ+अ–અને તેમાથી आसोअ એવો વિકાસક્રમ સૂચવેલો.[3] પણ સંસ્કૃતમાં आश्वयुज–(પું.) એ શબ્દનો 'આશ્વિન (માસ)' એવા અર્થમા પ્રયોગ થયેલો હોવાનું આપ્ટે નોંધે છે, એટલે आश्वयुज –अस्सउओ–आसोओ–आसोउ **આસો** એમ તદ્દન નિયમિત વિકાસક્રમ આપણને મળે છે.

હિંદી आसोज 'આસો' માટે હિંદીશબ્દસાગર સં. अश्वयुज– મૂળ તરીકે આપે છે. अश्वयुज्– ને બદલે ભૂલથી अश्वयुज– અપાયું લાગે છે. પણ अश्वयुज्– કે आश्वयुज– મૂળ તરીકે લેતાં તેનો ज्કાર તો માધ્યમિક ભારતીય આર્ય ભૂમિકામાં લુપ્ત થાય, તો પછી હિંદી आसोजમાંના जકારની ઉપપત્તિ શું? મને લાગે છે કે आसोजમાં રહેલો ज, आश्वयुज પરથી પ્રાકૃતમાં *अस्सउज्ज એમ અંત્ય વ્યંજનના બેવડાવાથી સધાયેલા એક વૈકલ્પિક રૂપની અટકળ કરીએ તો જ સિદ્ધ થાય. આ સાથે શૈલજાનું પ્રાકૃત રૂપાંતર सयलज्ज (શુદ્ધ सइलज्ज) (સંદેશરાસક, ૪૦) સરખાવી શકાય.

## ખંભાત

**ખંભાત** એ સ્થળનામની વ્યુત્પત્તિનો વિચાર કરવા માટે નવેક વિદ્વાનોનાં નામ ગણાવી શકાય તેમ છે—કમળાશંકર, વ્રજલાલ શાસ્ત્રી, કે. હ. ધ્રુવ, દેરાસરી, બ્વીલર (*Buehler*), તનસુખરામ, ચીમનલાલ ડા. દલાલ, નરસિંહરાવ[1], રત્નમણિરાવ જોટે અને બીજા પણ બેત્રણ વિદ્વાનોએ તેની ચર્ચા કરેલી છે. **ખંભાત**ના મૂળ તરીકે स्तम्भतीर्थ– છે એ નરસિંહરાવનો નિર્ણય અને તેના સમર્થનમા તે માટે આપેલી દલીલો ચિન્ત્ય

૩. સંદેશરાસક, ૧૯૪૫, વ્યાકરણ, § ૨૭.

૧ આગલા મતો, તેમની ચર્ચા અને અનુલક્ષણ માટે જુઓ નરસિંહરાવ, ખંભાત, મનોમુકુર ૪, ૧૯૩૮, પા. ૯૨–૧૧૬;

નાગતા, અને **ખંભાત**ના મૂળ તરીકે જુદો જ શબ્દ સૂચવતા બે ઉલ્લેખો **અપભ્રંશ** સાહિત્યમાથી મળી આવતા ફરીથી **ખંભાત**ની વ્યુત્પત્તિ ચર્ચવાનો હુ વિચાર કરી રહ્યો હતો, ત્યા ઉમાશંકર **જોશી**એ હુ જે નિર્ણય પર આવ્યો હતો તે જ વાત સૂચન તરીકે મૂકેલી જોતા આનંદ થયો. તેમણે સૂચવેલો વિમાસક્રમ સ્વીકાર્ય બને તેવો નથી એ ખરુ પણ **ખંભાત**ના –આત અંશને સં. आदित्य– સાથે જોડવાનુ તેમનુ સૂચન ખરે જ મૂલ્યવાન છે

ગામ, શહેર વગેરેના પ્રાચીન અને અર્વાચીન નામો તપાસતા એટલુ તો તરત દેખાઈ આવે છે કે જુદેજુદે સમયે એકનુ એક નગર અનુક્રમે કે એક સાથે બેચાર નામે જાણીતુ હોવાના ઘણા યે દાખલા મળે છે. અને કેટલીક વાર એવુ બને કે અત્યારે પ્રચલિત નામ, પ્રાચીન સાહિત્યમા તેને માટે જે શબ્દ પ્રચલિત હોય તેમાથી વ્યુત્પન્ન કરવુ શક્ય ન હોય આવુ હોય ત્યારે ધ્વનિનિયમોને આધારે પુનર્ઘટના કરી નવા જ શબ્દને અત્યારે પ્રચલિત શબ્દના મૂળ તરીકે સ્વીકારવાનો અને લોકોમા એવુ નામ પ્રચલિત હશે એમ ધારી લેવાનો જ માર્ગ સાચો છે પ્રચલિત નામને **સંસ્કૃત** સાહિત્યમા મળતા શબ્દમાથી મારીતોડીને વ્યુત્પન્ન કરવુ એનો કશો અર્થ નથી

स्तम्भतीर्थ–, स्तम्भपुर–, ઉપરાત स्तम्भावती ને त्रंबावती પણ લોકોમા પ્રચલિત હતા એમા શંકા નથી દંતકથામા પ્રચલિત હોય તેથી અપ્રામાણિક જ એવુ નથી ઠરતુ પ્રાચીન નગરીના નામો માટે દંતકથામા °આવતી અંશ લાક્ષણિક ગણાયો એટલે લોકકથામાના કનકાવતી, **મધુમાવતી**, **પુષ્પાવતી** **પદ્માવતી** વગેરે પ્રમાણે **સ્તંભાવતી** સાદૃશ્યે ઘડાયો છે અને તેજ રીતે નાભાના ગઢ વાળી નગરી **ત્રંબાવતી** **શામળની** **સિંહાસનબત્રીશીમાની** ગર્દભસેનની વાર્તામા એ દંતકથા છે.

ખંભાતના મૂળ તરીકે स्तम्भतीर्थ– અશક્ય છે, કારણ (૧)-स्त-નુ રૂપાન્તર –थ्– જ થાય, –ख– કદી નહીં હેમચંદ્રે स्तम्भ–નુ खभ– આપેલુ છે તે આદેશ જ સમજવો. તેનુ ઐતિહાસિક કારણ આ છે 'થાભલો' 'ટેકો' એ અર્થમા પ્રાકૃતમા थम– અને खभ– બને પ્રચલિત હતા ધ્વનિનિયમો પ્રમાણે તેમનુ મૂળ અનુક્રમે स्तम्भ– અને स्कम्भ– [illegible] પ્રશિષ્ટ સંસ્કૃતમા स्तम्भ– એ એક જ શબ્[illegible] છે, स्कम्भ–[illegible] જ મળે છે એટલે હેમચંદ્ર બનેને [illegible] [illegible] ણે જાણીએ

૨ ૨ ભી ઑર, ખભલ [illegible] ૫, પા ૧

૩ પુરાણોમાં ગુજરાત

છીએ કે પ્રાકૃતઅપભ્રંશમાં કેટલાક એવાં શબ્દો, રૂપો ને પ્રત્યયો છે જેમને મળતું પ્રશિષ્ટ સંસ્કૃતમાં કાંઈ નથી, પણ વૈદિક ભાષામા તેમનાં પૂર્વરૂપ મળે છે.[४] એટલે ખંભાતનો खभ– એટલે અંશ स्कम्भ–માથી જ નિષ્પન્ન થયેલો છે.

(૨) –तीर्थ–નુ °इत्थ– થાય, ને પછી નિયમ પ્રમાણે °इंथ– કે °इथ–; પછી खभइथ–નુ खभेथ કે खाँभेत થાય ખંભાત નહીં. અને મા માં રહેલો આ કયાથી આવ્યો તેની કોઈને જરાયે ચિંતા જ નથી થઈ. કાન્હડદેપ્રબંધ (૧, ૨૨) માનુ खभायत એ ખંભાતનુ પૂર્વરૂપ છે એ સાચું. પણ खभइत्थ–માથી આ खभायत ને કેવી રીતે સિદ્ધ થયું માનવું?

(૩) ૧૩મી સદીના આરંભ આસપાસના અપભ્રંશ કાવ્ય સંદેશરાસક (૬૫, ૬૭) માં खभाइत्त– એવુ રૂપ મળે છે. મૂળમાં °तीर्थ– હોય તો અપભ્રંશમાં તે °इत्थ રૂપે જ આવી શકે, °इत्त રૂપે નહીં.

એટલે આપણે ખંભાતના મૂળનો જુદી જ રીતે વિચાર કરવાનો રહે છે. ઉપર આપેલાં ત્રણ રૂપો વિકાસક્રમની કેટલીક કડીઓ તો આપે જ છે: /खभाइत्त– > खभायत– > ખંભાત. ચીમનલાલ ડા. દલાલે કહ્યુ છે[૫] તેમ खभाइतमा આપણે –इत्त– અંશને પ્રાકૃત મત્વર્થીય તરીકે ઘટાવી શકીએ તેની સામે નરસિંહરાવે કાઢેલો વાધો વજૂદ વગેરેનો છે. શું પ્રાકૃત સાહિત્ય તત્કાલીન ભાષાના સર્વ પ્રયોગો ને સામગ્રીનો સમાવેશ કરે એટલુ વ્યાપક અને પ્રતિનિધિત્વ ધરાવતું છે કે વ્યાકરણનો આધાર હોય છતાં પ્રાકૃત સાહિત્યમાથી પ્રત્યક્ષ પ્રયોગની સર્વત્ર અપેક્ષા રાખવી? વળી °भा°નો આકાર દલાલે કહ્યું છે તેથી જુદી રીતે પણ ઘટાવી શકાય: સંસ્કૃત શબ્દોને પ્રાકૃતમાં સ્વાર્થિક °य° (< °क°) સામાન્યપણે લાગે છે. એટલે खभनी જેમ खभय– સહજ જ પ્રાકૃતમા વાપરી શકાતુ.[૬] પછી खभय– ને મત્વર્થીય °इत्त લાગતા કેટલાય અપભ્રંશ શબ્દોમાં બન્યુ છે તેમ °अयनो आ થઈ ગયો (સરખાવો, અપભ્રંશ कुसुमा–मञ्जरि– <कुसुमय–मञ्जरि,[૭] दवणा–> दवणय–. અને અપભ્રંશ તુલનાદર્શક રૂપો पियार– < पिअअर– કે पिययर– < प्रियतर–, વગેરે) ને खभाइत्त શબ્દ स्तम्भावती– (વધારે ઉચિત स्कम्भावती–) ના પ્રાકૃત અનુવાદ તરીકે, પ્રચલિત

૪. પાલિ सब्बधिનો –धि પ્રત્યય, અપભ્રંશના –प्पण–, –एप्पिणु, –पवि વગેરે પ્રત્યયે दिवें दिवें જેવા શબ્દો વગેરે

૫. બુદ્ધિપ્રકાશ, ૧૯૧૪

૬. નરસિંહરાવે આપેલા વિજયભદ્રમુનિ કૃત ગૌતમરાસો (૧૩૫૬)–માંના એક ટાચણમાં જ खभयनगर શબ્દ મળે છે—મનોમુકુર, ૪, ૧૧૧, પાદટીપ.

૭. સ્વયંભૂકૃત પઉમચરિઉ, ૧૪, ૨, ૫

થયો લિંગભેદની ઉપપત્તિ આપવી જરાયે મુશ્કેલ નથી 'ગુજરાત'ના ઉભય લિંગી પ્રયોગ જાણીતા છે 'નગરી' કે 'પુરી' ને બદલે 'નગર' વગેરે ઉદ્દિષ્ટ હોય તો નામ નપુંસકમાં વપરાતું થાય તે સમજી શકાય તેવું છે જો કે પ્રાકૃતમાં પ્રચલિત खभाइत्त-નો સંસ્કૃતમાં स्तम्भावती એવો અનુવાદ થયો હોવાની સંભાવના પણ તેટલી જ છે

પણ એક પુરાવો આ પ્રકારની ઉપપત્તિની તદ્દન વિરુદ્ધ જાય છે અને આપણે મૂળ તરીકે જુદો જ શબ્દ સ્વીકારવો પડે છે ૧૭મી સદીના અપભ્રંશ કાવ્ય करकण्डुचरिउમાં[૮] खभाइच्च- રૂપ મળે છે અને ઉપર કહી તે વ્યુત્પત્તિ સ્વીકારવા જતા આ રૂપ કોઈ પણ રીતે ઘટાવી શકાતું નથી

પણ खभाइच्च- પરથી મૂળ સંસ્કૃત રૂપ *स्कम्भादित्य- કલ્પવું સાવ સહેલું છે એટલે *स्कम्भादित्य-ને મૂળ તરીકે સ્વીકારી તેમાંથી બાકીના રૂપોનો અવતાર આ રીતે સાધી શકાશે

(૧) *स्कम्भादित्य- પરથી નિયમ પ્રમાણે પ્રાકૃત-અપભ્રંશ खभाइच्च- એ તદ્ભવરૂપ

(૨) *स्कम्भादित्य-ના -*आदित्य- અંશનો જરા ભિન્ન રીતે ઉત્તરકાલીન અપભ્રંશ ભૂમિકામાં -*आइत्त-એવો વિકાસ થયો સરખાવો, આતવાર, પ્રાંતિક આત્યવાર (=રવિવાર) < સં आदित्यवार-, અપભ્રંશ नित्तु < नित्यम्, અપ रत्थ > रथ्या-[૯], પ્રા सामत्थ > सामर्थ्य (હેમચંદ્ર) વગેરે આથી *स्कम्भादित्य-નું દ્વિવિધ રૂપાન્તર खभाइच्च- અને खभाइत्त,- પછી, ઉપર કહ્યું તેમ खभायत ને खभात- એકત્ર રજૂ કરતા,

*स्कभादित्य- < खभाइच्च-, / खभाइत्त – खभायत – खभात

આ રીતે આખોયે વિકાસક્રમ ધ્વનિદૃષ્ટિએ સાવ શુદ્ધ છે *स्कम्भादित्य- એ રૂપ વાસ્તવિકપણે સાહિત્યમાં કે ઉત્કીર્ણ લેખોમાં નથી મળતું એ હકીકત બહુ ઓછી અગત્ય ધરાવે છે અસંખ્ય ગુજરાતી શબ્દો એવા છે કે જેમને જાણીતા ધ્વનિપરિવર્તનના અને અર્થપરિવર્તનના નિયમોને લક્ષમાં લઈ, તેમ તે તે ભૂમિકાની ભાષાસામગ્રી લક્ષમાં લઈ અમુક કલ્પિત મૂળમાંથી વ્યુત્પન્ન કરવાના રહે જેનો ઘણોખરો ભાગ પાણીમાં જ રહે છે, પણ સપાટી પર બહુ થોડો અંશ જ દૃષ્ટિએ પડે છે, એવા બરફના ડુંગરોની જેમ સાહિત્યમાં—અને ખાસ

૮ હીરાલાલ જૈન સંપાદિત, ૧૯૩૪ માં

૯ સંદેશરાસક, વ્યાકરણ § ૩૯

કરીને **સંસ્કૃત** જેવા વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યમાં—તેતે સમયની ભાષાસામગ્રીનો ઘણો મર્યાદિત અંશ જ સ્થાન પામ્યો હોય છે. આથી **ચૌહાણ, ચાવડા** વગેરેના મૂળ રૂપોને બદલે આપણને પાછળથી સંસ્કૃતીકરણની અવળી પ્રક્રિયાને આધારે સિદ્ધ થએલા चाहमान–, चापोत्कट– જેવાં રૂપો મળે છે.

**ગુજરાતનો –આત** અંશ અને **ખંભાતનો આત** અંશ બને એક મૂળના નથી. **ખંભાત** પહેલાનુ રૂપ खभायत મળે છે (સરખાવો पचायत, पचात–पचात्य ને पच, वडायती[10]–'વડુ,' વગેરે) તેમ ગુજરાત માટે ઠેઠ નવમી સદીથી અનેક પ્રાકૃત, સંસ્કૃત ને પ્રાચીન ગુજરાતી ઉલ્લેખો રૂપાંતરે મળતાં હોવા છતાં ક્યાય પણ *गुजरायत કે *गुजराइत્ત જેવુ કશું દેખાતુ નથી.

## ગાઠુઓ

**પ્રયોગ :** 'ગાઠુઓ થઈને ગાઠ્યો' પ્રેમાનંદકૃત નળાખ્યાન, દેસાઈ સંપાદિત, ૧૯૫૧, ૧૧, ૭.

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ:**–(૧) **ગાઠુઓ** એ ઠગના વ્યત્યયથી થયો હોય[1] (૨) પ્રા. गठिभेओ (સં. ग्रथिभेदक)નો એકાંશ લોપાતાં **ગઠીઓ** (**ગઠિયો**), **ગાઠુઓ** સધાયા હોય.[2] (૩) **ગાઠુઓ** સાથે સંબદ્ધ **ગઠિયો**-સં. ग्रथित–, પ્રા. गठिय–માથી[3]

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ :**—ઠગના વ્યત્યયથી **ગાઠુઓ** બન્યો હોવાનુ માનવુ એ ખાલી તરંગ છે. એમ ગમે ત્યારે વ્યત્યયનો આશરો ન લેવાય. અને વ્યત્યયથી ગઠ થાય. પછી ગ નો ગા ઠ નો ઠુ ને લટકાનો **ઓ** એ બધા ફેરફારો ઈલમ કી લકડીથી કરવાના રહે.

સં. ग्रन्थिभेद–(મનુ, યાજ્ઞવલ્કય), ग्रन्थिमोचक–(મોનિયર વિલિયમ્જ઼), પ્રા. गठिच्चेद–अ=ग्रन्थिच्छेदक– કે પાઠાંતર गठिभेदअ–=ग्रन्थिभेदक– (શાકુંતલ), गठिभेयग અને गठिछेज (પાઇઅસદ્દમહણ્ણવો), હિંદી गठकटा, गँठकटा, गाँठकट વગેરે, ગુજ. **ગંઠીછોડ** ('ચોરનો ભાઈ ઘંટીચોર' કહેવાય છે તેમાં **ઘંટીચોર** એ આ **ગંઠીછોડ**નો જ વેશપલટો છે) વગેરે જાણીતા છે. પણ

---

૧૦ પ્રબંધચિન્તામણિ, પા. ૨૪, ૧૨

૧. મગનભાઈ દેસાઈ.

૨. ઉમાશંકર જોષી, સંસ્કૃતિ, માર્ચ ૧૯૫૨.

૩ જોડણીકોશ, પં બેચરદાસ દોશી, સંસ્કૃતિ, જૂન ૧૯૫૨.

આ ગઠિમેંઓ કે ગઠિછેઓ માંથી **ગાઠુઓ** ન જ આવી શકે. એ શબ્દનો સંક્ષેપ થઈ **ગાઠુઓ** સિદ્ધ થયો હોવાનું સંભવિત નથી લાગતું. સંક્ષેપની પ્રક્રિયા આવા સમાસોમાથી ઉત્તરાંશલોપ થતો હોવાનું કોઈ ઉદાહરણ નથી પૂરું પાડતી. આવા સમસ્ત શબ્દોનો સંક્ષેપ થાય ત્યારે પૂર્વાંશ જ લોપાય. નહીં તો અર્થસંભ્રમ ઊપજે. **ઘરફાડુ, ઘોરખોદિયો** વગેરેનો સંક્ષેપ કરતા **ફાડુ, ખોદિયો** શિથિલપણે પણ મૂળનો ભાવ સૂચવી શકે; પણ **ઘર, ઘોર** એ પૂર્વાંશ આખા સમાસ માટે ન વપરાય, કેમ કે તેઓ પોતાનો આગવો અર્થ ધરાવે જ છે. એ રીતે ગઠિ 'ગાઠ' 'ખીસુ' એવા અર્થમાં ચાલુ વપરાશમા હોવાથી ગઠિમેંઓ વગેરેમા ઉત્તરાશ લોપ ન જ થાય. અને એવો લોપ થયો હોય તો પણ પછી ગઠિમાથી **ગાઠુઓ** સાધવો રમતવાત નથી. પણ જોડણીકોશનુ સૂચન કાઈક સાચી દિશામા છે.

**નવું સૂચન :–ગાઠુઓ** એ પ્રાચીન રૂપ છે. અર્વાચીન ઉચ્ચારણમાં તેનુ **ગાઠવો** થાય. **લાડવો** ( <लड्डुवउ <लड्डु– + –क + –कः), **રાંઢવું** (रढुअ– + अ), **અગવો** (હિંદી अगुआ, अग्र+–उक+–कः), **હુળવું** (लघु–+ –क + –क ), **બડવો** (बटुक– + कः) વગેરે ઉપરથી જોઈ શકાય કે **ગાઠુઓ– ગાઠવોમાં** અંતે –उक– + कः એ અંગવિસ્તારક પ્રત્યય રહેલા છે અને મૂળ અંગ **ગાઠ** છે. **ઝાડવું** (ઝાડ), **છોડવો** (છોડ) વગેરે પરથી જોઈ શકાય કે મૂળનું અંગ ઉકારાંત ન હોય, ને અકારાત હોય તો પણ તેમને **–વો, –વું** એ હળવો લઘુતાવાચક પ્રત્યય લાગી શકે છે. ઉપર ટાંકયા તે શબ્દો પરથી, સ્વતંત્ર **–ઉઓ** કે **–વો** પ્રત્યય ઘડાયો છે.

હવે ગઠ્ઠો 'કઠણ ગાંગડો', હિંદી गठी बदन 'હૃષ્ટપુષ્ટ પણ જાડુ નહીં એવું શરીર' વગેરે જોતાં **ગઠિયો** કે **ગંઠિયો** (સં. ग्रथित–+–कः, પ્રા. गठ्ठिअओ કે गठिअओ) 'બાધી દડીનો, બેઠી દડીનો, કાચોપોચો ન હોય તેવો માણસ' એવી અર્થછાયા ક્રમે વિકસી હોય તે સમજી શકાય તેમ છે. **'ગઠ્ઠો', 'ગાંઠો'**ની આકૃતિ ને ગુણધર્મના સામ્યના આધારે અને ઠીંગણો માણસ લુચ્ચો, પક્કો હોવાની લૌકિક માન્યતાના બળે સમય જતા **ગઠિયો** નો 'લુચ્ચો', 'ધુતારો' અર્થ રૂઢ થયો હોય. મૂળ ગઠ્ઠો હોય, અને વધારે તોછડાઈ સૂચવવા **ગઠિયો** થયુ હોય એ વળી વિશેષ સંભવિત લાગે છે. એથી પૂર્વસ્વર અવિકૃત રહે છે તેની ઉપપત્તિ પણ મળી જાય છે [૪]

---

૪. સંસ્કૃત કોશોમા નોધાયેલા √ग्रथ् 'કપટી હોવું', ग्रन्थि 'કપટીપણું' વાસ્તવિક પ્રયોગમાં દેખાતા નથી, તેમ માધ્યમિક ભારતીય-આર્યમા પણ તેમના દર્શન થતાં નથી, એટલે તેમને વચ્ચે લાવવા ઉચિત નથી.

આ ગઠ્ઠો કે ગઠિયો પરથી -ઉઓ પ્રત્યય લાગી ગાઠુઓ સધાયુ હોય. गुहच- પરથી गुज्झ- ને પછી -उक्क લાગી ગજવું થયુ. કરડું (दे. कुरुड-+अ.) અને કરડુ (ઉકરાંત અંગ, *कुरुडुअ-), સં. परिग्रह-ને ગુજ. પરધુ; ગાંઠો અને ગંઠુ, પ્રા. भड-ને ગુજ. ભાડું, સં वरम् અને ગુજ. વારુ (પ્રા. ગુજ. वारुअ-, સં. *वारुक-) વગેરેની જેમ જુદાજુદા પ્રત્યયોથી બે શબ્દો સિદ્ધ થયા હોય.

ગઠિયું, ગટ્ટી, ગટ્ટું 'ઠોંગણુ' 'બટકું અને જાડુ' (મરાઠી गट्टु) એ બધાંનું મૂળ કદાચ જુદું હોય.

ગાઠુઓ સાથેના ગાઠ્યોનો અર્થ સંદિગ્ધ રહે છે. 'છેતરાવું' એવા કર્મણિ કે કર્તૃવાચ્ય અર્થમાં ગાઠવું કઈ રીતે હોય? બીજા પ્રયોગો મળે તો જ આ બાબતમાં કોઈ નિર્ણય થઈ શકે.

## 'ગૂજરાત' કે 'ગુજરાત'?

જોડણીકોશ ગુજરાત અને ગૂજરાત બંને જોડણી આપે છે. વપરાશમાં પણ બને છે. ગુજરાત ને લગતા જૂના ઉલ્લેખો છંદને ધોરણે તેમજ એ શબ્દના સ્વરભારને ધોરણે તપાસતાં આ બાબત આપણને કાંઈ ખાસ જાણવા જેવુ મળે તો જોઈએ.

### છંદને ધોરણે

શ્રી. સાંડેસરાએ પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં મળતા ગુજરાતના ઉલ્લેખોને એકત્ર કર્યા છે (જુઓ भारतीय विद्या, ભાગ ૩, ૧૯૪૫, પા. ૯૫–૧૦૭) એટલે તેમાંનાં ટાચણો આપણે તપાસીએ. પચીશ ટાચણોમાથી પદ્યમાં ૧૮ વાર ગૂજરાત છે, ૪ વાર ગુજરાત છે, અને ગદ્યમાં ૧ વાર ગૂજરાત છે, ૨ વાર ગુજરાત છે. ગૂજરાતવાળાં ૧૮ પદ્ય ટાચણમાંથી ૧૩ તો એકલા કાન્હડદે પ્રબન્ધનાં જ છે. ઞ્દોદષ્ટિએ ગદ્ય ટાંચણોની તપાસ ન થઈ શકે એટલે તેમને છોડી બાકીનાં ટાંચણોમાં 'ગૂજરાત' શબ્દની જોડણી છંદપ્રમાણે સાચી છે કે નહિ તે જોઈએ.

૧. **गूजरात** धुर समुधरणु, राणउ लूणपसाउ।

આમાં ગૂજરાત જે પંક્તિમા આવે છે તે દોહાનો એકી પાદ હોઈ તેનુ માપ (૬+૪+૩=) ૧૩ માત્રાનુ હોવું જોઈએ અને એ રીતે જોતાં એ નિર્દોષ છે એટલે ગૂજરાતની જોડણીમાં કશો ફેરફાર કરવાનુ રહેતુ નથી.

૨. वापुडली **गुजरात**, पाणीहइ पहुरउ पडइ।

અહીં છંદ સોરઠો છે, એટલે પહેલું પદ (૬+૪+૧=)૧૧ માત્રાનું હોવું જોઇએ, અને આ નિયમ પહેલા પાદમાં પળાયો છે એટલે **गुजरात** જોડણી સામે અહીંયે છંદોદૃષ્ટિએ કશું કહી શકાય તેમ નથી.

૩. निच्चोरी* **गुजरात** जिम्व, नाह न केणइ मुत्त।

અહીં પણ ૧૩ માત્રાનુ માપ બરાબર આવી રહે છે. जिम्व એ जिवँ હોવાથી जि० એકમાત્રિક છે.

૪. સમરારાસમાંના ટાંચણનો છંદ અજાણ્યો હોવાથી તેને વિશે કશું કહેવાનું નથી.

૫. अणहिलपुर वर नयर, **गुजरात**–घर मुखह मडणु।

છંદ વસ્તુ છે, પણ ૧૩+૧૫ ને બદલે આ પદોમા ૧૧+૧૪ નુ માપ મળે છે, એ દેખાડે છે કે ટાંચણનો પાઠ શુદ્ધ નથી. એટલે આપણે માટે તેનુ મૂલ્ય રહેતુ નથી.

૬. देसविदेसह मिलिय सघ पहुतउ **गूजरात**।

અહીં રોળા છંદ છે. માત્રા સંખ્યા તો બરોબર ૨૪ની છે, પણ અંત રોળાનો નથી. રોળાનો અંત સામાન્યત:—⏑⏑ કે — — હોય છે.—⏑ એવો અંત રોળા માટે અસામાન્ય છે. ઉપર ટાંકેલી પંક્તિ જેમાંથી છે તે 'કુમારપાલરાસ'ના ૩૦ રોળામાં આવી —⏑ અંત વાળી ૩૦ પંક્તિઓ મળે છે. પણ એ દરેકમાં અંત્ય અક્ષર હ્રસ્વને બદલે દીર્ઘ ઉચ્ચારીએ તો જ માત્રાસંખ્યા (૧૪+૧૦=)૨૪ થાય છે, નહિ તો યતિ પછીનો ટુકડો ૯ માત્રાનો જ રહે છે. नवि पेलइ सारि, लागा सवि काजि, सामलि वछ वात, नवि लाभइ पार करहा सइँ च्यारि વગેરેમાં ૯ માત્રા જ રહે છે. આને અનુસરી पहुतउ गूजरात એ ખંડમાં પણ ૯ માત્રા અને અંત્યાક્ષર દીર્ઘ લઈએ, અને તો गूजरातનો આદ્યક્ષર હ્રસ્વ લઈએ.

૭. **गुजरात** तिहाँ आँवा पीइँ।

ચોપાઈના ચરણની (૬+૪+૫=)૧૫ માત્રાનું માપ तिहाँ તે=त्यॉं કે એવા કોઈ દ્વિમાત્રિક ઉચ્ચારણવાળો ગણવાથી જળવાય છે. એટલે અહીં જોડણી છંદદૃષ્ટિએ વાધા ભરેલી નથી.

૮. કાન્હડદેપ્રબંધના गूजरात (કે गूजराति) વાળાં ૧૩ ટાંચણોમાંથી ૧૧ માં તો જોડણીથી છંદોભંગ થતો નથી. પણ सोरठ नई **गुजरात** મા ગુ

*'પ્રભાવકચરિત'માં च्री દીર્ઘ જ આપ્યો છે.

એમ હ્રસ્વ હોય તો જ ૧૧ માત્રાનુ માપ જળવાય અને सातलनइ आपू **गुजरात**માં પણ ૧૫ માત્રાનુ માપ જાળવવા માટે ગુ° હ્રસ્વ લેવો પડે.

૯. भरहपेत्र धुरि **गुजरात** अणहिलनिवासी।

પંક્તિ રોળાની લાગે છે, પણ આ પાઠ છંદોદષ્ટિએ દૂષિત છે. નરસિંહરાવે પાઠ આમ આપ્યો છે:

भरतपेत्र धुरि **गुजरात** अनहिलपुर वासो।

આમાં (૧૪+૧૦=) ૨૪નુ માપ બરાબર જળવાઈ રહે છે.

આ બધાં ટાંચણો પરથી એક વસ્તુ એ તારવી શકાય કે છંદોદષ્ટિએ જોતા ગૂજરાત તેમ જ ગુજરાત બને ઉચ્ચારણ પ્રચલિત હતાં, પણ ગૂજરાત વધારે જગ્યાએ મળે છે.

## સ્વરભારને ધોરણે

જૂની ગુજરાતી ભૂમિકાનુ ધ્વનિતંત્ર સિદ્ધ કરવામા જે ધ્વનિબળોએ કામ કર્યું તેમા સ્વરભારનો આ એક નિયમ પણ પ્રવૃત્ત થયેલો (જુઓ ટર્નર: ગુજરાતી ફોનોલોજી (Gujarati Phonology), § ૨૧, ૨૩, ૩૧, નરહર ગોવિંદ સાસ્વદકર: Accent in Gujarati–BSOS પા. ૨૮૮, દવે, Gujarati language, ભૂમિકા) મૂળના શબ્દમાં

[હ્રસ્વ સ્વરવાળો અક્ષર+સંયુક્ત વ્યંજનને હ્રસ્વ સ્વરવાળો અક્ષર+દીર્ઘ સ્વરવાળો અક્ષર+હ્રસ્વ કે દીર્ઘ સ્વરવાળો અક્ષર]

એ પ્રકારનો અક્ષરઢાળો (syllabic pattern) હોય ત્યારે જૂની ગુજરાતી ભૂમિકામાં તે

હ્રસ્વ સ્વરવાળો અક્ષર+એકવડા વ્યજનવાળો અક્ષર..................

એ રૂપે પરિવર્તન પામે છે. સંકેતથી વ્યકત કરીએ તો

×⏑ — ⏓.........> ⏑ ⏑ — ⏓.........અહીં × એ સંવૃત (closed) અક્ષર—એટલે સંયુકત વ્યંજન પૂર્વના અક્ષરનો સૂચક છે. આ નિયમના ઉદાહરણો:–

चर्मकार:—चम्मआरु (× ⏑ — ⏑)–ચમાર (સ્વરસંકોચદ્વારા)

* Accent માટે 'સ્વરભાર' સંજ્ઞા બરોબર નથી તે માત્ર stress એ એક પ્રકારના accentની જ વાચક બની શકે. હિંદીમાં 'સ્વરઘાત' શબ્દ સૂચવાયો છે. સંસ્કૃત વ્યાકરણી પરિભાષામાં 'નિઘાત' એ સંજ્ઞા unaccented માટે વપરાતી છે તો accent માટે 'આઘાત' શબ્દ યોજ્યો હોય તો! Strees accent=ભારાત્મક આઘાત, respiratory=ઉચ્છ્વાસાત્મક, pitch accent આરોહ-અવરોહાત્મક આઘાત, musical=રાગાત્મક.

सूत्रधार :—सुत्तहारो—सुतार, सुथार
गर्भागारक :—ગભારો
रक्तवात :—રતવા
*रक्षापाल :—*रक्खवाल :—રખવાળ
*मध्यकार—मज्झआर—મઝાર
शुद्ध+कारक :—સુધારો

हथियआर—હથિયાર અને આ જ રીતે
*कल्यपाल :—કલાલ } વકારલોપ એટલે હિંદીમાંથી લીધેલા?
अक्षवाटक :—અખાડો
पक्षवाद्यम् :—પખવાજ, પખાજ
*खट्ट+मिष्टकम्—ખટમીઠું
वर्धमानम्—વઢવાણ વગેરે

એટલે गुज्जरत्ता ( કે गुज्जरत्ति ) પરથી આ નિયમને આધારે गुजरात (गुजरात्ति) એ સ્વરૂપ જ સિદ્ધ થાય. અને તો गूजरात એમ દીર્ઘ આદ્યાક્ષરવાળું સ્વરૂપ गूर्जर કે गूर्जरत्रा એ સંસ્કૃત શબ્દની અસર નીચે લખાતું હોવાનું—એટલે કે એ જોડણી ઉચ્ચારાનુસારી નહિ પણ ઐતિહાસિક હોવાનું અનુમાન કરવાનું રહે. —જેમ વિશે એ જ ઉચ્ચારાનુસારી જોડણી હોવા છતાં વિષયેની અસર નીચે વિષે લખાતું ને લખાય છે તેમ. પણ गुज्जरत्ता કે गूर्जरत्रा, गुज्जर, गूर्जर કે गुर्जर આ પ્રાકૃતીકૃત ને સંસ્કૃતીકૃત શબ્દોનું મુળ ( અથવા તો મૂળ શબ્દ ) શું છે તેની આપણને ભાળ ન મળે ત્યાંસુધી આ બાબત કાંઈક અસ્પષ્ટતા રહેશે જ. ठक्करमांथी ठाकर ને ठकरात ( કાઠિ. ठकरात्य ) થાય છે તેમ गुज्जरमांथी गूजर ને गुजरात ( કાઠિ. गुजरात्य ) થયા હોય એ ખૂબ જ સંભવિત છે. **ભીલ–ભીલાત, જીવ–જીવાત** પણ સરખાવી શકાય. પણ પ્રાચીન સાહિત્યમાં ઘણે સ્થળે गूजरात એમ દીર્ઘ આદ્યાક્ષરવાળી જોડણી મળતી હોવાથી ને સંસ્કૃત સ્વરૂપો પણ गूर्जर, गूर्जरत्रा હોવાથી એ પણ સંભવપુષ્ટ છે કે આ બધાનો મૂળરૂપ પરદેશી શબ્દ गू॰ થી શરૂ થતો હોય, गु॰ થી નહિ. તો મૂળ શબ્દની અસર નીચે गूजरात અને તત્કાલીન ધ્વનિવલણોની અસર નીચે એટલે કે ઉચ્ચારાનુસારી गुजरात એમ સમજાવી શકાય.

એક રીતે તો આ ચર્ચાનો ઇતિહાસ પૂરતી જ અગત્ય ગણાય. અત્યારના ગુજરાતી ઉચ્ચારણમાં સ્વરોની હ્રસ્વતા–દીર્ઘતાનો ભેદ લુપ્ત થયો હોવાથી લેખનમાં તેમને વ્યક્ત કરવા એ સાવ નિરર્થક છે. પણ અંગ્રેજી જોડણીની જ્વલંત ખામીઓયે દૂર નથી કરી શકાઈ એ જોતાં સામાન્ય સંજોગોમાં આપણે ત્યાં પણ આ બાબતમાં રૂઢિનું વર્ચસ્વ જરાયે ઘટે તેમ માનવાને કારણ નથી.

## ગોંધળ

જોડણીકોશ (ચોથી આવૃત્તિ) આ શબ્દના બે અર્થ નોંધે છે. (૧) 'સેળભેળ', 'ખીચડો', (૨) 'ગોટાળો'. આમાંથી બીજા અર્થમાં આ શબ્દની મરાઠી ગોંધળ સાથે તુલના કરવાનું ત્યાં કહ્યું છે.

શિ. પ્રા. શુક્લે[1] ગોંધળના જોડણીકોશે આપેલા આ અર્થોની ટીકા કરતા બે વાત કહી છે. (૧) આ શબ્દ મૂળે મરાઠી છે. (૨) તેનો મૂળ અર્થ છે 'લગ્ન વગેરે પ્રસંગે યોજાતો પોવાડા, લાવણી વગેરેના ગાણાનો ખાસ પ્રકારનો કાર્યક્રમ'. આ અર્થ પરથી 'ધમાલ' એવો અર્થ પાછળથી વિકસિત થયો છે.

આમાની પહેલી સૂચના સાચી લાગે છે. આપણે ત્યા ગોંધળ મરાઠીમાથી લેવાયો હોય. પણ બીજી સૂચના બરાબર નથી એ નીચેની હકીકતો જોતા જણાશે.

ગોંધળનુ મૂળ છે પ્રાકૃત અને અપભ્રંશમા વપરાતો દેશ્ય મૂળનો गुन्दल– गोन्दल– (ન) શબ્દ.

પાઇઅસદ્દમહણ્ણવોમા નોંધેલા પ્રયોગો પરથી 'તુમુલ હર્ષધ્વનિ' એવો અર્થ તારવી શકાય છે. જુઓ—

मत्त–वरकामिणी–सघ–कय–गुदल।

'જેમા મત્ત સુંદરીઓના સમૂહ તુમુલ હર્ષધ્વનિ કરે છે'

आणद–गुदल, हरिस– गुदल વગેરે.

અપભ્રંશમાં આ શબ્દ गोन्दल– રૂપે સામાન્ય પ્રચારમા હતો. કેટલાક ઉદાહરણો :

૧. रसिय सय सद्द जाय महा–गोन्दल।

'સેંકડો શંખોનો ધ્વનિ થયો. મોટી ધમાલ મચી રહી.' (સ્વયભૂકૃત પઉમચરિઉ, ૨૪–૨–૨)

૨ पडह–मन्दलुद्दाम–गोन्दल।

'પટહ અને મૃદંગને લઈને જેમાં અતિશય કોલાહલ થતો હતો.' (પઉમચરિઉ, ૪૬–૩–૨)

૩ मायन्द–गोन्छ–गोन्दलिय–कीरि णन्दवणि।

ટિપ્પણમા આપેલી છાયા : आम्र–लुम्बि–मिलित–शुके (नन्दनवने)

(પુષ્પદન્તકૃત મહાપુરાણ, ૧–૩–૭, ૮)

---

૧. 'કોશ (એક સ્વાધ્યાય)', બુદ્ધિપ્રકાશ, જાન્યુ ૧૯૫૨

અહીં गोन्दलियने। અર્થ 'ટોળે મળ્યા' 'ભીડ જામી' એવો થાય છે. મહાપુરાણના સંપાદકે આ સાથે મરાઠી ગોંધળ, ગોધળી એ શબ્દો સરખાવવાનું સૂચન કર્યું છે.

૪. जुज्झइ णारउ णारय-गोन्दलि।

ટિપ્પણ : गोन्दलि, सग्रामे मेलापके वा।

(મહાપુરાણ, ૧૧-૧૬-૯)

અહીં ટિપ્પણકારને મતે गोन्दलनो અર્થ 'સંગ્રામ' કે 'ટોળું' છે

૫. ધનપાલકૃત ભવિસયત્તકહા (દલાલ-ગુણેની આવૃત્તિ)માં અંતે આપેલા શબ્દકોશમાં गुदलनो અર્થ 'આક્રંદ' આપેલો છે અને તેની સાથે મરાઠી ગોન્ધળ 'Confusion'ની તુલના કરવા કહ્યું છે.

આપ્ટેના સંસ્કૃતકોશમાં गुन्दल- 'ઢોલક કે પખવાજનો ધ્વનિ' એવા અર્થમાં આપેલો છે. આ પ્રાકૃતમાંથી જ લેવાયો છે.

આ ઉપરથી પ્રાકૃત-અપભ્રંશમાં गुन्दल- गोन्दल- શબ્દના 'ઉત્સવ, યુદ્ધ આદિને પ્રસંગે હર્ષ ને ઉત્સાહના નાદો, વાદ્યોનો શોર અને મોટી ધમાલ-ધાધલ એ બધાને લઈને થતો ઘોંઘાટ', 'ભીડભીડા કરતું ધમાલિયું ટોળું' એવા અર્થ થતા હોવાનું જોઈ શકાય છે.

મોલ્સવર્થનો મરાઠીકોશ ગોંધળ માટે 'અવ્યવસ્થા' 'ધમાલ' 'ગોટાળો' 'ધાંધલ' 'ગરબડ' એવા અર્થો આપી, પછીથી 'ધામધૂમથી થતો એક દેવી- ઉત્સવ' એ અર્થ નોંધે છે. गोघळणें, गाघळविणें એ સાધિત ધાતુઓનો પણ 'ધમાલ-ધાધલ કરી મૂકવી' એવો અર્થ છે.

આમ 'વિશિષ્ટ ઉત્સવ'નો અર્થ પાછળથી વિકસ્યો છે.

ધ્વનિદૃષ્ટિએ અપ. गोन्दल- અને મરાઠી ગોંધળના સંબંધ આડે એક મુશ્કેલી છે. આવા સંજોગોમાં મૂળ શબ્દમાં રહેલો -द्- મરાઠીમાં મહાપ્રાણ બને ખરો? આ એક અનિયમિતતા લાગે છે, અને બ્લોકે નોંધેલા[2] મરાઠી ओघळणें (સં. अवगल्-) 'ઓગળવું', મરાઠી ओळघणे (સં. अवलग्-) 'વળગવું' એ ઉદાહરણો પરથી એવું કદાચ સૂચવાય કે આ બધામાં મહાપ્રાણત્વનું કારણ ळ્ની સંનિધિ હોય. સરખાવો બળદનું ગોહિલવાડી ગ્રામીણ ઉચ્ચારણ બળધ.

---

૨. મરાઠી ભાષેચા વિકાસ, § ૮૬.

# **ચકલી**

૧. 'એક હતો ચકો ને એક હતી ચકી' એ શબ્દોથી શરૂ થતી બાળ-વાર્તામાંના **ચકી** સાથે **ચકલી** સરખાવતાં, અને

**ખાટ : ખાટલો, પાટ : પાટલો, ચોટી : ચોટલી** વગેરે સાથે **ચકી : ચકલી** સરખાવતાં, આપણે એવા અનુમાન પર આવીએ કે **ચકી** મૂળ શબ્દ છે અને તેમાં અંગવિસ્તારક **–લી** પ્રત્યય ભળતાં **ચકલી** થયું છે, અને **ચકી** કે **ચકો**ના મૂળ માટે चक्रक: (चक्रवाक:) જેવા કોઈ શબ્દની કલ્પના કરીએ તો એ સ્વાભાવિક છે. જોડણીકોશ તો સીધો એને રવાનુકારી 'ચક' પરથી જ સાધવાનું કરે છે. પણ બીજી શબ્દસામગ્રી તપાસતાં આપણું એ અનુમાન ખોટું ઠરે. ચકલો, ચકલીમાં –લો, –લી સ્વાર્થિક પ્રત્યય છે એ સાચું પણ ચક– અંશનુ મૂળ જુદું જ છે.

૨. એક જાણીતા લગ્નગીતની પંક્તિ છે,

'અમે રે લીંબુડા વનની ચરકલડી, ઊડી જાશું પરદેશ જો.'

શામળમાં પણ **ચર્કલો** મળે છે.

'સિદ્ધ ચર્કલો આવીયો.' મડાપચ્ચીશી, ૧, ૨૭૮, ૩

'તે ઘરમાં વાહી છે ચરકલી, ચરકલો બેઠો છે પાસ.' મડાપચ્ચીશી ૨૦, ૬૪, ૩–૪

**ચકલી** શબ્દને મૂળ માનનાર એવું અનુમાન કરે તો નવાઈ નહીં કે ચકલીના **ચ**૦ પછી રકારનો પ્રક્ષેપ થઈ **ચરકલડી** સધાયુ છે, જેમ સરાણ (शाण–), **શ્રાપ** (शाप–), **ભરખવું** (भक्ष्–) વગેરેમાં થયું છે તેમ. જોડણીકોશે તો 'ચરકવું' સાથે જોડવાનો તરંગ લડાવ્યો છે. પણ પ્રાચીન ગુજ. તથા મારવાડી **ચિડકલી**, હિંદી **ચિડિયા** વગેરે નજરમાં રાખતાં એ અનુમાન પણ ખોટું ઠરે.

૩. **ચકલી** અને **ચરકલી**માં મૂળ **ચરકલી** છે. ત્વરિત ઉચ્ચારણમાં રકાર લુપ્ત થઈ **ચકલી** થયું છે. સરખાવો, ચણિયો (*चरणियो, चरण–) ઢસડવું (ઢસરડવું), બોલચાલમાં મડવું (મરડવું), ઉતડવું (ઉતરડવું) બડવો–બરડવો 'મિજાગરું'; ઘંટી (घरट्ट–), વંડો (વરંડો), **પીમળ** (परिमल–), કકડો (કરકડો[1]),' વઘાણી (વઘારણી) 'હિંગ'. **ચરકલી**નું ***ચ્રકલી** એવું ઉચ્ચારણ થઈ પછી **ચકલી** થયુ હેય—ચારણી બોલીમાં ગ્રવ (ગરવ, गर्व–), **સ્રોવર** (સરોવર) વગેરે ઉચ્ચારવાનું

૧. શામળકૃત મડાપચ્ચીશી, વાર્તા ૧૭, કડી ૫૫

વ્યાપક વલણ છે ગઢપણુ, ઘડપણુ (ઘરડુ), ગીણી (ગીરણી), છાડી (*છારડી, હિંદી છારા), વગેરેમા તો ર-નરનુ ઉચ્ચારણ ઘસાતુ ગયુ છે અને પછી તે તદ્દન લુપ્ત થયુ છે—કેટલીક પ્રાતિક બોલીઓમા બાયપું કે બાઅણું (બારણું), મૈડવું (*મયડવુ, મરડવું) વગેરે ઉચ્ચારાય છે, તે વચલી ભૂમિકા રજૂ કરે છે આમા પણ ર્ કાર-લોપ છે, પણ તે ચળિયો વગેરેના ર્ કારલોપથી જુદા પ્રકારના જ ધ્વનિસદર્ભમા થાય છે

૪ ચકલીનું પ્રાચીન રૂપ **ચિડકલી** છે. અન્વગિત ઙનો ર મા વાનુ વલણ તો ગુજરાતીમા સુપ્રસિદ્ધ છે, પણ -ડ->-ર-માટે પ્રમાણની અપેક્ષા રહે છે હિંદીમા તો આ વલણના (કદાચ પ્રાતભેદે) પૂરતા ઉદાહરણ મળી મળી રહે છે જુઓ

| | |
|---|---|
| ચિડિયા ચિરઇ, ચિરિયા, ચરી | તડપના તરપના |
| ચિડીમાર ચિરહેંટા | તડકા તરકા |
| લડકા . લરિકા, લરિકઈ લરકઈ ચિથડા, | ચિથાડના ગુજ ચીથરું |
| લડકી : લરકિની | ફેફડી : ફેફરી |
| લડાઈ લરાઈ | ખરજ ષડ્જ |

આવી કોઈ અસર નીચે **ચરકલી** થયો હોય (અગ્રેજીમા આપણા મૂર્ધન્યતર ડ નો ર જ ઉચ્ચારાય છે—Kathiawar, Baroda (બડૌદા) વગેરે જાણીતા છે), જો કે ગુજરાતીનુ વલણ તો મધ્યગત અસ્વરિત-ર્-નો-ડ-કરવાનું છે (અરધુ—અડધું, પર્દેહ . પડદો, મુર્દેહ મડદું વગેરે)

આમ ચરકલીનો -ર- મૂર્ધન્યતર-ડ-માથી નિષ્પન્ન થયો છે, પ્રક્ષિપ્ત નથી

૫. **ચિડકલી** અને **ચિડિયા** સરખાવતા જોઈ શકાશે કે પહેલામા -ક- અને **-લી** એ સ્વાર્થિક પ્રત્યયો છે, બીજામા ઈય પ્રત્યય છે મૂળ ધાતુ (રૂટ root) ચિડ- જણાય છે. અપભ્રંશમા चिडउल्लउ (चिडय+स्वार्थिक -उल्लय-) જોયાનુ સ્મરણ છે

૬ આ ચિડ- પણ એક રીતે ગુજરાતીમા મળે છે **ચકલી**ના અર્થમા પ્રાતભેદે **ચટલી**, ચટલુ વપરાય છે. હવે નીચેના યુગ્મો તપાસો

| | | |
|---|---|---|
| પ્રાતિક | સાટલો | : સાડલો |
| | હાંટલી | : હાંડલી |
| | ગાટલી | : *ગાડલી (ગાડી) |
| | ટોટલો | : ટોડલો |

તેજ પ્રમાણે ચલ્લી : *ચડલી (જુઓ *ચિડલી)

આમાં પણ જોડણીકોશ દે. चिल्ला અને સં. चिल्लोને મૂળ તરીકે એમની લાવે છે. આપણને થાય છે કે ભાષાનો વિકાસ આવો સીધો સટ હોત તો તો કેવી મજા પડત!

૭. સંસ્કૃતમાં चटक- શબ્દ છે. તેનું પ્રાકૃતમાં चडय- થાય. પણ તે ઉપરાત આપણને चिडय-, चिडिग- મળે છે. તેની ઉપપત્તિ શું? સં चटक- પણ શુદ્ધ સંસ્કૃત નથી જણાતો. ચેટર્જી √चर्-ના સહજન્ય *√चृ-'જવું, રખડવું' ધાતુની કલ્પના કરે છે, અને તેના ભૂતકૃદન્ત *चृत- પરથી चाट-, चेर चेट-, चेड- વગેરે શબ્દો સિદ્ધ થવાનું માને છે. સંસ્કૃત चटक-ના આદ્યાક્ષરનો -अ-, અને પ્રા. चिडय-ના આદ્યાક્ષરનો -इ- એ બંનેની ઉપપત્તિ મૂળ ऋ-ને આધારે ઘટે છે. માળાઆ.માં -ऋ- > -अ- કે -इ- એમ બંને વિકાર જાણીતા છે. એટલે *चृत-માંથી चड- (પ્રાચીન चट-) અને चिड- બંને સિદ્ધ થાય. चटक- = चरक- 'રખડુ' એમ પણ ઘટી શકે.

## ચાલુક્ય, ચૌલુક્ય, સોલંકી

૧. મીરાશીએ ઐતિહાસિક પુરાવાને આધારે शुल्किन्-, કે शौल्किक- અને चालुक्य વચ્ચે સંબંધ હોવાનું સૂચવ્યું છે[૧] ભારતીય વિદ્યાના એજ અંકમાં માંકડે चालुक्य- માટે એક વ્યુત્પત્તિ સૂચવી છે,[૨] પણ ધ્વનિદષ્ટિએ તે અસ્વીકાર્ય ગણાય તેમ છે. પ્રસ્તુત નોંધનો આશય ભાષાકીય દષ્ટિએ પણ મીરાશીનું મંતવ્ય સમર્થિત થાય છે તે બતાવવાનો છે.

૨. शुल्किन्-અને शौल्किक-એ શબ્દો शुल्क-ને-इन्-(इनि) અને-इक- (ठक्)એ મત્વર્થીય પ્રત્યયો લાગી સિદ્ધ થાય છે, અને એ રીતે સમાનાર્થ છે.

---

૨ સુનીતિકુમાર ચેટર્જી, સમ ઇટીમોલોજીકલ નોટ્સ, ન્યુ ઇંડીયન એંટીક્વરી, ૨, ૪૨૧–૪૨૭, ઉપરાંત કત્રે, ઇંડો-એરીકા, બુલેટીન ઑવ ધ ડેક્કન કૉલેજ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ, ૧ પા. ૧૫૪–૧૫૬, પ્રાકૃત उच्चिडिम અને उच्चुडइ, ફેસ્ટશ્રીફ્ટ પી વી. કાણે, પા. ૨૫૯–૨૫૯.

૧. ધ વરુણશર્મક ગ્રાંટ ઑવ્ ચામુંડરાજ (શુક ?) ઇયર ૧૦૩૩, એ રીવાઈઝ્ડ સ્ટડી, ભારતીય વિદ્યા ૬, ૫, મે, ૧૯૪૫, પા. ૯૦–૯૩. પ્રસ્તુત નોંધમાં ચર્ચેલા શબ્દોના સ્થળનિર્દેશ માટે પણ એજ લેખ જોવો.

૨. ડેરીવેશન ઑવ્ ચાલુક્ય એંડ ચાહમાન, ભારતીય વિદ્યા, ૬, ૫, મે, ૧૯૪૫, પા ૧૦૭.

૩ *સૌલ્કિક* નો વિગસ બે રૂપે માભાઆમા થાય —*સુકિઓ* અથવા તો *સોતુક્કિઓ* —*લ્ક્*—નો વિશ્લેષ થતા, પૂર્વાક્ષરના આકારની અસર નીચે —*લ્*— અને —*ક્*— વચ્ચે વિશ્લેષક સ્વર તરીકે ઉગઞ આવે,[3] અને આ વિશ્લેષ દ્વારા સિદ્ધ થતો એકવડો —*ક્*— પ્રાકૃત ઉચ્ચારણતન માટે અજાણ્યો હોવાથી બેવડાય—જેમ *શુક્ર*— પરથી *સુક્કિલ*—, *તિલ્ક*— પરથી *તિલ્કક*—, *મણ્ડૂક*— પરથી *મડુક્ક*— એની જ રીતે *સૌલ્કિકઃ* પરથી *સોલુક્કિઆ*

૪ માભાઆના અતભાગ તરફ પ્રાકૃત તથા દેસ્ય શબ્દોને સંસ્કૃત રૂપ આપવાનુ પ્રબળ વલણ જોવામા આવે છે *ઉપમિતિભવપ્રપઞ્ચાકથા*, *બૃહત્કથા કોશ* વગેરે જૈન ગ્રથોમાથી તેમજ હેમચદ્રના *અભિધાનચિન્તામણિ*માથી પુષ્કળ શબ્દો આના સમર્થનમા ટાકી શકાય. એ વલણને અનુસરી *સોલુક્કિઆ*નુ સસ્કૃતીકરણ થતા *ચૌલુક્કિક* થશે ' આ રીતે શબ્દનુ ખરુ મૂળ ભુલાઈ જતા કે સહેલાઈથી નજરમા ન આવતા, નવુ સસ્કૃત મૂળ ઘડી કાઢવાના—'લૌકિક વ્યુત્પત્તિ'ઓ ઊભી થયાના આપણને ઘણા ઉદાહરણ મળે છે જેમ કે, પ્રા *પાણહિ*-આનુ *પ્રાણહિતા* (જાણે કે *પ્રાણ*— અને —*હિત*—માથી બન્યું હોય) એવુ સસ્કૃત રૂપ ઉપજાવી કાઢવામા આવ્યુ છે,[5] જ્યારે ખરી રીતે તો તેનુ મૂળ *ઉપાનહિકા*-*ઉપાનહ્*— છે તેવી જ રીતે અપ *અઘકવિષ્ટિ*—નુ મૂળ રૂપ છે *અઘકવૃષ્ણિ*—, પણ તેનું સસ્કૃત કરવામા આવ્યુ છે *અન્ધકવૃષ્ટિ*[6] । પ્રાકૃત *માહણ*— (સ *બ્રાહ્મણ*—) એ *મા* અને *હન*નો બનેલો હોય તેમ સમજાવવામા આવ્યો છે[7] એજ વલણને અનુસરીને *સોલુક્કિઓ*નુ સાચુ મૂળ નજરમા ન આવતા *ચૌલુક્કિક* એવુ કલ્પિત મૂળ ઊભુ કરવામા આવ્યુ—જાણે કે તે *ચુલુક*—માથી સિદ્ધ થયો ન હોય, તેમ ગણીને અને પછી તો તે વેળા રાજ્ય કરતી રજપૂત જાતિઓનુ આર્ય મૂળ ઊભુ કરવાના વલણથી કલ્પનાવ્યાપારને વેગ મળ્યો અને 'બ્રહ્માના ચુલુકમાથી જેમનો મૂળ પુરુષ ઉત્પન્ન થયો તે ચૌલુક્યો ' એવી દતકથાએ જન્મ લીધો—જે નીચેના શ્લોકમા બહુ સુદર રીતે વ્યક્ત થઈ છે[8]

---

૩ પીશલ (Pischel), ગ્રામાતીક (Grammatik), § ૧૩૬ અત

૪ શબ્દનુ આ રૂપ મૂલરાજના કડીના દાનપત્રમાં મળે છે ઇંડીયન ઍંટીક્વરી ૧૧ પા ૧૬૧ અને પછીનાં

૫ બૃહત્કથાકોશ, (સિં જૈ ગ્ર ૧૭), ભૂમિકા, પા ૧૦૭

૬ આલ્સડોર્ફ (Alsdorf) હરિવશપુરાણ, પા ૧૩૫ ઉપર આપેલો ગુણભદ્રના ઉત્તરપુરાણમાંનો ઉલ્લેખ

૭ રવિષેણ પદ્મચરિત, ૪, ૧૨૨

૮ પ્રબન્ધચિંતામણિ (સિં જૈ ગ્ર , ૧) પા ૧૫, શ્લો ૨૩

असेव्या मातङ्गा. परिमलित-पक्षाः शिखरिणो
जड-प्रीतिः कूर्मः फणिपतिरयं च द्विरसनः ।
इति ध्यातुर्धातुर्धरणि-धृतये सान्ध्य-चुलुकात्
समुत्तस्थौ कश्चिद् विलसदसिपट्ट. स सुभटः ॥

૫. પછી તો चुलुक- પરથી જુદો પ્રત્યય ( यत् ) લગાડી चौलुक्य- ઘડવામાં આવ્યો, અને चुलुक-ને સ્થાને चलुक- ચાલુ થતાં તે પરથી चालुक्य- થયો. હેમચંદ્ર चुलुअ-ને એક દેશી શબ્દ તરીકે નોંધે છે[9], અને चुलुक- ઉત્તરકાલીન સંસ્કૃતમાં જ મળે છે એ પણ ઓછું સૂચક નથી.

૬. પણ તત્કાલીન બોલચાલની ભાષામાં મૂળ રૂપ જળવાયું હોવું જોઈએ. આગળ જતાં सोलुक्किओ નો ધ્વનિવિકાસ सोलंकी એ રૂપે થયો. આમા–क्क्–> અનુસ્વાર + क्, એ પરિવર્તન માટે સરખાવો[10]

માભાઆ. लक्क- કંમર : ગુજ. લંક

,, वालुक्की અને वालुंकी

,, सुक- < સં. शुल्क-

–लु–માનો –उ > –अ– અને અંત્ય –इओ>ई એ પરિવર્તનો પણ ગુજરાતીની જાણીતી પ્રક્રિયા છે.[11] એટલે ધ્વનિદષ્ટિએ सोलुक्किअ માંથી તદ્દન સામાન્ય રીતે પ્રવર્તેલા ધ્વનિવલણોને આધારે **સોલંકી** થાય છે. આમ, शौल्किक—सोलुक्किओ—सोलंकी એ સંબંધ અસંદિગ્ધપણે સ્થાપિત થાય છે.

## ભારદર્શક – વ્યાવર્તક 'જ'

### [૧]

તટસ્થપણે વિચાર કરનાર કોઈ પણ, લિપિ તેમ જ જોડણી વ્યવહારૂપણાની હદ ન ઓળંગે તેટલા પ્રમાણમાં ઉચ્ચારાનુસારી બને એ દરેક ભાષા માટે ઇષ્ટ છે, એ શાસ્ત્રીય[1] મતનું સમર્થન કર્યા વિના ન રહે. શુદ્ધ લેખનના કોઈ પણ

---

૯. દેશીનામમાલા, ૩, ૧૮.

૧૦. જુઓ, ટર્નર ગુજરાતી ફોનોલોજી, જર્નલ ઑવ ધ રૉયલ એસીયાટીક સોસાયટી, ૧૯૨૧, § ૧૬; ગ્રીયર્સન, સ્પોન્ટેનીઅસ નેઝલાઈઝેશન ઇન ધ ઇંડો-આર્યન લેંગ્વેજીઝ, જર્નલ ઑવ ધ રૉયલ એસીયાટીક સોસાયટી, ૧૯૨૨, ૩૮૧–૩૮૮.

૧૧. ટર્નર, ઉક્ત લેખ, §§ ૨૪ (૧), ૨૭ (૩).

૧. જુઓ, વાંદ્રિયે ( Vendryes), લેંગ્વેજ ( Languago ), 333.

પ્રશ્નનો ઉકેલ લાવવા માટે ઉચ્ચારના તત્ત્વને પ્રથમ કોટિનું મહત્ત્વ આપવું ઘટે એ દેખીતુ છે. ભારદર્શક જ પૂર્વવર્તી શબ્દની સાથે લખવો કે તેથી છૂટો પાડીને એ બાબતના નિર્ણય માટે આ જ ધોરણે આપણે વિચાર કરવો ઘટે. આગળ કેટલાક વિદ્વાનોએ આ પ્રશ્નની ચર્ચા કરી[2], તેની તારવણી કરતા જને જોડીને લખના વિરુદ્ધ નીચેની દલીલો માલૂમ પડે છે –

(૧) જ સ્વતંત્ર પદ તરીકે વાક્યમા સ્થાન પામતો લાગે છે.

(૨) તે ભેગો લખવાથી અર્થગૂંચવાડો થવાનો સભવ છે.

(૩) વ્યુત્પત્તિવિદો તેને સસ્કૃત चમાથી નિષ્પન્ન થયેલો માને છે, અને च સસ્કૃતમા જુદો લખાય છે.

આ દલીલો આપણે તપાસીએ. જ ને સ્વતંત્ર પદ ગણવા પાછળ તેનો સ્વતત્ર અર્થ થાય છે એ માન્યતા રહેલી છે. પણ આવા પ્રશ્નોનો નિકાલ લાવવામા સ્વતંત્રતાના અચોક્કસ ધોરણ ઉપરાત ખાસ તો ઉચ્ચારણ અને સ્વરાઘાત (એક્સટ accent)ના તત્ત્વોને વધારે ધ્યાનમા લેવા ઘટે છે અર્થની દૃષ્ટિએ એટલુ તો ચોક્કસ લાગે છે કે જે પૂર્વ શબ્દની વિશિષ્ટતા દર્શાવવા જ વપરાય છે તે શબ્દના અર્થમા તે વધારો કરે છે, અને આ રીતે જનો અર્થ ગૌણ છે અને, ઉચ્ચારણ અને સ્વરઘાતની દૃષ્ટિએ તો જ સાથે લખવો એ જ ઉચિત છે. આની તરફેણમા મશરૂવાળાએ જે કાઈ કહ્યુ છે તે ઉચ્ચારણના ધોરણને માર્ગદર્શક ગણીને કહ્યુ છે.[3] એટલે આપણે જનુ ઉચ્ચારણ તપાસીએ (૧) "તે ધર્મજ ગયો." (ધર્મજ=એક ગામનુ નામ), અને "ત્રાસી રહેલી માનવજાતિને ધર્મ જ ઉગારી શકશે" : આ ઉદાહરણોના ધર્મ ને ધર્મજ વચ્ચેની સમાનતા, તથા (૨) "અહીં 'જ' છપાવો રહી ગયો છે" (જ=સસ્કૃત વર્ણમાળાનો આઠમો વ્યંજન) અને 'તમે અહીજ બેસજો'. એ ઉદાહરણોમા બને અહીં જ વચ્ચેનો તફાવત એ દેખાડે છે કે ભારદર્શક જ નો ઉચ્ચાર, તે માત્ર એક વ્યજનનો બનેલો હોવાથી સ્વતત્રપણે

---

૨. પ્રસ્થાન, ચૈત્ર, વૈશાખ, જેઠ ૧૯૯૩

૩ તેમણે એક એવુ પણ વિધાન કર્યુ છે કે આવી બાબતોમાં તાર્કિક શુદ્ધતા કરતાં સગવડ અને સરળતાને વધારે મહત્ત્વ આપવુ એ યોગ્ય છે આ ચિંત્ય છે સગવડ અને સરળતા વસ્તુસ્થિતિથી જુદી દિશામાં લઈ જતાં હોય તો અન્તે તેઓ અગવડ અને કઠિનતામાં જ પરિણમે એટલે આમાં ઉચ્ચારણ એ જ નિર્ણાયક ગણાય

ન થતાં, તેના પૂર્વવર્તી શબ્દનો તે અંગભૂત હોય તેવી રીતે જ થાય છે.[1] એ ખરું કે પંકજ, ધર્મજ, સૂરજ વગેરેમાં શબ્દદેહના અવયવરૂપે રહેલા જ ના ઉચ્ચારણ સાથે સરખાવતાં, અહીં જ, ઘણું જ, એક જ વગેરેમાં રહેલા ભારદર્શક જ ના ઉચ્ચારણની એટલી વિશિષ્ટતા છે કે તે (ભારદર્શક) જ નો પૂર્વવર્તી સ્વર દીર્ઘ કે પ્લુત જ ઉચ્ચારાય છે, જ્યારે સામાન્ય જ ના સંબંધમા એવો કોઈ નિયમ નથી. પણ એ હકીકત ભારદર્શક જ ને જોડીને લખવાની વિરુદ્ધ જતી નથી આઘાતનુ તત્ત્વ ધ્યાનમા લેતાં આ સ્પષ્ટ થાય છે. એકના ઉચ્ચારણમાં એ ઉપર ભાર આવે છે, જ્યારે એક જ ઉચ્ચારતાં તે ક ઉપર આવે છે, અને જ સદાય નિઘાત (=આઘાતનો અભાવ 'એન્ક્લીસીસ' enclisis) ની અવસ્થામા રહે છે. આમ સમાન આઘાતને કારણે જને સાથે લખવો એ જ ઉચિત છે.

વળી, એકજ, એકનેજ, એકમાંથીજ વગેરેમાં મૂળ શબ્દ અને જની વચ્ચે બીજા ધ્વનિ આવી શકે છે તે વસ્તુ પણ આપણા નિર્ણય સાથે કશો સંબંધ ધરાવતી નથી, કેમકે ઉચ્ચારણના તત્ત્વને જ નિર્ણાયક ગણવુ એ સ્વીકૃતિને આપણે પાયાને સ્થાને રાખી છે.

'જ'ના મૂળ વિશે નીચે ચર્ચા કરી છે, તે પરથી સ્પષ્ટ થશે કે તેને च સાથે સીધો સંબધ નથી. અને હોય તો યે च સસ્કૃતમાં અને य પ્રાકૃતમાં સ્વતંત્ર શબ્દો તરીકે નહીં, પણ પૂર્વગામી શબ્દના એક ભાગ તરીકે, સ્વતંત્ર સ્વરાઘાત વિના, ઉચ્ચારાતા. જના મૂળરૂપ નિપાતનું પણ એમ જ હતુ. આ પરથી પણ ફલિત થાય છે કે જને સાથે લખવો જોઈએ.

અભિવિધિવાચક (ઇન્ક્લુઝીવ, inclusive) નિપાત 'ય'ને પણ આ નિયમ લાગુ પડે છે. છેવટે, આ બંનેને જોડીને લખવાથી અર્થ-ગરબડ થશે એ ભય પણ તદ્દન વજૂદ વિનાનો છે. શબ્દોના નિરનિરાળા વ્યાકરણી વ્યક્તિત્વ અને પૂર્વાપર સંબધના કારણે સ્પષ્ટ અર્થબોધના માર્ગમાં આવા પ્રકારની સધ્વનિતા (હોમોફોની homophony) આવી શકતી નથી.

---

૧ આ હકીકત, એક પક્ષે ભારવાચક 'જ'ના અને બીજે પક્ષે બીજા એકાક્ષરી, પણ અ-અન્તી શબ્દોના ઉચ્ચારણ-પ્રયત્નો વચ્ચેનો તફાવત ધ્યાનમા લેવાથી વધારે સ્પષ્ટ રીતે ખ્યાલમાં આવશે. ઉપર આપેલા ભારવાચક જના ઉદાહરણ સાથે સરખાવો : (૧) "મેં ટૉલ્સ્ટૉયની છ કૃતિઓ વાંચી છે" (૨) "રજન ગણિતમાં તો તદ્દન ઢ છે." (૩) "કલાના તત્ત્વોમા સૌન્દર્ય અગ્રસ્થાને ન હોય એ કેમ માની શકાય?"

અર્વાચીન ગુજરાતી ભારદર્શક તેમ જ વ્યાવર્તક (આઇસોલેટીવ, isolative) 'જ'ના મૂળની તપાસ કરતાં મળેલી સામગ્રી અહીં રજૂ કરી છે.

૧. સહજન્ય ભાષાઓમાં સિંધી જ, અર્વાચીન મરાઠી અને છત્તીસગઢી च એ નિપાતો આપણા જના સમાનાર્થ છે.

૨. મધ્યકાલીન ગુજરાતીમાં જ તેમ જ जि અને પ્રાચીન ગુજરાતીમાં जि વપરાયા છે. પ્રાચીન મરાઠીમાં चि છે.

૩. અપભ્રંશમા जि, ज्जि, जें, ज्जें એ અવધારણાર્થ નિપાતો છે.

અર્વાચીન ગુજરાતી અને સિંધી જ અને મધ્યકાલીન ગુજરાતી जि એ અપ. जिમાથી અને અર્વા. મરાઠી અને છત્તીસગઢી च તથા પ્રાચીન મરા. चि એ પ્રા. च्चियમાથી સધાયા છે.

અપ. ज्जि એ जिનું જ રૂપાંતર છે. અને પ્રા. व (સં. इव)ના રૂપાન્તર व्वनी જેમ હ્રસ્વ સ્વરો પછી જ એ રૂપ વપરાય છે. जें, ज्जें એ પ્રાચીનતર રૂપો છે.

ટેસ્સિટોરી जिનો સંબંધ પ્રા. जे, जेव સાથે જોડે છે, જ્યારે પરશુરામ લક્ષ્મણ વૈદ્ય તેને તેમ જ चिને વૈદિક નિપાત चित्‌માથી આવ્યા માને છે. આમાં પહેલો મત વધારે સયુક્તિક લાગે છે, કારણ, કોઈ અર્વાચીન ભારતીય-આર્ય કે અપભ્રંશ શબ્દ માટે પૂર્વરૂપ તરીકે પ્રાકૃત (એટલે કે માધ્યમિક ભારતીય આર્ય) ભૂમિકામાં કોઈ સંતોષકારક શબ્દ ન મળી આવતો હોય તો જ પ્રાકૃત પૂર્વેની ભૂમિકાના શબ્દનો આધાર લેવાની આવશ્યકતા ઉપસ્થિત થાય. પ્રસ્તુત વિષયમાં પ્રા. जें, जि દ્વારા અપ. जि સાધી શકાય છે, એટલે તેને માટે વૈદિક चित् મૂળ કલ્પવાની જરૂર નથી. चि માટે પણ चित् કરતાં પ્રા. चिअ વધારે યોગ્ય છે એ આગળ સ્પષ્ટ થશે.

પ્રાકૃતમાં जि, जे, जेव (અને તેના રૂપાંતરો ज्जेव, ज्जेव्व, जिव्व, ज्जिव, येव, यिव, एव्व, વગેરે) ઉપરાંત चिअ-चेअ (રૂપાંતરો च्चिअ-च्चेअ) અને चेव (રૂપાંતર चेव्व) અવધારણાર્થે મળે છે. આમા चिअ (च्चिअ)-चेअ(च्चेअ), चेव(चेव्व)માથી આવેલા છે; અને चेव(चेव्व)નુ મૂળ સં. च एव, च इव છે. બેન્જામીન ફ્યાત્સે[1] चिअ-चेअના પીશલ વગેરેએ સૂચવેલા च इव, च एव એ મૂળ સામે એવી દલીલ કરી છે કે સામાન્ય રીતે મૂળનો વૃ૦ પ્રાકૃત અવ્યયોમાં સમાન્યપણે પ્રવર્તતા ધ્વનિનિયમોને

૧. 'પ્રાકૃત चिअ'—ન્યુ ઇંડીયન એંટીકવરી, ૨, ૧૯૩૯-૪૦, ૪૨૦.

વશ થઈ લુપ્ત ન થતાં, તેજ સ્વરૂપે કે ખેવડાઈને જળવાઈ રહે છે એ હકીકત व, व्व; विअ, मिव, पिव, विव, यिव, जिव्व, एव्व, વગેરેથી જણાઈ આવે છે; એટલે चिअ-चेअने च इव, च एवमांथी સાધવાને બદલે चित्માં રહેલાં સંબંધક સર્વનામ *चि० અને નિહત (એન્કલીટીક enclitic) દર્શક નિપાત *द०—જેમને માટે બીજી ભારત-યુરોપીય ભાષાઓમાં સહજન્ય શબ્દો મળે છે—એ બે મળી થયેલા *चिद०માંથી સાધવો એ વધારે ઉચિત છે. પણ શ્યાત્સને चेव-चेव्व એ વકારવાળાં રૂપોની જાણ હોય તેમ લાગતું નથી, કારણ, चेव-चेव्व દેખીતાંજ च इव, च एवमांथी નિષ્પન્ન થયેલાં છે, અને चेअ વગેરેનો સંબંધ चेव સાથે બાધવો એ તદ્દન સ્વાભાવિક છે; व્નો લોપ પ્રાકૃત-અપભ્રંશની એક જાણીતી પ્રક્રિયા છે. ઉપરાંત चेव દ્વારા च इव च एवमांथी चेअ-चिअ અવતારવામાં બીજી સરળતા એ છે કે આ રીતે चि० તેમજ चे०ની ઉત્પત્તિ સમજાવવા આડે જરા પણ અડચણ ઉપસ્થિત થતી નથી, જ્યારે *चिद તો માત્ર चिअ આપી શકે, એટલે શ્યાત્સને चेअ સમજાવવા માટે તર્કનો આશ્રય લેવો પડે છે.

હવે, जेव વગેરેને આપણે चेव વગેરેના આદિ चના ઘોષભાવદ્વારા ગૌણરૂપે સધાયેલા ગણી શકીએ. આ આદિ અઘોષ સ્પર્શના ઘોષભાવની વિરલ પ્રક્રિયા માટે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે બીજા શબ્દોમાં થાય તેના કરતાં વિશિષ્ટ પ્રકારનો ધ્વનિવિકાસ થવો એ અવ્યયો, નિપાતો, પ્રત્યયો, વગેરેની બાબતમાં સાધારણતઃ બનતી બીના છે,[2] અને चेव, व વગેરે સ્વતંત્ર શબ્દો નહીં, પણ પૂર્વગામી શબ્દના ભાગ જેવા—સ્વતંત્ર આઘાત વિનાના ગણાતા, એ પણ ભૂલવું ન જોઈએ. એટલે

च एव < चेव, च्चेव > चिअ, च्चिअ > चि > च
जेव, ज्जेव > जेअ, ज्जेअ > जे॑, ज्जे॑ > जि, ज्जि > ज.

એવો વિકાસક્રમ હોય. जिव्व વગેરે બેવડા વકારવાળાં રૂપ च इव ઉપરથી સિદ્ધ થયાં હોય.

## જુગાર

૧. જુગાર શબ્દની વ્યુત્પત્તિ ચર્ચતા તેની સાથે સંબદ્ધ બીજા શબ્દોનું મૂળ પણ સાથોસાથ તપાસીએ. 'द्यूत' કે 'द्यूत રમનાર' એ અર્થમાં જૂઓ

૨. દવે, પૂર્વોક્ત ગ્રંથ, ૧૨, ટર્નર, 'ફોનેટીક વીકનેસ ઑવ ટર્મીનેશનલ એલીમેંટસ ઇન ધ મોડર્ન ઇંડો-આર્યન', જર્નલ ઑવ ધ રોયલ એશિયાટીક સોસાયટી, ૧૯૨૭, ૨૨૭-૨૪૦.

(સરખાવો જુઆખાનું, જુઆખોર), જુવું (જુવાખાનું, જુવાખોર) જુવટું, જૂગટું, જુગાર, જુગારી એ શબ્દો ગુજરાતીમાં જાણીતા છે.

૨. આમાં જૂઓ (તેમજ જુઆખાનું, જુઆખોર) હિંદીમાંથી લીધેલો છે. હિંદીમાં જૂઆ એમ દીર્ઘ ઊ મળે છે. આથી જુઆખાનું, જુઆખોરમાં પણ એ જ હોવો જોઈએ. છતાં જોડણીકોશ એ શબ્દો હ્રસ્વ ઉ સાથે આપે છે. સં. द्यूत, પ્રા. जूअ, ને સ્વાર્થિક -क- વડે વિસ્તાર થતાં તેમાથી જૂઓ. સંસ્કૃતમા શબ્દ નપુંસકલિંગી છે, પણ મહાભારતમાં પુલ્લિંગ તરીકે પણ વપરાયો હોવાનું મોનિયર વિલિયમ્ઝ નોંધે છે.

૩. જુવું (જુવાખાનું, જુવાખોરમાં પણ છે) સં. द्यूत+कम्‌માંથી સિદ્ધ થયો છે. પ્રા. जूअअमां जू- અને -अ- વચ્ચે व् કારનો પ્રક્ષેપ થતાં जूवअ થાય ને તેમાથી અંતે જુવું. પ્રાકૃતમાં जूव- મળે છે. કેવડો (केतक-), સૂવર (शूकर-), ઘુવડ (घूक- + -ट-), ભુવડ (भंज- + -ट-), ચાટવો (પ્રા. चट्टुअ- + -अ-), લાડવો (लड्डु- + - ककः), હુળવું (लघु- + - ककम्), તેમજ બીજા -उकक- માંથી સિદ્ધ થયેલા અંત્ય -અવ- વાળા શબ્દોમા આ વકાર-પ્રક્ષેપનું વલણ જોઈ શકાય છે.

પ્રા. जूवअમાંથી ગુજરાતીમાં જૂવું થવુ જોઈએ, તેને બદલે જુવું એમ હ્રસ્વ ઉ કેમ હશે? ઘુવડમાં પણ મૂળના घूक-માંના દીર્ઘ ઊ ને સ્થાને હ્રસ્વ ઉ જોઈ શકાય છે.[1] જો વકાર-પ્રક્ષેપની અસર નીચે મૂળના દીર્ઘ ઊ ને હ્રસ્વ કરવાનું વલણ હોય તો તે સૂવરને પણ લાગુ પડવું જોઈએ, પણ તેમાં મૂળનો ઊ દીર્ઘતા જાળવી રાખે છે. લાગે છે કે તે પણ સુવર બોલાય છે, પણ ગાળ તરીકે વપરાતાં ભાર આપવા માટે સુવ્વર કે સૂવર ઉચ્ચારણ થાય છે, અને એ કારણે સૂવર એવી જોડણી પ્રચલિત થઈ હોય.

૪. જુવટુંની પ્રાચીન જોડણી જૂવટું છે. જુઓ:

સાંધ જાત્ર જૂવટા ઘણા

—અસાઈતકૃત હંસાઉલી, ૧, ૮. (પૃ. ૬).

પણ પછીથી જુવટું જોડણી પ્રચલિત થયેલી જણાય છે:

'જાર કરશે કે જુવટું'

મદનપચ્ચીશી, ૩, ૪૦, ૧.

---

૧. પણ અપભ્રંશમાં દીર્ઘ ઊ છે:

पच्चूसे सूरागमणि, घूयड (પાઠાંતર घूवड)-कुलु णिच्छाउ।

સાવયધમ્મદોહા (૧ ... ની), ૧૪૦.

જુન-ટુંમાં જુવ° અંશ ૩ પ્રમાણે °ટું અંશ સ્વાર્થિક કે કુત્સાવાચક *°ટ પ્રત્યયમાથી ઊતરી આવ્યો છે **લીટી** (મૂળ लखा + *ट्टिका), **મોટું** (મૂળ महत् + ट्टकम्), **ચોર-ટું**, **ભામ-ટો**, **જોગ-ટો** વગેરેમા વિસ્તારિત રૂપે અને **પાક-ટ**, **ફોક-ટ**, **હલક-ટ** વગેરેમા અવિસ્તારિત રૂપે તે મળે છે. એટલે द्यूत-+* ट्टकम् પરથી **જુવટું**. ચતુરભાઈ પટેલ મૂળ તરીકે द्यूतपट्टम् સૂચવે છે, પણ શબ્દ સીધી રીતે સમજાવી શકાતો હોવાથી એ વ્યુત્પત્તિ સ્વીકારવાની જરૂર રહેતી નથી.

૫ જુગટુંમા આગના શબ્દ પ્રમાણે જ °ટું અંશ સ્વાર્થિક છે. બાકીના **જૂગ**-[૪] માટે મૂળ द्यूत-+-क-= द्यूतक- હોવા સંભવ છે. સ્વાર્થિક-क-**પ્રા**કૃતમા સામાન્યત -य- રૂપે, પણ કેટલીક વાર ઘોષભાવ પામી -ग- રૂપે પણ જોવામા આવે છે. આવા ઉદાહરણો વિપુલ પ્રમાણમા મળે છે. અર્ધતત્સમ શબ્દોમા પણ આ ફેરફાર જાણીતો છે, જેમકે **કાગડો** (काक-), **બગલો** (वक-), વગેરે. કેટલાક તદ્દભવમા પણ એ જોઈ શકાય છે. **સગું** (स्वक-), **બગડો** (द्विक-), **ત્રગડો** (त्रिक-), **ચોગડો** (चतुष्-+-क-), **અગિયાર** (एकादश), **ઓગણ°**-'ઓગણીશ' 'ઓગણત્રીશ' વગેરેમા (एकोन°), **આગાશી** (आकाश-), **વીગત** (व्यक्ति-,) **સૂગ**( < शूका 'શંકા' 'વસવસો,' 'દુખ', 'દુખે કે પીડે તેવી વસ્તુ' ?) વગેરે [૨]. આ પ્રમાણે द्यूतकम्— जूअग + ट्टय— **જૂગટુ**.

૬. બાકી રહે છે **જુગાર** અને **જુગારી**. આમાથી જુગારની જુદી જુદી બે વ્યુત્પત્તિ સૂચવવામા આવી છે. આ બને વ્યુત્પત્તિઓમા એટલી એક સમાનતા છે કે બનેમા **જુગાર** પરથી **જુગારી** શબ્દ સિદ્ધ થયો હોવાનુ માની લીધુ છે. નરસિંહરાવના મતે (વ્યાખ્યાનો, ૧, ૪૪૯, ૩૪૩) द्यूतकार-પરથી **જુગાર** સિદ્ધ થયો અને આ પરિવર્તન દરમિયાન મૂળ અર્થ 'દ્યૂત રમનાર' હતો તેને બદલે 'द्यूत' બની ગયો. ટર્નર (ગુજરાતી ફોનોલૉજી, § ૨૩ (૩)) ગ ની ઉપપત્તિ આપવા માટે મૂળ તરીકે द्यूत-+ उद्गार-= द्यूतोद्गार-શબ્દ આપે છે

૭. **તેલ-તેલી**, **ક્રોધ-ક્રોધી**, **તોર-તોરી**, **કોઠાર-કોઠારી**, **ભંડાર-ભંડારી** વગેરેની જેમ **જુગાર** પરથી સ્વત્વવાચક પ્રત્યય **ઇ** (મૂળ °इन् નુ પ્રથમા એ. વ. ई, પછી -क-થી વિસ્તાર) લાગી **જુગારી** થયુ હોય એમ ઘટાવવાનુ આપણા મનમા આવે એ સહજ છે.

---

૨. નરસિંહરાવ, ગુ લે. એ. લી, ૧, ૪૪૯-૫૦.

૮. પણ કોઈ કોઈ શબ્દોની બાબતમાં વિપરીત ક્રમ પણ હોય છે. **સુધારો–સુધરવું** सुद्ध–+–आर– : सुद्ध– + –कार– પરથી સિદ્ધ થયા છે—જેમ **વધારો, પેસારો, બેસારવું** વગેરે. પણ **ઊગારવું** નું સાદું **ઊગરવું**, **ઉતારવું** નું **ઊતરવું** તેમ **સુધારવું** પરથી સાદા રૂપ તરીકે **સુધરવું** સાદશ્યબળે ઘડાયો છે. અપભ્રંશમાં પણ पइस–(प्र + विश–) પરથી પ્રેરક पइसार– નિયમ પ્રમાણે થયું, પણ मारइ–मरइ, पसारइ–पसरइ ના સાદશ્યે पइसारइ પરથી સાદા રૂપ તરીકે पइसरइ ઘડી કાઢવામાં આવેલુ છે.

૯. આ જ પદ્ધતિએ મૂળ **જુગારી** પરથી **જુગાર** નિષ્પન્ન થયો લાગે છે. **વેપારી–વેપાર, ભંડારી–ભંડાર, કોઠારી–કોઠાર** તેમના સાદશ્યે **જુગારી-જુગાર**. પણ બીજાં ઉદાહરણોમા **વેપાર, ભંડાર, કોઠાર** પહેલાં પણ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતા હતા અને તેમના આધારે જ **વેપારી** વગેરે સધાયેલા છે, જ્યારે **જુગાર** શબ્દ **જુગારી** પહેલાં ન હતો, પણ તે પરથી નવો જ સિદ્ધ થયેલો. અને **જુગાર** શબ્દની પુંલ્લિંગતા પણ આથી સમજાવી શકાય. આ સાદશ્યમૂલક ઘડતર (ઍનૅલૉજિકલ ફોર્મેશન analogical formation) ના આધારરૂપ **વેપાર, કોઠાર, ભંડાર**, વગેરે શબ્દો (તેમજ **ઉતાર, ઉગાર, વઘાર** વગેરે) પુંલ્લિગ છે.

૧૦. **જુગારી** શબ્દને મૂળ તરીકે લેવાથી **નરસિંહરાવને** નડેલી અર્થ-પરિવર્તનની મોટી મુશ્કેલી આપણને નથી નડતી, તેમ ટર્નરની માફક ઘોરી રસ્તો છોડી ગલીકૂંચીનો આશરો નથી લેવો પડતો. °कारની જેમ °कारिन् પણ કારક પ્રત્યય (ઍજંટીવ agentive) તરીકે પ્રચલિત હતોઃ अनर्थकारिन्, વગેરે; એટલે द्यूतकारिन्ને મૂળ તરીકે લઈ શકાય. **પુજારી, ભિખારી** વગેરેમાં આ જ અંશ રહેલો છે. હેમચંદ્રના **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** ( ૫,૭૦૨ )માં द्यूतकारक– વપરાયો છે, અને **પ્રાકૃતમાં** जूअकर–, जूआकार– जूआर– ને जूआरि–जूआरिय– એ બધા શબ્દો મળે છે. બીજું, ઉત્તરાંશ તરીકે °कर, °कार, °कारिन् હોય છે ત્યારે **પ્રાકૃતમાં** તે ત્રણ સ્વરૂપે વાપરી શકાતા હોય છે. મૂળ સ્વરૂપે, क्‌નો ઘોષ ग् કરીને કે क्‌નો લોપ કરીને. ઉપર આપેલા શબ્દોમાં જ °कर ને °आर એમ બે વિકલ્પ તો મળે છે. અપભ્રંશમાં આવા –क– નો –ग– કરવાનું વલણ પ્રબળ બનેલું છે. विच्छोह–गर, खय–गारा, मगल–गारा વગેરે સામાન્યપણે વપરાય છે. આને આધારે द्यूतकारिन् પરથી સ્વાર્થિક –क– ના ઉમેરા સાથે जूआरिय–ની જેમ *जूअगारिय–શબ્દ પણ સિદ્ધ થઈ શકે ને તે પરથી **જુગારી**. આદિ અક્ષરની હ્રસ્વતા ટર્નરે નોંધેલા આઘાત (ઍક્સંટ, accent)ના નિયમને

આભારી. નરસિંહરાવે નોંધેલા -काल- પરથી આવેલ °ગાળો વાળા શબ્દો (ગાળો, ખેંગાળો ) ને °कर-પરથી °ગરો (કહાગરો, મુબઈગરો ) આના સમર્થનમા ટાકી શકાય.

૧૦. એટલે વિકાસક્રમ આ પ્રમાણે હોય: चूतकारिन् + क-: जूअगारिय- જુગારી, પછી વેપારી: વેપાર વગેરે પ્રમાણે જુગારી: જુગાર.

## ઢીંકવો

**ઢીંકવો** માટે જોડણીકોશ 'નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો' એવો અર્થ આપે છે. પણ ગોહિલવાડમા એ શબ્દ 'કૂપ-તુલા-કૂવામાથી પાણી ખેંચવાનુ એક યંત્ર (જેમા ઉચ્ચાલન રૂપે રહેલી વળીને એક છેડે વજન બાંધી બાલદી ઊંચી લાવવાની યોજના હોય છે)' એ અર્થમાં પ્રચલિત છે આ અર્થ માટે જોડણીકોશમા **ઢેકવો** શબ્દ આપેલો છે. હિંદીમાં **ઢેંકુવા** અને **ઢેકલી** વપરાય છે. પ્રાકૃતમા આ માટે ढेंका પ્રચલિત હતો. દેશીનામમાલા (૪-૧૭)મા હેમચદ્રે તે આપેલો છે. આ ઉપરથી અટકળ કરી શકાય કે ढेंका+कूपक.-ढेंककूवओ-ढेकूवउ-ને પછી **ઢેંકુવો, ઢેકવો, ઢીંકવો** એ ક્રમે અર્વાચીન શબ્દો સિદ્ધ થયા હોય.

ढिंक- અને ढेंक- પક્ષિવિશેષ તરીકે પ્રાકૃતમાં નોંધાયા છે અને ढेंको 'બગલી'ના અર્થમાં દેશીનામમાલા (૪-૧૫)માં જાણીતો છે. ગુજરાતીમાં **ઢકબગલો** શબ્દ પણ આ સાથે સરખાવી શકાય. એટલે ढक-ढकानो 'બગલી' અર્થ ઘટાવી શકાય. જે કુવા પર બગલીના આકારને મળતુ—એટલે કે જેમ બગલી લાબી ચાચથી માછલુ પકડતી વેળા પાછલો ભાગ ઊંચો કરી, માછલી પકડાતાં ચાચ ઊંચી કરી પાછલો ભાગ નીચો કરે છે, તેમ બાલદી ભરવા મોકલતી વખતે પાછળથી ઉંચું થતુ અને આગળથી નમતુ, તથા ભરેલી બાલદી ઊંચકતી વેળા આગળથી ઊંચું થતુ અને પાછળથી નમતુ યંત્ર હોય તેને **ઢેંકાકૂપ** કહેવો સ્વાભાવિક છે. આવા જ અર્થવિકાસને રજૂ કરતો એક શબ્દ અંગ્રેજીમા આપણને મળે છે. અંગ્રેજી 'ક્રેન' (crane) નો એક અર્થ 'બગલો' થાય છે, અને પછીથી વજનને ઉંચકીને ફેરવવાના એક યંત્રને પણ, બગલાના આકૃતિ-સામ્યને કારણે, 'ક્રેન' કહેવાય છે.[૧] તદ્દન

૧. "*Crane*—A machine for raising heavy weights and while holding them suspended, transporting them through a limited lateral distance. In one form it consists of a projecting arm or jib of timber or iron, a rotating post or base and the necessary tackle, windlass, etc —so called from a fancied similarity between its arm and the neck of a crane" વેબ્સ્ટર કોશ

ભિન્ન પ્રદેશની અને એક બીજીથી સેંકડો ગાઉને અંતરે રહેલી બે ભાષાઓમાં આટલું અદ્ભૂત સામ્ય ધરાવતા અર્થવિકાસનું આ ઉદાહરણ વિરલ છે.

ઢંકવોને મળતો બીજો એક શબ્દ **ચીચવો** 'અણીદાર ઉભા લાકડાપર એક આડી મૂકી ફીંચાતા ગોળ ફરવાનું રમતનું સાધન' છે. પણ એનો °વો અંશ મૂળે લઘુતાવાચી પ્રત્યય છે (સર૦ **લાડવો–લાડુ**, ઝાડવું–ઝાડ, છોડવો–છોડ વગેરે.). બાકી રહેલો **ચીચ–** અંશ રવાનુકારી ઘડતરનો હોવાનું જોડણીકોશ કહે છે. પણ **પ્રાકૃત** ભૂમિકા સુધીમાં એની સાથે અમુક યાંત્રિક સાધનનો ભાવ જોડાઈ ગયો હતો એટલું ચોક્કસ. **ચીચવો**ની સાથે ધ્વનિ તથા અર્થદૃષ્ટિએ સંબદ્ધ **ચિચોડો** (મગહી चिचोरा) 'શેરડીનો કોલુ', અને દેશ્ય चिचणी 'ઘંટી' લક્ષમાં લેતાં આવી અટકળ કરી શકાય. દેશ્ય चिचइअ 'ચલાવેલું' પણ ગણતરીમાં લઈ શકાય.

## ગુજ. તવ, હિં. तब વગેરે

બંગાળીના[1] तबे, एबे, जबे, कबेने મળતાં બ્રજમાં तबै, अबै–अबे, जबे, कबै; આસામીમાં तबे, एबे, जेबे, केबे; ને હિન્દીમાં तब, अब, जब, कब, ગુજરાતીમાં **તવ, જવ, અવ** છે. એમાં એકારાન્ત કે ઐકારાન્ત રૂપો સપ્તમીનાં હોવા જોઈએ. સપ્તમીનો પ્રત્યય °એ,°ઐ < અહિ, અહિં એમ સમજાવી શકાય. એટલે એ રૂપોને આધારે આપણે तब्ब° (तेँब्ब°), एँब्ब°, *जब्ब° (*जेँब्ब°), *कब्ब° (केँब्ब°) અને સપ્તમીના *तब्बहि (*तेँब्बहि), एँब्बहि, વગેરેને મૂળના શૌરસેન કે માગધ અપભ્રંશ રૂપો તરીકે કલ્પી શકીએ.

અપભ્રંશ ભૂમિકામાં આ एँव्वहिँ, एव्वहिनो સાર્વનામિક અંગ ए० <एत० સાથે જાણે કે તે તેમાંથી સધાયુ હોય તેમ મેળ બેસી ગયો હોય. માધ્યમિક ભારતીય–આર્યની શરૂઆતની ભૂમિકામાં *तेवं, *येवं, *केवं જેવાં બીજાં સાર્વનામિક ક્રિયાવિશેષણો સાદૃશ્યે ઘડાયાં હોય એ ઘણું જ સંભવિત છે. આમાથી *तेँव्व, >तेँब्ब વગેરે થયા હોય; અને °અકરાન્ત સાર્વનામિક અંગો त–, य–, क– પૂર્વ અંશ તરીકે મૂકતાં *तव्वं>*तव्व, વગેરે સધાયાં હોય. આમ એ સૌ एव, एवन् >एँव्वंના આધારે ઘડાયાં છે. अवे, अव એ अ–વાળાં રૂપ एवं, एवेના ક્ષીણ થવાથી થયાં હોય એમ લાગે છે. ગુજરાતી કાવ્યભાષામા વપરાતા તવ, જવ વગેરેનુ મૂળ આ *तव्व વગેરે છે.

આ કલ્પનાને આધાર આપે તેવા કેટલાંક રૂપો ખરેખર હેમચંદ્રના પ્રતીચ્ય અપભ્રંશમા મળી આવે છે. एव ને આધારે ઘડાએલા *तेव, *येव, *केव એમા રહેલા °व्ના નાસિક્ય–ભાવથી एव=एवँ, तेंव=तेवँ; जेंव=जेवँ, जिवँ; कँव=केवँ, किवँ એ સૌ સધાયાં છે. અર્વાચીન ભારતીય–આર્યમાં આ રીતિદર્શક ક્રિયાવિશેષણોના વંશજો મળી આવે છે[१]. આ ક્રિયાવિશેષણોનાં સપ્તમ્યન્ત રૂપો કાલસૂચક ક્રિયાવિશેષણો તરીકે પ્રતીચ્ય અપભ્રંશમાં વપરાતાં. હેમચંદ્રમા જ एवँ ટાંકેલુ મળે છે. એટલે ઉપર સૂચવેલા अवे, एवेના ઉદ્‌ભવક્રમ માટે આથી પુષ્ટિ મળે છે.

## નિશાળ

૧. નિશાળનું મૂળ સં. नयशाला નહીં, પણ સં. लेखशाला હોવાનુ નરસિંહરાવે બતાવ્યુ છે.[२] પ્રાકૃત, અપભ્રંશ, લૌકિક સંસ્કૃત અને જૂની ગુજરાતીમાથી આ શબ્દને લગતા ઉલ્લેખો લેખને અંતે આપ્યા છે. નરસિંહરાવે પૂરતી વીગતથી આ શબ્દના મૂળની ચર્ચા કરી હોવા છતાં જોડણીકોશની નવી આવૃત્તિ નિશાળના મૂળ તરીકે પ્રશ્નાર્થ સાથે સં. शाला અથવા દેશ્ય णीसार–'મંડપ' આપે છે એ ખેદની વાત છે.

૨. સં. लेखशालाમાથી પ્રા. लेहसाला અને અપ. लेहसाल સામાન્ય નિયમોને આધારે સિદ્ધ થાય છે. પછી लेहसाल>निशाळ એ રીતનો ધ્વનિવિકાસ અનિયમિત છે. સામાન્ય નિયમો પ્રમાણે ગુજરાતીમા *લેસાળ એવો શબ્દ

૧. ગુજરાતી એમ, કેમ, જેમ, તેમ. આમ ગુજરાતી શબ્દોની વ્યુત્પત્તિ પર પણ પ્રકાશ પડે છે.

૧. ગુ લે. એ. લી ૧, ૪૪૦, ૪૪૧, ૪૪૩, ૪૫૬–૪૫૮

સિદ્ધ થવો જોઈએ. લેહ્સાલમાંથી **નિશાળ** થવામાં ત્રણ અનિયમિતતાઓ રહેલી છે (લ્-નો ન્-, -એ-નો -ઇ- અને -સ્-નો -શ્-) અને તેમની ઉપપત્તિ આપવાની રહે છે.

૩. **નિશાળ**ની સાથે ઉત્તરાંશમાં સરખાવી શકાય તેવા બીજા શબ્દો **પોશાળ, ટંકશાળ, પડ(ર)સાળ, મોસાળ** છે. આ સૌનો ઉત્તરાંશ સં. शाला માંથી નિષ્પન્ન થયો છેઃ

(૧) **પોશાળ**–'અપાશરો', સં. उपवसथ–'ઉપવાસ' પ્રા. पोसह- ગુ **પોસો**; સ. शाला>**સાળ**. पोसो+साळ<**પોસાસાળ**[2], **પોસાળ, પોશાળ.**

(૨) **ટંકશાળ** દેખીતો टकशाला છે. હિંદી ને મરાઠીમા टकसाल છે. હિંદી घुडसाल ને हयसार (हयसालनु પ્રાતિક રૂપ?) પણ તુલના માટે નોંધી શકાય.

(૩) **પડસાળ** કે **પરસાળ** 'ઘરનો આગલો ખડ' 'ઓશરી', સં प्रतिशाला છે. પૃથ્વીચંદ્રચરિત્રમા **પટસાલ**, શામળમા **પરશાલા** એવુ રૂપ મળે છે[3]

(૪) **મોસાળ**ના મૂળ તરીકે જોડણીકોશ (નવી આવૃત્તિ) मातृशाला આપે છે. પ્રા. माउसाला–અપ. माउसाल પરથી વિવૃત્ત 'ઑ' વાળો **મોસાળ** સિદ્ધ કરી શકાય[4] भ्रातृजायिका–અપ. भाउज्जाइय–પરથી ભોજાય (જોડણીકોશ ભોજાયમા વિવૃત ઓનુ ચિહ્ન નથી આપતો અને મૂળ તરીકે દેશ્ય भाउज्जा આપે છે એ ભૂલ છે.) અને पादोनकम् પરથી **પોણ** થાય છે તેમ. પણ મૂળનો शाला સ્ત્રીલિંગ છે, જ્યારે મોસાળ છે નપુસકલિંગ તેનુ કેમ? મને લાગે છે કે **પીયર** (पितृगृह-), **મહીયર** (मातृगृह–) વગેરેની અસર નીચે **મોસાળ** પણ નપુંસકલિંગ બન્યો હોય જૂની ગુજરાતીમા **હથસાલ** (હસ્તિશાલા) મળે છે, **ભણસાળી** (माण्डशालिक–)મા પણ **શાલા** છે.

---

૨, સમાન ધ્વનિના લોપે (જેમ, मातृस्वस्रिका-माउस्सासिआ-माउस्सिआ -માશી, દીનનો નાથ–દીનોનાથ, અંગગત-અંગત વગેરે).

૩ પરશાલા પટશાલા પાક,
હયશાલા રથશાલા વાક,
ગજશાલા દેવશાલા ઠામ
—મહાપચીશી. ૮, ૭૮

૪ શામળની સિંહાસનબત્રીશીમા મુંશાલ ને મુંસાલ મળે છે (૩૨, ૧૫, ૨૫૧) અહીં ઉકાર વિવૃત ઓ દર્શાવે છે

४. पण પડ(૨)સાળ અને મોસાળમાં થાય છે તેમ નિયમ પ્રમાણે મૂળના शाला-નો श्- ગુજરાતીમાં स्- બનવો જોઈએ, તેને બદલે **નિશાળ, પોશાળ** અને **ટંકશાળ**માં તે श् તરીકે જ રહે છે તેનું શું? અને જૂની ગુજરાતીમાં नेसाल, नेसालीया મળે જ છે, તો અર્વાચીન ગુજ.માં श् ક્યાથી આવ્યો? **નિશાળ** પૂરતી આની સમજણ **નરસિંહરાવ** એમ આપે છે કે **નિં**માં રહેલા ઇકારની તાલવ્ય અસર નીચે **નેસાલ**માંથી **નિશાળ** થયું; અને આને માટે તેઓ સામાન્ય ધ્વનિનિયમ એવો બાંધે છે કે ઈ કે એ સકારની પૂર્વે હોય તો પણ કેટલીક બાબતમાં **સ**-નો **શ**- થાય છે.[5] પણ જે ઉદાહરણો પરથી તેમણે આ નિયમ તારવ્યો છે, તે તપાસતાં તે ટકી શકે તેમ લાગતું નથી. **કરીશ, કરશે, તરશ, પરશેવો** અને **નિશાળ**-એટલામાં **પૂર્વવર્તી** ઇકાર કે એકારની અસરથી તાલવ્ય **શ** થયો હોવાનુ નરસિંહરાવ કહે છે. આપણે એ શબ્દો તપાસીએ:

(૧) **કરીશ,** અને **કરશે**માં જ નહીં પણ **કરીશ, કરશું, કરશો** અને **કરશે** એમ ભવિષ્યકાળનાં બધાં રૂપોમાં शकार છે, અને તેનું મૂળ, करिसि, करिसिइ करिसिउ વગેરેનો सि પ્રત્યય છે, જેમાંના **પરવર્તી** इकार દ્વારા श् નિષ્પન્ન થાય છે.

(૨) **તરશ**-સં. तृषा, અપભ્રંશ અને જૂની ગુજરાતીમાં આવતાં आकारान्त સ્ત્રીલિંગ અંગોને ઈકારાન્ત કરી નાખવાના સામાન્ય વલણને આધારે ઈકારાન્ત બને છે અને તેથી **તરસ** અને **તરશ** એમ બંને રૂપો પ્રાંતભેદે સિદ્ધ થાય છે. એટલે આમાં પણ તાલવ્ય शकार પરવર્તી इकारની અસર નીચે સિદ્ધ થયો છે, પૂર્વવર્તી इकारની અસર નીચે નહીં.

(૩) **પરશેવો**—નરસિંહરાવ પોતે જ કહે છે કે આમાં शकार પરવર્તી एને આભારી હોય.

આ પ્રમાણે પૂર્વવર્તી તાલવ્ય સ્વર તાલવ્યવિધાયક હોવાનો નિયમ ખોટો ઠરતાં, **નિશાળ**ના शकारની સમજણ આપવાની બાકી રહે છે. અને **પોશાળ, ટંકશાળ**માં તો આવો તાલવ્યવિધાનનો નિયમ સાચો હોત તો પણ લાગુ ન પડત.

આ ત્રણ માટે મને તો એમ લાગે છે કે તેમાં નિયમ પ્રમાણે થવો જોઈ તો साळ, સંસ્કૃત शालाની અસર નીચે शाळ બની ગયો. તદ્ભવ साळने બદલે અર્ધતત્સમ शाळ ચાલુ થયો. શિષ્ટ વપરાશમાં शाला

५ પૂર્વોક્ત ગ્રંથ, ૧, ૪૭૬.

તથા ગોરશાલા, ગજશાલા વગેરે હતાં.[6] તેમની અસરથી ઉપરના ત્રણે શબ્દોના સકાર આવ્યો જણાય છે. આ જ રીતે મૂર્ધન્ય ષકારનું તદ્ભવ શબ્દોમાં અસ્તિત્વ ન હોવા છતાં પ્રા ગુજ વિષઇ અને અર્વાચીન વિષે એ શબ્દોમા સ. विषय–ની અસરથી ષકાર આવ્યો છે, ને પ્રા. ગુજ સકઇને સ્થાને અર્વા ગુજ. શકે પ્રચલિત થયો છે ઉપગત સરખાવો અશાડ<आषाढ–.

૫ નિશાળ નો –શાળ અંશ સં –शाला નું પરિણામ છે, એટલે નિ– એ અંશ લેખ–નું પરિણામ હોવું જોઈએ આમાં બે અસાધારણ ધ્વનિવિકાર સમાયેલા છે. પહેલું તો એ કે સં શબ્દાદિ લ્– ગુજરાતીમાં સાધારણ રીતે પૂર્વવત્ જળવાઈ રહે છે, જ્યારે નિશાળમાં તેમ ન થતાં તેનો ન– થાય છે આને મળતાં રડ્યાખડ્યા ઉદાહરણો નરસિંહરાવે નોંધ્યાં છે ન્હાનું– સં श्लक्ष्णकम् ગુજરાતીમાં, હેમચંદ્રે નોંધ્યા પ્રમાણે णडाल– (સં ललाट–) णाहल– (સં लाहल–), णगल– (સં लाङ्गल–) અને णागूल– (સં लाङ्गूल–) પ્રાકૃતમાં, આ જાતનું પરિવર્તન રજૂ કરે છે એટલે અપ लहसाल જૂની ગુજ માં नेसाल બન્યો તે આ વિરલ પ્રક્રિયાને અનુસરીને જ. અને એ બધામાં અંતે આવતા લકારથી ઉચ્ચારભેદ સાધવા માટે વૈરૂપ્યના નિયમને અનુસરીને लू– નો ण्– કે न् થયો છે ન્હાનુંમાં સારૂપ્ય છે

૬ બીજી અસાધારણતા તે लेहसाल ના આદ્ય અક્ષરમાં રહેલા ए નો નિશાળમાં इકાર થયો તે સાધારણ નિયમ તરીકે ખુલ્લા ('ઓપન,' open) અક્ષરોમાં રહેલો મૂળનો –ए– ગુજરાતીમાં પૂર્વવત્ જળવાઈ રહે છે પણ નરસિંહરાવે નોંધ્યું છે તેમ કોઈ રડ્યાખડ્યા શબ્દોમાં –ए–>–ई– પ્રક્રિયા જોઈ શકાય છે –ગુજ ટીણુ– સં. फन– આનું ઉદાહરણ છે [9] પ્રાકૃતના –ए–>–इ–ના ઉદાહરણ હેમચંદ્રે આટલા આપ્યા છે [10]

विअणा– सं. वेदना, चविडा– सं. चपेटा, दिअर– सं देवर-, किसर– सं. केसर-. ગુજરાતીમાં **દિયર, ક્યારો, વીણા ભુવડ, લીટી, કૂણું, કુંણું, કુમળું, હીમખીમ,** એ –ए– > –इ–(–ई–) અને ओ–> –उ– એ પ્રક્રિયાના બીજા ઉદાહરણો છે. તેમાં **દિયર** ને **વીણ**નાં પૂર્વરૂપ પ્રાકૃતમાં જાણીતાં છોં સં. केदार- + -क- પરથી પ્રા. केआरअ-, પછી किआरउ અને **ક્યારો**; સં, भोज- + -ट- પરથી પ્રા. भोअ- + -ड-, પછી भुअड, ભુવડ; અને સં. कोमल + -क-, અપ. कोवँलउ, પછી कोअलु, कूँलुँ कूँणु એ રીતે **ક્યારો, ભુવડ** ને **કૂંળુ** (**કૂણું**) સિદ્ધ થયા છે. પણ આ પાચે શબ્દો પરથી પ્રસ્તુત વિકારની એક મર્યાદા સ્પષ્ટ થાય છે. તે એ કે આદ્યાક્ષરમાં રહેલા –ए–, –ओ–, તેમની પછી अ કે आ હોય ત્યારે, તેમની અસર નીચે –इ–, –उ– તરીકે ઉચ્ચારાવાનુ વલણ વ્યક્ત કરે છે : देअर–**દિયર**, वेअणा–**વીણ**, केआरअ–**ક્યારો**, भोअ+ड–**ભુવડ**.

પણ પ્રાકૃત चविडा, किसर–, लीह– (સં. लेखा– ગુજ. **લીટી, લીંટી**), ગુજ. **હીમખીમ** (સં क्षेम– નુ દ્વિરુક્ત પ્રાસરંગી રૂપ), **કુમળું** (સં. कोमलक–) એ સૌમાં આવી કોઈ નિયામક મર્યાદા નજરે નથી ચડતી. એટલે એ શબ્દોમાં તેમ જ **નિશાલ**માં –ए–>इ–એ વિકાર અનિયમિત હોવાનું માનવુ રહ્યું.

૭. અપ. लेहसाल‌નો ह्‌કાર સાધારણ નિયમ પ્રમાણે જ ગુજરાતીમા લુપ્ત થાય છે,[૮] અને પછી લગોલગ આવતા ए+अ સ્વરો સંકોચ પામી ए થઈ ગયા તે પણ સામાન્ય નિયમને અનુરૂપ છે. **લીટી, દેરું, ઓરશિયો** (अवघर्ष–) વગેરે કુડીબંધ ઉદાહરણો ટાંકી શકાય.

**નિશાળ**ને લગતા થોડાક પ્રાચીન ઉલ્લેખો આ પ્રમાણે છે[૯] (જૂની ગુજરાતીનાં ૫, ૬, ૮–૧૨, એ ઉલ્લેખો નરસિંહરાવે નોધેલા તે જ છે):—

(૧) પ્રા. एक्क–लेहसालिओ 'સહાધ્યાયી'—વસુદેવહિંડી, ૧, ૩૬, પં. ૧૬ (આશરે ઈસની પાંચમી–છઠ્ઠી સદી).

(૨) અપ. पेच्छइ लेहसाल–गयसालउ 'તે લેખશાળા અને ગજશાળા જુવે છે'—પુષ્પદંતકૃત મહાપુરાણ ૪૧, ૧૧, ૮ (ઈસવી દસમી સદી).

(૩) લૌકિક સં. लेखशालिक–, પ્રબન્ધકોશ (૧૩૪૯), પૃ. ૨૧.

---

૮. નરસિંહરાવ, પૂર્વોક્ત ગ્રંથ, ૧, ૩૧૩.

૯. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં બીજા પણ ઉલ્લેખો મળે છે, પણ તેથી કોઈ વિશેષ પ્રકાશ પડતો નથી.

(૪) લૌકિક સં. લેખશાલા અને લેખશાલિક અંપકશ્રેષ્ઠિકથાનક (૧૫ મી સદી)માથી મોનિયર વિલિયમ્જને સંસ્કૃત-કોશ નોધે છે.
(૫) જૂની ગુ एकवार सूनी नेसाल—ભીમકૃત હરિલીલાષોડશકલા, ૮, ૩૦ (આ ૧૪૮૫-૯૦)
(૬) विणसाडी सघली नेसाल—હરિલીલાષોડશકલા, ૮, ૪૭.
(૭) નેસાલ શબ્દ વાસુકૃત કર્ણકથા (આ. ૧૫૦૮-ગ્ર મુ. દેસાઈ સપાદિત સગાળશા આખ્યાન, પા. ૧૧, પ. ૧૬)મા વપરાયો છે
(૮) दस नेसाल सभालीइ—લાવણ્યસમયકૃત વિમલપ્રબધ ૪, ૩૫, (૧૫૧૨)
(૯) इति श्रीविमलप्रबधे नवपडे लेपशालाकरण—વિમલપ્રબધ, ૪ થા ખડને અતે
(૧૦) यम वेटउ नेसाल भणइ
(૧૧) नेसालीउ जीव नीसले—વિમલપ્રબધ, ૪, ૩૬.
(૧૨) नेसालीया अवर परवर्या—વિમલપ્રબધ, ૪, ૩૬.
(૧૩) नेसाल=लेखशाला—એક ઔક્તિક (સાલ નથી)

## ‘પગ’નું પગેરું

આપણા નિત્ય વપરાશના કેટલાક સુપરિચિત શબ્દો એવા છે કે તેમનુ મૂળ તપાસવા પ્રયાસ કરશુ તો તે આપણા પ્રયાસને ભાગ્યે જ ગણકારશે नाक गाल, डोक, डाचु, घूटण, बाप, बाई, फोई વગેરે ગણાવતા થાકી જવાય તેટલા છે સગવડ ખાતર કહી નાખીએ કે એ સૌ દેશ્ય મૂળના છે, પણ એમ કહેવાથી એ શબ્દોના ઇતિહાસ બાબત આપણે પહેલા જેટલા જ અંધારામા રહીએ છીએ. પણ હેમચદ્રે દેશીનામમાલામા દેશી તરીકે નોંધેલા કેટલાક શબ્દોનું છે, તેમ ઉપરનોધ્યા જેવા કેટલાક શબ્દોને વિશે પણ એવુ હોય કે તે મૂળે સંસ્કૃત કે પ્રાકૃતાઆ.માથી જ ઊતરી આવ્યા હોય—શુદ્ધ તદ્ભવ હોય, પણ જે ધ્વનિવિકારોને આધારે તે સધાયા હોય તે પ્રમાણમા સકુલ સ્વરૂપના હોવાથી એ શબ્દોનુ મૂળ ઝટ દઇને પરખાતુ ન હોય આપણો પગ શબ્દ પણ આ ભાતનો જણાય છે.

‘ચરણ’ એ ભાવના વાચક તરીકે સસ્કૃતમા બીજા શબ્દો ઉપરાત ખાસ તો पाव-( કે पव- ) શબ્દ પ્રચારમા હતો કેટલીક હાલની ઉત્તર-ભારતીય ભાષાઓમા આ पाव- જ पाय, पाँव ઇત્યાદિ રૂપે વપરાતો ચાલુ રહ્યો છે. ગુજરાતીયે પાય વાપરે છે ખરી, પણ તે કાવ્યમા કે સાહિત્યભાષામા. રોજ

ખરોજના વપરાશમા તો નવા પગ શબ્દે પાયનું સ્થાન લીધેલુ છે. ગુજરાતી મારવાડી, હિંદીમા તેમ જ વરાડની લભાણી (વણજારી)મા આ શબ્દ જાણીતો છે ગુજરાતીમા पग્ગ પણ મળે છે પ્રાચીન ગુજરાતી તથા ડિંગલમા વપરાયેલો पग्ग (ઢોલા–મારરા દૂહા, ૨૦૫)એ આ સૌમા જૂનુ સ્વરૂપ રજૂ કરે છે.

આ पग्ग મૂળ શા પરથી આવ્યો? ટર્નરે નેપાળી શબ્દકોશમા, ને તેને અનુસરીને દવેએ તેમની उपदेशमाला–बालावबोधની આવૃત્તિમા पागના મૂળ સ્વરૂપ તરીકે સંસ્કૃત पद्ग–'પગપાળો' 'પગે ચાલનારો' એ શબ્દ સ્વીકાર્યો છે. ધ્વનિદૃષ્ટિએ આ સામે વાધાભર્યું કશુ નથી પણ અર્થદૃષ્ટિએ 'પગપાળો' માથી 'પગ' લાવવુ એ સહેલુ નથી લાગતુ આ પ્રકારના અર્થવિકાસના બીજા સમાતર ઉદાહરણો ન આપવામા આવે ત્યાસુધી એ વ્યુત્પત્તિ ચિંત્ય દશામાથી નીકળી ગઈ ન કહી શકાય

આથી અહીં પગની વ્યુત્પત્તિ માટે એક નવુ સૂચન મૂકુ છુ એનો આધાર છે ડિંગળ (જૂની મારવાડી) શબ્દ કરગ. પૃથ્વીરાજના વિખ્યાત વેલિ ક્રીસન રુકમણી રી એ મધ્યમા એ શબ્દ ત્રણ વાર પ્રયુક્ત થયો છે. ધ્વનિદૃષ્ટિએ તેનો સબધ સ कराग्र–'હાથનો અગ્ર ભાગ' સાથે છે વિકાસ વ્યાપાર દરમિયાન कराग्र–ના અર્થમા જરા ફેરફાર થયો છે. સુબોધમજરી વગેરે ટીકાને અનુસરી વેલિના સપાદકોએ ઘટતી રીતે જ કરગનો અર્થ 'કર', 'હાથ' કર્યો છે એક સ્થળે તો તે ચોખ્ખો 'કર'ના પર્યાય તરીકે જ વપરાયો છે જુઓ,

> किहि कुमकुमौ करगि, कुड्कुम किहि करि,
> किहि करि कुसुम, कपूर किहि।
>
> (વેલિ, ૧૦૨ પૂર્વાર્ધ)

"કોઈ (સ્ત્રી)ના હાથમા ગુલાબજળ, (ને) કોઈના હાથમા કેસર, કોઈના હાથમા ફૂલો, (ને) કોઈના (હાથમા) કપૂર"

આમ 'કરનો અગ્ર ભાગ' એવા અર્થના વાચક कराग्र–માથી અગ મૂળ અગીનો વાચક બની બેસવાના અર્થવિકાસના નિયમને અનુસરી, 'હાથ'–વાચક (करग्ग – દ્વારા) करग શબ્દ નીપજ્યો છે. પાછળના ચારણી કાવ્યમા ऋग કે ऋगो રૂપે પણ તે વપરાયો છે

અને તો कराग्र–> करग्ग–> करगની જેમ જ पदाग्र–માથી पग न થયો હોય? અર્થવિકાસ માટે તો હમણા જ કહ્યુ સાથે એ પણ નોંધીએ કે વેલિ, ૧૬૭મા पगि पगि 'ડગલે ને પગલે' એ અર્થમા પ્રયુક્ત છે. પણ

पदाग्र–>पग એ ધ્વનિવિકાસ સમજાવવો પડે તેવો છે—ખાસ કરીને તો શબ્દાન્તગત –अ– નો લોપ અપભ્રંશમા કે અર્વાચીન ભૂમિકામા આવતા, શબ્દની વચ્ચે રહેલો (યશ્રુતિયુક્ત કે તે વિનાનો) –अ– (અથવા તો –य–, –व–) બીજા કોઈ પણ સ્વર પછી આવતો હોય અને તે પછી સયુક્ત વ્યજન હોય તો તે લોપાયાના ઉદાહરણો તરીકે આટલા શબ્દો મને મળ્યા છે

स भुजागला–, અપ भुअगल्–  ભોગળ, ભૂગળ.

स मत्स्य-वन्धिनी–અપ मच्छधिणी

स पिशाच–+–ल्ल–, પ્રા पिसाअ–+–ल्ल, અપ पिसल्ल–

सं मुकुटबद्ध–, અપ मउडद्ध–, ગુજ. મડધો

स भविष्यदत्त– પ્રા भविस्सअत्त અપ भविसत्त–

स पञ्चवण– અપ पञ्चन्न–

स कण्टकाग्र– પ્રા कण्टअग्ग– અપ कण्टग्ग–

स जयायाना, પ્રા जन्नजत्ता, અપ जन्नअत्ता, जन्नत्ता

सं वरयात्रा, પ્રા वरजत्ता, અપ *वरअत्त–, *वरत्त—हिं बरात

તેની જ રીતે स पदाग्र– પ્રા पअग्ग– અપ *पग्ग–, પ્રા ગુ पग, पाग, पग

આમા ग्ग पग्ग એ સાદશ્યનો પ્રભાવ પણ ગણતરીમા લેવો ઘટે કેમકે બીજા અનિયમિત વિકાસવાળા શબ્દોની જેમ અહીં પણ સયુક્ત વ્યજનો ઋજુભાવ પામવા છતા તેમની પહેલાનો સ્વર દીર્ઘ નથી થતો આમ पदाग्र– રૂપાતરિત થઈ પગ થયો એ ખૂબ સભવિત લાગે છે

## પરોણો, પરાણો

૧ 'ગાડે જોતરેલા બળદ વગેરેને હાકવા માટેની આરવાળી લાકડી' એવા અર્થમા, ઉચ્ચારણની દૃષ્ટિએ નજીકનજીકના, બે શબ્દો ગુજરાતીમા જાણીતા છે **પરોણો** (સ્ત્રી **પરોણી**) અને **પરાણો** (સ્ત્રી **પરાણી**) **પરાણો** 'મહેમાન' આગલા શબ્દથી બે ત્રણ વીગતમા જુદો પડે છે જોડણીકોશ ન નોધતો હોવા છતા એમા **પ**'–મા હકાર ક્યાય ક્યાય સભળાય છે, તેનુ રૂપાતર **પરૂણો** છે, અને તેનો સબધ પ્રા અપ पाहुणय– (*प्राहुणय–), અને ઉત્તરકાલીન સંસ્કૃત प्राघुणक–, प्राघुणिक–, प्राघूणक–, प्राघूणिक– એવા રૂપાતરે મળતા શબ્દ સાથે છે.

*प्रओणओ સિદ્ધ કરવામાં प्र- સારૂપ્ય પામ્ય વિના જળવાઈ રહ્યો એમ માનવું પ્રાપ્ત થાય છે, જ્યારે **પાનો** (प्रस्नव-), **પામવું** (√प्राप्-), **પ્યારું** (प्रियतर-) વગેરેમાં प्र-નો प- થએલો જોઈ શકાય છે. પણ સાથે **પરસેવો** (प्रस्वेद-), **પરોવવું** (प्रोत-), **પરોણો** (*प्राहुणउ, प्राघुणक-), **પરબ** (प्रपा-?) વગેરેમાં प्र- એમને એમ જાળવી રાખવાનું વલણ પણ જોઈ શકાય છે. એટલે *प्रओणओ- *प्रोणउ- *पिरोणउ- *पिरोणो **પરોણો** એવા વિકાસક્રમની અટકળ સ્વાભાવિક છે. જો કે હજી પણ એક ગઢ છતવો બાકી રહે છે. *प्रतोदन-, સામાન્ય રીતે નપુંસકલિંગી નામ ગણાય. વળી तोदन-, प्रहरण-, तोत्र-, એ બધા પણ નપુંસકલિંગ છે. પણ **પરોણો** પુલ્લિંગ છે. એટલે આ લિંગવ્યત્યય प्रतोद-ની કે प्राजन- (વિકલ્પે પુંલ્લિંગ) જેવાની અસર નીચે, પણ કાશિકામાં प्रवयणो दण्डः प्राजनो दण्डः છે અને હેમચંદ્રે तोदनदण्ड વાપરેલો છે તે પરથી વધારે સંભવિત પણે, *प्रतोदनदण्ड ના ટૂંકા રૂપ તરીકે સમજાવી શકાય.

૬. **પરોણો**ના -રો-ની વિવૃત્તતા પરવર્તી નાસિક્ય ધ્વનિનું પરિણામ છે. કાઠિયાવાડીમાં અને અમુક અંશે શિષ્ટ ગુજરાતીમા પરવર્તી નાસિક્ય ધ્વનિની અસર નીચે આગળના એ કે ઓનુ વિવૃત ઉચ્ચારણ થાય છે.[૪]

૭. **પરાણો**નુ મૂળ प्राजनकः *प्राअणओ, प्राणओ, पिराणओ પરથી **પરાણો** સરળતાથી આવી શકે. જોડણીકોશ प्रवयण- મૂળ તરીકે આપે છે એ બરોબર નથી. તેમાં प्र°નુ प्रा° થયુ એમ માનવુ પડે, જેને માટે કશો આધાર નથી.

પ્રાચીન ગુજરાતી ગદ્ય-સંદર્ભ (પૃ. ૧૯૦) પર **પિરાણઉ**='પ્રતોદ' 'પ્રાજિન', 'તોત્ર' આપેલું છે. આમા प्राजन જોઈએ. प्राण- પરથી पिराण વસંતવિલાસમાં વપરાયુ છે.

૮. **પરોણી** અને **પરાણી** લઘુતાવાચક રૂપો છે.

---

૩. -ओम->-ओ- એ સ્વરસંકોચની પ્રક્રિયા પ્રાકૃતમા જાણીતી છે. स्तोक-+-'ट्क' પરથી અપ. *थोअडउ, थोडउ એ આનું એક ઉદાહરણ છે.

૪. કે હ. ધ્રુવના ધ્યાનમાં આ ઘટના આવી હતી (વાગ્વ્યાપાર) ચ. પુ પટેલે (જૂની ગુજરાતી ભાષા, ૩૪૦) તથા ચુ. વ. શાહે પણ આની નોંધ લીધી છે (બુદ્ધિપ્રકાશ, ૧૯૩૪) નરસિંહરાવના કાને આ કેમ ન વર્ત્યું એ એક આશ્ચર્ય છે (ગુ લે. ને શી. ૧, ૧૮૫, ૧૬૧.)

# બેલ, મેલ, બળદ

૧. આ શબ્દોનુ મૂળ ખોળવાની શરૂઆત આપણે शरीर– ને करीर– વગેરેનો વિકાસવિશેષ નિરૂપવાથી જ કરીએ. शरीर–નુ પહેલા सरीर– ને પછી સઇર– કે સયર– આ शरीर–ની જેમ જ करीर–નો વિકાસ करीर–>कईर– ને પછી કેર–ડો. તે જ પ્રમાણે સેંજળ–સઝજલ<सरिज्जल–, અને પૈબ્રહ્મ–પરિબ્રહ્મ–परब्रह्म[2]

૨. આ બે શબ્દોનો વિકાસ તપાસતા આપણે જોઈ શકીએ કે એમા જે મધ્યવર્તી રકારનો લોપ થયો છે, તે નજીકનજીકના અક્ષરમા એક પછી એક એમ બે રઅર આવતા હોવાને પરિણામે જ

૩. ઉપરના બે શબ્દોમા જેમ –र– લોપાયો તેમ એકધ્વનિતાના કારણે –ल्– લોપવાથી બેલ અને મેલ સધાયા જણાય છે પ્રાકૃતમા °इल्ल– પ્રત્યય એક મત્વર્થીય તરીકે સામાન્ય પ્રયોગમા છે (હેમચદ્ર ૮–૨–૧૫૯, પીશલ § ૫૯૫) ઉ. त गुणिल्ल– 'ગુણવાન', माइल्ल– 'માયાવી'. રાજશેખર (ઈ સ ૧૦મી સદી) જેવા લેખકની કૃતિઓમા આવા શબ્દો છૂટથી વપરાયા છે આને આધારે बल– પરથી *बलिल्ल–'બળવાન', ને मल– પરથી *मलिल्ल[3]– કે *मलिल्लय– 'મળવાળુ' પણ પ્રચારમા હોવાની અટકળ થઈ શકે. પછી શરીર– ને કરીર–ની જેમ, મધ્યવર્તી –ल्– ઊડી જતા બઇલ્લ–ને *મઇલ્લઉ– અને પછી સ્વરસકોચ દ્વારા બેલ– અને મેલુ– બેલમા કવચિત એનુ સવૃતત્વ પણ સભળાય છે. *बलिल्ल–ના સામાન્ય અર્થ 'બળવાન'માથી 'બળદ' એવા અર્થના વિકાસ સાથે સરખાવો (૧)સ बलिन्–ના ચાનુ અર્થ ('બળવાન') ઉપરાત કોઈ કોશોમા નોધાયેલો અર્થ 'બળદ' (મોનીઅર વીલિયમ્ઝ), (૨) વૈદિક वृषन्–નો મૂળ અર્થ 'બળવાન'ને પછી 'બળદ'. કત્રેએ પ્રા मइल्ल– માટે પૂર્વરૂપ તરીકે मृदिल्ल– (એટલે કે मृद् 'મૃત્તિકા'+–इल्ल– મત્વર્થીય) સૂચવ્યો છે, અને ગ્રેએ वइल्ल–ના મૂળ તરીકે वदिल्ल–(એટલે કે विन्दु– સાથે સબદ્ધ ધાતુ √वद्+इल्ल–). આમા છેલ્લુ સૂચન તો દૂરાકૃષ્ટ જણાય છે કત્રેનુ સૂચન ઘણી મોટી સભાવના ધરાવે છે

---

૧ દવેએ તેમની ઉપદેશમાલા–બાલાવબોધ ની આવૃત્તિમાં સઇર શબ્દ શરીર સાથે સાંકળ્યો છે

૨ સાડેસરા, સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય શબ્દકોશ પૈબ્રહ્મ

૩ દવે મૂળરવરૂપ તરીકે મલિલ– સૂચવે છે, પણ અર્વાચીન મેલુમાં લકાર છે, ળકાર નહીં એ હકીકત મૂળમાં –લ્લ– હોવાની સૂચક છે

૪. વાંકું ને વાંક, ધોળું ને ધોળ, ઉઘાડું ને ઉઘાડ તેમ મેલું ને મેલ એટલે કે જેમ કેટલાક વિશેષણો પરથી બનતા ભાવવાચક નામ સ્ત્રીલિંગ હોય છે (મોળું-મોળ, સાંકડું-સાંકડ, ઉતાવળું-ઉતાવળ, અધીરું-અધીર), તેવી રીતે ઉપર નોંધેલા વિશેષણો પરથી સધાતા ભાવ વાચક નામ નપુંસકલિંગ છે

૫ બળદ શબ્દ પણ વૃષભ બળિષ્ઠતાનું પ્રતીક હોવાની હકીકતનો સૂચક છે કથાસરિત્સાગરમાં बलद- વૃષભવાચી છે પ્રાકૃતમાં बल्द- છે बलद-નો યૌગિકાર્થ છે 'બળ દેનાર' તેમાંથી વિકસેલા 'વૃષભ' એ અર્થ સાથે સરખાવો હમણાંજ ઉલ્લેખેલા वृषन- શબ્દનો યૌગિકાર્થ '(વીર્ય)સેક્તા' અને ચાલુ અર્થ 'વૃષભ' આલ્સ્ડોર્ફે[3] અપ બલદ્- માંનો બેવડો દકાર સમજાવવા તેના પૂર્વ સ્વરૂપ તરીકે बलद-ને બદલે * बलद- શબ્દ હોવાનું કલ્પે છે પણ એ બિનજરૂરી છે પ્રાકૃત અને અપભ્રંશમાં કોઈક સંસ્કૃત શબ્દોને અર્ધતત્સમ રૂપે સ્વીકારવાનું વલણ પણ છે અને એવે વખતે મૂળના સંસ્કૃત શબ્દોનો લોપપ્રાપ્ત (કે વિકારપ્રાપ્ત) વ્યંજન લોપ (કે વિકાર) પામવાને બદલે બેવડાઈને જળવાઈ રહે છે અપભ્રંશમાંથી બેજ ઉદાહરણ નોંધું[4] सइलज्ज = शैलजा, मणमत्थ = मन्मथ હિંદી आसोज પણ * अस्सउज्ज જેવા પૂર્વરૂપની અપેક્ષા રાખે છે. એક રીતે આવા શબ્દો અર્ધતત્સમ ગણાય એ રીતે સં बलद- પ્રા. बलद्द- ને પછી બળદ.

## ભભૂત

**ભભૂત કે ભભૂતી** એ હિન્દીમાંથી સ્વીકૃત શબ્દ ગુજરાતીમાં પણ 'ભસ્મ', 'પવિત્ર રાખ' એ અર્થમાં જાણીતો છે અને દેખીતા જ સં. विभूति- 'ભસ્મ'માંથી સધાયેલો એ એક અર્વાચીન તદ્ભવ (કે અર્ધતત્સમ) છે એમાં રહેલો વિશિષ્ટ ધ્વનિવિકાસ આ રીતે સમજાવી શકાય

(૧) विभूति- > बिभूति, હિન્દીના ધ્વનિનિયમ પ્રમાણે,

(૨) बिभूति- > * बभूत

આમાંની -इ- > -अ- એ પ્રક્રિયા ગુજરાતીમાં જાણીતી છે.

૩ હરિવંશપુરાણ ૧૫૧ વગેરે

૪ સંદેશરાસક શબ્દસૂચી

(૩) *वभूत->भभूत. પરવર્તી भू-ની અસર નીચે, આગળના व-નો म-. સમાન્તર ઉદાહરણ તરીકે, અર્ધતત્સમ **ભભીક્ષણ** (અશિક્ષિત લૌકિક ઉચ્ચારણ) <*बिभीखण <बिभीषण, विभीषण; રાજસ્થાની **ભીભળ** (ઢોલા-મારુરા દૂહા, ૨૨૯) અપ. भिंभल- <*विब्भल- <विब्भल- <विह्वल-; ઉપરાંત સરખાવો **ફોફળ** <फोप्फल- <पोप्फल- <पूगफल-.

નરસિંહરાવ આ શબ્દ માટે विभूति->व्हिभूति- > भभूत એવો ક્રમ સૂચવે છે.[1] પણ હિન્દી વિશિષ્ટતા ઉપર સૂચવી રીતે જ સમજાવી શકાય તેમ હોવાથી, અને **વાલમ** ની વ્યુત્પત્તિચર્ચામાં બતાવ્યુ છે તેમ **ભ**નો **વ્હ** કે **બ્હ** એ વિકાર શક્ય ન હોવાથી તેમની વ્યુત્પત્તિ અસ્વીકાર્ય ઠરે છે.

## ભળવું-ભેળવવું

૧. ગુજરાતીમાં પ્રેરક અંગ સાધવાના અનેક પ્રકાર છે:

**પડવું: પાડવું, બળવું: બાળવું, તરવું: તારવું** વગેરેમાં **અ : આ** એવી આનુપૂર્વી ('ઑલ્ટર્નન્જ' alternance) વાળો પ્રકાર છે. તેવી જ રીતે

| | |
|---|---|
| ઉકલવું : ઉકેલવું | ખરવું : ખેરવવું |
| ઉખડવું : ઉખેડવું | ફરવુ : ફેરવવું |
| ઉછરવુ : ઉછેરવુ | મળવું : મેળવવું |
| | ભળવુ : ભેળવવુ |

વગેરેમાં **અ : એ** એવી આનુપૂર્વીવાળો પ્રકાર જોઈ શકાય છે. આમાં પહેલો પ્રકાર તો દેખીતાં જ સં. पतति: पातयति, ज्वलति: ज्वालयति વગેરેના ફળ રૂપ છે, પણ બીજા પ્રકારના આખ્યાતિક અંગનું મૂળ તરત ધ્યાનમાં આવે તેવું નથી. પણ,

√लिप्-પરથી लिम्पति : लेपयति
√खिद्-પરથી खिद्यति : खेदयति
√सिच्-પરથી सिञ्चति : सेचयति

વગેરેને આધારે કહી શકાય કે ઉક્ત **અ : એ** ની આનુપૂર્વીવાળાં ગુજરાતી અંગો સંસ્કૃત **ઇ : એ** ની આનુપૂર્વીવાળાં અંગોમાથી નિષ્પન્ન થયા છે. આમાં સંસ્કૃત આખ્યાતિક અંગોના આદ્ય અક્ષરમાં રહેલો ઇ-

૧. ગુજ. લૅ. ઍં. લી. ૧, ૯૦

ગુજરાતીમા -અ- તરીકે ઊતરી આવ્યો છે સ. मेल्यति નો मे- ગુજ મેળવવું મા અવિકૃત જળવાઈ રહ્યો છે, ત્યારે સં. मिलति નો मि- ગુજ. મળવું મા મ- રૂપે આવી રહ્યો છે. આ ઉપરથી એવો સામાન્ય નિયમ ફલિત થાય કે જ્યારે ગુજમા પ્રેરક અગોમા ધાતુસ્વર એ હોય ('ફેરવવુ', 'ખેરવવુ') ત્યારે તેમના પ્રાથમિક અગોમાનો ધાતુસ્વર અ ('ફરવુ, ખરવું') પૂર્વ ભૂમિકામા ઈ રૂપે હોય (√*स्फिर्- √*स्किर्) એટલે

*स्फिरति-फिरइ ફરે *स्फेरयति-फेरइ-फरइ-फरवइ-ફેરવે
*स्किरति-*खिरइ-ખરે : *स्केरयति-*-खरइ-*खरइ-खरवइ-ખેરવે
मिलति-मिलइ-મળે मेलयइ-मलेइ-मलइ-मलवइ-મેળવે.

૨. આ 'મળવુ' 'મેળવવુ'ની જેવા, લગભગ તેવા અર્થના 'ભળવુ' 'ભેળવવુ' એ ધાતુઓ પણ ગુજરાતીમા છે ઉપર આપેલી સમાન્તર રૂપ ઘટનાના સાદૃશ્યે આપણે કહી શકીએ કે પ્રેરક 'ભેળવવુ'ના પ્રાથમિક અગ 'ભળવુ'નો ધાતુસ્વર પૂર્વભૂમિકામા ઇ રૂપે હોવો જોઈએ. એટલે ભળવુને મળવુ પૂર્વભૂમિકાનુ અગ *भिल- હોય— મળવુંનુ मिल्- છે તેમ, અને મારવાડીમા એ મળે પણ છે.

ભીતડા ભાજિ ઢહિ જાઈ ધરતી ભિળે,[1] ગીતડા નહિ જાઈ ક્હૈ ગાગો

૩ આ *भिल-થી પણ જરા આગળ વધીએ પ્રાકૃત ધ્વનિમીમાંસાનો એક જાણીતો નિયમ છે કે

પ્રાભાઆ સ્વરમધ્યગત [ઉષ્મ+નાસિક્ય]>પ્રા. સ્વરમધ્યગત
[અનુનાસિક+સવર્ણ ઘોષ મહાપ્રાણ]

ઉદાહરણ સ ग्रीष्म- —પ્રા गीम्भ-
श्लेष्मन्- — ,, सेम्भ-
सस्मरति- — ,, सभरइ

આને મળતો વિકાર चिह्न- — चिन्ध-મા જોઈ શકાય છે ઉક્ત વ્યજનજૂથ જ્યારે શબ્દારભે હોય ત્યારે તેમાથી પ્રાકૃતમા માત્ર સવર્ણ મહાપ્રાણ પરિણમે છે. ઉદાહરણ

સ. स्मरति — પ્રા. भरइ
√स्मिट्-('अनादरे, गतौ') — પ્રા भिडइ

---

[1] રાજસ્થાન-ભારતી ૧, ૧, એપ્રિલ ૧૯૪૬, ૭૪

આના સાદૃશ્યે √*भिल्–નુ મૂળ રૂપ √*स्मिल्– હોવાની અટકળ થઈ શકે.

૫. ધ્વનિનિયમો પ્રમાણે પુનર્વટિત ('રીકન્સ્ટ્રક્ટેડ', reconstructed) આ √*स्मिल्– વાસ્તવિકપણે સંસ્કૃત સાહિત્યમા કે કોશોમા મળતો નથી, એ ખરુ. પણ એ માટે કેટલોક પરોક્ષ આધાર મળી રહે છે. 'પલકારા મારવા' એ અર્થની √मील्– અને √स्मील्– એ ધાતુજોડી ધાતુપાઠમા આપેલી છે. આની સાથે √मिल्– અને √*स्मिल्–નુ સામ્ય ઉઘાડુ છે. બીજુ, પ્રાભાઆ.મા કેટલાક એવા શબ્દો ને રૂપો મળે છે, જેમા સ્પર્શ કે નાસિક્ય ધ્વનિના સયોગમા રહેલા આદિ ઉષ્મ ધ્વનિનો લોપ કરવાનુ વલણ દેખાય છે. સરખાવો, करोति, कृत, कीरति વગેરે — सस्कार–, उपस्कर–, परिष्कार– विष्किर– વગેરે,

स्तेन– : तायु–
स्पष्ट– — पश्यति
चन्द– — हरिश्चन्द्र–
स्नापयति — नापित– વગેરે.

પાણિનિએ નોધેના स्– આગમ વાળા શબ્દો ને રૂપોમાથી કેટલાકની ઉપપત્તિ આ જ છે.[2] આમ √मिल्–. √स्मिल्– એવી એક સમાનાર્થ ધાતુ–જોડી હોવાનુ માનવા માટે ઠીક ઠીક આધાર આપડે છે. માલાઆ.મા અને અભાઆ મા કેટલાક એવા શબ્દો મળે છે, જેમનો આદિ વ્યજન મહાપ્રાણ હોય, પણ તેમના ઉપલબ્ધ પ્રાભાઆ. મૂળમા તે અલ્પપ્રાણ હોય (फरसु– परुष,– खीलो– कील–, વગેરે )[3]. આમાથી કેટલાકની ઉપપત્તિ અહી નિર્દેશેલી ઘટનાને આધારે ન આપી શકાય ?

૬ આ વિચારણાનો નિષ્કર્ષ એટલો કે √मिल्–' મળવુ'ના વડજન્ય (કે પૂર્વજ) √*स्मल्–માથી ગુજ. ભળવું, અને તેના પ્રેરક અન *स्मेलय् પરથી ક્રમે કરીને ગુજ. ભેળવવુ' સિદ્ધ થયા હોય.

# બ્રખુ

નરસિંહ મહેતાના સુરતસંગ્રામમાં 'બ્રખુની દુલારી' એ શબ્દો કૃષ્ણપ્રિયા રાધા માટે વપરાયેલા છે રાધા વૃષભાનુજા 'વૃષભાનુની પુત્રી' તરીકે જાણીતી છે, અને આ 'બ્રખુની દુલારી' એ દેખીતા જ વૃષભાનુજાનો અનુવાદ છે એટલે બ્રખુ એ વૃષભાનુનો જ સંક્ષેપ છે. બે ત્રણ ધ્વનિ વલણોના વ્યાપાર દ્વારા તે સધાયો છે.

૧. ધાર્મિક સાહિત્યમાં વપરાતો શબ્દ હોવાને લીધે તેનું તદ્ભવ નહીં, પણ અર્ધતત્સમ સ્વરૂપ ચાલુ થયું છે. આથી વૃષભાનુ—નું બ્રખભાનુ થયું. તેમાં

(ક) વ્ નો બ્ વ્રજની અસર નીચે.

(ખ) ઋનો ર્ અર્ધતત્સમોમાં સામાન્ય અમૃત–અમ્રત, વૃજલાલ – વ્રજલાલ, વૃંદાવન – વ્રંદાવન – વ દ્રાવન, દૃષ્ટાંત > દ્રષ્ટાંત (અશિક્ષિત ઉચ્ચારણ) – વગેરે ઘણાં ઉદાહરણો છે.

ઉચ્ચારવાના વલણને લીધે સંતોક (સંતોખ, સંતોષ) ને વશેક (વશેખ, વિશેષ)મા ક મળે છે. (૨) પછી સક્ષેપથી વ્રજભાનુ નુ *વ્રજુ—જેમ ધીરજલાલનુ ધીરૂ, પરશોતમનુ પશુ, જગજીવનનુ જગુ, વગેરે (૩) *વ્રજુનુ રકારની અસરથી ભ્રજુ આના પ્રકારની અસર નીચે અલ્પપ્રાણને મહાપ્રાણ ઉચ્ચારવાનુ વલણ ગોહીલવાડીમા જાણીતુ છે. ઉદાહરણો :

ઘરણ (ગ્રહણ), ઘરાક (ગ્રાહક), મરઘલો (મૃગ–) ભરથ (ભરત) પરબથ (પર્વત), ભરથાર (भतार–), ઘોડવુ, ધ્રોડવુ (દ્રોડવુ), ધરાખ (દ્રાક્ષ), મધરાશી (મદ્રાસી), ધ્રષ્ટાત (દૃષ્ટાંત), ભ્રામણ (બ્રાહ્મણ), ભ્રમ્યાજી (બ્રહ્મા–), ભરમાંડ (બ્રહ્માંડ), વગેરે.

## મોટો

૧. રૂપાતરો મોટો, મ્હોટો, મહોટો, મરાઠી मोठा.

૨ નરસિંહરાવના મતે મ્હોટુ નીચેના ક્રમે વ્યુત્પન્ન થયો છે :
સ महत्क—અપ महन्तउँ અવાન્તર महत्तउँ, મ્હોટું.[1]

૩ નરસિંહરાવની વ્યુત્પત્તિમા બે દોષ છે :
એક સ महत्कम्‌નુ પ્રાકૃતમા *महक्क અને અપભ્રશમા *महक्कु કે *महक्कउँ થાય, महन्तउँ નહીં અપ महन्तउँ મૂળ સંસ્કૃતના महान्त० એ સબળ (સ્ટ્રાગ strong) અગ પરથી ઊતરી આવ્યો છે બીજુ આવા ધ્વનિસદર્ભમા ન્હેતા અપભ્રંશના એવા –त्त– નો –ट्ट– થતો હોવાનુ બીજુ એક પણ પ્રામાણિક ઉદાહરણ નથી વળી જે મૂર્ધન્યભાવના ઉત્સર્ગના ઉદાહરણ તરીકે નરસિંહરાવે મ્હોટુ આપ્યો છે, તે ઉત્સર્ગ તેના પ્રસ્તુત સ્વરૂપમા ટકી શકે તેમ નથી.[2]

આથી નરસિંહરાવની વ્યુત્પત્તિ તેમણે આપેલા સ્વરૂપમા અસ્વીકાર્ય કરે છે

---

૧ પૂર્વોક્ત ગ્રથ, ૧, ૪૫૪,

૨ જુઓ પ્રસ્તુત સગ્રહમાં 'દત્યોના મૂર્ધન્યભાવ'

૪. ટર્નરના મતે[3] ગુજ. મોટું તેમ જ નેપાળી મોટા, આસામી-બંગાળી -હિંદી મોટા, પંજાબી મોટ, મરાઠી મોઠા, સિંધી મોટ એ સજાત્ય શબ્દોના મૂળ તરીકે કોઈ *મોટ્ટ- એવા દેશ્ય શબ્દની કલ્પના કરી.

૫. ટર્નરની વ્યુત્પત્તિમાં એ દોષ રહેલો છે કે *મોટ્ટ-એ કલ્પિત મૂળ ગુજ. મહોટો ને મરાઠી મોઠા તથા લભાણી (વણજારી) મોટો એમાં રહેલા હકારની ઉપપત્તિ આપી શકતું નથી. આથી એ વ્યુત્પત્તિ પણ મહોટું માટે અસ્વીકાર્ય બને છે. પણ પ્રાચીન ગુજરાતી મોટ્ટિમ,[4] હિંદી મોટા માટે ટર્નરનું સૂચન યોગ્ય છે.[5]

૬. મહોટો એ શબ્દ પ્રાચીન ગુજરાતીમાં मोहटो, मोहोटो, महुटो વગેરે જુદાંજુદાં સ્વરૂપે દેખાય છે. હકારનું ઉચ્ચારણ જૂની ગુજ.માં સંક્રમણદશાનું હોવાથી જ આવી પરિસ્થિતિ પ્રવર્તે છે. આ કારણે मोहोटोના મોમાં રહેલો ઓકાર મૌલિક નથી, પણ પાછળથી સિદ્ધ થયેલો છે.

પહોરનું મૂળ પ્રા. पहर-, સં. प्रहर-
નહોરનું મૂળ પ્રા. णहर-, સં. नखर-

આના સામ્યે મહોટું પ્રાકૃતમાં *महट्टयं રૂપે હોવાની અટકળ કરી શકાય.

૭. પ્રાકૃતમાં સં. महत्‌માંથી સધાયેલો मह- શબ્દ પણ જાણીતો છે.

૮. આ मह- ને महट्टय-ને સરખાવતાં જણાઈ આવે છે કે मह-માં -ट्टय- એ સ્વાર્થિક પ્રત્યય ઉમેરાઈને महट्टय- સિદ્ધ થયો છે. આ સ્વાર્થિક પ્રત્યય વિશે લીટીની વ્યુત્પત્તિ ચર્ચતાં માહિતી આપેલી છે.

૯. હિંદી छोटा શબ્દ मोटाની જોડનો છે. તેમાં પણ આ જ અંશ રહેલો છે. क्षुद्र- 'નાનું' પરથી √*क्षुद्- ધાતુની કલ્પના થઈ શકે. તેમાંથી સાધિત *क्षोद- 'બાળક, નાનું' એ શબ્દના પ્રાકૃત રૂપાંતર *छोअ-માં -ट्टय- સ્વાર્થે ઉમેરાતાં *छोअट्टय- થાય અને પછી छोटा. આ સૂચન કત્રેનું છે.

---

૩. નેપાળી ડીક્શનરી, मोटा નીચે.

૪. 'મહિમા મોટ્ટિમ પત્ત', ઉવએસમાલ-કહાણય-છપ્પય, ૭૩; 'મોટઇ મન ઉલટિ', સિરિથૂલિભદ્દફાગુ, ૧૦.

૫. આ ઉપરથી એક એ પણ સંભવ છે કે મહોટું એ મોટ્ટ અને મહના સંગોજક પરિણામ હોય.

૧૦. એટલે વિકાસક્રમ આ પ્રમાણે થશે

સં. महत्–

પ્રા. मह–, महद्दय–

અપ. *महद्दय–, *महद्दउँ

ગુજ. महोटुँ, मोहोटुँ, म्होटुँ, मोटुँ

## રૉંદલ

પ્રયોગઃ—જોડણીકોશ રન્નાદે, રાંદલ, ને રાંદેર આપે છે.

ગોહીલવાડીમા રાનાદે[1] અને રૉંદલ વપરાય છે.

અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિઃ—હેમચંદ્ર(૧૨મી સદી)ના યોગશાસ્ત્રમા આવતા रत्नादेवी ‘સૂર્યપત્ની’ પરથી રાંદલ નિષ્પન્ન થયો હોવાનુ સુચવાયુ છે[2] ક્રમ रत्नादे–रन्नादे, रन्नादे+लना त्वरित ઉચ્ચારણથી રાંદલ, રાંદલ.

જોડણીકોશ પ્રમાણે સં रदला પરથી રાંદલ થયો છે.

ચર્ચા —જોડણીકોશે સં रदला શબ્દ મોનીયર વીલીયમ્જના સંસ્કૃત કોશમાથી લીધો છે એ કોશ જોતા જણાશે કે તેમા નોંધેલો रदला શબ્દ કોઈ હસ્તપ્રતોની યાદીમાથી લીધેલો છે, સાહિત્યિક ગ્રંથમાથી નહીં અને એ રીતે તે ઘણાજ પાછળના સમયનો અને સંદિગ્ધ પ્રામાણિકતા વાળો ઠરે છે. રૉંદલનુ એ સંસ્કૃતીકૃત રૂપજ છે નહીં તો रदला પરથી બાકીના રન્નાદે વગેરે સિદ્ધ ન થઈ શકે અને તેના એકવડા લકાર પરથી ગુજરાતીમા રૉંદળ એવુ રૂપ થાય. એટલે रदलाથી રૉંદલ વગેરેના મૂળ પર કશો પ્રકાશ નથી પડતો

रत्नादेवी હેમચંદ્ર ઉપગત વર્ધમાનસૂરિના આચારદિનકર (૧૧મી સદી)–મા મળે છે ત્યા સૂર્યને रत्नादेवीकान्त– કહ્યો છે[3]

---

૧ જાણીતા લોકગીતમા ‘ખોળાનો ખુદતલ દેજે, રાનાદે’ એમ પંક્તિઓને અંતે રાનાદે તેમ જ રન્નાદે બંને બોલાય છે

૨ પં બેચરદાસ દોશી, ભારતીય વિદ્યા (હિં ગુ) માર્ચ ૧૯૪૦,૧૫૬

૩ ડાં ૭ ઉપાધ્યાય ‘એ ફ્રાસ ઈમેજ ઓવ રાજ્ઞી’, ધ જર્નલ ઓવ ધ ઉત્તરપ્રદેશ હીસ્ટોરીકલ સોસાયટી, ૧૯૫૦ ૨૧૫. મોનીયર વીલીયમ્જમા ‘સૂર્યપત્ની’ના અર્થમાં रत्नादेवी નથી

પણ ધ્વનિદૃષ્ટિએ रत्ना = रन्ना ( रण्णा ) એ સમીકરણ બરોબર છે ખરુ?[4] સં -त्न्- એ વ્યંજનસ્તબકમા त्‌ની અપેક્ષાએ અનુનાસિક न् નબળો હોવાથી, સારૂપ્ય થતા સં -त्न्- નુ -त्त- એવુ ઉચ્ચારણ થાય— -म्र- નહીં सपत्ना>सवत्ता, यत्न->जत्त- વગેરે આને અંગે ટાકી શકાય એ રીતે रत्नानु *रत्ता થાય, रन्ना નહીં. સારૂપ્યને બદલે વિશ્લેષ નામ કરે તો સં रत्नानु प्रा रयणा થાય, જેમ रत्न-નુ रयण- થાય છે

આની વિરુદ્ધમા કેટલાક કવિ रण्ण-નુ સંસ્કૃત રૂપ रत्न- કરવામા આવ્યુ છે એ ટાકી શકાય પણ આ रण्ण- ને रत्न-મા તેમ જ જૈનોના रण्णाને रत्नाમા આપણે એવુ માનવા લલચાઈએ છીએ કે रण्ण- અને रण्णा લોકપ્રચલિત મૂળશબ્દો હોય અને તેમનુ रत्न-, रत्ना એવુ સંસ્કૃત રૂપાતર કરવામા આવ્યુ હોય

આમ માનવા માટે એક આધાર એ છે કે સંસ્કૃત रत्नाના ઉલ્લેખો કરતા પ્રાચીનતર ઉલ્લેખો અપભ્રંશ સાહિત્યમાથી रण्णा એ રૂપે મળે છે મૂળ रत्ना હોય તો અપભ્રંશમા रयणा થાય. रण्णाના બે અપભ્રંશ ઉલ્લેખો નીચે પ્રમાણે છે ‘ અપભ્રંશ ગ્રંથ पउमचरिउ (पद्मचरितम्)ના કર્તા મહાકવિ સ્વયંભૂનો કવનકાળ સભવત ઇસવી નવમી સદીના પૂર્વાર્ધ લગભગ આવે છે पउमचरिउના ૨૬મા સંધિના ૧૪મા કડવકની અતિમ ૯–૧૦મી પક્તિઓ આ પ્રમાણે છે

तहिँ सर–णहयलेँ, सक्लत्त वे वि हरि–हलहर।
रोहिणि–रण्णहिँ, ण परिमिय चद–दिवायर॥

“તે સરોવરરૂપી ગગનતલમા પત્નીસહવર્તમાન લક્ષ્મણ અને રામ બન્ને જાણે રોહિણી ને રન્નાથી પરિવૃત ચદ્ર ને સૂર્ય ન હોય (તેમ શોભવા લાગ્યા)”

આમ અત્યાર સુધી મળેલા ઉલ્લેખોમા આ સૌથી પહેલો ઠરે છે

પણ સ્વયંભૂ પછી ઇસવી દસમી સદીની અધવચ થઈ ગયેલા બીજા એક અપભ્રંશ મહાકવિ પુષ્પદતના महापुराणમા પણ रण्णा ‘સૂર્યપત્ની’ના અર્થમા મળે છે એ મહાકાવ્યના ત્રોતેરમા સંધિના બીજા કડવકની ૧૨–૧૩ પંક્તિઓ આ રહી

---

૪ આ ઉલ્લેખોની મે ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક (જુલાઈ ૧૯૪૪, ૧૫૯) માં નોધ લીધી હતી ઉપરાંત રાદલ રન્નદેની ચર્ચા કરતી વખતે નગરાના ઉત્કીર્ણલેખ વાળો ઉલ્લેખ પણ આપ્યો હતો (ભારતીય વિદ્યા હિં–૩ માર્ચ, ૧૯૪૨, ૧૮૭) છતા ઉપાધ્યાયના આ પહેલા નિર્દિષ્ટ કરેલા લેખમાં રન્નાદેનો મધ્યકાલીન સાહિત્યમાં ઉલ્લેખ ન મળતો હોવાનું કહ્યુ છે

हयसीयउँ कयरण्णागमणु, अइरत्तउ सउहाइयउ।
दीहरपहरीण राहविण, रवि परवारु व जोइयउ॥

"લાંબા પથને લઇને થાકેલા રાઘવે શીતહારક, રન્ના પાસે જતા અને અતિશય રાતા એવા સૂર્યને સામે આવેલો જોયો, જાણે કે તે, સીતાને હરનારો અરણ્યમા આવેલો અતિ અનુરાગયુક્ત પરદારલુબ્ધ (રાવણ) ન હોય!"

कय–रण्णागमणु પર આ પ્રમાણે ટિપ્પણ છે. 'रण्णा' आदित्यभार्या, पक्षे अरण्यगमनम्.

આથી આપણને એટલુ જાણવા મળે છે કે રણ્ણાદેવી સૂર્યપત્ની તરીકે ૯ મી ૧૦ મી સદીના અપભ્રંશ કવિઓને સુપરિચિત હતી.

આ પછી તેરમી સદીના બે ઉલ્લેખો મળે છે[૫] નગરા ગામમા ભીડભંજનના દહેરામાની સૂર્યમૂર્તિને જમણે તેમ જ ડાબે પડખે સ્ત્રીની એક એક મૂર્તિ છે જમણી મૂર્તિના ચરણ નીચે એવા અર્થનું ઉત્કીર્ણ લખાણ મળે છે કે નારદ મુનિના વસાવેલા નગરા ગામમા જૂનુ જયાદિત્યનુ દેવળ ઘણા વરસાદથી સંવત્ ૯૦૩ના વરસમા પડી ગયુ તે પછી વસ્તુપાળે રત્નાદેવીની મૂર્તિ કરાવી. ડાબી તરફની મૂર્તિ નીચે પણ એવુ જ લખાણ છે, તેમા ઉપરોક્ત દેવળમા રત્નાદેવીની મૂર્તિ નાશ પામી એટલે વસ્તુપાળે સંવત્ ૧૨૯૨ મા તેની ફરી સ્થાપના કરી હોવાનુ કહ્યુ છે. આ ઉપરથી તે સમયે રાંદલપૂજા ઠીકઠીક પ્રચારમા હોય એમ જણાય છે.

પણ અત્યાર સુધી આપણે જૈન આધારો જ જોયા. બ્રાહ્મણ સાહિત્યમા પુરાણોમા રન્નાદે राज्ञीदेवी એ નામે એક સૂર્યપત્ની તરીકે જાણીતી છે અગ્નિ, ભવિષ્ય, મત્સ્ય, સ્કંદ વગેરે પુરાણોમા राज्ञीदेवीનો ઉલ્લેખ કે વૃત્તાંત મળે છે.[૬] राज्ञीનુ પ્રાકૃતમા रण्णी થાય અને પછી રાણી જુદા અર્થમા આપણી ભાષાઓમા જાણીતો છે रण्णा આકારાંત અંગ છે અને માભાષા નુ સામાન્ય વલણ મૂળના આકારાંત અંગને ઈકારાંત કરવાનુ છે, ઊલટુ નહીં. એટલે रत्नाની જેમ राज्ञीમા પણ મૂળના લૌકિક रण्णाને સંસ્કૃતના ઢાળામા ઢાળવાનો પ્રયાસ છે. જૈનોએ લોકપ્રચલિત रण्णा (કે रन्ना) નુ रत्ना કર્યું, બ્રાહ્મણોએ राज्ञी (राज्ञी 'રાણી' સાથેના સાદૃશ્યને કારણે ઈકારાંત, આકારાંત નહીં). प्रा रण्णा–रन्नानुं

---

૫ ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ, ન ૧૬૨–૧૬૩, દુર્ગાશંકર કે શાસ્ત્રી, ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ૨, (૧૯૩૯), ૩૬૩.

૬ ઉપાધ્યાય, ઉક્ત લેખ, ૨૧૩–૨૧૪ મોનીયર વીલીયમ્ઝ પણ આ શબ્દ નોંધે છે.

અપભ્રંશમાં रण्ण કે रन्न; તેમાં અંગવિસ્તારક પ્રત્યય (સ્ત્રી.) ल्ली-(-ल्लि) ભળતાં *रन्नल्लि, પછીથી *रन्दल्लि[७] (સરખાવો સં. वृहन्नल-, અપ. विहन्दल; સં. वानर-, ગુ. વાંદર, સં. पर्ण-, માભાઆ. पन्न-+-डय-, ગુ. પાંદડું, માભાઆ. पन्नरुह-, ગુ. પંદર, વગેરે);

*रन्दल्लिनुं *રાંદલિ, રાંદલ્ય, રાંદલ.

रन्ना+देवी; પછી *रन्नादेइ[८]-રન્નાદે-રાનાદે.

ધાર્મિક વપરાશનો શબ્દ હોવાથી રન્નાદેમાં પ્રાચીન ઉચ્ચારણ પણ જળવાઈ રહ્યુ છે. મોહનદે, માલનદે, રાજલદે, પ્રેમલદે, લાછલદે, લલિતાદે, જીવાદે, વગેરે ગોવિંદકૃત મામેરું (૧૭મી સદી)માં વપરાયા છે.

રાંદલ્ય એ ઉચ્ચારણ પરથી રાંદેલ (પ્રાંતિક)-જેમ વાઘણ્ય-વાઘેણ, વગેરે.[૯]

રાંદેલ પરથી કોઈ બીજા શબ્દના સંગદોષથી રાંદર થયો હોય.

## લીટી

૧. રૂપાન્તરો : લીટી (પ્રાંતિક, લીઁટી), લીટો (લીઁટો), લીટોડો (લીઁટોડો).

૨. પ્રાચીન મારવાડીમાં लीहटी એવું રૂપ મળે છે: पग- सू काढइ लीहटी[1].

૩. પ્રા. ગુ. लीहटीમાંથી લીટી થયો. આમાંની હકારલોપની પ્રક્રિયા અર્વાચીન ગુજરાતીમાં સારી રીતે વ્યાપક છે. ગોહિલવાડી જેવી અર્વાચીન ગુજરાતી બોલીમાં શબ્દાન્તર્ગત હકાર ઉચ્ચારતો જ નથી. નરસિંહરાવે

૭. આ પ્રકારના ધ્વનિપરિવર્તન માટે જુઓ પીશલ, પ્રાકૃત વ્યાકરણ § ૨૯૫, હેમચંદ્ર પ્રાકૃત વ્યાકરણ ૮-૨-૫૬, ૮-૪-૩૭૬(૧): ટર્નર, ગુજરાતી ફોનોલોજી, § ૮૪, જોશી (પરાંજપે), મરાઠી ભાષેચા વિકાસ, § ૧૨૩, પૃ. ૧૬૬; નરસિંહરાવ, પૂર્વોક્ત ગ્રંથ, ૧,૩૨૮-૩૩૩.

૮. -ण-ના લોપ માટે જુઓ પીશલ, ઉક્ત ગ્રંથ, § ૧૮૬; હેમચંદ્ર, ઉક્ત ગ્રંથ ૮-૧-૧૭૭; ટેસીટોરી, નોટ્સ, § ૩૫.

૯. પ્રાકૃત सुन्देर-(सौंदर्य-), बम्भेर-(ब्रह्मचर्य-) વગેરે; પ્રા. ગુજ. धिन (धन्य), चाणिक (चाणक्य), વગેરે; તથા પ્રાંતિક ઓઇલો (ઓલિયો) વગેરેમાં આવી પ્રતિબિંબિતા (epenthesis)ની ઘટના મળે છે.

૧. ઢોલા-મારુ-રા દૂહા, નાગરી પ્રચારિણી સભા પ્રકાશિત, દૂ. ૧૩૭.

હકારલોપનાં પ્રકીર્ણ ઉદાહરણોની નોંધ લીધી છે.[2] **લીટી**માં થયો છે તેને મળતા જ ધ્વનિસંદર્ભમાં થયેલા હકારલોપનાં ઉદાહરણો :

**ચોંટવું** : અપ. चहुट्ट–

**ઓટ** : સરખાવો અપ. √ओहट्ट–'ઘટવું'

**મોટું** : मह्-+ट्टय, સંસ્કૃત महत्+ट्टय–

૪. પ્રાચીન ભૂમિકામાં તેમ જ અપભ્રંશમાં 'લીટી' 'હદ' 'મર્યાદા' એ અર્થમાં लीह શબ્દ પણ ઘણો જાણીતો છે :

'**લીહ** જસુ પહિલીય દીજઈ'[3]

'બ્રહ્માએ નીરમીને **લીહી** વાળી રે'[4]

જૂની ગુજરાતીમાં હકારનું ઉચ્ચારણ સંક્રમણદશામાં હોવાથી તેના યોગે શબ્દની જોડણી અનિશ્ચિત રહેતી. આથી लीह ને બદલે लीही એવી જોડણી પણ મળે છે. અપભ્રંશમાં लिह, लीह અને लेह એમ ત્રણ રૂપો છે.[5]

૫. लीह અને लीहटी માં પહેલું રૂપ મૌલિક છે. બીજું સ્વાર્થિક ०टी પ્રત્યય લગાડી સિદ્ધ કરાયું છે. આવો –ट (અવિસ્તારિત) કે टो, टी, टुं (વિસ્તારિત) પ્રત્યય સ્વાર્થિક કે કુત્સા ઇત્યાદિ અર્થછાયાના વાચકરૂપે કેટલાક ગુજરાતી (તેમજ મરાઠી) શબ્દોમાં પ્રયુક્ત થયેલો જોઈ શકાય છે.[6]

| | |
|---|---|
| **પાકટ** (પાકું) | **બળુકટ** (બળુકું) |
| **ફોકટ** (ફોક) | **મોટું** (महत्) |
| **પોચટ** (પોચું) | **ચોરટો, ભામટો,** |
| **હલકટ** (હલકું) | **લોકટો, જોગટો** |

૬. ગુજરાતીનો સ્વરમધ્યગત –ट– પ્રાકૃત–અપભ્રંશ ભૂમિકામાંના ट्टमांथी જ નિષ્પન્ન થઈ શકે તેમ હોવાથી, અને સ્ત્રીલિંગી અંગોનો અંત્ય –ई– મૂળના –इयमांथी નિષ્પન્ન થયો હોવાથી लीहटीનું પ્રાકૃત–અપભ્રંશ ભૂમિકાનું સ્વરૂપ *लीहट्टिया *लिहट्टिया હોવાનું અટકળી શકાય.

---

૨. ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લીટરેચર, ૧, ૩૧૩–૩૧૪.

૩. સમરારાસ,–૩–૧૧.

૪. પ્રેમાનંદ, શ્રીમદ્‌ભાગવત દશમ સ્કંધ, નર્મદાશંકર–સંશોધિત, ચોથી આવૃત્તિ (૧૯૧૬), ४२, ११७, પા. २४३.

૫. હેમચંદ્રીય પ્રાકૃત વ્યાકરણ, ૪,૩૨૯ ઉપરની વૃત્તિ.

૬. મરાઠીમાં खारट, खारकट, चींवट, अंबट, तुरट, तीखट વગેરેમાં આ પ્રત્યય રહેલો છે.

૭. અપભ્રંશ લીહ એ સં. લેખાનુ રૂપાંતર છે અર્વાચીન ગુજરાતીમા **ફીણુ** (फेन-), **નિશાળ** (लेखशाला) જેવા કેટલાક શબ્દો મળે છે, જેના મૂળના શબ્દાન્તર્ગત -ए-નો -ई- થયો છે. लेखा કરતા रेखा એ રૂપ પ્રાચીનતર છે

૮. ગુજરાતીમા સ્ત્રીલિંગનો પ્રત્યય ई લઘુતાનો, અને પુંલિંગનો પ્રત્યય ઓ મહત્તાનો પણ વાચક છે. એટલે 'મોટી લીટી' એ અર્થમા **લીટી** પરથી **લીટો** સિદ્ધ થયો.

૯. તિરસ્કાર સૂચવવા કે સ્વાર્થે અંગવિસ્તારક ઓડા પ્રત્યય નીચેના ગુજરાતી શબ્દોમા જોવા મળે છે.

કાટોડો (કાટ)
રાખોડો-ડી (રાખ)
મટોડી (માટી)
સરખાવો, તારોડિયો (તારો)

આ જ પ્રમાણે **લીટી - લીટો** પરથી **લીટોડો.**

૧૦. આ શબ્દોના **લીંટી** વગેરે સાનુનાસિક સ્વરૂપો પ્રાતિક છે. આવા જ ધ્વનિસંદર્ભમા એટલે કે આગલી ભૂમિકાનો બેવડો ટકાર એકવડો બનતા, પૂર્વસ્વર સાનુનાસિક બન્યો હોવાના સમાંતર ઉદાહરણો નીચેના ગુજરાતી શબ્દો પૂરા પાડે છે:

રહેંટ—रहट्ट, अरहट्ट-, अरघट्ट-
ચોંટવું—<√चहुट्ट-
ઊંટ — उट्ट-, उष्ट्र-
ઇંટ — -इट्टा, ईष्टा,
વીંટવું—<√*विट्ट-<√*वेट्ट-<√*वेष्ट-
ઘંટી—સરખાવો સ घरट्ट-

૧૧. આમ વિકાસનો ક્રમ નીચે પ્રમાણે હોવાનુ નિશ્ચિત થાય છે

સં. रेखा, लेखा-
|
પ્રા. लेहा-
|
અપ लेह, लिह, लीह,-*लिहट्टिय,- *लिहण्टिय-
| |
પ્રાચીન ગુજ. लीहटी *लीहंटी
| |
અર્વાચીન ગુજ. **લીટી** **લીંટી**

મૂળનો રેખા શબ્દ રૂપાંતર અને ઘસારો ખમતોખમતો માત્ર લી° એટલા અંશ રૂપે ગુજ. લીટીમાં જળવાઈ રહ્યો છે.

## ‘વચ્ચે’ વિશે

હિંદી बीच[1] (ગુજ. વચ્ચે, નેપા બિચ, પંજા. વિચ્ચ, અપ. विच्च–)ની વ્યુત્પત્તિ ટર્નર, પીશલ વગેરેએ વિચાર્યા પછી છેલ્લે આર્યેંદ્ર શર્માએ આગલા મતોની ઊંડી ને સવિસ્તર ચર્ચા કરી, તે મતો એક યા બીજી દૃષ્ટિએ અસંતોષકારક જણાતા, પોતે એક નવી જ વ્યુત્પત્તિ સૂચવી છે.[2] તેમનો મત આ પ્રમાણે છે:

द्वि + अप्– પરથી द्वीप –

नि + √अच्– પરથી नीच –

તેવી જ રીતે द्वि + √अच्– પરથી *द्वीच –

આનો અર્થવિકાસ તેઓ આ રીતે સમજાવે છે:

‘બંને દિશા તરફ ગતિ કરતુ’>‘બંને દિશા (કે ભાગ) સાથે સંબદ્ધ’>‘મધ્ય’>‘મધ્યમાં રહેલુ સ્થાન’>‘બે બિંદુ વચ્ચેનુ અંતર કે અંતરાલ.’ અને ધ્વનિવિકાસનો ક્રમ આમ આપે છે:

સં. *द्वीच – > પ્રા. वीच – > विच्च –> હિં. वीच.

જો કે આ નવી વ્યુત્પત્તિ તેમણે ખુલ્લા દિલથી અને અતિમતતાના દાવા વિના સૂચવી છે એ આપણે સ્વીકારવુ જોઈએ.

બે હકીકતો આ નવા સૂચનનો સ્પષ્ટ રીતે વિરોધ કરે તેવી છે. પહેલુ તો એ કે જેટલા ગુજરાતી શબ્દોની પ્રાભાષા. પ્રકૃતિમાં આરંભે द्व– છે તે બધાયે, એક પણ અપવાદ વિના, વ્–થી શરૂ થાય છે, વ્–થી નહીં[3]. ઉ. ત.

| | | | |
|---|---|---|---|
| સં. द्वे | : ગુજ. બે | द्वि-गुणक- | : બમણું |
| द्वादश- | : બાર[4] | द्वि-प्रहर- | : બપોર |

---

1. પ્રાચીન હિંદી સાહિત્યમાં (ઉ. ત. જાયસીમાં) बिच એમ હ્રસ્વ ઇકારવાળું રૂપ પણ મળે છે
2. બીચ કી વ્યુત્પત્તિ, પ્રેમી–અભિનંદન ગ્રંથ, ૧૯૪૬, પા ૭૪–૮૦.
3. ટર્નરના ધ્યાનમાં પણ આ આવ્યું છે: ગુજરાતી ફોનોલોજી (Gujarati Phonology), જર્નલ ઓવ્ ધ રોયલ એસીયાટીક સોસાયટી, ૧૯૨૧, §૮૭ (૨).
4. તે જ પ્રમાણે બાવીસ, બત્રીસ, વગેરે સંખ્યાવાચક શબ્દો.

| | | | |
|---|---|---|---|
| द्वितीय- | બીજુ | *द्वि घट-कम् . | બ્હેડુ, બેડુ |
| द्वितीया | બીજ | द्वार- | બાર |
| द्विक- | બગ-ડા | | |

આ નિયમ પ્રમાણે *द्वीच-નુ ગુજરાતીમા *બચ-(બચ્ચ-) થાય, નહીં કે વચ-(વચ્ચ-) ગુજરાતીમા, વચ, વચ્ચે, વચમાં, (પ્રા ગુજ વીચમા)[6], વચાળ (પ્રા ગુજ વિચ્ચાલિ),[7] અધવચ, અધવચાળ, વચેટ, વચલું, વચ્ચોવચ, વચગાળો એ विच्च-ના વિસ્તારમા સર્વત્ર વ્ જ છે

બીજુ, અપ विच्च-નો મુખ્યાર્થ 'મધ્ય' હોવાનુ માનીએ તો ગુ/ અધવચનો અર્થ ઘટે નહીં પણ હેમચદ્રને અનુસરીને विच्च-=वत्मन्-માર્ગ' એટલે કે 'અતરાલ' 'ગાળો' એવો અર્થ લઈએ તો 'અરધે રસ્તે' 'મધ્યમા', 'અત સુધી પહોચ્યા પહેલા' એ અર્થ સમજી શકાય

આ વાધાઓનો સતોષજનક ખુલાસો ન આપી શકાય ત્યાસુધી તો શર્માએ કે બીજાઓએ સૂચવેલા મૂળ કરતા ટર્નરે સૂચવેલુ *वीच्य- કે તેને સુધારીને શર્માએ સૂચવેલુ *विच्य-જ ઓછામા ઓછા વાધા ભર્યુ ગણાશે

## વંઠવુ

કેટલાક ઉચ્ચારણ-વલણો તેમની સૂક્ષ્મતાને કારણે સહેજે ધ્યાનમા નથી આવતા તેથી તેમને આધારે સધાયેલા શબ્દોનુ મૂળ આપણે તરત પકડી નથી શકતા અને કોઈ ભળતા મૂળમાથી તેમને સિદ્ધ કરવા દોરવાઈ જઈએ છીએ વઠવું ધાતુ આ પ્રકારનો જણાય છે જોડણીકોશ (ચોથી આવૃત્તિ) વઠવું નો સબધ સ √वठ- અને દે वठ- સાથે હોવાનુ સૂચવે છે આ સૂચન બહુ આકર્ષક લાગતુ નથી સ वण्ठ्-'એકલા જવુ' માત્ર કોશો કે ધાતુપાઠોમા મળે છે એટલે કે બીજા આવા અનેક ધાતુઓની જેમ આ પણ સ वण्ठ- જેવા શબ્દોને સમજાવવા નવો ઘડી કઢાયો હોય, અથવા તો પ્રાકૃતમા પ્રચલિત કોઈ ધાતુનુ સસ્કૃતીકૃત રૂપ હોય સ वण्ठ-ના 'વાટો', 'ઠીંગણો', 'દાસ', 'ઠગ' એવા અર્થો નોધાયા છે પ્રાકૃત वठ- પણ આવા

5 'મુનિ વિચિ પયઉ ઉવએસમાલકહ ણ્ય છપ્પય, ૩૩

6 'વીચમાં આવ્યો વસુધાપતિ' સિંહાસનબત્રીશી, ૮-૨૬-૧

7 નિહુ નામહ વિચ્ચાલિ -, ઉવએસમાલ૦, ૭૪

અર્થોમાં જ પ્રચલિત છે. આમાં ગુજ. વાંઢો वण्ठ– પરથી જ સિદ્ધ થયો છે. વળી 'ઢીંગણો' એ અર્થમાં ગુજ.માં બાંઠું, બાંઠિયું પ્રચલિત છે, તે ઉપરથી અટકળી શકાય કે તેનું મૂળ રૂપ वण्ठ– નહીં, પણ बण्ठ– હોય. અને આ અર્થમાંથી 'દાસ'ને 'ઠગ' એ અર્થો સહેજે વિકસી શકે. પણ ગુજરાતી વંઠવુંમા જે ઉચ્છૃંખલતા, ઉદ્દંડતા, મર્યાદાભંગ, ને ખુલ્લા નિષિદ્ધ આચારનો ભાવ રહેલો છે એ સં. પ્રા. વઠ–ના અર્થોમાંથી સહેજે સિદ્ધ થાય તેમ લાગતું નથી. અને વંઠવુંનો જૂનો અર્થ 'વણસવુ' 'બગડવું' જણાય છે. ઉપરાંત પ્રાકૃત કે અપભ્રંશમા વઠ– ધાતુ અજાણ્યો છે, એ હકીકતની ઉપપત્તિ આપવી સહેલી નથી.

આ સાથે વંઠવુંમા મૂળના સંયુક્ત વ્યંજનનો ઋજુભાવ અને પૂર્વ સ્વરની દીર્ઘતા નથી થયા એ પણ વિચાર માગી લે છે. દંડવું, ખંડવું, વંદવું સંસ્કૃતમાથી લેવાયા છે, પણ બીજે પક્ષે થંભવું, ઝંખવું, ડંખવું, ગંઠવું, મંડવુ, વગેરેમા પ્રાકૃત–અપભ્રંશનો સયુક્ત વ્યંજન અવિકૃત જાળવી રાખવાનુ વલણ દેખાય છે. વંઠવુંની આ રીતે ઉપપત્તિ આપી શકાય, પણ આગળ કહ્યું તેમ પ્રાકૃત–અપભ્રંશમાં વઠ– ધાતુ મળતો નથી. એટલે વધારે સંભવિત એ લાગે છે કે વંઠવું અર્વાચીન ઘડતરનો હોય. એટલે આપણે એનો એ રીતે વિચાર કરીએ.

૧. સ. ઉપસર્ગ वि– કેટલાક ગુજરાતી તદ્દ્ભવ અને અર્ધતત્સમ શબ્દોમાં व– રૂપે ઊતરી આવ્યો છે. ઉદાહરણો :

વછૂટવું, વછોડવું (છૂટવું, છોડવું)
વકરવું (પ્રા. विकर–)
વગોવવું (પ્રા. विगोव–)
વચળવું (સં. वि+चल्–)
વણસવું (સં. वि+नश्–)
વકાસવું (સં. वि+कास्–)
વકોપવું (સં. वि+कोप–)

૨. સં. विनष्ट– 'બગડેલું' (spoiled, corrupted), પ્રા. विणट्ठ– પરથી ગુજરાતીમાં વિણઠું,[1] વિણઠવુ ને પછી ઉપરની રીતે *વણઠવું થઈ શકે. વણસવું તો થયેલુ છે જ. 'વંઠ્યુ દૂધ ઉકરડે નખાય'

૧. વિણઠઉ પ્રા ગુજ.માં વપરાયો છે. 'ચિત્તિ વિણઠઉ', પૃથ્વીચંદ્રચરિત્ર, ૧૫૭, ૨.

એ કહેવતમાં વંઠવુંનો મૂળ અર્થ જળવાઈ રહ્યો છે. અર્થવિકાસની દૃષ્ટિએ સરખાવો અં. 'ડૅમેજ્ડ' (damaged) > દામીસ અને એથી ઊલટું 'કંડેમ્ડ' (condemned) > કંડમ.

૩. મૂળના કર્મણિ ભૂત કૃદંત પરથી ધાતુઓ સાધવાનું વલણ પણ ગુજરાતીમાં જાણીતું છે રૂઠવું (रुष्ट–), તૂઠવું (तुष्ट–), છીનવું (छिन्न–), મૂકવું (*मुक्त–), લાધવું (लब्ध–) વગેરે અનેક ટાંકી શકાય. વણસવું અને *વણઠવું એ આખ્યાત અને ભૂતકૃદંત પરથી ઊતરી આવેલી જોડી સાથે રૂસવું (પ્રાચીન) (रुष्-) અને રૂઠવું (रुष्ट–), ગુજ. બેસવું (उप+विश्-), હિંદી બૈઠના (उपविष्ट-) સરખાવી શકાય.

૪. *વણઠવું પરથી સધાયેલા *વણઠયો વગેરે રૂપોમાં ત્વરિત ઉચ્ચારણને કારણે મધ્યગત અક્ષરમાં રહેલા કણસ્વર અ લુપ્ત થતાં, અને ણકાર અનુસ્વાર બનતા વંઠયો વગેરે અને પછી વંઠવું આપણને મળે છે. આ પ્રકારનું ઉચ્ચારણનું વલણ બીજા શબ્દોમાં પણ પ્રતીત થાય છે. જુઓ:

'કંદોરો < કણદોરો[1] < *कणयदोरउ – कनक + दोरकः
અંચી (ચાલુ ઉચ્ચારણ) < અણચી
કપડવંજ („ „) < કપડવણજ
વંજારો (ત્વરિત „) < વણજારો
અંજળ < અન્નજળ
સંગટો, સંગટડો (ઘૂંઘટ) < સણગટો, સણગટડો
વંથળી < વણથળી – વવણથળી[2] < वामनस्थलिका (?)

આ સૌમાં ગૌણ સ્થાને ઉચ્ચારાતા ણનો કણસ્વર ક્રમે લુપ્ત થઈ ણકારનો અનુસ્વાર થયો છે. એટલે વંઠવુંનો વિકાસક્રમ આ પ્રમાણે હોય:

विनष्टक :– विणट्ठओ – विणट्ठउ – विणठो– *વણઠવું – વંઠવું.

## વાલમ, સોરમ

કોઈ પણ વિષયના અભ્યાસની આરંભદશામાં સ્વભાવિક રીતે જ એવી સ્થિતિ પ્રવર્તતી હોય છે કે અભ્યાસપ્રાપ્ત સામગ્રીના મુખ્ય ભાગને આવરી

૧. 'કણદોરે ઘુઘરમાળ'—પ્રેમાનંદ, દશમસ્કંધ, ૪૧, ૧૫૬, પૃ ૨૩૯. (નર્મદાશંકરની આવૃત્તિ) કંદોરોનો આગલો અંશ कटि માંથી ન જ આવી શકે.

૨. સોલણકૃત ચર્ચરિકા કડી ૨૫માં પ્રયુક્ત, સમરારાસુ (૧૦–૫)માં વઉણથલી.

લેતા સાધારણ નિયમો તો ઝડપથી ઘડાતા જાય છે, પણ તે સામગ્રીમાંથી જે કાંઈ અસાધારણ કોટિની હોય તેને ચોક્કસબદ્ધ કરતા ઠીકઠીક સમય જાય છે. આ અસાધરણ સામગ્રીને સ્પર્શતા નિયમો શરૂઆતમા તો કામચલાઉ જ રહે, ને અભ્યાસ વધારે ને વધારે ઝીણવટભર્યો ને વિસ્તારી બનતો જાય, તેમતેમ તે નિયમોનું સ્વરૂપ વધારે સંભાવ્યતા ને સ્થિરપણુ ધારણ કરતુ જાય કોઈ પણ ભાષા પહેલવહેલી શાસ્ત્રીય અભ્યાસનો વિષય બને ત્યારે ભાષાના અમુક ભાગના શબ્દોની વ્યુત્પત્તિ તો તે ભાષામાં પ્રવર્તતા કેટલાક પ્રાથમિક ધ્વનિનિયમોને આધારે સરળતાથી બેસી જાય. પણ આ નિયમોને દેખીતા જ આહ્વાન આપતી જે કેટલીક સામગ્રી અવશિષ્ટ રહે તે સૂક્ષ્મતર અભ્યાસના પરિણામે જ નિયમબદ્ધ બને.

ગુજરાતી શબ્દો **वालम** ને **सोरम**નુ મૂળ સ્વરૂપ પહેલી નજરે નિશ્ચિતપણે કહી શકાય તેવુ નથી. સં. **वल्लभ**– ને **सौरभ्य**– સાથે અનુક્રમે તેમનો સબંધ હોવાનુ ઘણુ જ સભવિત લાગે છે એ ખરું, પણ અવાન્તર વિકારો સમજાવવામાં ઠીક ઠીક મુશ્કેલી છે. **वल्ल°**–, અંશનુ **वाल°**– ને **सौर°** – અંશનુ **सोर°** એ રૂપાન્તરો તો તદ્દન નિયમિત છે, પણ બાકી રહેલા અશ –**भ**– સંસ્કૃત કે. પ્રાભાઆ. ભૂમિકામાથી પ્રાકૃત કે માભાઆ. ભૂમિકામા આવતા નિયમ પ્રમાણે તેની સ્પર્શતા લુપ્ત થાય ને તે –**ह**– રૂપે આવીને રહે, ને તો આ –**ह**–થી **सोरम**—**वालम** ના °**म** સુધી પહોંચવુ એ ધ્વનિદૃષ્ટિએ સ્વર્ગમાથી ગગા અવતારવા જેટલું દુષ્કર લાગે.

પણ આ દુષ્કરતા નક્કર ભૂમિને અભાવે તરગ લડાવીને કંઈક દૂર કરી શકાય ખરી. નરસિંહરાવને આજ માર્ગ લેવો પડ્યો છે. **वालम** ઉચ્ચારભેદે **व्हालम** તરીકે પણ જાણીતો છે. તેમ **सोरम**ના રૂપાન્તર છે **सोडम** ને **सोढम**. **वालम**નો નરસિંહરાવને ઇષ્ટ વ્યુત્પત્તિક્રમ આ પ્રમાણે છેઃ[1]

[૧] **वल्लभः—वल्लहु—व्हालउ;**

[૨] **व्हालउ—व्हालव—व्हालम—वालम.**

તેમણે **सोढम**ની વ્યુત્પત્તિ આ પ્રમાણે સમજાવી છે.[2]

[૧] **सौरभ**–નો –**भ**– પૃથક્કરણથી –**ब्**– + –**ह**– રૂપે પરિણમે છે.

[૨] **सौरभ**–ના –**र**–નો ત્રિ–અક્ષરી શબ્દોમાના મધ્યવર્તી –**र**–નો –**ड**– થવાના અર્વાચીન ગુજરાતીના ધ્વનિવલણ પ્રમાણે[3] –**ड**– થાય છે.

---

૧. પૂર્વોક્ત પુસ્તક ૧, ૮૯, ૨૩૨, ૩૧૩.

૨. ઉક્ત પુસ્તક, ૧, ૩૩૫, ૪૪૯.

૩. ઉક્ત પુસ્તક, ૧, ૪૫૬, ૪૬૦.

[૩] વિકાર (૧) પ્રમાણે પરિણત થયેલા -ह- પશ્ચાદ્‌ગમનના વલણને વશવર્તી, (૨) પ્રમાણે પરિણમેલા -ड-માં ભળી -ढ- આપે છે.

[૪] (૧) પ્રમાણે મળતા -व्-માંથી -व्-ને -व्-માથી અંતે -म- થાય છે.

આ રીતે સોઢમ તૈયાર થાય છે. આમાં વાલમની વ્યુત્પત્તિમા (૨) વાળાં પરિવર્તનો ને સોઢમની વ્યુત્પત્તિમાં (૧) ને (૪) વાળાં પરિવર્તનો ગળે ઊતરે તેવાં નથી. તેમાં જુદીજુદી ભૂમિકાએ કે ઊલટા ક્રમે પ્રવૃત્ત થયેલાં ધ્વનિવલણોનો શંભુમેળો કરવામા આવ્યો છે. વ્હાલउ સીધું વ્હાલો જ થઈ જાય; તેને બીજી રીતે વિકસવાનો અવકાશ જ નથી.

પ્રા. ગુ. राउ (સં. राजन्-, પ્રા. राओ) માથી રાવ, રા
,, भेउ (સં. भेदः) માથી ભેવ
,, प्रसेउ (સ. प्रस्वेद.) માથી પ્રસેવ
,, पिउ (સં. प्रिय) માથી પિવ, પીવ, પી

એ પરિવર્તનોમા કાંતો વકારપ્રક્ષેપ થયેલો સમજવો (સં. केतक-, ગુ. કેવડો, સં. उद्वेग-, અપ. उव्वेव-, સં. कोदण्ड-, અપ. कोवण्ड- વગેરેની જેમ) અથવા તો કાવ્યભાષામાં પ્રાચીન ભૂમિકાનું કે કાલગ્રસ્ત રૂપ એમને એમ વપરાયુ હોવાનુ (સરખાવો, પિયુ, કરંતો, મારતો, પાલણહાર વગેરે) સમજવું.

-म- માટે સૂચવેલો વિકાર પણ સારી રીતે વાધાભર્યો છે. -म्-નો -व्- + -ह्- થઈ અર્વાચીન ભૂમિકામાં ઊતરી આવ્યાનું કોઈ પ્રામાણિક ઉદાહરણ નથી. નરસિંહરાવ બહેન, બ્હીક ને બ્હેબાકળો આના સમર્થનમાં ટાંકે છે.[૫] તેમાં બહેન તદ્દન અનિયમિત છે. માભાષ્યા.મા જ वहिणी-वहिणिआ મળે છે—તેનો ણકાર ગુજ. શબ્દમાં નિયમ પ્રમાણે જળવાઈ રહેવો જોઈએ, તેને બદલે નકાર થયો છે. આ બધા કારણે બહેનનો આધાર ન લઈ શકાય. બાકીનામાથી બ્હીક, સં. भीति- માથી નહીં, પણ પ્રા. बीहइ (ગુજ. બીવું) પરથી -क्क- ઉમેરાઈ સધાયેલા बीहक्का- बीहक्क- પરથી બીહીક, બ્હીક (બીક) એ ક્રમે સધાયો છે; અને बीह-નો સંબંધ સં. भीप्- એ અંગ સાથે છે—पाषाण- વગેરેની જેમ -ष- > -स- > -ह-

૪. ઉક્ત પુસ્તક, ૧, ૨૮૪-૨૮૭.

૫ ઉક્ત પુસ્તક, ૧, ૮૯, ૯૧.

એમ અંત્ય વ્યંજનમાં પલટો આવતાં ઉત્તરવર્તી મહાપ્રાણની અસર નીચે પૂર્વવર્તી મહાપ્રાણ અલ્પપ્રાણ ઉચ્ચારાયો છે. બાકી રહેલા બ્હેબાકળોની વ્યુત્પત્તિ અત્યંત સંદિગ્ધ છે. भय–व्याकुल– ને તેના મૂળ તરીકે કેમ સ્વીકારી શકાય? બાકળો એ અંશ તદ્ભવ હોય તો મૂળ –व्याकुल–નો કકાર જળવાઈ ન જ રહે, જો તે અર્ધતત્સમ હોય તો ગુજરાતીમાં व्या–નો બા. ન જ થાય ને બ્હે– એ અંશ પ્રા. बीह– ને આધારે સમજાવી શકાય તેમ હોવાથી, તે માટે भय–ને ખેંચી લાવવાની જરૂર રહેતી નથી. આમ ગુજરાતીમાં સં. –म–>–व् + ह्– એવી પ્રક્રિયા અજાણી છે.

જરા જુદી પદ્ધતિએ વિચાર કરતાં **વાલમ, સોરમ**ની વધારે સંભાવ્ય વ્યુત્પત્તિ આપી શકાય તેમ છે.

૧. અપભ્રંશમાં પાછળના સમયમાં શબ્દો અર્ધતત્સમ રૂપે સ્વીકારવાનું જે વલણ છે, તેમાં મૂળનો અલ્પપ્રાણ સ્પર્શ બેવડાઈને, અને મહાપ્રાણ સ્પર્શ અલ્પપ્રાણ+મહાપ્રાણ, એવા સંયુક્ત રૂપે જળવાઈ રહે છે. અપ. सइलज्ज– ( સં. शैलजा ), मणमत्थ–(मन्मथ–), तत्तक्खणे ( तत्क्षणे ) વગેરે.[6] આને અનુસરીને वल्लभ–નુ નિયમિત પ્રા. वल्लह– થવા ઉપરાંત *वल्लब्भ– થાય. સં. सौरभ– ઉપરાંત सौरभ्य– શબ્દ પણ છે, તે પરથી નિયમપ્રમાણે પ્રા. सोरब्भ.

૨. બેવડાયેલા વ્યંજનોને સ્થાને કેટલાક શબ્દોમાં, અનુસ્વાર+વ્યંજન, એવુ ધ્વનિયુગ્મ વિકસ્યું હોવાનાં ઉદાહરણો માભાઆ. માં જાણીતા છે. અપભ્રંશમાથી સં. मुग्धा–मुद्ध, મુંધ; સં निद्रा–निद्द, निंद વગેરે ટાકી શકાય.[6]

એ વલણને આધારે वल्लब्भ–નું *वल्लम– થાય. सोरभ–નુ જોડકું રૂપ सोरम– પ્રાકૃતકોશમાં નોંધાયેલુ છે. અપભ્રંશ કાવ્ય ધનપાલકૃત ભविसत्तकह (૧૬,૩,૪)માં सोरम વિશેષણ તરીકે વપરાયુ છે. પછી **વાલંભ** અને **સોરંભ** પ્રાચીન ગુજરાતી ને રાજસ્થાનીમાં વપરાયા છે.[7] આમા **વાલંભ**નુ **વાલેંભ** એવુ ઉચ્ચારણ પણ મળે છે.

---

૬. આ ઉદાહરણો સંદેશરાસક (સિં. જૈ ગ્રં ૨૨)માથી છે.

૭. (ક). એકિ દિઈ ઉપાલંભરે, વાલંભ–રહિ સવિલાસ (વસંતવિલાસ, ભારતીય વિદ્યા ૧૯૪૭, ૨૮–૩૬, પદ ૭૦) (ખ) જવથી વાલંભ વિછડયા, નાઠા સબહી સુખ (પચ સહેલીયાંરી વાત, ૧૫૧૮, ભારતીય વિદ્યા, ૧૯૪૩, ૨૮) (ગ) વાલંભ (ઢોલા મારરા દૂહા, ૧૬૭). (ઘ) મીનાં કપ સિખાં મેઘ, ભુવંગા સોરભ–મૂળ (ગીતમંજરી, અનુપ સંસ્કૃત પુસ્તકાલય, ૧૯૪૪, ગીત ૯, ક.૨)

૩ વાલંભ-વાલઁભમા અત્યાક્ષરનું ઉચ્ચારણ નબળુ પડતા અલ્પ સ્પર્શ ઉચ્ચારમાથી લુપ્ત થઈ ગયો ને વાલમ બોલાવા લાગ્યુ—જેમ સોનન (સોગ દ), લીમડો (લીબડો), ‘બારણુ બન (બધ) કર્યું’ વગેરે પ્રચલિત ઉચ્ચારણમા બને છે તેમ તે જ રીતે સોરભનુ સોરમ

૪ વાલમનુ વ્હાલમ એવુ ઉચ્ચારણ વહાલુ, વહાલ જેવાના સંગદોષનુ પરિણામ હોવા સંભવ છે સોરમનુ સ્હોરમ સ્હોડમ, સૌઢમ એવુ ઉચ્ચારણ સ રમા મધ્યકાલીન ગુજરાતીમા થતા હકારપ્રક્ષેપને આભારી હોય. સ नश्य, પ્રા नस्स-, नास-નુ નહાસવુ (દશમસ્કધ, ૧૯,૬૦), પ્રા चड- ગુજ ચહડી (દશમસ્કધ), ચઢી; સ્હોડ=સોડ, શાહાસ્રે (શામળ)=શાસ્રે, શોહોર (શામળ)=શોર વગેરેમા આવો પ્રક્ષેપ જોઈ શકાય છે. તે રીતે સોરમનુ સ્હોરમને પછી બીજા રૂપો

## વાંકડુ

ગુજ વાંકડુ નુ પ્રાચીન રૂપ અપ वड्कुडय- છે પીશલ (Pishel અને આલ્સડોર્ફ (Alsdorf) આ અપભ્રશ શબ્દન મૂળ તરીકે વૈદિક શબ્દ वड्कु- હોવાનુ માને છે [1] પણ અપભ્રંશમા वड्कुडय-ના જેવા જ ઘડતરના જે બીજા શબ્દો છે (એ શબ્દો ધ્વનિવિકાર પામી અર્વાચીન ભારતીય-આર્ય મા પણ જળવાઈ રહ્યા છે), તેમને આધારે તેમા -डय- નહીં, પણ -उडय- એવો અગવિસ્તારક પ્રત્યય હોવાનુ, અને મૂળ અગ वड्कु- નહીં, પણ સ वक्र-, પ્રા वड्क- હોવાનુ જણાય છે નીચેના અપભ્રશ શબ્દયુગ્મ તપાસો

| | |
|---|---|
| ૧ वप्प- | वप्पुड (य)- |
| ૨. णग्ग- . | णग्गुड (य)- |
| ૩ वड्क- | वड्कुड (य)- |

૧. वप्प- (ગુજ બાપ) અપભ્રશમા જાણીતો છે ‘पिता’ ઉપરાત તેનો બીજો અર્થ [2] ‘બાચારો’ (સ वराक-) થાય છે

૧ ગ્રામાતીક (Grammatik) § ૭૪, ૫૯૯ માતેરીઆલીન (Materialien) શબ્દસૂચી वड्कुडउ શબ્દ નીચે, આલ્સડૉર્ફ એ સાથે સહમત અપભ્રશ શ્તુદીન (Apabhramsa-Studien), પા ૧૯, પાદનોધ ૧ કત્રે, ફૉર્મેશન ઑવ કોંકણી (Formation of Konkani) સૂચી ‘વાકડે’ શબ્દ નીચે

૨ આલ્સડોર્ફ, હરિવશપુરાણ શબ્દકોશમા ખોટી રીતે તેનો અર્થ ‘વીર’ બતાવ્ય આપે છે

-उड(य)- એવા અંગવિસ્તારક પ્રત્યય હોવાનું સિદ્ધ થાય છે. નાગરા ખાતા જાણીતા છે. ઉપરાંત પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'તેઆ ભાટ, નગારી વિપ્ર' વગેરેમાં **નગારી** આવે છે. એમનો આ णगुड- સાથે સંબંધ હશે કે કેમ તે તપાસવું જોઈએ.

## વીગત

૧. નરસિંહરાવ[1] આ શબ્દના મૂળ તરીકે સં. વ્યક્તિ- 'ભેદ' 'વિવેક' '(સામાન્યના વિરોધમાં) વિશિષ્ટ સ્વરૂપ' આપે છે. આ વ્યુત્પત્તિ વિશ્વસનીય અને સ્વીકાર્ય લાગે તે માટે (૧) આમાં દેખાતા ધ્વનિવિકારો તેતે ભૂમિકામાં પ્રચલિત ધ્વનિવલણોને આધારે જ થયેલા છે; અને (૨) આવાં બીજાં પણ સમાન્તર ઉદાહરણો મળી આવે છે—એ દેખાડવાની જરૂર છે.

૨. (૧) **વિગત** (૨) (**વીગત**) ઉપરાંત (૩) **વક્તિ** (ઈ. સ. ૧૬૦૬[2]), (૪) **વિગત્ય** ને (૫) **વગત્ય** (લૌકિક ગુજરાતી) એ ગુજરાતી; તથા (૬) **વિગતિ** ને **વિગત** (ઈ. સ. ૧૬૦૫) એ બે **મારવાડી** અને विगत એ પૂર્વી હિંદી સ્વરૂપો[3] ટાંકી શકાય તેમ છે. આ સૌ અને તેમનો અરસપરસ સાથેનો સંબંધ આપણે સમજાવવો જોઈએ.

આમાંથી **વક્તિ** દેખીતો જ એક અર્વાચીન તદ્‌ભવ (કે અર્ધતત્સમ) છે. બાકીના પણ અર્વાચીન ઘડતરના હોવાથી એ જ કોટીમાં આવે. તેમનો અરસપરસ સંબંધ આ પ્રમાણે બાંધી શકાય—

સં. વ્યક્તિ >
- (૧) વક્તિ > *વગતિ (પ્રા. ગુજ.) > વગત્ય (લૌકિક)
- (૨) વિગતિ (જૂ. પ. રા.)
  - વિગત્ય (લૌકિક) > વિગત (શિષ્ટ)
  - વગત્ય (લૌકિક)
- (૩) *વિયગતિ > *વિઅગતિ > વીગત્ય > વીગત

(૧)માં સંયુક્ત કત-નો સ્વરઉમેરા વાટે વિશ્લેષ[3] ('એનેપ્ટીક્સીસ' anaptyxis) તથા છૂટા પડતા પૂર્વવ્યંજન -ક્-નો ઘોષભાવ[4] એ પ્રક્રિયા મારફત *વગતિ, અને સ્ત્રીલિંગસૂચક અંત્ય -ઇ-નો ય થતાં વગત્ય સધાયો છે.

---

૧. નરસિંહરાવ, પૂર્વોક્ત પુસ્તક, ૧, ૨૭૯, ૪૨૧, ૪૫૦. આ પહેલાં દેટલાયે વરસે હૉર્ન્લે' (Hoernlo) ગૌડીયન લેંગ્વેજ, પા. ૬૭, § ૧૨૧ પર પૂર્વી હિં. विगत 'વ્યક્તિ'ને સં. व्यक्त- ઉપરથી અર્ધતત્સમ સિદ્ધ કરે છે.

૨. નરસિંહરાવ, એજન, ૪૨૧.

૩. ભારતીય વિદ્યા, ૨-૧, આશ્વિન ૧૯૯૭, પા. ૩૪, ૩૫, ૩૬, ૩૭, ૪૦, વગેરે.

(૨)માં સંપ્રસારણથી[૬] વિગતિ અને –ઇ–ને સ્થાને –ય– અને પછી તેના લોપથી વિગત્ય ને વિગત આપણને મળે છે. વગત્ય આ વિગતિમાંથી પણ આદિ અક્ષરના इ–નો अ– થવાથી[૭] સિદ્ધ થઈ શકે.

(૩)માં અંતિમ સ્વરૂપ વીગતનો દીર્ઘ ઈ સમજાવવા માટે વ્યક્તિનો *વિયગતિ એવો અસાધારણ વિકાસ કલ્પવો જ રહ્યો. પછી તો યૂનો લોપ, इના અનુવર્તી °अ°નો લોપ અને પૂર્વસ્વરનો દીર્ઘભાવ એ ક્રમે વીગતનો ઈ સાધવો[૮] સરળ છે.

સમાંતર ઉદાહરણ તરીકે જુગત્ય, જુગત, જુગતિ (સં. યુક્તિ°–) સકત્ય[૪] (સગત્ય) (સં. શક્તિ), પંગત્ય, પંગત (સં. પક્તિ°–) આપી શકાય.

૩. ઉલ્લેખો—વિશ્લેષ માટે જુઓ–પ્રાકૃત તથા અપભ્રંશ માટે પીશલ–ગ્રામાતીક §§ ૧૩૧ – ૧૪૦; તથા હેમચંદ્ર, સિદ્ધહેમ ૮।૧।૧૪૫; ૮।૨।૭૩,૭૫,૧૦૦ – ૧૧૫; ૮.૪।૮,૮૮,૧૭૦, ૧૮૨,૨૩૫,૨૭૦,૩૧૪,૩૨૨; અપભ્રંશ માટે ૮।૪।૩૨૯ (કિલિન્નઓ), ૪૪૨ (૧) (પરાવહિં), ૪૪૪ (૩) (દીહર). જૂની પશ્ચિમ રાજસ્થાની માટે ટેસીટોરી, નોટ્સ, § ૨ (૩); અર્વાચીન ગુજરાતી માટે નરસિંહરાવ, ઉક્ત ગ્રંથ, પા. ૪૦૦–૪૦૪; ૨૭૨–૨૭૫, બંગાળી માટે અને સામાન્યપણે ચેટર્જી, 'ધ ઓરીજીન એંડ ડેવેલપમેંટ ઑવ ધ બેંગાલી લૅંગ્વેજ, ૧ (૧૯૨૬), પા. ૩૭૪–૩૭૭, ૧૭૧.

૪. –ક્–ના ઘોષભાવ માટે જુઓ: પ્રાકૃત માટે પીશલ–ઉક્ત ગ્રંથ, § ૨૦૨; તથા હેમચન્દ્ર, ઉક્ત ગ્રંથ, ૮।૧।૧, ૬૭,૧૮૨; અપભ્રંશ માટે પીશલ, § ૧૯૨; તથા હેમચન્દ્ર, ૮।૪।૩૯૬,૩૭૭ (ખયગાલિ), ૪૨૭ (નાયગુ); જૂની ગુજરાતી માટે દવે, ગુજરાતી લૅંગ્વેજ, (૧૯૩૫), શબ્દસૂચી (આગર, ઉપનગર, ઉપગાર, સુગાલિ, વગેરે). મરાઠી માટે અને સામાન્યપણે જુલ બ્લૉક–લાંગ મરાઠે, ૧૯૧૯ નુ પરાજપેકૃત ભાષાંતર મરાઠી ભાષેચા વિકાસ, ૧૯૪૧, પા. ૧૩૬. બંગાળી માટે ચેટર્જી ઉક્ત ગ્રંથ, પા. ૪૪૫–૪૪૬,૪૬૨.
૫. અંત્ય –ઈ > ય માટે જુઓ–

૪. કાઠિયાવાડના અમુક વણિક કુટુંબોમાં માતા અને ગોત્રજ માટે થતા વાર્ષિક નૈવેદ્યને અંગે થતી વિધિમાં કુટુંબનો ગોર બહેનભાઈને વારાફરતી પૂછે છે "કોણ સકત્ય (સગત્ય)!" "કોણ વીર!"

નીચેની હકીકતો લક્ષમાં લેતાં **વ્યંડળ** જૂના ને જાણીતા મૂળમાંથી ઊતરી આવ્યો હોવાનું કહી શકાય.

૨. **લીટી** (लीहटी, મૂળ સં. लेखा), **મોટો** (મૂળ સં. महत्–) જેવા શબ્દોમાં મૂળનો હકાર લુપ્ત થયાને કારણે શબ્દનું સ્વરૂપ પલટાઈ ગયું છે. વ્યંડળ પણ અમુક અંશે એવા જ પરિવર્તનના ફળરૂપ છે.

૩ અર્જુન વિરાટરાજાને ત્યાં ગુપ્તવાસ રહે છે, ત્યારે તે એક નપુંસક તરીકે સ્ત્રીવેશે बृहन्नला નામ ધારણ કરે છે. આમ बृहन्नल–નો અર્થ 'નપુંસક' થઈ શકે.

૪. આ बृहन्नल– કે बृहन्नल– અપભ્રંશમાં विहन्दल– રૂપે મળે છે. મહાકવિ **સ્વયંભૂકૃત** અપભ્રંશ મહાકાવ્ય હરિવંશપુરાણ કે **રિટ્ઠણેમિચરિઉમાં** આ શબ્દ અનેક વાર વપરાયો છે.

૫. અપ૦ विहन्दल – મૂળના बृहन्नल – માંના નકાર પછી દકાર–પ્રક્ષેપ દ્વારા સિદ્ધ થયો છે.

**પૉંદડું** (पन्न–,पर्ण–), **વાઁદરો** (वन्नर–, वानर–), **પંદર** (पन्नरह, पञ्चदश) વગેરેમાં આ જ પ્રક્રિયા દેખાય છે. અને, **આઁબો** (अम्ब–, आम्र–), **તાઁબું** (तम्ब–, ताम्र–) વગેરેમાં તે ધ્વનિભેદ જોઈ શકાય છે.

૬. અપભ્રંશ विहन्दल– નો હકાર પછીની ભૂમિકામાં લુપ્ત થાય છે, અને તેથી નજીકનજીક આવી જતા इ ને अ ભળી જઈ, विह–ને સ્થાને व्य–ઉચ્ચારાતો થાય છે. આ પ્રક્રિયાનાં બીજાં ઉદાહરણો :

**જ્યાઁ** < जिहाँ, **ત્યાઁ** < तिहाँ, **જ્યારે** < जिहारइ, जिहवारइ વગેરે.

૭. અપ. विहन्दल–ના –ल्–નો ગુજરાતીમાં નિયમપ્રમાણે –ळ्– થાય અને બાકીના દકારનો મૂર્ધન્યભાવ થતાં, विहन्दलु પરથી **વ્યંડળ** નિષ્પન્ન થાય છે.

૮. આમાં –द्–નો–ड्– થયો એમા રહેલી મૂર્ધન્યભાવની પ્રક્રિયા[2] ગુજરાતી માટે અસાધારણ જણાય છે. પણ એવાં બીજાં એચાર ઉદાહરણો પરથી લકારની અસરથી દંત્યનો મૂર્ધન્ય થતો હોવાનું અટકળી શકાય. જુઓ નીચેના શબ્દો :

**જેટલો, તેટલો** (અપ. जेत्तिल्ल–, तेत्तिल्ल–),

**નિટોલ** (અપ. नित्तुल्ल–),

**હીંડોળો** (સં. हिन्दोल–), **ડોલવું**, **ડોળી** વગેરે (સં. दोला સાથે સંબદ્ધ).

૯. આથી વિકાસક્રમ આ પ્રમાણે હોય :

बृहन्नल्लः– बृहन्नल्लः—અપ. विहन्दलु–ગુજ. **વ્યંડળ**.

---

૧. अच्छइ जिव वन्नरि ढालि–मुल्ल, પઉમચરિઉ (સિં. જૈ. ગ્રં. ૨૪, ૧૯૪૮) ૨, ૧૨૮.

૨. ગુજરાતીમા મૂર્ધન્યભાવ માટે જુઓ 'દંત્યોના મૂર્ધન્યભાવ ?' એ લેખ.

નરસિંહરાવ–ઉક્ત ગ્રંથ, ૨૨૩–૨૨૫; દવે–ઉક્ત ગ્રંથ, ૨૭ (પરિચ્છેદ ૩) પર આપેલા ઇકારન્ત અંગોને લગતાં સૂચીમાં આપેલાં અર્વાચીન ગુજ. શબ્દસ્વરૂપો.

૬. સંપ્રસારણ માટે જુઓ—

પ્રાકૃત માટે પીશલ–ઉક્ત ગ્રંથ, § ૧૫૧; તથા હેમચન્દ્ર– ૮–૧–૪૬, ૫૨,૫૪,૬૪,૭૩,૭૪, ૧૪૯,૧૬૫,૧૬૬,૧૬૭,૧૭૦,૧૭૧,૧૭૨ એ સૂત્રો નીચે પ્રસ્તુત શબ્દો; પ્રાચીન ગુજ. માટે ટેસીટોરી–ઉક્ત ગ્રંથ, § ૫૨; અર્વાચીન ગુજરાતી માટે નરસિંહરાવ, ઉક્ત ગ્રંથ, ૪૨૦–૪૨૪; મરાઠી માટે બ્લૉક (પરાંજપે) ઉક્ત ગ્રંથ ૧૧૨–૧૧૩; બંગાલી માટે ચેટર્જી–ઉક્ત ગ્રંથ, ૪૦૬–૪૦૭, ૩૨૯–૩૩૦.

૭. શબ્દાન્તર્ગત –ઈ– > –અ– માટે જુઓ—

પ્રાકૃત માટે હેમચંદ્ર– ૮–૧–૮૮–૯૧; પણ તેની ટીકા માટે પીશલ–§ ૧૧૫. પ્રાચીન ગુજ. માટે ટેસીટોરી, § ૪ (૧); અર્વાચીન ગુજરાતી માટે નરસિંહરાવ, ૨૨૫–૨૨૭; ગ્રીઅર્સન–'ઑન ધ ફ્રૉનોલૉજી ઑવ ધ મૉડર્ન ઈંડીઅન આર્યન વર્નાક્યુલર્ઝ' જર્નલ ઑવ ધ જર્મન ઑરીએંટલ સોસાયટી, ૪૯–૫૦, §§ ૧૨૦–૨૩; મરાઠી માટે અને સામાન્યપણે બ્લૉક (પરાંજપે), ૭૬–૭૭; બંગાળી માટે ચેટર્જી, ૩૩૨–૩૩.

૮. વ્ય>વિય– માટે સરખાવો—

અર્ધમાગધી દુવાલસ (હેમચંદ્ર ૮–૨–૨૫૪), દુવાર, દુઆર; ગુજ. સુવાસ (લૌકિક) <શ્વાસ; પ્રા. ચિયત્ત <*તિયત્ત <ત્યક્ત; પ્રા. ચિચ્ચા<*તિઇક્ત્વા <તિયક્ત્વા<ત્યક્ત્વા (પીશલ, § ૨૭૯, પૃ.૧૯૩) તેમ જ હેમચંદ્ર, ૮–૨–૧૦૭.

૯. ઇય°>ઇઅ°>ઈ માટે જુઓ—

ટેસીટોરી, § ૧૫; દવે, ૧૪; નરસિંહરાવ, ૪૪૩ તથા ૪૧૪–૪૧૭ ચેટર્જી, ૩૦૨–૩,૩૦૭,૩૫૨.

## વ્યંડળ

૧. જોડણીકોશ (ચોથી આવૃત્તિ) માં ગુજરાતી વ્યંડળ 'નપુંસક' ના મૂળ તરીકે વડર (અને તેનું આગળ પૃથક્કરણ કરી વિ+अड) આપેલો છે. પણ વડર–શબ્દની સંદિગ્ધતા વગેરે કારણે આ અટકળ નિરાધાર જણાય છે. તે

નીચેની હકીકતો લક્ષમાં લેતાં **બ્યંડળ** જૂના ને જાણીતા મૂળમાથી ઊતરી આવ્યો હોવાનુ કહી શકાય.

૨. **લીટી** (लीहटी, મૂળ સં. लेखा), **મોટો** (મૂળ સં. महत्–) જેવા શબ્દોમા મૂળનો હકાર લુપ્ત થયાને કારણે શબ્દનુ સ્વરૂપ પલટાઈ ગયું છે. બ્યડળ પણ અમુક અંશે એવા જ પરિવર્તનના ફળરૂપ છે.

૩ અર્જુન વિરાટરાજાને ત્યા ગુપ્તવાસ રહે છે, ત્યારે તે એક નપુંસક તરીકે સ્ત્રીવેશે वृहनला નામ ધારણ કરે છે. આમ वृहन्नल–નો અર્થ 'નપુંસક' થઈ શકે.

૪. આ वृहनल– કે वृहनल– અપભ્રંશમાં विहन्दल– રૂપે મળે છે. મહાકવિ સ્વયંભૂકૃત અપભ્રંશ મહાકાવ્ય હરિવંશપુરાણ કે રિટ્ઠણેમિચરિઉમા આ શબ્દ અનેક વાર વપરાયો છે.

૫. અપ૦ विहन्दल – મૂળના वृहनल – માંના નકાર પછી દકાર–પ્રક્ષેપ દ્વારા સિદ્ધ થયો છે.

**પાઁદડું** (पन्न–,पर्ण–), **વાઁદરો** (वन्नर–, वानर–), **પંદર** (पन्नरह, पञ्चदश) વગેરેમાં આ જ પ્રક્રિયા દેખાય છે. અને, **ઑંબો** (अम्ब–, आम्र–), **તાઁબું** (तम्ब–, ताम्र–) વગેરેમાં તે ધ્વનિભેદ જોઈ શકાય છે.

૬. અપભ્રંશ विहन्दल– નો હકાર પછીની ભૂમિકામાં લુપ્ત થાય છે, અને તેથી નજીકનજીક આવી જતા इ ને अ ભળી જઈ, विह–ને સ્થાને व्य–ઉચ્ચારાતો થાય છે. આ પ્રક્રિયાનાં બીજાં ઉદાહરણો :

**જ્યાઁ** < जिहाँ, **ત્યાઁ** < तिहाँ, **જ્યારે** < जिहारइ, जिहवारइ વગેરે.

૭. અપ. विहन्दल–ના –ल्–નો ગુજરાતીમાં નિયમપ્રમાણે –ळ्– થાય અને બાકીના દકારનો મૂર્ધન્યભાવ થતા, विहन्दलु પરથી **બ્યડળ** નિષ્પન્ન થાય છે.

૮. આમા –द्–નો –ड्– થયો એમા રહેલી મૂર્ધન્યભાવની પ્રક્રિયા[2] ગુજરાતી માટે અસાધારણ જણાય છે. પણ એવા બીજાં બેચાર ઉદાહરણો પરથી લકારની અસરથી દંત્યનો મૂર્ધન્ય થતો હોવાનુ અટકળી શકાય. જુઓ નીચેના શબ્દો :

**જેટલો, તેટલો** (અપ. जेत्तिल्ल–, तेत्तिल्ल–),

**નિટોલ** (અપ. नित्तुल्ल–),

**હીંડોળો** (સં. हिन्दोल–), **ડોલવું, ડોળી** વગેરે (સં. दोला સાથે સંબદ્ધ).

૯. આથી વિકાસક્રમ આ પ્રમાણે હોય :

वृहन्नल्ल.– वृहन्नल्ल:—અપ. विहन्दलु–ગુજ. **બ્યંડળ.**

---

૧. अच्छइ जिव वन्नरि वालि–मुल्ल, પઉમચરિયચરિઉ (સિં. જૈ ગ્રં. ૨૪, ૧૯૪૮) ૨, ૧૨૮.

૨. ગુજરાતીમા મૂર્ધન્યભાવ માટે જુઓ 'દંત્યોનો મૂર્ધન્યભાવ?' એ લેખ.

# સંપેટવું, સમેટવું

સંપેટવું અને સમેટવું એ શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચામાં[1] ચતુરભાઈનો મત કંઈક વધારે સયુક્તિક છે તેમણે રજૂ કરેલા નિર્ણયો આ પ્રમાણે છે—

(૧) સંસ્કૃત √વેષ્ટ્, –√સંવેષ્ટ્– ના ચાર પ્રાકૃત સ્વરૂપ છે

૧ વેઢઇ (સિદ્ધહેમ ૮/૪/૨૨૧)

ગુ વેઢ આ સ્વરૂપ પરથી સધાયો

૨ સંવેલ્લઇ (અને ઉદ્વેષ્ટતે માટે વૈકલ્પિક ઉવ્વેલ્લઇ) (સિ હે ૮/૪/ ૨૨૨, ૨૨૩),

ગુ વેલ્લા (કાનના) આ √ વેલ્લ– પરથી આવ્યો

૩ *સંવેટ્ટઇ (સંભવિત),

સરખાવો ઉષ્ટ્ર– > ઉટ્ટ–, ઇષ્ટા > ઇટ્ટા–, સંદષ્ટ– > સંદટ્ટ– (સિ હે ૮/૨/૩૪), તેમ જ (વિ–)સૃષ્ટ > છુટ્ટ

ગુ વીંટી, વીંટવું, વીંટલો વગેરેના મૂળમાં આ √વેટ્ટ– છે

૪ √વેઢ– આ પ્રા વેઢણ– (સં વેષ્ટન–) પરથી સૂચવાય છે

(૨) એટલે સંપેટવું–સમેટવુંનો વિકાસક્રમ આ પ્રમાણે છે–




વ્ નો બ્ તેમજ મ્ થવાના સમાન્તર ઉદાહરણ તરીકે–

પર્વન્ ના વ્ નું પરબ અને સપરમો એમાં થએલું દ્વિવિધ રૂપાન્તર ટાંકી શકાય

(૩) ઉપર આપેલા વેષ્ટ–ના ત્રણ વિકારો વચ્ચે √સંવેષ્ट्–>√संवेट्ट– >√*संवेड्ड–>√संवेल्ल– એવો સંબંધ બાંધી શકાય

---

[1] 'પ્રસ્થાન' માગશર મહા અષાઢ ૧૯૯૩, ચૈત્ર ૧૯૯૫

આપણે આ નિર્ણયોની સાબીતી તપાસીએ. નેપાળી સમેટનુ, પંજાબી ને હિંદી સમેટના, મરાઠી સમેટણેં—એ સૌ ગુજરાતી સમેટવુંના સજાતીય શબ્દો છે.[3] પણ સંપેટવુંને મળતા શબ્દો બીજી અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓમા મળતા નથી. આ હકીકત સૂચવે છે કે, જો સંપેટવું ને સમેટવું એ બેની વચ્ચે પ્રકૃતિ-વિકૃતિનો સંબંધ સ્વીકારવોજ હોય તો સમેટવું વધારે જૂનો હોવાથી તેનેજ પ્રકૃતિ ગણવી પડશે, અને મને તો સંપેટવુંનો દેખાવજ અર્વાચીન લાગે છે. તે સમેટ-ના પૂર્વરૂપ સાનુનાસિક *સંમેટ-માથી ઉચ્ચારણભેદને લીધે વિકસ્યો હોય. વાનર-> 'વાંદર' વગેરેની જેમ *સંબેટવું થવુ જોઈએ; પણ શબ્દોના ઇતિહાસમાં ધ્વનિ-વ્યાપારો ઉપરાત સાદૃસ્યના તત્ત્વનુ પણ સ્થાન મહત્ત્વનુ છે, એ ભુલાવું ન જોઇએ. એટલે સંબેટવુંના જૂનુ ઉચ્ચારણ લપેટવું, પેટી વગેરેની અસરથી પ-માં સરી ગયુ હોય. આમ પ્રાકૃત પૂર્વરૂપ *સંવેટ્ટને બદલે *સંમેટમાથી સંપેટ ઉતારવો વધારે યોગ્ય લાગે છે.

હવે સમેટવું લઇએ. ટર્નરનુ વલણ આને સં. સંવર્તયતિ પરથી સાધવા તરફ છે[4] સં. સંવર્તયતિ 'વીંટી લે છે', પા. સંવટ્ટતિ 'વિકસે છે', પ્રા. સંવટ્ટેઇ 'સમેટી લે છે.' સાથે તે સૂચવે છે કે આને સં. સંવેષ્ટયતિ 'સમેટી લે છે', પા. સંવેઠેતિ એનો સંગદોષ કદાચ લાગ્યો હોય.

એટલે પ્રથમ તો ટર્નરના સંવર્તયતિ...×સંવેષ્ટયતિ...અને ચતુરભાઈના સંવેષ્ટયતિ ..(કે સંવેષ્ટતે...) એ બે વચ્ચે નિર્ણય કરવો રહ્યો. ચતુરભાઈનો મુખ્ય આધાર એ છે કે ગુ. વીંટી, વીંટવું વગેરે સાધવા માટે √વેષ્ટ્-નું (વેંટ્-દ્વારા)√ *વેટ્ટ- એવુ રૂપાન્તર સ્વીકાર્યા વિના છૂટકો નથી,[5] અને આ *વેટ્ટ- એક વાર સ્વીકારો એટલે તેને આધારે સમેટવું સાધવો એ તો રમત વાત છે. પણ ગુ વીંટી, વીંટવું વગેરેની વ્યુત્પત્તિ વીશે ટર્નરનો જુદોજ અભિપ્રાય છે. આને લગતી તેમની શબ્દસામગ્રીની તુલના આ પ્રમાણે છે[6]—

---

૩. ટર્નર, નેપાલી ડીક્ષનરી, સમેટ્નુ નીચે.

૪. પૂર્વનિર્દેશ, સમેટ્નુ નીચે,.

૫ નરસિંહરાવ પણ વીંટવું વગેરેને સં. √ વેષ્ટ્-માથી સાધવાના મતના છે, પૂર્વોક્ત પુસ્તક ૧, ૧૨૧, ૪૪૧.

૬. નેપાલી ડીક્ષનરી, બિટો, બિરો એ શબ્દો નીચે

(૧)

પ્રા. વિટ્ટી 'પોટલી'
નેપા બિટો 'ભારો' 'વીંટો'
સિં વીટપુ 'બીડી દેવુ'
ગુ વીંટો, વીંટી

આ સૌનું મૂળ *વીટ્ટ–

[નોંધ—ટર્નરે પ્રા વિંટિયા, વિંટલિઆ 'પોટલી', વિંટઇ 'વીંટે છે' એ પ્રાકૃત શબ્દો ટાંક્યા નથી અને ગુજરાતી વીંટો, વીંટી અશુદ્ધ અથવા તો બોલીગત નિરનુસ્વાર રૂપ ટાંક્યા છે]

(૨)

સ બીટમ્, બીટા 'ગિલ્લી' 'મોઈ'
વીટકમ્, વીટિકા 'પાનનુ બીડુ'
વીટી 'નાગરવેલનો છોડ'
પ્રા. બીડગ– (નપુ), વીડિઆ 'બીડું'

| | |
|---|---|
| નેપા બિરો<br>પજા હિં૦ બિ:ડા<br>સિં બીડો<br>મરા વિડા<br>ગુજ બીડું | 'બીડું' |

મરા વિટી, ઇટી 'ગિલ્લી', 'મોઈ'
પજા વિડા 'શીશીનુ બુચ'
સિં બીડણુ 'બીડવુ'
ગુ 'બીડો', 'બીડી' ['બીડવુ']

આ સૌ શબ્દો બે મૂળ રુપ સૂચવે છે, *વીટ– (પજા. મરા) અને *બીટ– (નેપા સિં હિં ગુજ)='વીંટો વાળેલી કોઈ વસ્તુ' આ[૭] *વીટ– કે *બીટ–, ઉપર સૂચવેલુ *વીટ્ટ– ને બીજા શબ્દો પરથી સૂચવાતુ *બીણ– 'ઘાસનો ભારો કે વીંટો' એ સૌ કોઈ અનાર્ય ભાષામાંથી ઉછીના લીધેલા હોય એ સંભવિત છે

૭ ટિ એન્ દવે, એ સ્ટડી ઓવ ધ ગુજરાતી લેંગ્વેજ, ૧૮૬ દવે ઉક્ત સ્થળે સૂચવે છે કે વીટિવઇ ઉપર સં વેષ્ટતેની અસર થઈ હોય.

આમ ટર્નરે આ શબ્દસમુદાયનાં મૂળ રૂપને અનાર્ય ભાષાના માને છે. પણ આ નિર્ણયમા એક દોષ લાગે છે. ઉપર નોંધમાં જણાવ્યું છે તેમ ગુ. **વીંટી, વીંટો, વીંટવું, વાંટલો** વગેરેની તેમજ પ્રા. **વિંટઇ, વિંટિયા, વિંટલિઆ** એ શબ્દોની ટર્નરને જાણ જ નથી, અને તેમણે મૂળ તરીકે સૂચવેલા શબ્દો આ શબ્દોમાં રહેલો અનુસ્વાર સમજાવી શકતા નથી. આથી તેમણે સૂચવેલી વ્યુત્પત્તિ ગુજરાતી **વીંટવું** વગેરે શબ્દો માટે સ્વીકાર્ય લાગતી નથી

એટલે, હેમચંદ્રે -ષ્ટ- નો -ટ્ટ થવાનાં ત્રણ ઉદાહરણ નોંધેલાં હોવાથી અને આપણને સં **વેષ્ટયતિ**, પ્રા. **વિંટઇ**, જૂ. ગુ. **વીંટિવઇ**, અર્વા. ગુ. **વીંટવું** એ સૌ સમાનાર્થક મળતા હોવાથી તેમની વચ્ચે પ્રકૃતિ-વિકૃતિનો સંબંધ સ્વીકારવા સામે એકે સબળ વાંધો લઈ શકાય તેમ લાગતું નથી.

આ નિર્ણયને એક બીજો મજબૂત આધાર મળે છે. ઉષ્ટ્ર- > ઉટ્ટ- > **ઊંટ, ઇષ્ટા > ઇટ્ટા > ઈંટ** એ પ્રમાણે હેમચંદ્રે નોંધેલા (**સંદટ્ટ**- ને લગતો તદ્ભવ[૮] ન હોવાથી તેને બાદ કરતાં) બધા -ષ્ટ- > -ટ્ટ- એવી વિશિષ્ટ પ્રક્રિયાવાળા શબ્દો ગુજરાતીમાં સાનુનાસિક છે, અને -વેષ્ટ્- > *વેટ્ટ- > **વીંટ**- પણ આ જ નિયમને અનુસરતો છે. એટલે **વીંટવું** વગેરેના મૂળ તરીકે વેષ્ટ્‌ને સ્વીકારવો એ જ યોગ્ય છે. એટલું ખરું કે ઉપર તુલના માટે આપેલા બીજી **અર્વાચીન ભારતીય-આર્ય** ભાષાઓના શબ્દો માટે જે અનાર્ય મૂળનું રૂપ કલ્પ્યું છે તેનો પ્રભાવ **વીંટો** વગેરે પર પડ્યા વિના ન જ રહ્યો હોય. પણ મૂળ તરીકે તો √વેષ્ટ્- જ ગણાય.

એટલે નિયમ પ્રમાણે -ષ્ટ્- માંથી નિષ્પન્ન થતા -ટ્ઠ- ની સપ્રાણતા- (એસ્પીરેશન, aspiration) નો લોપ ઉક્ત ઉદાહરણોમાં કેમ થયો તે સમજાવી શકાય તેમ ન હોવા છતાં વેષ્ટ્-ના એક રૂપાન્તર તરીકે *વેટ્ટ- સ્વીકારવું ઉચિત છે. અને તો સવેષ્ટ્- > *સવેટ્ટ- > સૈંમેટ્ટ- > **સમેટ**- એ ક્રમે **સમેટવું** સાધી શકાય. આમાં **સંવર્તયતિ**નો કંઈ પણ ફાળો હોય તો તે 'વીંટવું'માંથી 'વિસ્તારેલું એકઠું' કરી લેવુંમાં થયેલા અર્થવિકાસ પૂરતો જ.

---

૮. એક રીતે સંદટ્ટ- પણ સમર્થક ગણી શકાય. કેમ કે નિરુપસર્ગ *દટ્ટ-માંથી સધાયેલા નેપા. ડૉંટ્‌નુ. બંગા ડૉંટા, હિં ડાંટના "ધમકી આપવી" એ તદ્ભવોમાં સાનુનાસિક રૂપ મળે છે. પંજા ડટ્ટના "અટકાવવું", સિ ડાટણુ 'ડાટો મારવો', 'ડાટવું', મરા. દાટણે 'ધમકી આપવી', ગુજ દાટી, 'ડા(દા)ટો' 'ડા(દા)ટવું' એ શબ્દો નિરનુનાસિક છે. (ટર્નર, નેપાલી ડિક્શનરી, પા. ૨૫૭ બી ૨૫, ડૉંટ્‌નુ). પણ આ દેશ્ય સંદટ્ટ- 'વળગેલું' 'અથડામણ' અને હેમચંદ્રે આપેલ સંદટ્ટ- (સં. સંદષ્ટ) 'કપાયેલું' 'ડંખાયેલું' જુદા ગણવા પડશે.

ष्ट्- > -ट्ट- એટલે કે (ष्ट्- > ट्ठ- > ट्ट-) એ પ્રક્રિયાના એક વધારેના ઉદાહરણ તરીકે ચતુરભાઈએ (वि-) सृष्ट-> छुट्ट- આપે છે પણ આ વ્યુત્પત્તિ તદ્દન પાયા વિનાની છે -ष्ट्-નો -ट्ट- થવાનુ પુરવાર કરવા -स्- > -छ्-ની તદ્દન ચિલ અને વિરલ પ્રક્રિયાનો આધાર લેવો અને ઉપસર્ગનો લોપ કલ્પવો એ જરા પણ શાસ્ત્રીય ન ગણાય છૂટવુ વગેરેના સજાતીય શબ્દો અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓમા મળે[૯] છે સ (ધાતુપાઠ) છોટયતિ 'કાપે છે,' પ્રા છુટ્ટઇ, છોડેઇ, છોડઇ, સ આચ્છોટિત 'તોડેલ', પ્રા અચ્છોડિઅ, નેપા છુટ્નુ, છોડનુ, હિં છોડ્ના, સિં છોડણુ, છુટણ, બગા છુટા, મરા સુટણે, સોડણે, સ *निरछुटति, સિં નિછુડણુ છૂટું થવુ'

. સ *પ્રચ્છોટયતિ, હિં પછોડના "ઝાટકવુ"

સ. *વિચ્છોટયતિ, હિં બિછોડના, સિં વિછોડણ, ગુજ વછોડવુ, વછુટ્ટં, વછુટવું

ટર્નર આ સમુદાયનુ મૂળ ભારતીય-આર્યની સુદૂરની પૂર્વભૂમિકા ભારત-યુરોપીયમા શોધે છે[૧૦] મૂળ ભારત-યુરોપીય ધાતુ sqeuē 'મારવુ, નાપવુ' (જેની સાથે સ સ્કુનોતિ "ખોદવુ" નો સબધ છે) ધાતુ-વિસ્તારના સિદ્ધાન્ત પ્રમાણે 't' એ સાધકપ્રત્યય સ્વીકારી √छुट्-રૂપે પરિણમ્યો હોય, પણ કોલબિયા યુનીવર્સિટીના અધ્યાપક ગ્રેએ *sqer te [ <*sqere 'કાપવુ' + નિશ્ચાયક (ડીટર્મીનિટીવ, determinative) -t-] એ ધાતુને મૂળ તરીકે સૂચવ્યો છે[૧૧] મૂળ *sqrt ne ti અગર sqrte ti એમાથી પ્રા છુટ્ટઇ 'કાપી નાખે છે, છોડે છે' સધાયો હોય લેટીન scortum 'ચામડી, ચામડુ' એમા પણ એ જ ધાતુ રહેલો છે પ્રાચીન પ્રુસી (Prussian), રુસી (Russian) વગેરેમા પણ આના સજાતીય શબ્દો મળે છે આથી છૂટવુ' ને સૃષ્ટ૰ સાથે જરા પણ લેવાદેવા નથી

---

૯ નેપાલી ડીક્શનરી, પા ૧૧૯ બી, ૨૦૦ એ

૧૦ જુઓ પૂર્વનિર્દેશ, પા ૬૪૭ એ

૧૧ ગ્રે ફ્રીકટીન પ્રાકૃત ઈન્ડો યુરોપીઅન ઇટીમોલોજીજ [જર્નલ ઓવ ધ અમેરિકન ઓરીએન્ટલ સોસાયટી, ૬૦, ૩, ૩૪૩ સપ્ટેમ્બર, ૧૯૪૦) એનો આ લેખ ભારતીય આર્યના અભ્યાસમાં એક તદ્દન નવો જ પ્રદેશ ઉઘાડે છે ભારતીય આર્યના શબ્દભડોળમા દેશ્ય તરીકે જાણીતા શબ્દોનાં મૂળ શોધવા માટે અત્યાર સુધી માત્ર દ્રાવિડી કે મુણ્ડા ભાષાઓનો આશ્રય લેવાતો આ લેખમા કેટલાક દેશ્ય ગણાતા શબ્દો મૂળે ઠેઠ ભારત યુરોપીયમાંથી લૌકિક બોલીઓમા જળવાઈને અવશેષ તરીકે રહી ગયા હોવાનું સૂચવવામા આવ્યુ છે

હવે ચતુરભાઈના બાકીનાં વિધાનો તપાસીએ.

તેમણે હેમચંદ્રે આપેલા વેઢ– અને વેલ્લ્– નો વેષ્ટ્–ના બીજા બે રૂપાન્તરો તરીકે સ્વીકાર કર્યો છે. હવે વેષ્ટ્– સાથે વેઢ–નો સંબંધ વે–ષ્ટ્> વેટ્ઠ,– વેઠ– (પાલિ) >વેઢ– એ ધ્વનિ-વિકારોને અનુસરીને જ બાંધી શકાય. આમાં મુશ્કેલી એ છે કે –ટ્ઠ– > –ઠ– એમાં રહેલી સ્પર્શોના સયોગલોપની પ્રક્રિયા તો અપભ્રંશ–ઉત્તરકાલીન ભૂમિકામાં જ પ્રચુરપણે પ્રચલિત હતી.

પ્રા. દાઢા, 'દાઢ', કોઢ–'કોઢ', કઢ્ઢઇ 'ખેંચે છે' એ સૌ પણ આ પ્રકારનો કોયડો રજૂ કરે છે. આ ઉદાહરણોમાંના કેટલાંકનો સંબંધ ભારતીય–આર્યેતર ભાષા દ્રાવિડી કે ભારત–યુરોપીય ભૂમિકા સાથે જોડવામાં આવ્યો છે.[૧૨] પણ कर्षति ને कड्ढति વગેરેનો સંબંધ ન હોય એ પ્રતીતિજનક નથી લાગતુ. ગમે તેમ ધ્વનિ–વિષયક તેમ જ અર્થ–વિષયક સામ્ય જોતાં, ટર્નર વેષ્ટતેથી વેઢઇને વિખૂટો નથી પાડતા[૧૩] એ યોગ્ય જ લાગે છે. પ્રા. વેટ્ઠણ–નેપા. હિં. બેઠન, મરા. બેઠણેં આના સમર્થક છે.

. પણ वेष्ट्– માંથી वेल्ल्– સાધવો શક્ય નથી લાગતો સં. वेल्लित 'ધ્રુજે છે,' वेल्लयति 'હલાવે છે, 'મસળે છે', वेल्लित– 'હલાવેલું', પ્રા. वेल्लइ આમાં રહેલા વેલ્લ–થી સંવેલ્લઇ અને સિદ્ધહેમ, ૮,૪,૨૨૨, ૨૨૩ એમાં રહેલા વેલ્લ–ને હેમચંદ્ર જુદો ગણતા લાગે છે, પણ ટર્નર બંનેને એક ગણતા જણાય છે,[૧૪] કેમ કે તે ઉપરના સંસ્કૃત શબ્દો સાથે નેપા. બેલ્નુ 'વીંટવું,'– બંગા. બેલા 'પાથરવુ'; હિં. બેલના; પંજા. બેલણા, વેલણા; સિ. વેલણુ–એ સૌને સાંકળે છે. આ वेल्ल्– માંથી ગુજ. 'વેલણું' વગેરે સધાયા છે.[૧૫] એટલે वेल्ल्– એ वेष्ट्–નો આદેશ છે, ધ્વનિવિકારને અનુસરીને સધાયલુ સ્વરૂપ નહિ. ચતુરભાઈ वेल्ल्– પરથી ગુજ. વેહ્લો આવ્યો હોવાનુ કહે છે, પણ આ વેહ્લો અર્વાચીન ગુજરાતી ઘડતરનો છે સાહલો એનુ સ્વરૂપાન્તર સાહ્લો, નાનલું > (પ્રાતિક) નાહ્લું વગેરેની જેમ, મધ્યવર્તી અક્ષરમાં રહેલા –અ–નો અનુચ્ચાર, આખા શબ્દનુ ત્વરિત ઉચ્ચારણ અને તેથી પરિણમતુ સારૂપ્ય આ પ્રક્રિયાઓને લીધે વેહલો > વેહૂલો > વેડૂલો > વેહ્લો એ ક્રમે વેહ્લો સધાયો છે.

---

૧૨. નેપાલી ડીક્શનરી, પા. ૮૧ એ ૧૯, એના પૂર્વનિર્દિષ્ટ લેખ, પા. ૩૬૩, કઢ્ઢઇ અને ત્યાં આપેલા ઉલ્લેખો.

૧૩. પૂર્વનિર્દેશ, પા. ૪૫૭ એ ૩૫, બેઠનુ નીચે.

૧૪. પૂર્વનિર્દેશ, પા. ૪૫૭ બી ૪૧, બેલ્નુ નીચે.

૧૫. પૂર્વનિર્દેશ, પા. ૪૫૭ બી ૪૨, બેલ્નુ નીચે.

છેલ્લે ચતુરભાઈએ આપેલા સંવેષ્ટ્->સંવેટ્ટ-> (સંવેટ્ઠ)> સંવેલ્લ- એ વિકાસક્રમમા રહેલી અશાસ્ત્રીયતા તરફ ધ્યાન ખેંચવુ બાકી છે ભાષાશાસ્ત્ર એ એક શાસ્ત્ર છે, અને તેથી બીજા શાસ્ત્રોની જેમ એમા જે જે વલણો સ્થાપિત કરવામા આવે તેમા યથાશક્ય અબાધિતપણુ, પૂરતી સૂક્ષ્મતા અને ચોક્કસાઈ હોય તો જ તેનુ શાસ્ત્રપણુ યથાર્થ ગણાય અમુક ભાષાભૂમિકામા અમુક સમયે પ્રવર્તતા વલણમા સામાન્યત. તે ભૂમિકા અને સમય પૂરતી સાર્વત્રિકતા હોય છે—એ ધ્વનિશાસ્ત્રનો અગત્યનો સિદ્ધાત છે તે વલણનો ભંગ કરતા હોય તેવા કેટલાક શબ્દો કા તો સાદૃશ્યના વ્યાપારનુ પરિણામ હોય અગર તો તે કોઈ પડોશની ભાષામાથી સ્વીકૃત શબ્દો હોય એ ખરું કે આવા કોઈ પણ કારણથી ન સમજાવી શકાય તેવા અમુક અપવાદરૂપ શબ્દો દરેક ભાષાભૂમિકામા મળી આવતા હોય છે પણ બહુ મજબૂત પુરાવાના આધાર સિવાય જાણીતી પ્રક્રિયાઓની ઉપરવટ થઈને, કોઈ શબ્દ સમજાવવો, તેના કરતા શબ્દની વ્યુત્પત્તિ બાબત હાલ પૂરતુ અજ્ઞાન હોવાનો સ્વીકાર કરવો એ જ વધારે સારું છે. પ્રાકૃત ધ્વનિપ્રક્રિયામા √*વેટ્ટ->√*વેડ્ડ- તેમ જ *વેડ્ઢ>વેલ્લ[17] એવા વિકારો માટે એકે પ્રામાણિક સમાતર ઉદાહરણ નથી મળતુ વેષ્ટ્-નુ √*વેઢ્ઢ- થાય એટલુ જ આપણે સપ્રમાણ કહી શકીએ આ ઉપરાત, બીજા આધારોની સહાયથી √*વેઢ્ઢ->વેટ્ટ- કે વેઢ-એ વિકાર કલ્પવો ઉચિત ગણાય, પણ આથી આગળ જવુ એ તો હવામા પગલા ભરવા જેવુ જ થાય

## સાધુ વાણિયો

ગુજરાત-કાઠિયાવાડના ધર્મિષ્ઠ હિંદુઓમા સત્યનારાયણની કથા કરવાનો પ્રચાર છે. તે કથામા સત્યનારાયણ દેવે કરેલી માણસોની સત્યપરીક્ષાના જે કેટલાક દૃષ્ટાન્તો છે, તેમાનુ એક સાધુ-વાણિયાનુ છે. આ સાધુ-વાણિયો પરદેશથી દ્રવ્ય રળી, વહાણમા ભરી સ્વદેશ તરફ પ્રયાણ કરે છે ત્યારે માર્ગમા તેની સત્યપરીક્ષા કરવામા આવે છે આમાથી અહીં આપણને માત્ર સાધુ

---

૧૬ જુલ બ્લોક, લ'ઇંડો આર્યન, ૮૯, સુનીતિકુમાર ચેટર્જી, એ હીસ્ટરી ઑવ ધ આર્યન સ્પીચ ઈન ઇંડિયા, કલકત્તા રીવ્યૂ સપ્ટે ૧૯૩૬, ૨૮૭-૨૮૮

૧૭ ચતુરભાઈના ગ્રથ જૂની ગુજરાતી ભાષા (૧૯૩૫)મા સખ્યાબધ વ્યુત્પત્તિઓ આવી અશક્ય રીતે—એટલે કે પ્રાકૃત, અપભ્રશ જૂની ગુજરાતી વગેરેની ધ્વનિપ્રક્રિયાને માન્ય ધ્વનિવલણોને છડેચોક છાપરે ચડાવીને સાધવામાં આવી છે

એ શબ્દ જ પ્રસ્તુત છે. સં. સાધુ–નો અર્થ 'સારો' 'ભલો' વગેરે થાય છે, પણ તે ઉપાધિ વાણિયાને લગાડવામાં કાંઈ ખાસ ઔચિત્ય નથી. પણ સં. **સાધુ**–ના ઉપરોક્ત અર્થ ઉપરાંત 'ઝવેરી' તેમ જ 'વેપારી' 'શરાફ' 'શાવકાર' એવા અર્થ પણ કોશકારોએ નોંધેલા છે.[1] અને પ્રસ્તુત કથામાં આ 'વેપારી' કે 'શાવકાર' અર્થ ઉદ્દિષ્ટ છે.

આમાં એટલું લક્ષમાં રાખવાનું છે કે **સાધુ**–ના 'વેપારી' વગેરે અર્થો પાછળના સમયમાં વિકસેલા છે, કેમ કે તે અર્થમાં એ શબ્દનો સામાન્યપણે **પ્રશિષ્ટ સંસ્કૃત**મા વપરાશ નથી મળતો પણ **સાધુ**–ના અર્વાચીન ભારતીય-આર્ય અવતારો 'વેપારી' વગેરે નવા વિકસેલા અર્થોમાં જ વપરાય છે. હિં. **સાહુ**; પંજાબી **સાઉ**; સિંધી **સાહુ**, **સાઉ**; ગુજ. **સાહુ**, **સાઉ**, **સાહુકાર**, **સાઉકાર**, **સાવકાર**, **શાવકાર**; મરાઠી **સાઉ**, **સાવ**; બંગાળી **સાહુકાર**, નેપાળી **સાઉ**, **સાહુ**: સં. साधु–, પ્રા. साहु–માંથી નીપજેલા આ શબ્દો[2] સામાન્યપણે 'સંમાન્ય ગૃહસ્થ' 'શરાફ' 'ધીરધાર કરનાર' એવા અર્થોમાં પ્રયોજાય છે.

આમાં ગુજરાતી **સાઉ**, સં. साधु– પ્રા. साहु– પછીથી *स्हाउ– °**સાઉ** એ ક્રમે; તેમાથી **સાઉ** + **કાર** = **સાઉકાર**, **સાવકાર** અને **શાહ-સોદાગર** જેવા શબ્દની અસર નીચે (साहु પરથી) **શાહુકાર** કે **શાવકાર** સધાયા છે.

ગુજરાતી અટક **શાહ**, **શા**નું મૂળ પણ साधु છે. **શાવકાર** વગેરેમાના-**કાર** માટે સરખાવો **સૂનું–સૂનકાર**, જાણ અને જાણકાર.

## સૈ।

સર્વસ્પર્શિતા એ ધ્વનિવલણોનું એક અગત્યનું લક્ષણ છે. અમુક ધ્વનિ-વલણના સીમાડાની અંદર આવી જતા સઘળા શબ્દો તેને વશ વર્તે છે. પણ વસ્તુતઃ તો ભાગ્યે જ કોઈ ધ્વનિવલણ એવું હોય કે જે નિરપવાદ હોય. આ અપવાદો ધ્વનિવલણોની સર્વસ્પર્શિતાના કાંઈક અંશે બાધક લાગે છે. પણ ઊંડી તપાસ કરવામાં આવે તો આ અપવાદો પણ ધીમે ધીમે નિયમને

---

૧ મોનીયર વીલીયમ્ઝ સંસ્કૃત–ઇંગ્લીશ ડીક્શનરી, સાધુ શબ્દ નીચે.

૨. બ્લોક (પરાંજપે), મરાઠી ભાષેચા વિકાસ, પૃ ૪૬૨, –સાવ; ટર્નર, નેપાલી ડીક્શનરી, साउ.

માનનાગ માલમ પડે અપવાદભૂત સામગ્રીમાથી અમુક સાદશ્યને આધારે, અમુક જુદી ભાષા કે ભૂમિકામાથી ઉપાડેલી સામગ્રી તરીકે, તો અમુક જુદા જ ધ્વનિવલણને આધારે સમજાવવાનો પૂરતો સભવ હોય છે આ છેલ્લા વિકલ્પનુ એક ઉદાહરણ જોઈએ.

વિવૃત એ-ઓની ચર્ચા કરતા નરસિંહરાવે નોધેલા અપવાદોમા એક છે **સૌ** 'બધા' સ. सव-, પ્રા सव्व- પછી सव-सउ-सौ એ ક્રમે શબ્દ સિદ્ધ થયો હોવાનુ માની નરસિંહરાવ કહે છે કે એ રીતે આમા અત્ય સ્વ યુગ્મ -અઉ સકોચ પામી નિયમપ્રમાણે વિવૃત **ઓ** બનવાને બદલે અપવાદરૂપે **ઔ** બને છે.

**સૌ**નુ નેકડુ રૂપ **સહુ** છે આ **સહુ**ને હકારપ્રક્ષેપ દ્વારા **સૌ**માથી સધાયો હોવાનુ માનવા તરફ નરસિંહરાવનુ વલણ છે, પણ સાથે **સહુ**નો સબંધ અપભ્રશ **સાહુ** સાથે હોવાની, અને તો ઊલટુ **સૌ** કે સઉનુ મૂળ **સહુ** હોવાની શક્યતાને પણ તેઓએ સ્વીકારી છે.

નરસિંહરાવનો **સૌ**ની વ્યુત્પત્તિ વિશેનો આ મત સાચો નથી સ सव-નો નિયમિત વિકાસ પ્રા सव्व-, ગુજ **સાવ** (હિંદી सब) એ રીતે થયો છે **સહુ** એ મૂળ રૂપ છે, અને ત્વરિત ઉચ્ચારણમા તેનુ **સૌ** બની જાય છે—એટલે કે પ્રવર્તમાન ભૂમિકામા હકારલોપના વલણ વડે જ **સહુ**માથી **સૌ** થયો છે એ જ રીતે લૌકિક ઉચ્ચારણમા કેટલેક સ્થળે બહુનુ **બૌ**, બહુચરાનુ **બૌચરા**, વહુનુ **વૌ**, કહુનુ **કૌ** વગેરે નિયમે કરીને ઉચ્ચારાય છે બગાળીમા પણ આવુ વલણ વ્યાપક છે, જેને આધારે ત **બૌ** (સ वधू-, પ્રા वहू), **મૌ** (સ मधु, પ્રા महु,) વગેરે બન્યા છે આમ **સૌ** એ વિવૃત એ-ઓના નિયમની મર્યાદામા જ આવતો નથી—એ જુદા જ ધ્વનિવલણનુ પરિણામ છે.

અને ગુજરાતીમા औकार વાળા ઘણાયે શબ્દો આ જ ઉચ્ચારણ-વલણને અનુસરીને—એટલે કે, સ્વરમધ્યગત હ લુપ્ત થતા, પાસેપાસે આવેલા સ્વરોના સકોચથી—સધાયા છે જુઓ

૧ **ચૌટુ**—મૂળ તરીકે चतुर्+हट्टकम् છે પ્રાકૃતમા चउहट्ट-चउहट्टय-સામાન્ય વપરાશમા હતો.[1] નરસિંહરાવે મૂળ તરીકે આપેલા चतुवत्मकम् પરથી તો **ચોવટુ** થાય, અને પ્રા. चउहट्ट-નો હકાર કોઈ રીતે સમજાવી ન શકાય

૧ એક ઉદાહરણ—સોમપ્રભકૃત કુમારપાલ-પ્રતિબોધ, પૃ ૧૬૨.

चउहट्टय–પરથી, चउ° ને સ્થાને પ્રા. ગુજ. માં चिहु, निहुના સાદૃશ્યે चिहु આવી જતા *चिहुहट्टउ પછી चहुटउ, चुहुटउ,[२] અને હકાર–લોપ ને સ્વરસંકોચ વડે ચૌટું (અથવા, હકાર જળવાઈ રહેતાં ચ્હૌટું). હિંદીમાં પણ चौहट्टा છે.

૨. ચૌદ—चतुर्दशन् નો चतुर् અંશ, ચોરસ, ચોમાસું, ચોવડુ વગેરેની જેમ વિકસી, આપણને *ચોદ એવું રૂપ મળવું જોઈએ, તેને બદલે ઔ વાળું ચૌદ રૂપ મળે છે તેનું કારણ પણ ઉપર પ્રમાણે જ છે. પ્રા. चउद्दहના चउને સ્થાને પ્રા. ગુજ. માં चिहु આવી જતા *चिहुदह અને પછી चहुदह એવું ઉચ્ચારણ પ્રચલિત હોય પછીથી *चहुदह પરથી ચૌદ. ચૌબોલા વગેરે આજ પ્રકારના છે.

૩. ઔઠ—જૂની ભાષામાં 'સાડા ત્રણ'ના અર્થમાં આ શબ્દ વપરાયો છે. અર્વાચીન ઊંઠું સાથે તે સંબદ્ધ છે. સં. *अर्ध–तुर्य– (=अर्धचतुर्य–) પરથી અનિયમિત રીતે આવેલા પ્રા. आहुट्ठ પરથી હકારલોપ અને સ્વરસંકોચ દ્વારા ઔઠ સધાયો છે.

૪. પૌંઆ, પૌંવા—સં. पृथुक– નો સ્વાર્થે –क– દ્વારા વિસ્તાર થઈ છેવટે ગુજરાતીમાં પહુંઆ– પહુંવા આવે છે, અને આનું ચાલુ ઉચ્ચારણ હકારલોપ ને સ્વરસંકોચથી પૌંઆ– પૌંવા થાય છે.

ટહુકો પરથી ટૌકો પણ આમ થયું છે. કૌવો, હૌવો, જૌહર, દૌરો વગેરે હિંદી પરથી છે.

આમ સૌનું મૂળ સહુ નિશ્ચિત થાય છે. આ સહુનું મૂળ શું? હવે सर्व–सव्व–सव પછી सव+हु (खलु માંથી?)–સહુ એ રીતે નિષ્પન્ન થયેલો માને છે. પણ આમાં અપભ્રંશ साहु 'બધા' એને ગણત્રી બહાર રાખવામાં આવ્યો છે તે ઠીક નથી. પીશલ આ અપભ્રંશ साहुને शश्वत्–*सस्स–*सास–साहु એ રીતે વ્યુત્પન્ન કરે છે. પણ साहु નો સંબંધ ગુજરાતી સહુ સાથે હોવાની પૂરી શક્યતા છે ગુજ. સહુ બતાવે છે તેમ साहुમાં રહેલો उकार એ અપભ્રંશ પ્રથમા એકવચનનો પ્રત્યય નહીં પણ મૂળ શબ્દનો અંગભૂત સ્વર હોવો જોઈએ; એટલે કે અપભ્રંશ साहु એ अकारान्त નહીં પણ उकारान्त અંગ છે, અને તેનો મૂળ શબ્દ પણ उकारान्त (કે उकारान्त અંગ આપે તેવો) હોવો જોઈએ. આમ બંનેમાંથી એકે વ્યુત્પત્તિ પ્રતીતિકર નથી ઠરતી.

---

૨ પ્રા. ગુજ. માં ચઉહટા (સમરારાસ, ૩–૫) અને ચહુટા (છંદ ચહુટા માગે છે? સમરારાસ, ૨–૧) મળે છે

સંભવત સર્વં+સલુ–સાવહુ–સાહુ એ રીતે શબ્દાંતર્ગત વર્ણના લોપથી– આવો લોપ ઉત્તરકાલીન અપભ્રંશમા જાણીતો છે–સાહુ ને પછી સહુ સધાયો છે

## હાઉ

'બાવડો' એવા અર્થમા બાળકને બીવરાવવા માટે હાઉ શબ્દ પ્રચલિત છે મશરૂવાળાએ આ શબ્દ કન્નડ हाउ 'સર્પ' પરથી અર્થભેદે આપણે ત્યા આવ્યો હોવાનુ યોગ્ય સૂચન કર્યું છે (શિક્ષણ અને સાહિત્ય, ઓગસ્ટ ૧૯૫૦, ૨૪૦).

આ હાઉને સ મપ સાથે કશો સંબંધ નથી સપ પરથી सप्पो-सपु દ્વારા સાપ થાય. આદિ स् નો हू ને -प्–માથી वु સસ્કૃતમાથી કન્નડમા આવતા શબ્દો પર વ્યાપૃત ધ્વનિલક્ષણોને આધારે કદી પણ ન થાય સપ– ભારત–યુરોપીય મૂળનો છે, એ હકીકત √सृप्– 'સરકવુ, પેટે ચાલવુ'ને મળતો લેટિનમા serpo અને ગ્રીકમા 'erpo ધાતુ છે તે પરથી જાણી શકાય છે જો કન્નડ हावु દ્રાવિડી પરિવારનો જ શબ્દ હોવાનુ પુરવાર થાય તો આ વાત સાવ શકાથી પર ગણાય. દ્રાવિડી પરિવારની ભાષાઓમા તમિળ સૌથી પ્રાચીન છે તમિળમા 'સર્પ'ને માટે पाम्बु શબ્દ છે કન્નડ हावु (બોલીભેદે हामु) ને તેલુગુ पामु, તમિળ पाम्बुના જ રૂપાતરો છે.

તમિળ पनो કન્નડમા ह થવાનુ વલણ જાણીતુ છે ઈસવી ૯મી સદી સુધી કન્નડ ઉચ્ચારણમા પકાર જળવાઈ રહ્યો હતો ૧૦મી સદીથી पनु સ્થાન हકારે લેવા માડયુ ૧૪મી સદી સુધીમા બધા કન્નડ पनु સ્થાન हએ લઈ લીધુ[1] .

આ વલણના બેચાર ઉદાહરણો

| તમિળ | | કન્નડ |
|---|---|---|
| पाडु | (ગાવુ) | हाडु |
| पालु | (દૂધ) | हालु |
| पल | (દાત) | हल |
| पिडि | (પકડ) | हिडि |

આ વલણ પ્રમાણે તમિળ पाम्बुનો આદ્ય વ્યજન કન્નડમા ह બને

૧ એ એન નરસિંહિઆ–ગ્રામર ઓવ ધ ઓલ્ડેસ્ટ કેનેરીઝ ઇન્સ્ક્રીપ્શ૦ જ પૃ ૨ ૭ એચ ગાઇ– હીસ્ટોરીકલ ગ્રામર ઓવ ઓલ્ડ કન્નડ ૧૯૪૬ પૃ ૧૩ પેરેગ્રાફ ૩૨

બાકીના –મ્બુ માંથી –વુ પણ સિદ્ધ થયો હોવાનું માનવું કઠિન નથી. મૂળ શબ્દનો વ્યંજન–પૂર્વવર્તી અનુનાસિક લુપ્ત થતો હોવાના કેટલાક ઉદાહરણ કન્નડમાં મળે છે.[૨] બીજી રીતે પણ, તેલુગુમા, તમિળ ઇરુમ્બુ, પામ્બુ, વેમ્બુ વગેરેમાંનો –પુ કે –બુ પ્રત્યય –મુ કે –મ્મુ રૂપે આવે છે, અને પામ્બુનું પામુ થાય છે. આ પણ કન્નડ હાવુથી દૂર નથી.

આ બધી વિચારણાથી હાવુ દ્રાવિડી મૂળનો હોવાનું સ્પષ્ટ થાય છે, અને **બાવના, કાલવવું, કંડારવું, ઓડ, વકટ–લેણુ** વગેરેની જેમ હાઉનો પણ આપણને મળેલા દક્ષિણના વારસામાં સમાવેશ થાય છે.



૨. 'The pre-consonantal nasal has disappeared in some instances This shows that the phenomenon was not yet complete during this period—ગાઈ, ઉપર્યુક્ત ગ્ર ૫, પૃ ૧૦૧

# વ્યુત્પત્તિ—નોંધ

## અઠવાડિયું

પ્રાચીન ગુજરાતીમા 'માસ' ને માટે **મસવાડા** પ્રચલિત હતુ.

'સંવત તેરસત્તાવીસએ માહમસવાડઈ'

—સપ્તક્ષેત્રિરાસ (૧૨૭૦), ૧૧૮.

'રાહેરમા વીતા મસવાડા સોલ'

—શામળકૃત રૂસ્તમનો સલોકો, ૪-૨

આ સાથે હિંદી मसवारा 'પ્રસૂતાનુ મહીનાનુ નહાણુ' સરખાવી શકાય

**માસ પરથી મસવાડા અને પક્ષ પરથી પખવાડા** (હિંદી पखवाड़ा, पखवारा, મરાઠી पंधरवडा, અર્વાચીન ગુજ. **પખવાડિયું**). જુઓ

'ગુરુવારિ આનીય દશમિ પહિલઈ પખવાડઈ'

— સપ્તક્ષેત્રિરાસ, ૧૧૮.

આમ 'પક્ષનો ગાળો' તે **પખવાડિયું**, 'માસનો ગાળો' તે મસવાડ. જેમ **પખવાડા પરથી પખવાડિયુ તેમ અઠવાડા** પરથી અઠવાડિયુ સરખાવો મરાઠી, **અઠવાડા, આઠવડા**, હિંદી अठवारा આમ અઠવાડિયુ એટલે 'આઠ દિવસનો ગાળો'. આમા **-વાડિયું** એ અંશને **વાર** સાથે ધ્વનિદૃષ્ટિએ કશો સંબંધ નથી. અઠવાડિયાના આઠ દિવસ એટલે કે આઠ વાર માનવાની ભૂલ લોકપ્રચલિત હતી. 'આઠે વાર અલ્લાના' એ કહેવત, 'આઠે દહાડે એક વાર' એ પ્રયોગ અને

'આઠ વાર ગાશે, તે નિત ગંગામા નહાશે'

એની મહાદેવના 'સાત વાર' નામક એક જૂના (ભાવણના) ધોળમા આવતી પંક્તિ[1] આની સાક્ષી પૂરે છે. સોમને કે રવિને ફરી ગણીને આઠની સંખ્યા બનાવી હોય, એથી **અઠવાડિયું** 'આઠ દિવસનો ગાળો' તેમજ 'એક સપ્તાહ' એમ બંને અર્થમા જરૂર પડે તેમ વપરાતો

## અણોજે

અણોજેનો સંબંધ अनध्याय- સાથે ધ્વનિદૃષ્ટિએ ન જ ઘટી શકે. અને ધ્વનિદૃષ્ટિએ તેમ અર્થદૃષ્ટિએ સં. अनुद्योग- (મોનીઅર વીલીયમ્ઝ)

---

1 પાઠાંતરે, 'આઠ વાર આ ભણીએ, મહા દુઃખ પાપ હણીએ, ભાવણ કહે જેવશી, સ્મરોને શૂલપાણિ'—કવિ ભાવણકૃત એક અપ્રસિદ્ધ કવિતા, ૭ વિ રાવળ, પ્રસ્થાન.

મૂળ સુસંગત હોઈ, પછી બીજી અટકળ કરવાનું કોઈ કારણ નથી. उज्जोअ– (उद्योग–) પ્રાકૃતમાં વપરાયો છે. अनुद्योग :–*अणुज्जोओ– *अणुज्जोउ એ ક્રમે *અણૂજો થવું જોઈએ, તેને બદલે અર્વાચીન ગુજરાતીના એક ધ્વનિ-વલણને લઈને અણોજો થાય છે. આ ધ્વનિવલણ પ્રમાણે, અસ્પષ્ટ સંજોગોમાં શબ્દાંતર્ગત ઉકાર જળવાઈ રહેવાને બદલે કે તેનો અ થવાને બદલે સંવૃત ઓ થાય છે. આને જ મળતું વલણ ઈનો સંવૃત એ કરવાનું છે. ઉદાહરણો :

ધોરંધર (કાલગ્રસ્ત) < ધુરંધર
નીટોલ (પ્રાચીન) < नित्तुल्लु
સમોહ ( ,, ) < समुख–
નઠોર < निट्ठुर
ઠાકોર < ठक्कुर–
તંબોળ < ताम्बूल–
અનોપમ < અનુપમ
ત્રિભોવન, તરભોવન < ત્રિભુવન
અણમોલ < અણમૂલ
અમોલ < અમૂલ્ય
અંકોડો < अकुट+क–
અંકોર (કાલગ્રસ્ત) < અંકુર
અંગેઠી < અંગીઠી
સીંદોર < સિંદૂર
હિંગળોક < हिगुलु+क्क–
માણેક < माणिक्क–, माणिक्य–
પારેખ < *पारिक्खय– पारीक्षक–[1]
ગડેરી < गडीरी
ખારેક < खारिक्क–

## અમથું 'નકામું'

**પ્રયોગ:** અમથું ઉપરાત અમસ્તું, અમસ્થું ને અમસ્તકું પણ વપરાય છે.

---

1 विशेषामृतकोश ત્ર્યંબક મિશ્રકૃત (૧૨૦૦–૧૭૦૦), એન. જી નરહરિ–સંપાદિત, અડ્યાર લાયબ્રેરી બુલેટીન, મે ૧૯૪૩, શ્લોક ૬૦.

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ :** કોઈએ સં. अपार्थकम् પરથી અમથું સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. પણ આમાં -વ->-મ- એ વિરલ પ્રક્રિયા સ્વીકારવી પડે છે, અને **અમસ્તું-અમસ્થું**ના સ-ની કશી ઉપપત્તિ નથી આપી શકાતી. જોડણીકોશ **અમથું**નો સંબંધ સં. मिथ्या સાથે હોવાનો સંદિગ્ધ તર્ક કરે છે, તેમાં જરા પણ વજૂદ નથી.

**નવું સૂચન:** **અમસ્તુંનુ અમસ્થું** ને પછી શિથિલ ઉચ્ચારણ **અમથું** એવો વિકાસક્રમ લાગે છે.

**હા જ તો, ના જ તો, કરે જ તો** વગેરેનુ ચાલુ ઉચ્ચારણ હાસ્તો, **નાસ્તો, કરેસ્તો** વગેરે થાય છે. આમા પહેલા જનુ સ્પર્શ-ઘર્ષ ('એફ્રીકેટ' affricate) ઉચ્ચારણ આગળ વિકસી શુદ્ધ ઘર્ષ ('સ્પાઇરંટ', spirant) જ઼ (હિંદી મા છે તે, અંગ્રેજી Z) બન્યુ અને પછી પાછળના અઘોષ તના સંપર્કે જ઼નો અઘોષ સ બનતા સ્ત એ સંધિરૂપ અસ્તિત્વમાં આવ્યુ આમ **હા જ તો** માથી **હાજ઼તો** અને પછી **હાસ્તો. અમસ્તું**મા પણ આ ભારદર્શક-વ્યાવર્તક જ હશે એમ લાગે છે. 'કેમ આવ્યો?' એવા પ્રશ્નના ઉત્તરમા ખાસ પ્રયોજનથી ન આવ્યો હોય તે ઉત્તર આપી શકે 'એમ જ તો'. આ જ અર્થનો હિંદી પ્રયોગ यों ही 'વ્યર્થ' હી, બિના કામકે' છે. यों ही = 'એમ જ.' **એમ જ તો** નુ ત્વરિત ઉચ્ચારણમા **એમ જ઼ તો, એમસ્તો, અમસ્તો** થયુ પછી અંત્ય ઓ પુલ્લિંગની નિશાની ગણાઈ, **અમસ્તો** વિકારી વિશેષણ તરીકે ચાલુ થયુ. ઉચ્ચારણમાં પરિવર્તન થતા **અમસ્થો, અમથો** થયુ અને છેવટે ખોટના છોકરાના એક નામ **અમથાલાલ** તરીકે તો તેનુ વ્યક્તિત્વ અનેકાત્મક નહીં પણ એકાત્મક હોવા વિશે જરા પણ શંકા રહી નહીં.

જોડણીકોશ **અમસ્તકું** એવુ રૂપાંતર પણ નોંધે છે. તેનુ ઘડતર સ્પષ્ટ નથી. **અમસ્તું** પરથી તોછડાઈમાં ક ભળી તે થયો હોય

**પુરવણી:**—ઉપર કરેલા સૂચનમા હવે શંકા પડે છે.

**અમથું-અમસ્થું-અમસ્તું,-અમસ્તકું** એમાં રહેલા **-થું, -સ્થું, -સ્તું, -સ્તકું** એ અંશોને મળતો પ્રા. ગુજ. -થું, -સ્થકું, -સ્તકું[1] એવો પ્રત્યય મળે છે. તો **એમ+થું** વગેરે પરથી **અમથું** વગેરે

---

૧. 'પ્રહ્લા સ્તકી કર્દમ રુખી' (સાંડેસરા, પ્રાચીન ગુર્જર કાવ્ય, ૧-૧૧) 'ગ્રામક કંઠ હવા સ્તકો' (ઉક્ત ગ્ર૫, ૧-૨૩).

સમજાવી શકાય. એ રીતે સકારની ઉપપત્તિ મળી રહેતી હોવાથી વચ્ચે જ લાવવાની જરૂર ન રહે.

•

## इयाण = અજાણ

પ્રયોગ : (૧) 'આલ ઇયાણુ મ ઝંખિસિ ઇમ્હઇ'

—ભરતેશ્વરબાહુબલિરાસ[1], ૧૦૩

'હે અજાણ, તું એમ નિરર્થક બોલીશ મા'

(૨) 'અંતરાલિ આવઈ અયાણ (પાઠાંતર ઇયાણ), તીહ અંત અખૂટઈ'

—ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૩૮.

'જે અજાણ્યા વચ્ચે આવે તેમનો વણખૂટ્યે અંત.' પ્રાકૃતમાં सयाण=सज्ञान મળે છે. તેના વિસ્તારિત રૂપ सयाणय–માથી ગુજ. શાણો, હિં. સયાના થયુ છે. सयाणનો વિરોધી શબ્દ अयाण=अज्ञान, અજાણ. अयाणને બદલે ઉપરનાં ટાંચણોમાં ईयाण મળે છે. આમાં ઈની દીર્ઘતા પાછળના યને આભારી છે. ભરતેશ્વરબાહુબલિરાસ, વસંતવિલાસ વગેરે પ્રાચીન ગુજરાતી કૃતિઓમાં પરવર્તી યની અસર નીચે પૂર્વવર્તી ઇ, ઉ દીર્ઘ કરવાની લેખનરૂઢિનાં પુષ્કળ ઉદાહરણો મળે છે. આ હિસાબે ईयाण મૂળ इयाण હોય. અને अयाण નું इयाण થયું તેમાં પણ પરવર્તી -યની અસર નીચે પૂર્વવર્તી અ નો ઇ કરવાનું વલણ જવાબદાર છે. તેનાં ઉદાહરણો :

(પ્રા. ગુજ.) પીયાણઉં[2] (< પિયાણઉં < प्रयाणकम्)
( ,, ) ઇલિયલિ (< ઇલયલિ < इला-तले)
શશિયર (સસિયર < ससहर– < शशधर-)
સહિયર (પ્રા. સહયરી < सहचरी)
(પ્રા. ગુજ.) ઈંદિયાલ[3] (ઇંદયાલ < इंद्रजाल–)
(પ્રા. ગુજ.) ભાલિયલિ (ભાલયલિ < भालतले)
વણિયર (वणयर– < वनचर–)

---

૧. લાલચંદ્ર ગાંધીની આવૃત્તિ.

૨. ભરતેશ્વરબાહુબલિરાસ, ૧૯; પીયાણઉ, પૃથ્વીચંદ્રચરિત્ર, ૧૪૩, ૩, ૫.

૩. જંબૂસામિચરિય, ૨૪ કઃ ઈંદિયાલ નવિ જાણીઈ, સમ્યક્ત્વ-માઈ-ચઉપઈ (પ્રા. ગૂ. કા. સં.), ૧૦ કઃ ઇંદિયાલુ જમિ દીસઈ.

પિઆલ' (= પિયાલ < *पयाल < पायाल- < पाताल- પ્રથમાક્ષરમા અ- < -આ- માટે સરખાવો પધારવુ < પાધારવુ, અવાસ < આવાસ, અધાર < આધાર વગેરે, પઇઆલ (૩૮૫) જોડણીભેદ જ હોય),

(પ્રા. માર.) દિણિયર (दिनयर- < दिनकर-).

## ઊંઘણશી

જોડણીકાશ 'ઊંઘ્યા કરવાની ટેવવાળુ' 'આળસુ' એ અર્થ આપતાથી વિશેષ કશી માહિતી — °શી અશનુ મૂળ શુ છે તે વિશે — નથી આપતા ઊંઘણ એ ઊંઘવું (દેશ્ય√उघ-) પરથી સધાયેલુ ક્રિયાવાચક નામ છે નાવણ, જમણ, ઊઠણ, ઠેલણ, વગેરે જેમ ઊંઘણ = ઊંઘવાની ક્રિયા

ગુજરાતીમા ધરમશી, રતનશી, પદમશી, ઉમરશી, ઊજમશી ધારશી, ખેતશી, વગેરે વિશેષનામોમા -શી (<પ્રા. साह- <સ. सिंह-) એ ઉત્તરાશ જાણીતો છે. આવા વિશેષનામોના સાદૃશ્યે મજાકમા ઊંઘણશી ઘડી કાઢાયો છે. રજપુતોના -સિંહ- અતી નામ સાથે પરાક્રમનો જે ભાવ જોડાયેલો છે તે પરથી ઉપહાસમા ઊંઘણશી (ઊંઘણ + સિંહ) બન્યો છે આ રીતે મજાકમા નિત્યની બોલચાલમા વિશેષનામો ઘડી કાઢવાનુ વલણ દરેક ભાષામા જાણીતું છે આપણે ગોળમટોળશર્મા, પોતડીદાસ, બટાકીદાસ, ગર્દભસેન, ચરમેશ (રમેશ, ઉમેશ વગેરેના ઢાળામા) વગેરે વાપરીએ છીએ હિંદીમા પણ ગોલમાલાનંદ, ગડબડાનંદ, મોંડાનંદ વગેરે પ્રચલિત છે મરાઠીમા પંતુનુ પંતોજી (ગુજ પંતુજી)—(માલોજી વગેરેના અનુકરણમા). આ પ્રયોગો મૂળે તો ઉપશિષ્ટ (સ્લેંગ, slang) બોલીના અને મર્યાદિત પ્રચારના છે પણ દરેક ભાષામા બને છે તેમ, ખૂબ પ્રચલિત અને રૂઢ જેવા થઈ ગયેલા ઉપશિષ્ટ પ્રયોગો શિષ્ટ ભાષામા પણ સ્થાન પામતા જાય છે ગપ્પીદાસ, ઢીંગુજી, બચ્ચાજી, ફૂલણજી (કે શી), બચ્ચમજી, બેટમજી, કદીદાનજી, ચક્રમ (સર છોટમ, જેઠમ), બડેખાં, તિસમારખાં, મિયાંફુસકી, શેખચલ્લી, લાલબાઈ (ભાગ), લૂલીબાઈ (જીભ), પોપાબાઈ, બંકેરાવ (છેલબટાઉ), ઘેલસાગરો

૪. 'રવગ -પિઆલિ કયાં હાં તમ વાસ,' માધવાનલ કથા, ૩૮૭ (સાંડેસરા, સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય, ૧૯૪૯)

(લોકકથાના જાણીતા પાત્ર **મતિસાગર, બુધસાગરો, મનસાગરોના** અનુકરણમા), **સાધુરામ, ભમતારામ, મસ્તરામ, લાડુભટ, પેટુભા**[1], **ઠણઠણપાળ, ઠણઠણગોપાળ** (હિંદીમાથી), **અંધુસ, લંબુસ, મફતુસ** વગેરેમાથી ઘણા ચલણી કે રૂઢ બની ગયા છે. એ રીતે **ઊંઘણશી** એટલો રૂઢ થઈ ગયો છે કે તે કોઈ વિશેષનામના ઓઠા પરથી ઘડી કઢાયો છે એવો ખ્યાલ તરત ન જાય, અને **–શી** કોઈ કર્તૃવાચક પ્રત્યય હશે એવી કાઈક આપણી છાપ પડે.

ઉપર ટાકેલા ઉદાહરણો જોતા જણાશે કે અનુકરણમા ઘડાયેલા શબ્દોમા **–મ, –શી, –શર્મા, –દાસ, –સેન, –દાન, –ખાં, –જી, –ઉસ, –બાઈ, –રાવ, –સાગરો, –રામ, –ભટ્ટ –ભા, –પાળ** વગેરે પ્રચલિત વિશેષનામોના ઘણાખરા ઉત્તરાંશો મળી આવે છે.

## કચુબર

પ્રયોગ : **કચુંબર** ઉપરાત ગુજ, હિંદીમા **કચૂમર** છે

**વ્યુત્પત્તિ : કચુંબરના** 'ઝીણી કકડીઓ', 'ઝીણી કાતળીઓ', 'છુંદો' એવા અર્થ જોડણીકોશ આપે છે. ચાલુ વપરાશમા ગમે તેની કરચો કરતા, પહેલા તો કાચુ પપૈયુ, કાકડી, કાદા, ગાજર, કાચી કેરી વગેરેની કરચો–જે કાચા અથાણા (અગ્રેજી 'સેલડ,' saladને મળતા) તરીકે વપરાય છે તેને માટે **કચુંબર** પ્રયોજાય છે હિંદી **કચૂમરનો** પણ મુખ્યાર્થ 'કચરીને બનાવેલુ અથાણુ' એવો અપાયો છે, પછી લક્ષણાથી કોઈ પણ વસ્તુની ઝીણી કરચો માટે **કચુંબર** વપરાતો થયો છે

**કચુંબરના** ઉપર આપેલા અર્થોમા 'કાચા શાકભાજી' 'અથાણુ' 'ઝીણી કરચો' 'કચરી બનાવેલા છુંદો' એટલા ભાવો પૃથક્ કરી શકાય છે આમાથી 'કાચા શાકભાજીની અથાણા તરીકે વપરાતી ઝીણી કરચો કે છુંદો' એવો સયુક્ત અર્થ બેસારી શકાય એ દૃષ્ટિએ ગુજ. **કાચુ**, હિંદી **કચ્ચાના** મૂળમા રહેલો દેશ્ય *कच्च– અને સ. उदुम्बर–, પ્રા उम्बर–નુ સ્ત્રીલિંગ

---

[1] **પેટુભા કરવા**–'પેટપૂજા કરવી પ્રયોગ 'ભાઈ, આપણે તો પહેલાં પેટુભા ને પછી વીઠુભા' મરાઠી વીઠોબા પરથી, આ ઘણે સ્થ પ્રચલિત ગરાસિયાઓનાં –ભા–અતી નામોની અસર નીચે વીઠુભા બન્યો છે

उम्वरी (સરખાવો ગુજ. ઊમરી=ઊમરો, ઉંબરો) પરથી *कच्चुवरा શબ્દની અટકળ થઈ શકે અને તે પરથી કચુંબર કે કચૂમર (જુઓ ઉબરો, ઊમરો, અપ. लिम्वड–, ગુજ લીમડો, વગેરે). આમા ખૂટતી કડી તે અર્થ-વિકાસને સમજાવવાની છે. ઉદુબરપચકમાથી કોઈ કાચા અથાણા તરીકે વપરાતા કે નહી તે જાણવામા આવે તો અથવા તો બીજી કોઈ રીતે અર્થનો મેળ બેસાડવાનો રહે છે.

## જમણું

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ:** જોડણીકોશ આના મૂળ તરીકે દેશ્ય जेमणय- આપે છે, અને સ. यामी, પ્રા. जमी સાથે પણ તુલના કરવાનુ કહે છે

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ:** પ્રાકૃત કોશ जमा આપે છે સ यामा, પ્રા. जमा નો અર્થ 'યમની દિશા' એટલે 'દક્ષિણ દિશા' થાય. એ રીતે અર્થદૃષ્ટિએ જમણું દૂર છે, જ્યારે ધ્વનિદૃષ્ટિએ जमी ને जमणयनो કોઈ રીતે સબધ બેસે તેમ નથી.

**નવું સૂચન** હેમચદ્રે દેશીનામમાના (૩, ૪૮)માં जमणय- 'જમણુ અગ—હાથ વગેરે'ના અર્થમા નોધ્યો છે. અપભ્રશમા પણ આ વપરાયો છે.

ण धरणिहेँ जेमणउ करु, उप्पाडेप्पिणु णहयलेँ भामिउ।

—સ્વયભૂકૃત પઉમચરિઉ, ૫૧–૨–૧૦ ख.

'જાણે કે ધરતીનો જમણો હાથ ઉખેડી નાખીને આકાશમા ઘુમાવ્યો'

માધ્યમિક ભારતીય–આર્યમા √जेम– (સ √जिम्–) 'જમવા'ના અર્થમા પ્રચલિત હતો. તેના પરથી जेमण–, વિસ્તારિત जेमणय– 'જમવાનુ સાધન' એટલે કે 'જે હાથ જમવામા વપરાય છે તે, જમણો હાથ' સિદ્ધ થઈ શકે અને પછી સાહચર્યથી અર્થવિસ્તાર થતા જમણી બાજુના અગો માટે સામાન્ય અર્થમા જમણુ રૂઢ થયો હોય. जेमणउ પરથી પ્રાચીન ગુજ. जिमणउ[1] અને અંતે જમણો.

---

૧ 'જિમણુય ગમઈ વિસાલિ, ફિરીય ફિરીય સિવ ફેકરઈ એ' ભરતેશ્વરવાહુબલિરાસ, ૫૯ क 'જમણી તરફ ફરી ફરીને શિયાળવી લાળી કરે છે'

## જીંડવું

જીંડવુંનો એક અર્થ છે 'છોડનો કોટલાવાળો બીજકોષ'. જેમકે, 'વણનુ જીંડવુ.'

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ :** જોડણીકોશ જીંડવું એ દેશ્ય जिडह– 'દડો' સાથે સંકળાયેલો હોવાનુ સંદિગ્ધ સૂચન કરે છે.

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ :** जिडह– ને મૂળ તરીકે સ્વીકારતાં જીંડવુંનો –વું એ અંશ ક્યાથી આવ્યો તે સમજાવી શકાતું નથી. ને મને તો પાઈઅસદ્દમહણ્ણવોએ નોંધેલો આ શબ્દ અશુદ્ધ હોવાની પણ થોડીક શંકા છે. પણ અર્થદૃષ્ટિએ જીંડવુંને 'દડા' સાથે સંબંધ છે, એ સાચું છે.

**નવું સૂચન :** સં. कन्दुक–નુ પ્રાકૃતમાં गदुअ– એવુ અનિયમિત રૂપાંતર થાય છે. गदुअ– ઉપરાત વધારે પ્રચલિત गेंदुअ– રૂપ છે, જેની હેમચંદ્ર વગેરેએ નોધ લીધી છે. સામાન્ય રીતે गेंदुअ– ને कन्दुक પરથી સિદ્ધ કરવાની પ્રાચીન પરપરા છે ખરી, પણ कन्दुक– > गन्दुअ– પરથી માધ્યમિક ભારતીય–આર્યમા પ્રવર્તેલાં ધ્વનિવલણો દ્વારા गेदुअ–સિદ્ધ ન જ થઈ શકે. સંભવ છે કે गदुअ–ને બીજા કોઈ દેશ્ય શબ્દનો સંસર્ગદોષ ('કૉન્ટેમીનેશન', Contamination) લાગતાં गेंदुअ– થયુ હોય. આને મળતો હેમચંદ્રે દેશીનામમાલા(૩,૫૯)માં झेंडुओ શબ્દ 'કંદુક'ના અર્થમાં નોધ્યો છે. અપભ્રંશ સાહિત્યમાં झेन्दुअ– રૂપે આનો પ્રયોગ મળે છે:

हा पुत्त पुत्त झेन्दुएँहिँ रमु

સ્વયંભૂકૃત પઉમચરિઉ, ૧૯–૧૫–૫

'હે પુત્ર, હે પુત્ર, તુ દડાઓ વડે રમ'

આ ટાંચણમાં झेन्दुअ–ને માટે झिंदुअ– અને झिंदुव– એવાં પાઠાંતર મળે છે. એટલે झेन्दुअ — झिन्दुअ — *झिण्डुअ — * झिण्डुव, વિસ્તારિત झिण्डुवय — પછીથી ઝીંડવું કે જીંડવું. અસાઈતકૃત હંસાવલીમાં ઝિંડુઉ 'દડો' વપરાયો છે.

## ઠામ

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ :** જોડણીકોશ આના મૂળ તરીકે અપ. ठाम–, ठाव–, પ્રા. थाम–; સં. स्थान– આપે છે.

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ :** પ્રા. થામ– સુધીનો ક્રમ બરાબર છે. પણ પછી થામ– અને સં. स्थान– વચ્ચે મૂળ–સાધિતનો સંબંધ ન હોઈ શકે. –न्–>–म्– એવું ધ્વનિવલણ માધ્યમિક ભારતીય–આર્ય ભૂમિકામાં અજાણ્યું છે.

**નવું સૂચન :** પ્રા થામ–નો સંબંધ વૈદિક स्थामन् 'સ્થાન' 'ઠેકાણું' સાથે હોવાનું જાણીતું છે. प्रेमन्– (प्री–), वर्त्मन्– (वृत्–), सद्मन्– (सद्–) વગેરેની જેમ स्थामन्– (स्था–) સિદ્ધ થયો છે. પ્રશિષ્ટ સંસ્કૃતમાં તે પ્રયોગલુપ્ત થયો છે પણ પ્રાકૃત–અપભ્રંશ અને ગુજરાતી વગેરેમાં તે ઊતરી આવ્યો છે. ઠામ, ખાંભો (વૈદિક स्कम्भ– + कः, માભાઆ. खम्भओ–उ), ભાવવાચક પ્રત્યય –પણ (બચપણ, ગાંડપણ) ને –તન[1] (પુરુષાતન, હેવાતન, શૂરાતન) (અપ. –प्पण– અને –त्तण– વૈદિક –त्वन–) વગેરે પ્રશિષ્ટ સંસ્કૃતમા લુપ્ત થયેલ પણ વૈદિક ભાષામાંથી, લોકબોલીઓ દ્વારા અર્વાચીન ભૂમિકા સુધી ઊતરી આવેલ ભાષાસામગ્રીનાં ઉદાહરણો છે.

ઠામ 'વાસણ' (ઠામડું, ઠામણું) એ અર્થ 'ઠેકાણું'માંથી સાધવો સહેલો નથી. જુદો જ શબ્દ હોય તો તેનું મૂળ જાણવા માટે આપણી પાસે હાલ કશું સાધન નથી.

## ડોવું–ડહોળવું

જોડણીકોશ (૪થી આવૃત્તિ) ડહોળવુંનો સંબંધ સં. ड्वल्- સાથે હોવાનો તરંગ બીતાં બીતાં કરે છે, પણ તો પછી ગુજરાતી ધાતુમા તેમ જ મરાઠી डहूळणे–ढवळणे મા રહેલો हू ક્યાથી આવ્યો તેની ઉપપત્તિ કશી મળતી નથી. એટલુ જ નહિ, બીજી અનેક દૃષ્ટિએ પણ એની સામે વાધા નીકળે છે; અને બીજી સામગ્રી નજરમાં લેતાં ડહોળવુંનુ મૂળ જુદું જ હોવાનુ જણાય છે.

અપભ્રંશમાં डोह– 'ડહોળવુ' डोहिउ 'ડહોળ્યુ' જાણીતા છે. હેમચંદ્રનાં અપભ્રંશ ઉદાહરણોમા જ (૪, ૪૩૯) जलु जेहिँ अ-डोहिउ पीउ 'જે (હાથીએ) જળ ડહોળ્યા વિના પીધું' (अ-डोहिउ નો अवनगाहितम् અર્થ

૧. મૂળમાં એકવડો –न्– હોવાથી ગુજરાતીમાં –त्तण– થવું જોઈએ, –तन– નહીં હેવાતનનો પ્રાંતિક ઉચ્ચાર હેવાતણ થાય પણ છે, પણ અન્યત્ર तन છે આ અનિયમિતતાનું કારણ અસ્પષ્ટ છે.

ખોટો છે ) એમ ढोहिउ વપરાયો છે. ढोह- દેશ્ય ધાતુ છે. તેના પરથી ગુજરાતીમાં ડોવું ઊતરી આવ્યો. જોડણીકોશ તેમાં હકાર ઉચ્ચારાતો હોવાનું સૂચવે છે તે બરોબર છે, પણ તેમાં ઓકાર વિવૃત નથી, સંવૃત છે. લોવું (લોહવું), મોવું (પ્રાંતિક) (મોહવું), ખોવું (પ્રાચીન ખોહવું), દોવું (પ્રાંતિક) (દોહવું) વગેરેમાં –ओह > –ओ થાય છે, ત્યારે ઓકાર સંવૃત જ રહે છે.

આ ડોહ– ધાતુનો –ઓળ– એ સ્વાર્થિક પ્રત્યય દ્વારા વિસ્તાર થતાં ડોહોળવું અને પછી ડહોળવું (પ્રાંતિક ડોળવું) સિદ્ધ થાય છે. –ઓળ– દ્વારા થયેલા વિસ્તારનાં અન્ય ઉદાહરણો :

ડખો—ડખોળવું, ફાંફા—ફંફોળવું, ફગાવવું—ફંગોળવું;
સં. प्रेङ्खा પરથી प्रेङ्खोल–.

આ રીતે ડોવું પરથી ડહોળવું સધાયો છે, અને ડોવુંનું મૂળ દેશ્ય √ढोह- છે.

## થેલી

**પ્રયોગ :** ગુજ. **થેલી, થેલા,** હિંદી थैली, थैला.

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ :** હિંદીશબ્દસાગર थैलाને મૂળ ગણી थैलीને તેનું અલ્પતાવાચક રૂપ ગણે છે. અને थैलाનો સંબંધ સં. स्थल– 'કપડે કા ઘર' સાથે હોવાનો ઉટંગ તર્ક કરે છે. જોડણીકોશ **થેલીને** મૂળ ગણી, **થેલાને** તેમાંથી સિદ્ધ થયેલો માની, તેનો સંબંધ પ્રા. थल्लिया સાથે હોવાનો એવો જ ઉટંગ તર્ક ચલવે છે. કેમ કે थल्लिया 'નાની થાળી'ને ધ્વનિદૃષ્ટિએ કે અર્થદૃષ્ટિએ **થેલી** સાથે કશું લાગતુંવળગતું નથી.

**નવું સૂચન :** **થેલીનો** મૂળ અર્થ 'બટવો' = 'પાનનો સામાન વગેરે રાખવા માટે ખાનાવાળી ગોળ થેલી' થતો હોય. સં. स्थगी નો અર્થ 'પાનનો સામાન રાખવાની પેટી' થાય છે. હર્ષચરિતમાં લઘુતાવાચક રૂપ स्थगिका આ જ અર્થમાં મળે છે. પ્રાકૃતમાં આ પરથી थइअ, थइआ થયા છે, અને थइआइत्त–, थइआधर–, थइआवाहग– 'તાંબૂલપાત્ર–વાહક નોકર' એવા શબ્દો વ્યવહારમાં હતા. સોમપ્રભકૃત કુમારપાલ–પ્રતિબોધમાં सबल–थइआ–सणाहो 'ભાતાની થેલી સાથે' એ પ્રયોગમાં थइआ નો અર્થવિસ્તાર થયેલો જોઈ શકાય છે.

પ્રાકૃતમા અને ખાસ તો અપભ્રંશમા -अल्लय- (પુ.), -अल्लिया- (સ્ત્રી.) એ અગવિસ્તારક પ્રત્યય સામાન્ય વપરાશમા હતો. स्थगिका ના -इका પ્રત્યયને સ્થાને -अल्लिया આવતા પ્રાકૃતમા *थयल्लिया, અપભ્રંશમા *थयल्लिय અને તેમાથી ગુજ. थेली, હિં थैली બન્યા હોય.

## નોંધવું : નોંઝણું

નોંધવુ મૂળ છે, અને નોંધ તેના પરથી થયો છે. જેમ પકડવું-પકડ, આવવું-આવ (સ્ત્રી.), સૂઝવું-સૂઝ, સમજવુ-સમજ, પહોંચવું-પહોંચ, તેમ નોંધવું-નોંધ. નોંધ- ધાતુનુ મૂળ સં. नि + बद्ध- છે. સ बद्ध-પરથી બાંધવું મળેલ જ છે. निबद्ध-નુ અપભ્રંશમા निबद्ध-, પછી *निउद्ध-*निउन्ध- અને -इउ- એ સ્વરયુગ્મ છેવટે વિવૃત ओ રૂપે વિકસતા નોંધ. -इउ-નો આ પ્રકારનો વિકાસ नि + मन्त्र्-*निवत्र- *निउत्र-નોત્ર-નોતર(વુ)મા ને वाणिजपुत्र-, वाणिउत्र, વાણોતરમા જોઈ શકાય છે કાન્હડદેપ્રબંધ(૧૪૫૬)મા ન્યુંધા (='નોધાયા' 'તાકીને ઉપડ્યા') વપરાયો છે અને નિહુંત્ર- એવુ પ્રાચીન ગુજરાતી રૂપ મળે છે. એમને નજરમા રાખતા વિકાસની પાછળની કડીઓ સ્પષ્ટતા માગી લે છે.

નોઝણ (નોંઝણું)નુ મૂળ પણ नि + बघ्- મા રહેલુ છે, એને बद्ध- સાથે કશી લેવાદેવા નથી. नि + बध्- પરથી કર્મણિ અગ निबध्य्-, તેમાથી અપભ્રંશ निवज्झ-, કરણ-નામ *निवज्झण-, વિસ્તારિત *निवज्झणय- તેમાથી *निउज्झणु અને -इउ- > ओ એ પ્રક્રિયા દ્વારા નોઝણુ કે નોંઝણું.

बद्ध- નો -उद्ध-, -उध- એવો વિકાસ, मुकुटबद्धा. પરથી થતા પ્રાચીન ગુજરાતી मउडउधा, मउडुधा (ભરતેશ્વરબાહુબલિ રાસ, ૪૨, ૮૧, ૧૩૬)-મા પણ જોઈ શકાય છે[1].

## પખવાજ

આને માટે જોડણીકોશ મૂળ તરીકે પ્રા. पक्खाउज्ज-, સં. पक्षातोद्य- આપે છે पक्षातोद्य-નુ पक्खाउज्ज- તો નિયમપ્રમાણે થાય, પછી पक्खाउज्जमाथी

[1] સાંડેસરા, 'મુડધા-મડધા', બુદ્ધિપ્રકાશ, જુલાઇ-સપ્ટેમ્બર, ૧૯૪૧.

અર્વાચીન ભૂમિકામાં **પખાઉજ,**[1] **પખાવજ** કે **પખાજ** થાય. 'પખવાજ' નહીં. पक्खाउज्ज–ના બીજા અક્ષરમાં રહેલો આકાર હ્રસ્વ થવાનું કોઈ કારણ નથી, અને उ–>व–એ પરિવર્તન થયું હોય તે પહેલાં ज्ज>–ज એ પરિવર્તન પણ થયું હોય. पक्खाउज्ज– પરથી પહેલાં पक्खावज्ज–અને પછી पक्खावज्जनું **પખવાજ** એવો બે કોટિએ વિકાસ ન થાય. હિંદી पखाउज અને पखावज પરથી પણ એ જોઈ શકાય છે. એટલે ज्ज–>–ज=એ વિકાર થયા પછીથી જ –उ–>–व–ની પ્રક્રિયા સિદ્ધ થઈ હોય, તો **પખવાજ**ના ત્રીજા અક્ષરમાંના આકારની ઉપપત્તિ કોઈ પણ રીતે આપી શકાતી નથી. **પખવાજ** ઉપરથી સ્વરવ્યત્યય દ્વારા **પખવાજ** થયું હોવાની અટકળ ખાસ આકર્ષક નથી લાગતી. વ્યત્યયને મન ફાવે ત્યાં લાગુ ન પાડી શકાય. આ રીતે વિચાર કરતાં જોડણીકોશે આપેલી આ વ્યુત્પત્તિ સદોષ જણાય છે.

એટલે વિશેષ સંભવિત એ લાગે છે કે **પખવાજ**નું માધ્યમિક ભૂમિકાનું રૂપ पक्खवज्ज– હોય અને તે સં. पक्षवाद्य–માંથી સિદ્ધ થયું હોય. જેમ पक्ष–+ आतोद्य–, એમ पक्ष– + वाद्य–.

## પિંગાણી

**પ્રયોગ :–**(૧) 'વાલાકુંચી પૂંજણીઇ **પીગાણી** કૂંપી' સપ્ત ક્ષેત્રિરાસ, ૩૧ ઘ.

(૨) 'સગાં સર્વે બેસાડ્યાં આણી, પુત્રીના કરમાંહી **પિંગાણી**
છે કંકુ–વહોણી કંકાવટી, પુત્રીને થાયે ચટપટી.
કુંવરબાઈનું મામેરું,[2] પ. ૪૧૮.

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ :–**

મામેરાની પંક્તિ પરના ટિપ્પણમાં પિંગાણીનો અર્થ 'તેલની વાડકી' આપતાં જણાવ્યું છે કે 'પહેરામણી આપતાં સેંથામાં તેલનો સ્પર્શ કરવામાં આવે છે, ને પિયળ કપાળમાં. તેથી પિંગાણી ને કંકાવટી હાથમાં છે'. ત્યાં તેનો સંબંધ સં. पिंग–'હળદર' 'કંકુનો રંગ' સાથે હોવાનું સૂચવ્યું છે. જોડણીકોશમાં પણ પિંગાણીના 'કંકાવટી' 'ધુપેલની વાડકી' એવા અર્થ આપી તેનું મૂળ સં. पिंग–'કેસર' 'કુંકુ' હોવાનું જણાવ્યું છે.

---

૧. 'પડહ પખાઉજ ધમધમઇ એ.' ભરતેશ્વર બાહુબલિરાસ, ૨૦૧.

૨. મ. પ્ર. દેસાઈનું સંપાદન (૧૯૪૦). સીમંધર શોભાતરંગમા પણ પિંગાણી છે.

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ:** પિંગાણીનો પિંગ૦ અંશજ ઉપરની વ્યુત્પત્તિ સમજાવે છે. પણ ઉત્તરાંશ °આણી ક્યાંથી આવ્યો તે વિશે કશું કહ્યું નથી.

**નવું સૂચન:** સંસ્કૃતમાં 'धान 'આધાર' 'આશ્રય'ના અર્થમાં સં. क्षुरधान–'અસ્ત્રાપેટી' ને अग्निधान–'અગ્નિસ્થાન'માં દેખાય છે. સ્ત્રી. 'धानी રૂપે તે સં. राजधानी, वार्धानी 'ઝારી' અને अङ्गारधानी 'સગડી'માં રહેલો છે. તે જ પ્રમાણે *पिङ्गधानी 'કંકુ કે હળદર રાખવાનું પાત્ર' ('સગડી' માટે अङ्गारधानी ઉપરાંત .સંસ્કૃતમાં अङ्गारपात्री પણ છે તે સરખાવો) એવો શબ્દ અટકળી શકાય. તેના પરથી પ્રાકૃતમાં पिंगहाणी, पिंगहाणिआ અને ગુજરાતીમાં **પિંગાણી** બની શકે. આમાં પૂર્વ રૂપમાંથી હકાર કશીપણ નિશાની પાછળ મૂકી ગયા સિવાય લુપ્ત થયો છે એમ માનવું જોઈએ.

## બાવડો

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ:** જોડણીકોશ આને **બાઘો** પરથી આવ્યો હોવાનું કહે છે. પણ **બાઘો**નો પ્રાથમિક અર્થ 'મૂર્ખ', ભોઘો' હોવાનું જણાય છે. 'બિહામણો' એ અર્થ પછીથી વિકસ્યો હોય. અને તો 'બાઘડો આવ્યો' જેવા સામાન્ય પ્રયોગોમાં **બાઘડો**નો 'હાઉ', 'ઘોઘર' એવો અર્થ છે, તે તેને **બાઘો** પરથી સિદ્ધ કરવા આડે આવે છે.

**નવું સૂચન:** જેમ **હાઉ** પરભાષાનો સર્પવાચક શબ્દ આપણે બાળકને બીવરાવવા 'ભયાનક સત્ત્વ'ના અર્થમાં અપનાવ્યો છે, તેમ **બાઘડો** પણ બાઝિયા લીધેલો જણાય છે. સં. व्याघ्र–, પ્રા. वग्घ–, હિંદી बाघ, ને -ડો પ્રત્યય લાગતા **બાઘડો** ઘડાયો છે. સર્પ (હાઉ) ને જંગલી બિલાડા(ઘોઘર)ની જેમ વાઘ(બાઘડો)નો પણ બાળકને માટે ભયપ્રેરક વિકરાળ સત્ત્વ તરીકે ઉપયોગ થવો સ્વાભાવિક છે. 'વાઘ આવ્યો રે વાઘ' અને 'સાં કાંઈ વાઘ-દીપડા નથી બેઠા' જેવા પ્રયોગોથી આનું સમર્થન થઈ શકે.

## ભોગળ–ભૂંગળ

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ:** **ભોગળ–ભૂંગળ** 'બારણું બંધ રાખવાનો લાંબો આડો દંડ' એ અર્થમાં **ભુંગળી** સાથે સંકળાયેલો હોવાનું

જોડણીકોશનુ સંદિગ્ધ સૂચન છે. જોડણી કોશે ભુંગળી ને મરાઠી મોગળી સાથે સરખાવવાનુ કહી તેનો સબધ સ. भूक– 'પોલાણુ' 'ખાડો' સાથે હોવાની અટકળ દોડાવી છે.

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ:** ભોગળ ને અર્થદષ્ટિએ ભુંગળી સાથે કેમ જોડવો? અને भूक– કોશોમા જ મળતો પાછળના સમયનો શબ્દ છે તેમાથી ભૂંગળ સાધવા આડે ઘણી મુશ્કેલી છે. અને 'પોલાણુ'ને ને 'આગળા'ને કેટલુ લાગેવળગે?

**નવુ સૂચન:** અપભ્રંશમા भुअग्गल– એવુ રૂપ મળે છે.

આ ઉપરથી સ. भुजार्गल– (= भुज– + अर्गल–) મૂળ હોવાની અટકળ થઈ શકે. भुजार्गल– નુ *भुजार्गला એવા સ્ત્રીલિંગ રૂપને સ્વીકારતા પછીથી *भुअग्गला– *भुअग्गल અને તેમાથી એક પક્ષે ભૂગળ ને બાજી પક્ષે ભોગળ બને

## મામેરું

**અન્યત્ર સૂચિત વ્યુત્પત્તિ:** મ. પ્ર. દેસાઈએ શિક્ષણ અને સાહિત્ય (૧૯૩૯)મા, તેમની 'કુંવરબાઈનુ મામેરુની આવૃત્તિ (ટિપ્પણ પૃ ૪૬)મા તેમજ જોડણીકોશમા **મામેરું** એ **મામા + કેરુ**ંમાથી સધાયુ હોવાનુ સંદિગ્ધ સૂચન કર્યું છે.

**સૂચિત વ્યુત્પત્તિની ત્રુટિ:** કેરુ અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી અને અર્વાચીન સાહિત્યિક ગુજરાતીમા અવિકૃત રૂપે વપરાતો જોો છે °केरय–નો ° एरय થયાનુ ગુજરાતીમા બીજુ એકે ઉદાહરણ નથી દેખાતુ. અને **મામેરુ** માટે બીજી વધારે સંતોષપ્રદ વ્યુત્પત્તિ પણ આપી શકાય છે.

**નવું સૂચન:** મોસાળું અને મામેરું પ્રેમાનંદ પર્યાય તરીકે વાપરે છે **મોસાળું** मातृशालकम् પરથી થયો છે. એજ રીતે माम+गृहकम् = *मामगृहकम् 'મામાના ઘરનુ (નજરાણુ, ભેટસોગાત)'ની અટકળ કરી શકાય गृह– પ્રાકૃતમાં घर– રૂપે અને ઉત્તરાંગ તરીકે °हर– રૂપે વપરાય છે, જેમ કે माइहर–(मातृगृह–), पिइहर– (पितृगृह–). અર્વાચીન ભાષાઓમા **પિયર**, હિં पीहर (पितृगृह–), મહિયર, મરાઠી माहेर (मातृगृह–), **માહ્યરું** (मातृगृहकम्), હિં. नंहर (ज्ञातिगृह–) વગેરેમા એ °हर અંશનો વારસો છે. ગુજરાતીમા શબ્દાંતર્ગત હ્કાર વિવિધ રૂપાંતર પામે છે. તેમાનુ એક

રૂપાતર તે -હુ-નો -હે-(ને પછી ક્વચિત એ) થવો તે. શહેર (शहर), **નહેર** (नहर), **પહેરો** (पहरह), ઝેર (जहर) વગેરે ફારસી- અરબીમાથી લીધેલા શબ્દો આ પ્રક્રિયાના ઘણા ઉદાહરણ પૂરા પાડે છે લહેર (સ लहरि-), **વહેવાર** (व्यवहार-), **નહેરણી** (પ્રા नहरणी) **મહેતો**, (પ્રા महत्तओ), **રહેવુ** (અપ रहइ), **કહેવુ** (અપ कहइ) વગેરે ત.ભવોના પણ આ વલણ જોઈ શકાય છે ધ્યાનમા રહે કે ઉપર ટાકેના ઉદાહરણોમા -હે મા રહેલો એ વિવૃત છે પૂર્વરૂપમા રહેના -હુ-નો જ્યા -હો- થાય છે, ત્યા પણ ઓ વિવૃત થતો હોય છે પણ બેચાર ઉદાહરણોમા સવૃત એ પણ મળે છે જુઓ, **પિયેર** (પ્ર पिइहर-, સ पितृगृह-), **સોનેરી** (સર હિંદી सुनहरा, सुनहला), **રૂપેરી** (સર હિંદી रूपहला), **ખડેર** (હિં પ્રા खडहर-, સ खण्डगृह-, **ખડિયેર**નુ મૂળ સ' खण्डित-+गृह- છે જોડણીકોશ ખાની खण्डित- આપે છે) આ રીતે मामगृहकम्-मामहरअ- *मामहरउ- मामहिरु- *मामहरु-**મામેરુ** ક્રમ અનવદ્ય છે આથી **મામેર**ના ઉચ્ચારણમા હકાર બોલાતો હોવાનુ જે જોડણીકોશ નોધે છે, તેની પણ ઉપપત્તિ મળે છે

## લોધો

લોધોનો એક અર્થ છે 'લાબો અને મજબૂત બાધાનો માણસ' લોઢ્રો એવા રૂપમા એ ગાળ લેખે કે તિરસ્કાર દર્શાવવા બળૂકા પુરુષ માટે (મુખ્યત્વે સ્ત્રીઓ વડે) વપરાય છે જોડણીકોશ આ શબ્દને મરાઠી लाधो સાથે સરખાવવાનુ કહેના ઉપરાત એના મૂળ વિશે કશો પ્રકાશ નાખતો નથી

સ लुब्धक- 'પારધી[1]' પ્રાકૃતમા लुद्धओ કે लोद्धओ બને છે સાહિત્યમા लोद्धओ વપરાયેલો છે. लोद्धओ, *लोद्धउ પરથી લોઢ્રો, લોધો સ્વાભાવિક ક્રમે થાય

'પારધી'માથી 'લાબો ને હષ્ટપુષ્ટ' એવો અર્થ વિકાસ પણ સ્વાભાવિક છે પારધી' એટલે બળવાન, મજબૂત ને નિર્દય મૂળ मुकुटबद्ध- પરથી ગુજરાતી મડધોમા એ જ રીતનુ અર્થપરિવર્તન થયુ છે

---

૧ આ પારધી પ્રા पारद्धिअ-નુ મૂળ સ' पापर्द्धिक- જાણીતુ છે જોડણીકોશે એ નથી આપ્યુ

## વિશે

જોડણીકોશ વિષે અને વિશે એમ વિકલ્પ સ્વીકારે છે પણ પ્રચલિત ઉચ્ચારણને એટલે કે ગુજરાતી ધ્વનિપ્રક્રિયા ને ધ્યાનમાં લેતાં વિષે એવી જોડણી માટે કોઈ આધાર નથી. કારણ,

(૧) ગુજરાતીનુ ધ્વનિતંત્ર તપાસતાં જણાય કે તેમાં મૂર્ધન્ય ષનુ અસ્તિત્વ જ નથી. તદ્ભવ કે દેશ્ય શબ્દોમા તે આવતો જ નથી. અને સંસ્કૃત તત્સમોમાં તે આવતો હોવા છતાં તેનુ ઉચ્ચારણ તાલવ્ય શના ઉચ્ચારણથી જરા પણ જુદું પડતુ નથી.

(૨) ઉચ્ચારણમાં ન હોવા છતાં સંસ્કૃત તત્સમોને યથાસ્વરૂપ લખવાના નિયમને સામાન્ય રીતે અનુસરી તેવો ષ આપણે મૂળ સ્વરૂપે લખીએ છીએ. પણ વિશે તદ્ભવ છે, તત્સમ નહિ. विषये>...विसइ>વિશે આ ક્રમે તે સધાયો છે. પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતીના[1] ધ્વનિતંત્રમાં મૂર્ધન્ય ષનો અભાવ છે. એ ખરું કે પ્રાચીન ગુજરાતીમાં विषइ વપરાયો છે, પણ તે ઉચ્ચારણને અનુસરીને નહિ, માત્ર સંસ્કૃત विषयेની અસરને લીધે.[2] અસ્પષ્ટ મૂળના શબ્દોની બાબતમા જ રૂઢિનો આશ્રય લેવો જરૂરી હોઈ, અન્યત્ર પ્રચલિત ઉચ્ચારણને મુખ્ય માર્ગદર્શક ગણવુ એ જ ઉચિત છે. એટલે માત્ર વિશે એ જ જોડણી યોગ્ય છે.



---

૧ ટી. એન દવે, એ સ્ટડી ઓવ ધ ઓલ્ડ ગુજરાતી લૅંગ્વેજ, A Study of The Old Gujarati Language, પા. ૩

૨ પૂર્વોક્ત ગ્રંથ, ૧૫૪; नइ विषइ, અને ૧૮૫, विषइँआ.

છેલ – સં. છેક – પરથી થયેલા છેકિલ–નું પ્રા. માં छइल– થાય. छइल– નહીં; અને છેલનો લકાર छइल्ल– એવા પૂર્વરૂપની અપેક્ષા રાખે છે. સં. छवि– + –इल्ल– પરથી પ્રા. छइल्ल–, પછી છેલ. સરખાવો છબીલું.

છેલ્લુ'– દે. छिल्ली, छिहली 'શિખા' ને આની સાથે કશો સંબંધ નથી. માભાઆ. छेअ– 'અંત'. छेअ– + –इल्ल– + –अ = छेइल्लअ, પરથી *छेइलु; તેમાં હકાર-પ્રક્ષેપ થતાં છેહિલુ ને પછી છેહલુ', છેલુ'; ને ભાર દર્શાવવા છેલ્લું.

છોટું – કત્રેએ સૂચવ્યું છે તેમ સં *क्षोद– (સરખાવો સં. क्षुद्र,– क्षुल्लक–) 'બાળક', પરથી માભાઆ. छोअ– + –ट्टअ પરથી છોટું.

છોડી – દે. छोडि પ્રાચીન શબ્દ નથી. પ્રાકૃતપૈંગલની ભાષામાથી એ અપાએલો છે એટલે તેનુ ખાસ મૂલ્ય નથી. પ્રા. छोयर– छोहर; હિંદી छोहरी– छोरी અને આ છોડી એક જ હોય. મૂળ સં. *क्षोद– (સરખાવો સં. क्षुद्र–, क्षुल्लक) + –र– પ્રત્યય હોય. छोर + डी = छोरडी, પછી છોડી.

જડ—સં. जटा, પ્રા. जडा, અપ. जड પરથી ન જ આવે. જડવું પરથી નામ જડ. જડવુંના મૂળમાં દેશ્ય √जड– ધાતુ. સર. સં. जटित–.

ઠીક—સં. स्थित–, પ્રા. ठिअ–; ठिअ – + – क्क–(અંગવિસ્તારક) = *ठिअक्क–, પછી ઠીક એવો વિકાસક્રમ હોવા સંભવ છે.

ઢીંચાં, ઢૂંચાં – પ્રા. अड्ढ + चउ પરથી ન જ આવે. अर्धचतुर्थ–નો અર્થ 'જેમા ચોથું અર્ધું છે', એટલે કે 'સાડા ત્રણ' થાય, ને તેના પરથી ઊઠ, ઊંઠું આવ્યા છે. अर्ध–+ पञ्चक–પરથી *अड्ढवचअ–, *अड्ढउचअ–, ढउञ्चा ને પછી ઢૂચું કે ઢૂંચાં થાય. ઢીંચાના ઈકારનુ મૂળ સ્પષ્ટ નથી.

તારું– અપ. तुहारउँ, પછી તહારું, ત્હારું, તારું.

√ થકું– સં. स्थित– પરથી ન આવી શકે. સં. √स्था– + અંગવિસ્તારક –क्क– = પ્રા. √थक्क–; તે પરથી કર્મણિ ભૂત કૃદંત (વિસ્તારિત) थक्कअ–, અપ. थक्कउ–थक्कउँ, ને પછી થકું.

ધીમું– સં. धीमत्–, પ્રા. धीम– + –अ પરથી જ છે. તેને સં. स्तिमित–, પ્રા. थिमिअ– સાથે કશી લેવાદેવા નથી.

√ નાવલિયો, નાવલો – આને દે. णाउल्ल– 'અનેક ગાયોવાળો' કે મરાઠી नवरा, હિંદી नवेला કે મરાઠી नावल સાથે કશો સંબંધ નથી. સં.

# જોડણીકોશ (ચોથી આવૃત્તિ)ની વ્યુત્પત્તિશુદ્ધિ માટે કેટલાંક સૂચન

**અગીઠુ, અંગીઠી** — સ. अग्निस्थान- પરથી ન જ આવી શકે अग्नि + - स्थ - + - इका = *अग्निष्ठिका, પ્રા *अग्गिट्ठिआ પરથી **અંગીઠી** કે **અંગેઠી** થાય *अग्निष्ठकम् હોય તો **અગીઠુ.**

**ઊઠ, ઊંઠુ**–જેમ સ चतुर+य-=*चतुर्+य-=*चतुय-=तुर्य-,तुरिय-, તેવી રીતે चतुर्थ- પરથી *तुर्थ-, પ્રા. *तुत्य- થાય, અને અધ+ચતુય-નુ अद्धतुत्य-કે अद्धतुट्ठ-, ને પછી अद्धुट्ठ-, आधुट्ठ-, आहुट्ठ-, आहुठ-,ને ક્રમે કરીને, હકારલોપથી **ઔઠ, ઊઠ, ઊઠું**

**એરણ** – અપભ્રંશ अहिरणि, સ. अधिकरणी હેમચંદ્રના ત્રિષષ્ઠિ શલાકાપુરુષચરિત્ર( ગ્રંથ ૧,૪,૩૦૭ )મા अधिकरणी વપરાયો છે

**ઓરશિયો** – દે. ओहरिस- સાથે સકળાયેલો છે સ. अवघष-પરથી ओहरिस -, ओहरिस - + -इअओ, **ઓરશિયો.**

**કછોટી** – મૂળ સ. कक्षा + - पट्ट- + -इका પછી कच्छवटिटआ, कच्छोट्टिआ, **કછોટી.**

**ગોરાંદે** – गौरदहिनी પરથી નથી પણ गौरी પરથી 'મધ્યકાલીન ગુજરાતીમા लखमादे, रन्नाद વગેરે સ્ત્રીઓના નામના સાદસ્યે ઘડાએલો છે, અને તેમાનો –દે અંશ સ.– दवी પરથી છે ગોરા પર અનુનાસિક 'કમુબહેન આવ્યા' વગેરેમા માનવાચક **આવ્યાં** પર છે તે, તેમ જ **મીરાં** વગેરેમા છે તે છે.

**છીનવુ, છીનવવું**–સ छिद्–ઉપરથી નહીં, પણ ક ભૂ કૃ छिन्न– પરથી નામધાતુ

✓ **છે, છો** – આ સૌ રૂપોને સ अस् – સાથે ધ્વનિદષ્ટિએ કશો સબધ નથી ટર્નરે પુરવાર કર્યું છે તેમ સ आक्षति, પાલી अच्छइ, अच्छइ પ્રા ગુજ अछइ, छइ, પછી છે વગેરે

**છેક** – સ. छद-, પ્રા छअ-+-क्क-( અગ વિસ્તારક )= *छअक्क- પછી **છેક.** સરખાવો **ઠીક.**

**છેડો** – સ क्षप- પરથી ન જ આવી શકે સ. छद-, પ્રા छअ-+-डअ-, હકાર-પ્રક્ષેપ થતા પ્રા ગુ छहडो, પછી **છેડો.**

છેલ – સં. छेक – પરથી થયેલા छेकिल–નુ પ્રા. માં छइल– થાય. छइल– નહીં, અને છેલનો લકાર छइल्ल– એવા પૂર્વરૂપની અપેક્ષા રાખે છે. સં. छवि– + –इल्ल– પરથી પ્રા. छइल्ल–, પછી છેલ. સરખાવો છબીલું.

છેલ્લુ – દે. छिल्लो, छिहली 'શિખા' ને આની સાથે કશો સંબંધ નથી. માભાઆ. छेअ– 'અંત'. छेअ– + –इल्ल– + –अ = छेइल्लअ, પરથી *છેઇલુ, તેમા હકાર-પ્રક્ષેપ થતા छेहिलु ને પછી છેહલુ, છેલુ; ને ભાર દર્શાવવા છેલ્લું.

છોટું – કત્રેએ સૂચવ્યું છે તેમ સં *क्षोद– (સરખાવો સં. क्षुद्र,– क्षुल्लक–) 'બાળક', પરથી માભાઆ. छोअ– + –ट्टअ પરથી છોટું.

છોડી – દે. छोडि પ્રાચીન શબ્દ નથી. પ્રાકૃતપૈંગલની ભાષામાંથી એ અપાએલો છે એટલે તેનુ ખાસ મૂલ્ય નથી. પ્રા. छोयर– छोहर; હિંદી छोहरी– छोरी અને આ છોડી એકજ હોય. મૂળ સં. *क्षोद– (સરખાવો સં. क्षुद्र–, क्षुल्लक) + –र– પ્રત્યય હોય. छोर + डी = छोरडी, પછી છોડી.

જડ—સં. जटा, પ્રા. जडा, અપ. जड પરથી ન જ આવે. જડવું પરથી નામ જડ. જડવુંના મૂળમા દેશ્ય√जड– ધાતુ. સર. સં. जटित–.

ઠીક—સં. स्थित–, પ્રા. ठिअ–; ठिअ – + – क्क–(અંગવિસ્તારક) = *ठिअक्क–, પછી ઠીક એવો વિકાસક્રમ હોવા સંભવ છે.

ઢીંચાં, ઢૂંચાં – પ્રા. अड्ढ + चउ પરથી ન જ આવે. अर्धचतुर्थ–નો અર્થ 'જેમા ચોથું અર્ધું છે', એટલે કે 'સાડા ત્રણ' થાય, ને તેના પરથી ઊઠ, ઊંઠું આવ્યા છે. अर्ध–+ पञ्चक–પરથી *अड्ढवचअ–, *अड्ढउ चअ–, ढउञ्चा ને પછી ઢુચુ કે ઢૂંચાં થાય. ઢીંચાના ઈકારનુ મૂળ સ્પષ્ટ નથી.

તારું– અપ. तुहारउँ, પછી તહારું, ત્હારું, તારું.

√ થકું– સં. स्थित– પરથી ન આવી શકે. સં. √स्था– + અંગવિસ્તારક –क्क– = પ્રા. √थक्क–, તે પરથી કર્મણિ ભૂત કૃદંત (વિસ્તારિત) थक्कअ–, અપ. थक्कउ–थक्कउँ, ને પછી થકું.

ધીમું– સં. धीमत्–, પ્રા. धीम– + –अ પરથી જ છે. તેને સં. स्तिमित–, પ્રા. थिमिअ– સાથે કશી લેવાદેવા નથી.

√ નાવલિયો, નાવલો – આને દે. णाउल्ल– 'અનેક ગાયોવાળો' કે મરાઠી नवरा, હિંદી नवेला કે મરાઠી नावल સાથે કશો સંબંધ નથી. સં.

नाय–, प्रा अप. णाहु–+–उल्ल– (લાડવાચક પ્રત્યય) + –उ કે –इअउ, તે પરથી णाहुल्लउ કે णाहुलिअउ. પછીથી नाहुलो, नाउलो ને નાવલો, नाहुलिओ, नाउलिओ ને નાવલિયો.

**પસ્તાવો** – સં. पश्चात्ताप–, પ્રા. पच्छाताव–, पच्छायाव– પરથી નહીં, પણ સં. प्रायश्चित्त–, માભાઆ. पच्छित्त–, તે પરથી આખ્યાત *पच्छित्ताइ, **પછિતાવુ, પછતાવુ, પસ્તાવુ.**

**પાતર** – સ. पातली નહીં, પણ पात्र–.પરથી. સર० મારવાડી **પાતુર.**

**પાંશરું** – સ शर – પરથી કઈ રીતે આવે? प्रागु + – र – + – कम्, पसुरअ, પછીથી **પાંસરુ** એ પ્રાઈન્ડ શબ્ય. પણ **પાંશરું** નો શબ્ર સમજાવવો રહે.

**બારોટ** – સ. द्वारभट्ट–, પ્રા. वारहट्ट–.

**બાળોતિયુ** – બાળ+उत्तरीय હાસ્યાસ્પદ છે. वाल्– + – पोत्तिअ– + –अ– સભવિત

**બાંય** – સ. बाहु– નહીં, પણ वाहा + – इका, પ્રા. * वाहिया, પ્રા ગુજ वाही, वाह्य, **બાંય, બાં** (ગ્રામ્ય), સરખાવો, **માંહી, માંહ્ય,** માય, **મા, છાંહી, છાંહ્ય, છાંય**

**બીધુ** – સ भीत– કે પ્રા वीहिअ– માથી ન જ આવી શકે **પીવુ-પીધુ, દેવુ-દીધુ, લેવુ-લીધુ, ખાવુ-ખાધુ, કરવુ-કહેવુ-કીધુ** એ વિશિષ્ટ ભૂતકૃદતોના સાદસ્યે **બીહવુ-બીવુ** પરથી **બીધુ** સધાયો છે માધ્યમિક ભારતીય-આર્યમા लिद्धअ,– दिद्धअ–, खद्धय– પ્રચલિત હતા.

**બીનવુ, બીન્યુ.** **બીવુ** નુ ભૂતકાલિક રૂપ **બીધુ** અથવા **બીતું** વપરાય છે. **બીનવુ, બીન્યું** ગોહિલવાડીમા નથી. **બીનુ** ને દે वुण्ण– સાથે લેવાદેવા નથી. સ दत्त–नु પ્રાકૃત-અપભ્રશમા दिण्ण– दिन्न– તે પરથી સાદસ્યે બીજા રૂપો ઘડાયા ને હિંદી વગેરેમા दिन्हा, लिन्हा, किन्हा – दीना, लीना, कीना. તેવી જ રીતે **બીનો** નુ મૂળ રૂપ **બીહીનો** અપ बीह– 'બીવુ' પરથી.

**બીવુ** – પ્રા. बीह –, સં √ भी – માથી ન આવી શકે भीषयति ના અગ √ भीप्– પરથી પ્રા. बीह– થયુ છે

ભીતર—મૂળ તરીકે દે. भित्तर—આપો છે. તેના બે અર્થમાંથી 'દ્વાર,' 'દરવાજો' એ અર્થ જુદો જ છે. બીજો અર્થ 'અંદર' ગુજ. ભીતર નો છે તે જ છે. પણ એ અર્થમાં તે શબ્દ પ્રાકૃતપૈંગલમાં વપરાયો છે, અને એ ગ્રંથની ભાષા ૧૩મી—૧૪મી સદીની અર્વાચીન ભૂમિકાથી પ્રભાવિત છે. ભીતરનું રૂપાંતર ભીંતર પણ ગોહીલવાડીમાં પ્રચલિત છે. પ્રાચીન ગુજરાતીમાં ભિતર (સપ્તક્ષેત્રિરાસ, ૯૬ ગ, વગેરે) મળે છે. ટેસીટોરીએ આની વ્યુત્પત્તિ આપેલી છે છતાં તેનો લાભ જોડણીકોશમાં લેવાયો નથી. સં. अभ्यन्तर–, પરથી भितर–, પછી ભીંતર ને ભીતર. દે. भित्तर– નું મૂળપણ આ જ હોય.

ભોંઠું—સં. भ्रष्ट–, પ્રા. भट्ठ–માંથી આવવું અશક્ય. भूमि–+–स्थ–+–कम् પરથી भूमिट्ठअ—भूंइट्ठउं—ભોંઠું થવાની શક્યતા. પણ આ તો ધ્વનિનિયમોને અનુકૂળ એક તર્ક જ છે.

માંડમાંડ (ગ્રામ્ય, માણમાણ)—સં. मनाक् અને પ્રા. मणा સાથે તેને કશો સંબંધ નથી. અપભ્રંશમાં मण्ड—मण्ड, मण्डु मण्डु સામાન્ય વપરાશમાં હતો. દેશીનામમાલા मड्ड–'બળાત્કાર' નોંધે છે. मड्ढें–'હઠથી' 'પરાણે' અપભ્રંશમાં વપરાયો છે. મૂળ સં. *मर्द– હોય.

માંહી—ને સં. स्मिन्, પ્રા. –म्मि, પાલી –म्हि સાથે કશો સંબંધ નથી. સં. मध्य– (અથવા તેનો સહજન્ય *माध?)નું સપ્તમી એકવચન मध्ये (*माघे); પછી *मद्धे, *माघे અનિયમિતપણે माहे, અપ. माहि, પછી માહીં, માંહી, માંહ્ય, માંય, માં.

મોડું—સં. मृदु–, પ્રા. मउ– માં –ડું ભળીને થયો છે.

મોઢું—સં. मुख– પરથી થયેલા પ્રા. मुह–માં –ડું પ્રત્યય ભળી મુહડું–મોહડું—મ્હોડું, મોઢું એ ક્રમે સધાયો છે.

મોળું—સં. मृदु–+ल–, પ્રા. मउल–+–अ પરથી છે.

વહાલ—આને દે. वाहलार સાથે, કે સીધો સ. वल्लभ–, પ્રા. वल्लह– સાથે સંબંધ નથી. મૂળ વહાલું ઉપરથી વહાલ નામ સધાયું છે. જેમ,

ડહોળું-ડૉળ, ત્રાંસું-ત્રાંસ, ધોળું–ધોળ, મેલું-મેલ, ઉઘાડું-ઉઘાડ, વાંકું-વાંક, તેમ વહાલું-વહાલ,

વહાલુંનું મૂળ સં. वल्लभ–+–कम्, અપ. वल्लहउ* પછી વાલહું, વાલ્હું, વ્હાલું, વહાલું.

# તરંગી વ્યુત્પત્તિઓ

આ વિભાગમાં આપેલા શબ્દોની જોડણીકોશમાં આપેલી વ્યુત્પત્તિ વ્યુત્પત્તિશાસ્ત્રના એક કે વધારે પાયાના સિદ્ધાંતોનો—પૂર્વ ભૂમિકાનાં તેમ જ અર્વાચીન ભૂમિકાના જાણીતાં ધ્વનિવલણો, ઐતિહાસિક દૃષ્ટિ, અર્થવિકાસની પ્રતીતિજનકતા વગેરેનો—ભંગ કરતી હોવાથી કોઈપણ રીતે સ્વીકાર્ય બને તેવી નથી આવાં સૂચન પણ કોઈ અધિકારી અભ્યાસી કરી ન શકે, એટલે ગુજરાતી શબ્દ અને તેનું જોડણીકોશે સૂચવેલું અશક્ય જેવું મૂળ એ બ ને આપ્યાં છે. આ બધી વ્યુત્પત્તિઓનું તરંગના મુદ્દાથી વિશેષ મૂલ્ય નથી. આ શબ્દોની બાબતમાં વિકલ્પે કોઈ નવી વ્યુત્પત્તિ અહીં સૂચવી નથી. જોડણીકોશમાથી તૈયાર કરેલી પ્રસ્તુત યાદી ઉદાહરણ લેખે પાશેરામાં પહેલી પૂણી જેવી જ છે.

અકરાંતિયું—સં. अतिक्रात–
અકરું—સં. उत्कृतोल्–
અગવો સં. अग्रग–
ઉપરણી, ઉપરણું—સં. प्रावरण–, प्रा. पाउरण–
ઊંડળ—દે. उडल– અથવા अवरुडण–
એઠ, એઠું—સં. उच्छिष्ट–
ઓપટી—સં. आपत्ति–
કનફૂલ—સં. कर्णोत्पल–, प्रा. कण्णुप्पल–
કમાચણ—સં. कामाचारिणी
કરપવુ —क्लृप्–, प्रा. कप्प–
કરિયાવર—સં. वर + क्रिया–
કરોળિયો—સં. कौलिक–, दे कोलिअ–
કસ્તર—સં. कुश – + – तुल–
કાચલી—સં. कवच – ઉપરથી
કાછિયો—સં. शाकिक–
કોઢ—स. गोष्ठ–
કોપરું —સં. कर्पर–
ગોટલી—સં. गट्ठिया
ગોદ—સં. क्रोड–
ગોદડું—દે. गड्ढ
ગોરભવું—સં. घोर – + भाव –.
છર—સં. मत्सर–.

**વાછરું**—પ્રથમ તો -રું પરનો અનુનાસિક બરોબર નથી. જોડણીકોશ **એરું, વાછરું, કાંગડું, છોરું** વગેરેમાં અંત્યાક્ષર પર અનુનાસિક આપે છે, પણ એ શબ્દો ઉકારાંત છે. **ગાડું–ગાડાં, વાછડું–વાછડાં** વગેરે અકારાંત વિસ્તારિત નપુંસકલિંગ અંગોની જેમ તેમનું બહુવચન -આંઅન્તી ન થાય. **એરુનું** બ. વ. **એરુ** કે **એરુઓ, વાછરુનું વાછરુ** કે **વાછરુઓ**. ગોહીલવાડીમાં તેમનો અંત્યાક્ષર નિરનુનાસિક જ છે, અને વ્યુત્પત્તિ પણ અનુનાસિકનું સમર્થન કરતી નથી. એટલે તેમનું **એરુ, વાછરુ, કાંગડુ, છોરુ** એવું રૂપ જ શિષ્ટ લેખાય (ગોહીલવાડીમાં **કાંગડુ** નહીં પણ **કરડુ** વપરાય છે. કોશમાં આ નોંધાયો નથી).

**વાછરુ** શબ્દ **વાછડી** પરથી નહીં, પણ સં. वत्सरूप–, પ્રા. वच्छरूव- પરથી છે. **વાછડીનું** મૂળરૂપ **વાછરડી** છે અને તે **વાછરુને -ડી** લગાડી ઘડાયો છે.

**વાણોતર**—સં. वाणिज्–(કે वाणिज्य–)+–उत्तर–, પ્રા. वाणिज- (કે वाणिज्ज–)+–उत्तर–માંથી નહીં; પણ સં. वाणिज–+पुत्र–; પ્રા. वाणिअ–+–उत्र–, પ્રા. ગુજ. **વાણિઉત્ર, વાણઉત્ર, વાણોત્ર**, પછી **વણોતર**.

**શેરડી**—દે. सेरी 'લાંબી આકૃતિ' મૂળ હોવાનું સૂચન એક તરંગમાત્ર છે. **શેરડીનું** રૂપાંતર **શેલડી** છે, અને એ બેમાં લકારવાળું–એટલે કે **શેલડી** રૂપ મૂળ જણાય છે, **શેરડી** તે પરથી સાધિત. **તરવાર–તલવાર; પારણું**- હિંદી पालना; **પરોંઠી** (ગોહીલવાડી) **–પલોંઠી, પલાંઠી** (હિંદી पालथी, पलथी) એમ જ્યાં જોડકાં મળે છે, ત્યાં **રકાર** વાળું રૂપ સાધિત લાગે છે.

**સમજવું**—સં. सं+बुध्य्, પ્રા. संबुज्झ–, અપ. संवुज्झ–, પરથી समुज्झ–, **સમજવું** આવ્યો છે. તેને સં. सम्+ध्यै સાથે કશો સંબંધ નથી.

**સુખડ**– સં. श्रीखंड–, પ્રા. सिरिखंड નથી. તેને સં. शुष्क–, પ્રા. सुक्ख–સાથે સંબંધ હોવા ઘણો સંભવ છે. પ્રેમાનંદના દશમસ્કંધ (૪૮, ૧૩૭)માં સુકડ વપરાયો છે: 'છે સેજયા સુકડ કાષ્ટની'. સરખાવો સૂકું (સં. शुष्क–).

**સેવડો** – સં. श्वेतपट–+–क: મભાઆ. सेवडओ–°उ.



# તરંગી વ્યુત્પત્તિઓ

આ વિભાગમાં આપેલા શબ્દોની જોડણીકોશમાં આપેલી વ્યુત્પત્તિ વ્યુત્પત્તિશાસ્ત્રના એક કે વધારે પાયાના સિદ્ધાંતોનો—પૂર્વ ભૂમિકાનાં તેમ જ અર્વાચીન ભૂમિકાના જાણીતાં ધ્વનિવલણો, ઐતિહાસિક દૃષ્ટિ, અર્થવિકાસની પ્રતીતિજનકતા વગેરેનો—ભંગ કરતી હોવાથી કોઈપણ રીતે સ્વીકાર્ય બને તેવી નથી. આવાં સૂચન પણ કોઈ અધિકારી અભ્યાસી કરી ન શકે, એટલે ગુજરાતી શબ્દ અને તેનું જોડણીકોશે સૂચવેલું અશક્ય જેવું મૂળ એ બંને આપ્યાં છે. આ બધી વ્યુત્પત્તિઓનું તરંગના મુદ્દાથી વિશેષ મૂલ્ય નથી. આ શબ્દોની બાબતમાં વિકલ્પે કોઈ નવી વ્યુત્પત્તિ અહીં સૂચવી નથી. જોડણીકોશમાથી તૈયાર કરેલી પ્રસ્તુત યાદી ઉદાહરણ લેખે પારોશમાં પહેલી પૂણી જેવી જ છે.

અકરાંતિયું—સં. अतिक्रात–
અકરું—સં. उत्कृतोरू–
અગવો સં. अग्रग–
ઉપરણી, ઉપરણું—સં. प्रावरण–, प्रा. पाउरण–
ઊંડળ—દે. उडल– અથવા अवरुडण–
એઠ, એઠું—સં. उच्छिष्ट–
ઓપટી—સં. आपत्ति–
કનફૂલ—સં. कर्णोत्पल–, प्रा. कण्णुप्पल–
કમાચણ—સં. कामाचारिणी
કરપવુ—क्लृप्–, प्रा. कप्प–
કરિયાવર—સં. वर + क्रिया–
કરોળિયો—સં. कौलिक–, दे कोलिअ–
કસ્તર—સં. कुश – + – तुल–
કાચલી—સં. कवच – ઉપરથી
કાછિયો—સં. शाकिक–
કોઠ—સ. गोष्ठ–
કોપરું—સ. कर्पर–
ગોટલી—સં. गट्ठिया
ગોદ—સ. क्रोड–
ગોદડુ—દે. गइढ
ગોરભણુ—સં. घोर – + भाव –
છર—સં. मत्सर–.

છબરડો—સં. शवल–
છાપવું—સં. चप्–, स्थाप्–
છીડું—સં. छिद्र–, પ્રા. छिड्ड–
છીપવું—પ્રા थिप्प्, સં. तृप्–
છીલટું—દે. छल्ली
છીંટ—સ. चित्र–
છેડું—સં. क्षेत्र–, પ્રા. छेत्त–
છોગું—સં. गुच्छकम्
છોછ—સં. शौच–, દે. छुत्ति ( छूत्ति છાપભૂલ છે. )
છોતરું—દે छोअ–
ઝાઝું—સ. ज्यायस्, હિં. જ્યાદા.
ઝાલવું—સ. धृ–, धारय्–,
ઝાંઝ—સં. झज्झर–, પ્રા. झर्झर–.
ઝીમી—દે झामिअ–.
ઝુંડ—સ. यूथ–.
ટચલી—સં. ट–.
ડુમકાગડો—સં. द्रोणकाक–.
ઢેલ—પ્રા. ढेणियालिया
નઘરોળ—દે. णिग्घोर–
નાખવું—સં. नि + क्षिप्–, પ્રા. णिक्खिव–
પકડવું—સ. प्र + कल्–
પટવો—સ. पट्टिकाकार–
પાડૂઘલો—સં. पारगर्भिक–
પાંપણ—સં. पक्ष्मन्–
પાવડો—સં फाल–
પાંગરું—સં. प्रग्रह–, પ્રા पग्गह–
પાંગોડું—સં. पक्ष–
બાધું—સં. व्यग्र–, પ્રા. वग्ग–.
બાજઠ—સ. पादपृष्ठ– (?), પ્રા. पायपीढ–
બાજણું—સં. व्यजन–, પ્રા वीजण–
બાટ—સં. पिष्ट–

બાપ—સં. वप्ता
બાવના—સં. पावन–
ભૂરું—સં. बभ्रु–
ભેભટ—પ્રા. भट्ठ– 'ભટ્ટી'
ભેર—(મોં-ભેર વગેરેમાં) સં. भृत–, भरित–; પ્રા. भरिअ –
લૂ—સં. प्लुष्–, કે उल्का.
લૂગડું—સં. दुकूल–, પ્રા. दुगूल–, दुगुल्ल –
લોથ—સં. लुठ्–, लेष्ट–, लोठ–.
વીંઢારવું—સં. पीठ–, પ્રા. वीढ–.
સાઢુ—સં. स्याली + – वोढ–, પ્રા. सालीवोढु.
સાતરો—સં. सम् + आ + स्तृ–
✓સુખડી—સં. शष्कुलि–, પ્રા. सक्कुलि–
સોગઠું—સં. सारी + काष्ठ–
શેઢા—સં. छेद–

*

# ભારતીય-આર્ય ભાષાની અને હિંદુસ્થાનીની જીવનકથા ઉકેલતાં વ્યાખ્યાનો*

[૧]

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સંશોધન અને અનુસ્નાતક વિભાગ સમક્ષ કલકત્તા યુનીવર્સીટીના ભાષાશાસ્ત્ર અને ધ્વનિશાસ્ત્રના અધ્યાપક ડૉ સુનીતિ કુમાર ચેટર્જીએ ૧૯૪૦ના ઑક્ટોબરની ૧૮મીથી ૨૭મી સુધીમા જે આઠ વ્યાખ્યાનો આપેલા તે દોઢેક વરસ જેટના ટૂંકા ગાળા પછી આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયા છે. ઉત્તર ભારતની આર્ય ભાષાઓના વિષયમા પ્રમાણભૂત ગણી શકાય તેવા જે ગણતર વિદ્વાનો છે તેમા ડૉ ચેટર્જી અગ્રગણ્ય છે આથી તેમના તરફથી આ વિષયમા જે કાંઈ કહેવામા આવે તેને અભ્યાસીઓ આતુર હૃદયે આવકારે એ સ્વાભાવિક છે.

[૨]

હિંદમા આર્ય ભાષાની ઉત્ક્રાન્તિ અને અર્વાચીન ભારતીય-આર્ય 'સમ કી-બોલી' હિંદીનો વિકાસ એ બે વ્યાખ્યાન-વિષયોમાથી પહેલો ચાર વ્યાખ્યાન રોકે છે (૧) ભારત-યુરોપીય, ભારત-ઈરાની (આર્ય), ભારતીય - આર્ય, (૨) ભારતીય - આર્યની અનાર્ય પૃષ્ઠભૂ અને ભારતીય-આર્યનો આરંભનો ઇતિહાસ, (૩) ભારત તથા બૃહદ્‌ભારતમા સંસ્કૃત અને માધ્યમિક ભારતીય-આર્યનો વિકાસ, અને (૪) ધ્વનિઓ, રૂપતંત્ર અને શબ્દભંડોળના વિષયમા અર્વાચીન ભારતીય-આર્યનો વિકાસ

શરૂઆતમા ભારત-હીટાઈટની શાખા હીટાઈટ અને ભારત-યુરોપીયનો રેખાત્મક પરિચય આપી, પછી તેમાથી વિકસેલી ગ્રીક, લેટીન જર્મેનો, સેલ્ટી, બાલ્ટી-સ્લાવી, ભારત-ઇરાની (આર્ય) વગેરેમાથી આર્ય ભાષાની ઓળખ આપવામા આવી છે તેમા થયેલા ધ્વનિ અને વ્યાકરણવિષયક પરિવર્તનોનો ઉલ્લેખ કરી પછી ભારતીય-આર્ય શાખા સવિસ્તર પ્રતિપાદન માટે લીધી છે વૈદિક સમયની બોલીઓથી માંડીને ભારતીય-આર્ય ભાષાઓ પર ઉત્તરોત્તર વધતા ગયેલા દ્રાવિડી, ઑસ્ટ્રી (Austric) (કૉલ, મુંડા, સંતાલી વગેરે) આદિ અનાર્ય ભાષાઓના પ્રભાવ પર ખાસ ભાર આપી,

---

*Indo-Aryan and Hindi (ભારતીય-આર્ય અને હિંદી): લે સુનીતિ કુમાર ચેટર્જી એમ એ (કલકત્તા), ડી લીટ (લન્ડન) એફ આર એ એસ બી (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી રીસર્ચ સીરીઝ ન ૨૦) પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ, ડેમી ઓકટેવો, પૃ ૧૩+૨૫૮ ઈ સ ૧૯૪૨ મૂલ્ય રૂ ૩॥

વૈદિક સમયના પ્રાચ્ય, મધ્યદેશી અને ઉદીચ્ય એ ત્રણ સંભવિત બોલીભેદો તરફ આપણું લક્ષ ખેંચવામાં આવ્યું છે. વૈદિક ભૂમિકા છોડીને ભારતીય-આર્ય આગળ વિકસતી ચાલી અને બુદ્ધના સમયની આસપાસ આપણે માધ્યમિક ભારતીય-આર્યની પ્રાથમિક ભૂમિકા સ્થાપિત થઈ ચૂકેલી જોઈએ છીએ. તે સમયની ભાષાવિષયક સ્થિતિ નીચેના ભાષાભેદોથી નિર્દેશી શકાય: (૧) (अ) ઉદીચ્ય (વૈદિક બોલીની સંનિકટ), (आ) મધ્યદેશી ને (इ) પ્રાચ્ય (વૈદિક બોલીથી વધુમાં વધુ દૂરસ્થ) એ ત્રણ આર્ય બોલીઓ; (૨) બ્રાહ્મણોએ જાળવી રાખેલી જૂનવાણી સાહિત્યકીય છાંદસ ભાષા; અને (૩) શિષ્ટ વાતચીત, શિક્ષણ અને તત્કાલીન ભાષ્યાદિ સાહિત્યરચનામા વપરાતુ, અને મધ્યદેશી ને પ્રાચ્ય બોલીના સેળભેળવાળું ઉદીચ્ય બોલીનુ જરા પુરાણુ સ્વરૂપ. આ ઉપરાંત દ્રાવિડી અને ઓસ્ટ્રી (Austric) પણ દક્ષિણ વગેરે વિસ્તારોમા પ્રચલિત હતી. આમાથી (૩) ઉપરથી સંસ્કૃત ઘડાઈ. સંસ્કૃત તેનાં શબ્દરૂપો અને વ્યાકરણમા તાત્વિકપણે પ્રાચીન ભૂમિકા જાળવી રાખે છે, જ્યારે શબ્દભંડોળ અને વાક્યરચનાના વિષયમા તે પ્રચ્છન્નપણે માધ્યમિક ભારતીય-આર્ય (પ્રાકૃતો)ને અનુસરે છે. અહીં સંસ્કૃતના બૃહદ્‌ભારત પરના દિગ્વિજયને વર્ણવી, પછી પ્રાચીન ભારતીય-આર્ય (વૈદિક બોલીઓ)માથી આગળ વિકસેલી માધ્યમિક ભારતીય-આર્ય બોલીઓ (પ્રાકૃતાદિ)ના વિસ્તાર વગેરેની રૂપરેખા આપવામા આવી છે. માધ્યમિક ભારતીય-આર્યના ધ્વનિપ્રક્રિયા, રૂપતંત્ર, ને શબ્દભંડોળને લગતા કેટલાક મુદ્દાઓની ઊંડી ને રસપ્રદ ચર્ચાને અંતે આપણે અર્વાચીન ભારતીય-આર્યના ક્ષેત્રમા પ્રવેશ કરીએ છીએ. અહીં અપભ્રંશ ભૂમિકાના અને તજ્જન્ય અર્વાચીન ભારતીય-આર્ય બોલીઓના ઉદ્‌ભવ પાછળ રહેલા બળોની ઊંડાણથી મીમાંસા કરાઈ છે. અર્વાચીન ભારતીય-આર્યના ભીતરી અને બાહ્ય યૂથો, તેમનો અરસપરસ પડેલો પ્રભાવ, પૂર્વ ભૂમિકાના ધ્વનિતંત્રમાં મર્યાદિત ફેરફાર થઈને સધાયેલું તેમનુ ધ્વનિતંત્ર, નામના રૂપાખ્યાનમા જૂના વારસાને કેટલેક અંશે જાળવી રાખતુ તો આખ્યાતના રૂપાખ્યાનમા મુખ્યત્વે નવઘડતર પામેલુ તેમનુ રૂપતંત્ર, ભિન્ન ભિન્ન ત્રણચાર પ્રવાહોના સંગમથી બનેલો તેમનો શબ્દભંડોળ વગેરે વિષયોની દ્યુતિમન્ત છણાવટને અંતે ભારતીય-આર્યની સાડા ત્રણ સહસ્રાબ્દી પર વિસ્તરતી આ કથા સમેટી લેવામાં આવી છે.

ભારતીય-આર્યના જીવનના આ પ્રવાહી વૃત્તાંતમાં કેટલેય સ્થળે આપણને ડૉ ચેટર્જીના પ્રતિભાબળના અને ભાષાકીય ઘટનાઓના પ્રતિપાદન પરત્વેની ઓજસ્વી આંતરદૃષ્ટિનાં દર્શન થાય છે ભારતીય-આર્ય ભાષાઓના વિકાસ, વિસ્તાર, સ્વરૂપ ને સંબંધને લગતા, તેમજ ભારતીય-આર્ય ભાષાસામગ્રીના રૂપપલટાને સ્પર્શતા અહીં રજૂ થયેલા મુખ્ય મુખ્ય મંતવ્યો એ ડૉ ચેટર્જીના આ પછીના લખાણોમાં—અને ખાસ કરીને તેમના બંગાળી ભાષાના મૂળ અને વિકાસ (Origin and Development of Bengali Language) એ બૃહત્કાય ગ્રંથના આરંભમાં મૂકેલા, ભારતીય-આર્યનો ઇતિહાસ નિરૂપતા સાતસોએક પાનાના નિબંધમાં—પ્રતિપાદિત કરવામાં આવેલા મતમતવ્યોમાંથી જરૂરી મુદ્દાઓના સંકોચ, વિસ્તાર, શુદ્ધિ રૂપાન્તર કે પુરવણીના પરિણામરૂપ છે અહીં જે મુદ્દાઓ નવી દૃષ્ટિએ રજૂ થયેલા છે અથવા તો તાત્ત્વિક પૃથક્કરણ દ્વારા જેમનું સ્વરૂપ વિશદતર બન્યું છે તેમાંથી આ ખાસ નોંધપાત્ર ગણી શકાય (૧) ભારતીય-આર્ય પગભર થવા લાગી ત્યારથી જ જોઈ શકાતો મૂળના દંત્યોનો મૂર્ધન્યભાવ, આ મૂર્ધન્યતા રકારયુક્ત દંત્ય ધ્વનિમાંથી નહીં પણ વાસ્તવિક રીતે લકારયુક્ત દંત્ય ધ્વનિમાંથી ઉદ્‌ભવી છે કારણ र् + દંત્ય એ વ્યંજનસ્તબક ઉદીચ્ય બોલી(ઋગ્વેદાદિક બોલીના મૂળરૂપ)માં સારૂપ્ય પામે છે, જ્યારે પ્રાચ્ય બોલીમાં र् > ल એ પ્રક્રિયાને વશવર્તી, र् + દંત્ય > ल + દંત્ય > સંયુક્ત મૂર્ધન્ય એ રીતે મૂર્ધન્યતા નીપજી છે અને આમ તે પ્રાચ્ય બોલીની વિશિષ્ટતા છે (૨) આને આધારે નિષ્પન્ન થાય છે કે સંયુક્ત વ્યંજનોનું સારૂપ્ય વગેરે માધ્યમિક ભારતીય-આર્યના લાક્ષણિક ફેરફારોની શરૂઆત પહેલવહેલી પ્રાચ્ય બોલીમાં થયેલી ઈસુપૂર્વે છઠ્ઠી સદી સુધીમાં તો પૂર્વમાં માધ્યમિક ભારતીય-આર્ય

વ્યંજનોનો ઘોષભાવ અને તેમનો લોપ એ બે ભૂમિકા વચ્ચે તે વ્યંજનોના ઘર્ષભાવ ('સ્પાયરંટાઇઝેશન,' spirantisation)ની અવાંતર ભૂમિકા સ્વીકારવી જરૂરી છે. (૫) શબ્દાંત અનો લોપ કરવાનું વલણ ભારતીય-આર્યની બીજી ભૂમિકા શરૂ થઈ ત્યારથી જ નૈઋત્ય પ્રદેશની બોલીઓમાં પ્રવૃત્ત થઈ ચૂકેલું હોય. (૬) જે પ્રાકૃત શબ્દોમાં મૂળનું વ્યંજનસ્તબક સારૂપ્યને બદલે વિશ્લેષ- ('એનેપ્ટીકસીસ,' anaptyxis)ને વશ વર્ત્યું હોય તે શબ્દો સંસ્કૃતમાંથી અપનાવેલા ઋણશબ્દો તરીકે અર્ધતત્સમ ગણવા જોઈએ, નહીં કે તદ્ભવ. (૭) વ્યાકરણકારોએ દેશી તરીકે નોંધેલા શબ્દ સમૂહમાં (क) સ્વરૂપઓળખ ન પામેલા તદ્ભવો, (ख) સ્વાનુકારી ઘડતરો, (ग) દ્રાવિડી ને ઑસ્ટ્રી (Austric) મૂળના અથવા તેથી પ્રભાવિત શબ્દો, (घ) વિદેશી શબ્દો, (ङ) અનિશ્ચિત કે અજ્ઞાત મૂળના શબ્દો: આમ પાંચ પ્રવાહો છૂટા પાડી શકાય છે. (૮) મૂળના મહાપ્રાણ ધ્વનિમાંથી સિંધી, પંજાબી, બંગાળી, ગુજરાતી જેવી કેટલીક અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓમાં 'આવર્તધ્વનિઓ' ('રીકર્સીવ્ઝ', recursives) ઉદ્ભવ્યા છે. (૯) અર્વાચીન ભારતીય-આર્ય શબ્દના વ્યક્તિત્વનો તેના ઘટકરૂપ છૂટક સ્વર કે વ્યંજન પર નહિ પણ ધ્વનિઓના સામીપ્યસંબંધમાથી ઊભા થતા સામૂહિક બળ પર આધાર રહેલો છે.

[૪]

વ્યાખ્યાનોમાં એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે. ડૉ. ચેટર્જીએ ભાષાના વિકાસની રૂપરેખા આપતાંઆપતાં સાથેસાથ, જે સંસ્કૃતિનું એ ભાષા વાહન છે તે ભારતીય સંસ્કૃતિના વિકાસ ને વિસ્તારની કથા પણ વર્ણવી છે. આર્યોનું અહીં આગમન, તત્કાલીન આર્યેતર જાતિઓ અને સંસ્કૃતિ, આર્ય સંસ્કૃતિએ પોતાના વૃદ્ધિવિકાસના વ્યાપાર દરમિયાન ભાષા, ધર્મ, સમાજ-વ્યવસ્થા વગેરેના વિષયમાં સ્વીકારી આત્મસાત્ કરેલાં આર્યેતર તત્ત્વો, આર્ય સંસ્કૃતિનો યવદ્વીપ, કાંબોજ, મધ્ય એશીઆ, ચીન, જપાન આદિ ભારત-બાહ્ય પ્રદેશો પર વિજય; તુર્કી-ઇરાની (મુસલમાની) સંપર્કનાં દૂરગામી પરિણામો વગેરેની રસપ્રદ ચર્ચા ભારતીય-આર્યની જીવનગાથાની સાથે વણી દીધેલી છે. આથી વ્યાખ્યાનકાર પોતાના વિષયને અનુરૂપ દક્પ્રત્યય પૂરો પાડે છે અને વિષયનું સમગ્ર દૃષ્ટિએ આલોચન કરવામાં તે સહાયક બને છે.

[૫]

આને લીધે હોય કે પછી બીજા કોઈ કારણે પણ ભારતીય-આર્યના આ સળંગ વૃત્તાંતમાં બ્લોકે (Bloch) પોતાના ભારતીય-આર્ય (l'Indo-

Aryen)મા જેટલી અને જેવી ભાષાકીય વિગતોની ભગ્યક સામગ્રી પીન્સી ભાષાકીય પ્રશ્નોની છણાવટ કરી છે, તેટલી અને તેવી સામગ્રી અને ચર્ચા આપણને અહીં નથી મળતા. ભારતીય-આર્ય ભાષાશાસ્ત્રની પ્રવેશિકા તરીકે જોતા લાગે છે કે તેમા કેટલાક અછડતો ઉલ્લેખ પામેલા મુદ્દાઓની વધારે વીગતી છણાવટ જરૂરી હતી. ઉ. ત માધ્યમિક ભારતીય-આર્યની જુદીજુદી પેટાભૂમિકાઓના ધ્વનિતત્ર અને રૂપતત્રના વિકાસક્રમની અથવા તો અર્વાચીન ભારતીય-આર્ય સ્વરવ્યવસ્થા પર રહેલા ભાષા-લય(speech-rhythm)ના પ્રભાવની વાત વધુ વિસ્તારી ચર્ચાની અપેક્ષા રાખે છે વળી માધ્યમિક ભારતીય-આર્ય બોલીઓના વ્યકિતદીઠ પ્રાદેશિક વિસ્તાર અને તેમના સ્વરૂપની કૃત્રિમતા વિશે વધારે વિશદતાથી લખાયુ હોત તો સ્થાને જ ગણાત. એટલે, ભાષાકીય વીગતોની વ્યવસ્થિત માડણી પર આધારીને સામાન્ય વિમર્શનુ પ્રતિપાદન થયુ હોત તો તેથી જે નક્કર વિશદરેખ છાપ આપણી પર પડત તેને બદલે પ્રસ્તુત પ્રતિપાદનથી કઈક અશે રેખાત્મક, ઝાખપઝાખી લાગે તેવો ખ્યાલ આપણને મળે છે.

કેટલીક ચિન્ત્ય કે અશુદ્ધ લાગતી વિગતો લઈએ.

પા ૩૫-૩૬ गङ्गा એ માત્ર નદીવાચક કોઈ ઑસ્ટ્રી (Austric) શબ્દનુ સંસ્કૃતીકૃત રૂપ હોય એમ અહીં સૂચવ્યુ છે આ શબ્દ માટે શુદ્ધ સંસ્કૃત વ્યુત્પત્તિ પણ સૂચવવામા આવી છે. गङ्गा = √ गम्-+ग्-+ गम्-+-आ (સરખાવો मृङ्ग-, खड्ग-, વગેરે) જુઓ ડૉ આર્યેન્દ્ર શર્મા "गङ्गा નામની વ્યુત્પત્તિ"—અગિઆરમી પ્રાચ્ય વિદ્યા પરિષદ (હૈદ્રાબાદ અધિવેશન નિબધોનો, સારસગ્રહ) (Summaries of Papers), ૧૯૪૧, પૃ. ૧૭૫-૧૭૬.

પા ૫૮. √पठ्० ને √प्रथ्०માથી સાધવા કરતા તેના સપ્રસારણ-રૂપ *√पृथ्-માથી ન સાધવો જોઈએ?

પા ૬૪ મહાભારત અને પુરાણોના બીજરૂપ અશે મૂળે લૌકિક બોલીમા રચાયેલા અને પાછીથી સંસ્કૃતમા ફેરવી નાખવામા આવ્યા એ મત જરૂરી પુરાવાને અભાવે બહુ ઓછા વિદ્વાનોને માન્ય છે મહાભારતમા જે લૌકિક રૂપો મળે છે તેને પુરાવા તરીકે આગળ ન ધરી શકાય. કારણ, શિષ્ટ સાહિત્યમા વપરાતી ભાષાની અક્કડાઈ કે નિયમબદ્ધતાના વિરોધમા સ્વભાવિક રીતે જ વીર ચરિત ગાથ્યો જેવા લોકપ્રિય સાહિત્યની ભાષામા છૂટછાટ કે શિથિલતા હોય

એ રીતે લલિતવિસ્તર આદિ બૌદ્ધ ગ્રંથોનુ સંકર-સંસ્કૃત, કેટલાક જૈન ગ્રંથોનુ પ્રાકૃત અંશોવાળું જૈન સંસ્કૃત અને આ વીરચરિત કાવ્યોનુ લૌકિક સંસ્કૃત એક જ કોટિમા આવે. આ સૌમા માધ્યમિક ભારતીય-આર્ય લૌકિક બોલીઓની છાટ છે. પણ તે ઉપરથી એમ ન માની શકાય કે મહાભારતની ભાષા એ મૂળની કોઈ માધ્યમિક ભારતીય-આર્ય કે તેની પૂર્વભૂમિકા જેવી લૌકિક બોલીના સ્વરૂપાંતરનુ પરિણામ છે.

પા ૭૯-૮૦. માધ્યમિક ભારતીય-આર્યની ધ્વનિમીમાંસામાં દેખાતી સારૂપ્યની પ્રક્રિયા માટે ધાતુભાન(રૂટ-સેંસ, root-sense)નો લોપ એ એક કારણ તરીકે આપ્યુ છે. આ ધાતુભાનનો લોપ મૂળ આર્યેતર પ્રજાના અશુદ્ધ ઉચ્ચારણનુ પરિણામ છે એમ ડૉ. ચેટર્જી માને છે. પણ જુદીજુદી બે ભાષાઓ બોલતી જાતિઓનો સંપર્ક થતા વિજેતા જાતિ સંખ્યાદૃષ્ટિએ બહુ નાની ન હોય તો, તેની ભાષા જિતાયેલી પ્રજા સ્વીકારી લે છે, ને છતાં આમા મૂળ ધ્વનિ પર પરજાતિના ઉચ્ચારણ-ખાસિયતની અસર થતી નથી. યેસ્પર્સને (લેંગ્વેજ, પા. ૨૬૧) આ અંતસ્તર વાદ ('સબ્સ્ટ્રેટમ થીયરી', Substratum theory)ને પૂરતી વીગત અને પ્રમાણો સાથે ચર્ચી, નિરાધાર ઠરાવ્યો છે.

પા. ૮૭. राम-केरक-ને મૂળ रामः केरक-માથી स्‌ના લોપથી સધાયેલુ ધારવુ તેના કરતાં તેને એક સમસ્ત શબ્દ ગણવો એ સુતર નથી ?

પા. ૮૭ અહીં અપભ્રંશ ષષ્ઠીનો -ह મૂળના અનુગ કે પ્રત્યય *घ(પાલિ इ-घमા છે તેવો) પરથી અવતર્યો હોવાની સભાવના મૂકી છે. પણ સંખ્યા-વાચકો અને પ્રત્યયોની બાબતમાં -स्‌->-ह- એ પ્રક્રિયા પ્રવર્તી હોવાનુ આપણે જાણતા હોવાથી (સરખાવો પૃ. ૮૮ બીજી પંક્તિ) અપભ્રંશ-हને નિયમિત રીતે -स्य>-स्स>-स>-ह એ ક્રમે અવતારવો જ ઉચિત છે.

પૃ. ૮૮. ગુજરાતી શબ્દો માટે પ્રામાણિક આધારગ્રંથ ન વાપરી શકાયો હોવાને લીધે ઘણુખરૂ અશુદ્ધ શબ્દો અપાયા છે. અહીં ચોદ (cod)ને બદલે ચૌદ જોઈએ.

પૃ. ૯૩. અર્વાચીન ભારતીય-આર્ય घर (તેમજ गृह०, गेह०, गढ०)ના મૂળ તરીકે અહીં ભારત-યુરોપીય ghrdho- માનવામાં આવ્યુ છે. બીજા વિદ્વાનો (કત્રે: કોંકણીનુ ઘડતરની શબ્દસૂચી [Index to Formation of Konkani] તેને ભારત-યુરોપીય gwhoro-માથી સાધે છે, અને આ વધારે યુક્તિયુક્ત લાગે છે.

પૃ. ૧૦૯. અશુદ્ધ ગુજરાતી શબ્દો (બાજુમાં તેમનું શુદ્ધ રૂપ નોધેલું છે): શેહેર (શહેર), લેહેર (લહેર), રહેંટ (રહેંટ), જહેર, જ્હેર, ઝેર (જોહેર, જ્હેર, ઝેર), પેહેરણ (પહેરણ), પેહેલ (પહેલું), મહાત (મહાવત), રહથાન (રહેઠાણ), સહાણું 'મોટું થયેલું' (શહાણું 'ડહ્યું'), દેઠ (દોઠ), મોટ (મોટું), લાથ (લાત, સર. લત્તાપ્રહાર), લુઠવું (લંટવું), વઢવાઢ પ્રાચીન, અર્વા. વઢવાડ

ડૉ. ચેટર્જી માને છે કે वहेन > व्हेन વગેરે જેવા મહાપ્રાણતા (ઍસ્પીરેશન, aspiration)ની પીછેહટનાં ઉદાહરણોમાં જે હકાર છે—જેને અત્રત્ય વિદ્વાનો હશ્રુતિ માને છે—તે શુદ્ધ મહાપ્રાણ હકાર નહિ, પણ તેમાથી વિલક્ષણ એક જુદો જ ધ્વનિ છે, જેનો ઉદ્ભવ તંત્રીવિવર ('ગ્લૉટીસ', glottis)ના સંવાર ('ક્લોઝ્યર,' closure)થી થાય છે. આ ધ્વનિ પૂર્વવ્યંજન સાથે મળી સિંધી વગેરેમાં છે તેવા આવર્તધ્વનિઓ (રીકર્સીવ્ઝ, recursives)ને જન્મ આપે છે. ડૉ. ચેટર્જી એક ધ્વનિશાસ્ત્રી હોવાથી તેમનું ધ્વનિપૃથક્કરણ ખૂબ વજનદાર ગણી શકાય. પણ મને આવો હકાર નથી લાગતો તંત્રીસંવારોત્થ (ગ્લૉટલ સ્ટૉપ glottal stop) કે નથી લાગતો હશ્રુતિ. તેમાં અને મહાપ્રાણ હકારમાં જરાએ ફેર નથી. व्हेन અને वहेनમાં એક જ પ્રકારનો હકાર ઉચ્ચારાય છે એવું મારું માનવું છે. સ્વરમધ્યગત હકારનો લોપ એ પ્રક્રિયા ગુજરાતી બોલીઓમાં સાધ્યમાન અવસ્થામાં હોવાથી પ્રાંતભેદે કોઈ ઉચ્ચારણમાં હકાર છુટો તો કોઈમાં પૂર્વ વ્યંજનથી યુક્ત, ઉચ્ચારાય છે, જ્યારે કાઠિયાવાડી લૌકિક બોલીમાં થયું છે તેમ કોઈ સ્થળે તે લુપ્ત પણ થયો છે. (આવી જ રીતે મને યશ્રુતિ વિશે પણ અનાસ્થા છે. वोल्य, आल्य વગેરેનો યકાર સામાન્ય યકારથી વાસ્તવિક ઉચ્ચારણમાં જરાયે જુદો નથી લાગતો. આવા કે શબ્દમધ્યે રહેલા યકારના ઉચ્ચારણમાં જે અસ્પષ્ટતા કે યકારની અર્ધસ્વરતા કે ઝાંખપ લાગે છે તે એ સંયુક્ત વ્યંજનો અંત્યધ્વનિ હોવાને લીધે કે સંયુક્ત વ્યંજનોનું સંસ્કૃતમાં થતું હતું તેવું પૂર્વવર્તી સ્વરના થડકાર અને ઉચ્ચારણઅવયવોની ભીંસ સાથેનું ઉચ્ચારણ ગુજરાતી ઉચ્ચાર-ખાસિયતમાં નહિ હોવાને લીધે.)

પૃ. ૧૧૮. ગુજરાતી વિભક્તિપ્રત્યયો ૦ને, ૦નો (ખરી રીતે नें, नों), ૦નીં, ૦નાઁ, ૦નુંએ સૌ कर्णं० > कन्न०માંથી સધાયા હોવાનું અહીં સ્વીકારાયું છે, પણ ધ્વનિ-વલણોનો ભંગ કર્યા વિના તદ્દન સ્વાભાવિક અને પ્રામાણિક રીતે नेंને સં. नयेनમાંથી અને તેમાંથી જ ૦नउ > ૦नौं વગેરે અવતારી

શકાય છે તો એ વ્યુત્પત્તિ શા માટે ન સ્વીકારવી ? જુઓ દવે (ગુજરાતી ભાષા (Gujarati Language), પા ૫૭)

પૃ ૧૧૮. आदेशमानाने બદલે आ देशमाना જોઈએ.

પૃ ૧૧૮. ૦થી અને ૦થકી બ તેનુ મૂળ *थक्किय- કેમ હોઈ શકે ? વળી *थक्किय- એ स्तभ्+क्रमाथी ઊતર્યું હોવાનુ સૂચન તરંગી નથી ? ૦થીને स्थित० (સરખાવો હેમચંદ્ર, ૪૩૯,૪) અથવા તો પ્રા √था० (< √स्था०)ના સબધક ભૂતકૃદન્ત थिय- પરથી અને ૦થકીને [સર૦ ગુ 'ગામ થઈને આવ્યો'] પ્રા. √थक्क० (હેમચંદ્ર, ૪-૧૬) (<*√स्थक्य०)ના સબધક ભૂતકૃદન્ત પરથી સહેલાઈથી સાધી શકાય (દવે. પૂર્વનિર્દેશ, પા ૫૮, તેમજ આલ્સડોર્ફ [Alsdorf] અપભ્રંશ અધ્યયનો [Apabhramsa-Studien], ૧૯૩૭, પા. ૨૪-૨૫). દવે આ √थक्क०ને સસ્કૃત स्थगयति સાથે સબદ્ધ હોવાનુ સૂચવે છે. પણ √स्था० 7 √था०+ધાતુવિસ્તારક ૦क्क०=√थक्क० (સરખાવો √च्यु० 7 √चु०+क्क०=√चुक्क०, વગેરે) એ રીતે તેની સાધના સમજાવી શકાય તેમ છે

પૃ ૧૨૨ ડૉ ચેટર્જી અહીં કહે કે રાજસ્થાની-ગુજરાતીમા મૂળની કર્મણિ ને ભાવ રચનાઓ ભળી જઈને એક થઈ ગઈ હોવાથી, तन स्त्रीन मारी (અશુદ્ધને શોધતા तण स्रीनें मारी) એમ જ ગુજરાતીમા પ્રયોગ થઈ શકે तणें स्रीन मायु એમ નહીં. પણ હકીકત જુદી જ છે ભાવે રચના પણ અમુઅંશે ગુજરાતીમા જળવાઈ રહી છે तणें मन मार्यु એવી ઉક્તિઓ, કદાચ પ્રાંતભેદે, પણ સામાન્ય વપરાશમા છે જ.

પૃ ૧૨૭ અર્વાચીન ભારતીય-આર્ય બોલીઓમા થતા જતા સંસ્કૃત શબ્દોના ભરણાને ડૉ. ચેટર્જી આવકારે છે પણ ભાષાના પ્રાણરૂપ તદ્ભવ-દેશી સામગ્રીમા પ્રચ્છન્ન રહેલી વિકાસશક્તિ રૂંધી નાખે કે તેની શક્યતાઓ તરફ દુર્લક્ષ બનાવી દે તેટલા પ્રમાણમા સંસ્કૃત તત્સમોનો વપરાશ હાનિકર નથી ?

[૬]

બાકીના વ્યાખ્યાનોનો વિષય છે અર્વાચીન ભારતીય-આર્ય 'સભ-કી-બોલી' હિંદીનો વિકાસ (૧) અર્વાચીન હિંદની પ્રતિનિધિ-ભાષા, (૨)- ૩) હિંદી(હિન્દુસ્થાની)ની ઉત્ક્રાંતિ-(૪) હિંદી(હિંદુસ્થાની)ને લગતા કોયડા અને તેમના નિરાકરણ માટેના સૂચનો એ ચાર શીર્ષક નીચે હિંદીના

સ્વરૂપનાં પરિચય, તેનું અર્વાચીન ભારતીય–આર્ય ભૂમિકામાં અવતરણ, તેની અર્વાચીન પ્રતિષ્ઠા પાછળ રહેલા ઇતિહાસ, તેના બોલી–ભેદો વગેરે, હિંદીના જન્મ, વૃદ્ધિ ને વિકાસને લગતી સર્વતોમુખી તપાસ કરવામાં આવી છે. આમાં નાગરી હિંદી ને ઉર્દૂ, તેમનો વિસ્તાર, રાષ્ટ્રભાષાનો પ્રશ્ન, હિંદી, ઉર્દૂ વગેરેની રાષ્ટ્રભાષાનુ સ્થાન લેવા માટેની લાયકાતો, બજારુ હિંદીનું વસ્તુતાએ હિંદની 'સબ–કી–બોલી' તરીકેનુ અસ્તિત્વ: એ સૌની વીગતવાર શાસ્ત્રીય ચર્ચાદ્વારા એક બહુ પીંખાયેલા અને પીખાતા વિષયના સબંધમા ડૉ. ચેટર્જીએ પ્રામાણિક હકીકતો પૂરતા વૈશદ્યથી રજૂ કરી છે અને અંતમા પૂર્વગ્રહથી વેગળો અને હકીકતો પર નિર્ભર વ્યાવહારિક ઉકેલ સૂચવી, ધાર્મિક, કોમી ને રાજકારણી તત્ત્વોના ભળવાથી જામેલા ગરબડ–ગૂંચવાડાના જંગલમા સાચી સમજવાળા દરેક હિંદીને સ્વીકાર્ય લાગે તેવો રસ્તો તેમણે કરી આપ્યો છે. લિપિની બાબતમા ઘટતા ફેરફાર સાથે રોમી લિપિ સ્વીકારતી, વ્યાકરણની બાબતમાં નાગરી હિંદીની વિવિધતા–સંકુલતા છાંડતી અને શબ્દભંડોળની બાબતમાં આત્મસાત્ થઈ ગયેલા ફારસી–અરબી શબ્દોને જેમના તેમ રાખીને નવા સંસ્કાર–શબ્દો માટે સંસ્કૃતનો આશરો લેતી એવી લઘુ હિંદી કે પાયાની હિંદી (બેઝિક હિંદી Basic Hindi) રાષ્ટ્રભાષા તરીકે સ્થપાવાની બધી યોગ્યતા ધરાવે છે એમ આ વ્યાખ્યાનોના ગ્રહમુક્ત વાચકને પ્રતીતિપૂર્વક લાગ્યા વિના નહીં રહે. ડૉ સિદ્ધેશ્વર વર્માએ અગિયારમી પ્રાચ્યવિદ્યા પરિષદ(નિબંધોનો સારસંગ્રહ, પા. ૨૨૦–૨૨૪)મા રજૂ કરેલા "હિંદ માટે 'સબ–કી–બોલી'ના કોયડા વિશે એક પ્રશ્નમાલા" (A Questionnaire on the problem of a lingua franca for India) એ લેખમાં ચર્ચા ને છણાવટ માટે ઉપસ્થિત કરેલા અને વિષયના દરેક પાસાને સ્પર્શતા ત્રીશ પ્રશ્નોમાથી મુખ્ય–મુખ્યની ચર્ચા અને નિરાકરણ આપણને અહીં મળી રહે છે.

વ્યાખ્યાનના આ બીજા વિષયમા પણ ડૉ. ચેટર્જીએ પોતે આ પહેલા અન્યત્ર દર્શાવેલા વિચારોનો વિસ્તાર કરેલો છે. 'હિંદુસ્થાન સ્ટાન્ડર્ડ'મા પ્રસિદ્ધ થયેલા રાષ્ટ્રભાષાને લગતા તેમના લખાણ ઉપરાત, ૧૯૩૫ માં "હિંદ માટે રોમી વર્ણમાળા" (A Roman Alphabet for India) [કલકત્તા યુનીવર્સીટી ફોનેટીક સ્ટડીઝ્ સં. ૪] એ પુસ્તકમાં હિંદ માટે રોમી લિપિનો કેસ રજૂ કરેલો છે. એજ સામગ્રી ફેરફાર સાથે અહીં આપવામાં આવી છે. મુદ્રણને લક્ષમા રાખી એ લિપિને હિંદની ભાષાને અનુકૂળ બનાવવા માટે ને

ફેરફારો સૂચવવામાં આવ્યા છે, તેમને વ્યક્તિગત લખાણમાં કેમ અપનાવવા અને તેને અંગેની મુશ્કેલીઓનો કેમ નિવેડો લાવવો તે પણ સાથેસાથ સૂચવાયું હોત તો સારું હતું.

આપણા દરેક પુસ્તક માટે અનિવાર્ય બની ગયેલી અને શાસ્ત્રીય ગ્રંથોમાં વધારે ખૂંચતી છાપભૂલો અહીં પણ સ્થાન પામે છે. અભ્યાસગ્રંથને માટે વધારે ટકાઉ કાગળ અને બાંધણીની અપેક્ષા પણ અહીં વણપુરાયેલી રહી છે. પણ આવી નજીવી બાબતો બાજુ પર રાખતાં, ડૉ. ચેટર્જીને નોતરી આ વિદ્વત્તાનીતરતાં વ્યાખ્યાનો અપાવી પ્રસિદ્ધ કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ અભ્યાસીવર્ગને ઘણો આભારી કર્યો છે.

●

## પ્રાચીન ગુજરાતી ભાષા ને સાહિત્ય વિષયક એક સંશોધનલક્ષી માહિતીગ્રંથ*

ગ્રંથારંભે જ લેખક કહે છે: 'ગુજરાતી ભાષાનાં મૂળ કેટલા જૂના સમય સુધી જાય છે તે બતાવવાનો પ્રસ્તુત ગ્રંથનો આશય છે.' એ આશય સિદ્ધ કરવા ગુજરાતી ભાષાના ઊગમકાળથી માંડીને આગળઆગળ તેના વિકાસનો ક્રમ આલેખવો જરૂરી ઠરે છે. આવા વિકાસના આલેખન માટે સામગ્રીભૂત ભાષાનમૂનાઓ પૂરા પાડનારી કૃતિઓ અને તેમના કર્તાઓનો પરિચય પણ સાથેસાથે અપાય તે ઉપયોગી ને આવશ્યક છે. આથી ભાષાનાં ભૂમિકાદીઠ પ્રમુખ અને આગવાં લક્ષણોનુ નિદર્શન સત્રસ્થાને રાખી તેના અનુષંગમાં આધારભૂત સાહિત્યકૃતિઓને ને કર્તાઓને લગતી પ્રાધાન્યે પરિચયાત્મક માહિતી ગૂથવી એ આપણા કવિઓમાં સ્વીકારાયેલી પ્રતિપાદનપદ્ધતિ છે.

(૧)

જૂની ગુજરાતીનો ઉદ્‌ભવ તેમ જ તેનુ મુકાબલે સ્થાન તો જ ઉચિતપણે સમજી શકાય, જો જેમાથી ગુજરાતી વિકસી તે 'જનક' ભાષાસ્વરૂપની અને એ 'જનક' ભાષાસ્વરૂપ જે ભાષાપરિવારમાં રહેલુ છે તે ભાષાપરિવારની રૂપરેખાની આપણને પિછાન હોય. ઉપોદ્‌ઘાતના પૃ. ૧થી

* આપણા કવિઓ: ખંડ ૧: નરસિંહયુગની પહેલાં: લેખક કેશવરામ કાશીરામ શાસ્ત્રી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. અમદાવાદ. ૧૯૪૨: પૃષ્ઠ ૪૦ + ૪૩૬.

આવી છે ને અંતમાં હેમચંદ્રીય અપભ્રંશને ગૌર્જર અપભ્રંશ કહેવો ઘટે એવા નિર્ણય પર લેખક આવે છે. હેમચંદ્રના વ્યાકરણમાં ટાંકેલાં અપભ્રંશ પદ્યોમાથી રૂપો તારવીને એ ભાષાભેદનુ રેખાત્મક વ્યાકરણ પણ સાથે આપેલુ છે આ પછીનો પેટાવિભાગ હેમયુગના અપભ્રંશને અનુસરતી ભાષામા રચાયેલી ૧૬મી સદી સુધીની કૃતિઓનો પરિચય આપે છે. ખાસ નમૂના લેખે સોમપ્રભના કુમારપાલપ્રતિબોધમાથી ત્રીશેક ને મેરુતુંગના પ્રબંધચિંતામણિમાથી પચીશેક પદ્યો (ઘણાખરા દોહા) ગુજરાતી છાયા સાથે અપાયેલાં છે. કુમારપાલપ્રતિબોધમા રહેલી અપભ્રંશસામગ્રી નોખી તારવી તેનુ આલ્સડોર્ફે જે સંપાદન કર્યું છે તેનો લાભ લેખકે કેમ નહીં લીધો હોય? આ પછી અન્ય પ્રાતની અપભ્રંશ (ને અવહટ્ટ) રચનાઓ ને બીજા પ્રાકૃત વૈયાકરણોએ આપેલી અપભ્રંશવિષયક માહિતી ઉલ્લેખાઈ છે. તેમાં વ્યાકરણકારો (ખાસ કરીને માર્કંડેય ને ત્રિવિક્રમ) વડે નોધાયેલી હકીકતો ને હેમચંદ્રીય અપભ્રંશની વિશિષ્ટતાઓ વચ્ચે રહેલા ભેદો તારવી લેખકે અપભ્રંશના સ્વરૂપભેદો તરફ આપણુ લક્ષ ખેંચ્યું છે. છેલ્લો પેટાવિભાગ "રાસયુગ" નામ નીચે અપાયો છે. લેખકમતે આ રાસયુગના આગલા ગાળા(૧૪ મી સદીના પૂર્વાર્ધ સુધી)મા રચાયેલી કૃતિઓ સુધી જ ગૌર્જર અપભ્રંશની દ્વિતીય ભૂમિકા પહોચે છે, જ્યારે રાસયુગનો નરસિંહયુગ સુધી લંબાતો પાછલો ગાળો તો મધ્યકાલીન ગુજરાતીની પહેલી ભૂમિકા રજૂ કરે છે. પ્રાસ્તાવિક તરીકે રાસ એ કાવ્યપ્રકારના ઊગમ–વિકાસ–સ્વરૂપની ચર્ચા કરી (આ સાથે સંબદ્ધ "ગુજરાતી ગરબીઓનાં મૂળ" વિશેનો ઊહાપોહ પરિશિષ્ટ ૪ મા) તેમ જ ફાગકાવ્યો, બારમાસી કાવ્યો ને "કક્કા" કાવ્યોનો સ્વરૂપપરિચય આપી, પછી વિક્રમના તેરમા, ચૌદમા ને પંદરમા શતકમા થઈ ગયેલા રાસયુગી કવિઓને એક પછી એક લઈ, તેમને વિશે તેમ તેમની કૃતિઓ વિશે વિગતથી અને અહીંતહીં નમૂના સાથે માહિતી આપેલી છે. તેમા ભાષાદૃષ્ટિએ, છંદોબંધની તપાસની (પરિશિષ્ટ ૩મા મળેલામા સૌથી જૂના રાસકાવ્ય "ભરતેશ્વર–બાહુબલિરાસ"ના છંદોબંધ વિશે વિગતી) દૃષ્ટિએ અને સાહિત્યકીય મૂલ્યવત્તાની દૃષ્ટિએ તે તે કૃતિઓની લાક્ષણિકતાઓ જરૂર પ્રમાણે બતાવવામા આવી છે. ભાષાવિકાસના ક્રમનો પૂરો ખ્યાલ આપવા માટે ચૌદમા ને પંદરમા શતકની ગદ્યકૃતિઓને પણ ઉપલી પદ્ધતિએ જ તપાસેલી છે "ગૌર્જર અપભ્રંશ(કિંવા પ્રાચીન ગુજરાતી)ની આરંભકાળથી માંડી જે સાહિત્ય સંસ્કૃતિઓ ઉપલબ્ધ છે, તેમ જ નરસિંહ મહેતાનો કવનકાળ (સં. ૧૪૯૦ આસપાસ) શરૂ થાય ત્યાંસુધી મધ્ય ગુજરાતીની ૧ લી ભૂમિકાની

પદ્ય અને ગદ્ય કૃતિઓ જે કાંઈ ઉપલબ્ધ છે તેનો યુગવાર પરિચય આપવાનો આ રીતે પ્રયત્ન કરવામા આવ્યો છે." ઉપસંહારમા આ પ્રયત્નનુ ટૂંક સિંહાવલોકન મળશે.

(૨)

આપણી ભાષાની પ્રાચીન ભૂમિકાઓના અને તેમાં ગ્રથિત થયેના સાહિત્યના અવલોકનનો પ્રથમ ખંડ આ રીતે સમાપ્ત થાય છે. પ્રાચીન સાહિત્યના એક અશ્રાન્ત અભ્યાસીને હાથે થયેલો આ સમર્થ પ્રયત્ન આ વિષયને લગતા આપણા જ્ઞાનના સીમાડાને સારી રીતે વિસ્તારી તેને કઈક વ્યવસ્થિત સ્વરૂપ આપે છે, અને આપણી ભાષા અને પ્રાચીન સાહિત્યના સ્વરૂપ-વિકાસનો વ્યવસ્થિત ને વિગતવાર અભ્યાસ કરવા માટે ઘણીઘણી સામગ્રી ને સૂચનો પૂરા પાડે છે. આવા પ્રારંભિક ખોદકામ માગી લેતા વિષયના પ્રતિપાદનમા કદીક ઝીણીઝીણી અશુદ્ધિઓ ક્યાઈક રહી જાય તો તદ્દન સ્વાભાવિક છે. ઉદાહરણ તરીકે, પૃ. ૩૭ પર પુષ્પદંતે "અભિધાનમેરુ" નામક ગ્રંથ રચ્યો હોવાનુ કહ્યુ છે. સંભવ છે કે અહીં પુષ્પદંતના બિરુદ "અભિમાનમેરુ" પરથી ગલતીથી જ આવી કલ્પના કરવામા આવી હોય. મૂળ આધાર ઉલ્લેખાયો હોત તો આ વાતની તપાસ ચોકસાઈથી કરી શકાત.

પૃ. ૩૫ પર હેમચંદ્રના અપભ્રંશમાં શૌરસેની જેવુ લાગતુ તત્ત્વ પુષ્પદંતાદિ કવિઓની ભાષામા મળતુ ન હોવાનુ કહ્યુ છે. પણ આલ્સૉર્ફે પુષ્પદંતની ભાષામાં શૌરસેની તત્ત્વ (Saurasenisms) હોવાનુ પુરવાર કર્યું છે. જોઇંદુની ભાષા પર પણ શૌરસેની અસર છે.

પૃ. ૪૦ પર ધનપાલ દિગંબર હોવા વિશેના બે પ્રમાણો તરફ ગુણેએ ધ્યાન દોર્યું હોવાનુ કહ્યુ છે, પણ એ વસ્તુ મૂળે તો યાકોબીએ બતાવી હતી

આ ઉપરાત કેટલેક સ્થળે અપાયેલી અપભ્રંશ શબ્દોની છાયા અસંતોષ-કારક છે. પૃ. ૩૭ પર આપેલા અપભ્રંશ ઉદ્દરણની ચોથી પંક્તિમા આવતા महुની છાયા मुहु. આપી છે ખરી રીતે मम (=मह्यम्) જોઈએ તેવી જ રીતે धवलच्छि (પૃ. ૩૮ ઉદ્ધરણની પં. ૮) માટે धवलश्री નહિ પણ धवलाक्षी, कहसु (પૃ. ૪૩ ઉ. પં. ૫) = कथयिष्यसि નહીં પણ कथयस्व વગેરે ભોજદેવે સરસ્વતીકંઠાભરણમાં આપેલાં અપભ્રંશ અવતરણો પોતાના છે કે પારકા એ વિશે કાઈ ચોક્કસ માહિતી આપણી પાસે નથી (પૃ. ૪૮) એ ખરું પણ પુષ્કળ સંસ્કૃત પદ્યો અન્યાન્ય ગ્રંથોમાથી સરસ્વતીકંઠાભરણમા ઉદ્ધૃત થયા છે એ હકીકત અપભ્રંશ ઉદાહરણો માટે પણ એવા પ્રકારની સંભાવના

ઊભી કરે છે અને તે णिसुणिउ ઇત્યાદિવાળું પદ્ય (પા. ૫૩, સં. ૮) સ્વયંભૂનું (જુઓ સ્વયંભૂછંદ ૬–૧૧૭) હોવાનું પુરવાર થતું હોવાથી વધારે પુષ્ટ થાય છે. બીજી યે આવી પાંચ–પંદર નાનીનાની વીગતશુદ્ધિઓ કરી શકાય, પણ એ તો સ્પષ્ટ છે કે આવી ઝીણી અશુદ્ધિઓ કોઈ પણ મોટા પ્રયાસમાં અમુક અંશે અનિવાર્ય જ ગણાય. વળી, પાછળથી બહાર આવેલી હકીકતો જેવી કે આબૂરાસનો 'ગુજરાત' નામનો ઉલ્લેખ, ચતુર્મુખ અને સ્વયંભૂ બે જુદાજુદા કવિઓ હોવાની હકીકત, વગેરે, નવી આવૃત્તિમાં ગ્રંથકાર તરફથી ઉમેરાયા વિના નહીં જ રહે.

(૩)

ખાસ ચર્ચા માગી લે તેવા તો અપભ્રંશવિભાગમાં વ્યક્ત કરેલા કેટલાક મતો છે. તે વિશેષે કરીને એટલા માટે કે આ જ વિષયમાં પૂરતી શાસ્ત્રીયતા ને વિસ્તારથી અનેક મુદ્દાઓ છણીને યાકોબી વગેરે જે નિર્ણયો પર આવ્યા છે, તે નિર્ણયો સાથે આ મતોનો સારો એવો વિરોધ છે. અહીં બેત્રણ મુદ્દાઓનો જ સ્પર્શ કરી શકાય તેમ છે. તેમાં એક તો એ કે લેખકે હેમચંદ્રના અપભ્રંશને ગૌર્જર અપભ્રંશ ઠરાવવાનો પ્રયાસ કર્યો છે. તે માટે તેમણે માત્ર હેમચંદ્રીય અપભ્રંશનાં રૂપો જ કાંઈક વીગતથી આપેલાં છે. બીજા લેખકોની ભાષાની વિશિષ્ટતાઓ એકાદ બે લાક્ષણિક રૂપોની નોંધથી જ પતાવી છે. પણ બે ભાષા–નમૂનાઓના સ્વરૂપની સરખામણી તેમના વિગતવાર વ્યાકરણી પૃથક્કરણદ્વારા પ્રાપ્ત થયેલાં રૂપોને જોડાજોડ મૂકવાથી જ થઈ શકે. યાકોબી–આલ્સ્ડોર્ફે આવી સર્વસ્પર્શી તુલના કરી અપભ્રંશના સ્વરૂપભેદો વિશે આ પ્રમાણે નિર્ણયો બાંધ્યા છે:–હેમચંદ્રીય અપભ્રંશ એ વૈયાકરણોનો નાગર અપભ્રંશ કે Classical—standard (ધોરણસરનો, શિષ્ટ–પ્રતિષ્ઠિત) અપભ્રંશ છે. હેમચંદ્રે પોતાના સમયની બોલાતી ભાષાને નહીં પણ તેની પૂર્વેનાં પ્રચલિત વ્યાકરણોમાં જે અપભ્રંશ પ્રતિપાદિત થયેલો તેને જરા વધારે વ્યવસ્થિત સ્વરૂપમાં, અત્રતત્ર ઉદાહરણ–ઉમેરા સાથે વ્યાકરણગ્રથિત કર્યો હોય. તેનું રચેલું વ્યાકરણ આ રીતે પરંપરાપ્રાપ્ત અપભ્રંશનું છે. બીજું, કુમારપાલ-પ્રતિબોધકાર સોમપ્રભ અને નેમિનાથચરિતકાર હરિભદ્રની ભાષા હેમચંદ્ર-પ્રતિપાદિત અપભ્રંશથી કેટલીક ચોક્કસ વીગતોમાં (પુંલ્લિંગે તૃતીયા એકવચન, ષષ્ઠીના પ્રત્યયો તે સંબંધક ભૂ. કૃ. નાં રૂપ) જુદી પડે છે. બીજે પક્ષે પુષ્પદંત વગેરેની ભાષા પણ હેમચંદ્રના અપભ્રંશથી બીજી કેટલીક અગત્યની વીગતોમાં જુદી પડે છે. યાકોબી ને આલ્સ્ડોર્ફ માને છે તેમ આ ભેદ પ્રાંતિક અસરનું નહીં, પણ સમયભેદનું પરિણામ હોય.

કે પ્રતિપાદિત કરાયેલાં ગુજરાતીના વિકાસના અંગોને, તેમજ અનેક અગત્યનાં છતા નાના મુદ્દાઓ ને વીગતોનો ઉલ્લેખ જતો કરી, વ્યાખ્યાતાએ સ્વીકારેલી પદ્ધતિ અને પ્રતિપાદનના સામાન્ય સિદ્ધાતો અવલોકવા પૂરતી મર્યાદા સ્વીકારવી રહે છે.

જેમને ગુજરાતીના ઉદ્ગમ ને વિકાસના વિષયમા તથા ભારતની બીજી આર્ય ભાષાઓના વિષયમાં અત્યારસુધીમાં થયેલા કાર્યનો કાઈકે પરિચય છે તેમની સામે વ્યાખ્યાનોની એક અનોખી વિશિષ્ટતા થોડોક ભાગ વાચતામા જ છતી થઈ આવશે. તે એ કે વ્યખ્યાનવિષયને લગતુ તેમ જ સામાન્યપણે ભાષાશાસ્ત્રને લગતુ ઇતર આધુનિક વિદ્વાનોએ જે કાઈ મૌલિક પૂર્વકાર્ય કર્યું છે તેનાથી લગભગ સાવ નિરપેક્ષ રહીને વ્યાખ્યાતાએ વિષયનું પ્રતિપાદન કર્યું છે. શાસ્ત્રીય વિષયોના અધ્યયનમા આવી રીત અખત્યાર કરવાના લાભાલાભો કયા એનો ઉત્તર આપણને આ ગ્રથ પરથી પણ મળી રહે છે. ઉક્ત મર્યાદા સ્વીકાર્યાને પરિણામે વિષયના પ્રતિપાદન પર કેવીક માઠી અસર પડી છે તે જોવાથી આ વિધાન સ્પષ્ટ થશે.

ભાષાઅભ્યાસની અર્વાચીન (તુલનાત્મક, ઐતિહાસિક ને શાસ્ત્રીય આલોચનાની critical) પદ્ધતિ ને ચુસ્તપણે વળગી ન રહેતા પ્રાચીન પદ્ધતિને અનુસરનાર માટે પ્રાચીન પદ્ધતિની જે કાઈ ક્ષતિઓ હોય તે દેખીતા જ અનિવાર્ય બને. આથી પ્રાકૃત, અપભ્રંશ વગેરેના સ્વરૂપ બાબત કે કેટલીયે વ્યુત્પત્તિઓ સૂચવવામાં વ્યાખ્યાતાએ મૌલિકપણે વિચારો કર્યા હોવા છતા તેમના આધારભૂત હેમચંદ્રાદિ ગ્રથકારોની મર્યાદાઓ તેઓ જોઈ કે વટી શકયા નથી. અર્વાચીન ધ્વનિશાસ્ત્રના સિદ્ધાતોએ અતંત્ર લાગતા ભાષાવિકાસના ઇતિહાસમા વ્યવસ્થા આણી છે ને વ્યુત્પત્તિશાસ્ત્રનો પાયો જ ધ્વનિપ્રક્રિયા પર મંડાયેલો છે એ હકીકતનો અનાદર કરાયાને કારણે અવલોકનપ્રાપ્ત વ્યાખ્યાનોમાં સૂચવાયેલી, સર્વસ્વીકાર્ય બને તેવી કોઈકોઈ વ્યુત્પત્તિઓને બાદ કરતા, મોટા ભાગની એવી વ્યુત્પત્તિઓ છે, જેમાં, ધ્વનિવિલણો સાર્વત્રિક હોય, તેમને સ્થળ અને સમયની મર્યાદા હોય, દરેક ભાષાભૂમિકાને પોતીકું ધ્વનિતત્ર હોય વગેરે ધ્વનિશાસ્ત્રના ધરમૂળના સિદ્ધાતોની અવગણના થયેલી દેખાશે. એ જ રીતે, ભાષાવિકાસની ભૂમિકાઓનુ નિરનિરાળાપણુ તેમની તેતે ધ્વનિકીય અને વ્યાકરણી વિશિષ્ટતાઓ પર નિર્ભર હોય છે એ વાત અહીં ધ્યાનમા નથી લેવાઈ. પરિણામે, અપભ્રશ ભૂમિકાથી અર્વાચીન ભારતીય-આર્ય ભૂમિકાને જુદી પાડતું લક્ષણ તે, આગલીમાં રહેલા સયુક્ત વ્યજનો પાછલીમા ઋજુભાવ–

બીજી જે એક વસ્તુ, સામે આપણે માથું ધુણાવવું પડશે, તે છે અપભ્રંશને આપેલું 'પ્રાચીન ગુજરાતી' એ વૈકલ્પિક નામ. અપભ્રંશને પ્રાચીન ગુજરાતી શા માટે કહેવી ? ગુજરાતમાં બોલાતી હતી એટલે ? ગુજરાતી એક અર્વાચીન ભારતીય-આર્ય ભાષા છે. અને બીજી કેટલીક અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓની જેમ ગુજરાતીમાં પણ, ભારતીય ભાષાઓના વિકાસની ત્રીજી ભૂમિકાનાં જે વ્યાવર્તક લક્ષણો છે તે જોઈએ તેટલાં મળી રહે છે. બીજે પક્ષે અપભ્રંશ એ ગમે તેમ તો ય પ્રાકૃતોમાની એક છે. તેમાં માધ્યમિક ભારતીય-આર્ય ભાષાભેદોની લાક્ષણિકતાઓ વ્યક્ત થયેલી છે. આમ સ્પષ્ટ ભૂમિકાભેદ હોવાથી અપભ્રંશને 'પ્રાચીન ગુજરાતી' કહી પરિભાષાભેદ શામાટે ઊભો કરવો ? અને તો એવા જ કારણોને આધારે અપભ્રંશને પ્રાચીન હિંદી કે મારવાડી ન કહી શકાય ? આવા પ્રકારના' નામકરણમાં અપભ્રંશનુ ભાષા તરીકે વાસ્તવમા કેવું સ્વરૂપ છે તે નજર બહાર રહી જાય છે. પણ અહીં વિશેષ ચર્ચા માટે સ્થાન નથી.

આપણાં પ્રાચીન સાહિત્ય ને ભાષા વગેરેને લગતી અહીં રજૂ થયેલી ભરપૂર સામગ્રી માટે અભ્યાસીવર્ગ લેખકનો ઋણી બન્યો છે.

*

## ભારતીય-આર્ય અને ગુજરાતીનો જુનવાણી પદ્ધતિએ વિકાસવૃત્તાંત આપતાં પાંડિત્યપૂર્ણ વ્યાખ્યાનો*

૧૯૩૮-૩૯નાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાલાનાં પાંચ વ્યાખ્યાનો જે ૧૯૪૦ની ૫મીથી ૯મી ફેબ્રુઆરી સુધીમાં મુંબઈ યુનીવર્સીટીના ઉપક્રમ નીચે આપવામાં આવ્યાં હતાં તે અહીં ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે. સાતસોએક પાનાનો ગ્રંથવિસ્તર, વ્યાખ્યાનોમાં છતાં થતાં ભાષાનિષ્ઠા, અભ્યાસપ્રેમ અને પાંડિત્ય, તેમ જ ત્રણેક સહસ્રાબ્દીની પૂર્વભૂમિકાને વિહંગદષ્ટિએ, ને પછી સાતેક સદીના ભાષાઈતિહાસને વિગતી પ્રતિપાદને આવરતો—અને એથી બહુવિધ ભાષાસામગ્રી અને ભાષાકીય સમસ્યાઓને સ્પર્શતો—વિષય-વિસ્તાર : આ સૌ હકીકતો ગ્રંથના પ્રમાણુસરના અવલોકન માટે જગાની સારી એવી મોકળાશ માગી લે એ દેખીતું છે. એટલી મોકળાશના અભાવે વ્યાખ્યાનોમા મહત્ત્વ આપીને ચર્ચેલાં

* ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ (બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી)- વ્યાખ્યાતા અધ્યાપક બેચરદાસ જીવરાજ દોશી; પ્રકાશક : મુંબઈ યુનીવર્સીટી, ૧૯૪૩.

કે પ્રતિપાદિત કરાયેલા ગુજરાતીના વિકાસના અંગોને, તેમજ અનેક અગત્યના છતા નાના મુદ્દાઓ ને વીગતોનો ઉલ્લેખ જતો કરી, વ્યાખ્યાતાએ સ્વીકારેલી પદ્ધતિ અને પ્રતિપાદનના સામાન્ય સિદ્ધાંતો અવલોકવા પૂરતી મર્યાદા સ્વીકારવી રહે છે

જેમને ગુજરાતીના ઉદ્ગમ ને વિકાસના વિષયમા તથા ભારતની બીજી આર્ય ભાષાઓના વિષયમા અત્યારસુધીમા થયેલા કાર્યનો કાઈક પરિચય છે તેમની સામે વ્યાખ્યાનોની એક અનોખી વિશિષ્ટતા થોડોક ભાગ વાચતામા જ છતી થઈ આવશે તે એ કે વ્યાખ્યાનવિષયને લગતુ તેમ જ સામાન્યપણે ભાષાશાસ્ત્રને લગતુ ઇતર આધુનિક વિદ્વાનોએ જે કાઈ મૌલિક પૂર્વકાર્ય કર્યુ છે તેનાથી લગભગ સાવ નિરપેક્ષ રહીને વ્યાખ્યાતાએ વિષયનુ પ્રતિપાદન કર્યુ છે શાસ્ત્રીય વિષયોના અધ્યયનમા આવી રીત અખત્યાર કરવાના લાભાલાભો ક્યા એનો ઉત્તર આપણને આ ગ્રંથ પરથી પણ મળી રહે છે ઉક્ત મર્યાદા સ્વીકાર્યાને પરિણામે વિષયના પ્રતિપાદન પર કેવીક માઠી અસર પડી છે તે જોવાથી આ વિધાન સ્પષ્ટ થશે

ભાષાઅભ્યાસની અર્વાચીન (તુલનાત્મક, ઐતિહાસિક ને શાસ્ત્રીય આલોચનાની critical) પદ્ધતિ ને ચુસ્તપણે વળગી ન રહેતા પ્રાચીન પદ્ધતિને અનુસરનાર માટે પ્રાચીન પદ્ધતિની જે કાઈ ક્ષતિઓ હોય તે દખીતા જ અનિવાર્ય બને. આથી પ્રાકૃત, અપભ્રંશ વગેરેના સ્વરૂપ બાબત કે કેટલીયે વ્યુત્પત્તિઓ સૂચવવામા વ્યાખ્યાતાએ મૌલિકપણે વિચારો કર્યા હોવા છતા તેમના આધારભૂત હેમચંદ્રાદિ ગ્રંથકારોની મર્યાદાઓ તેઓ જોઈ કે વટી શકયા નથી. અર્વાચીન ધ્વનિશાસ્ત્રના સિદ્ધાંતોએ અતંત્ર લાગતા ભાષા-વિકાસના ઇતિહાસમા વ્યવસ્થા આણી છે ને વ્યુત્પત્તિશાસ્ત્રનો પાયો જ ધ્વનિપ્રક્રિયા પર મંડાયેલો છે એ હકીકતનો અનાદર કરવાને કારણે અવલોકનપ્રાપ્ત વ્યાખ્યાનોમા સૂચવાયેલી, સર્વસ્વીકાર્ય બને તેવી કોઈકોઈ વ્યુત્પત્તિઓને બાદ કરતા, મોટા ભાગની એવી વ્યુત્પત્તિઓ છે, જેમા, ધ્વનિવિલણો સાર્વત્રિક હોય તેમને સ્થળ અને સમયની મર્યાદા હોય દરેક ભાષાભૂમિકાને પોતીકુ ધ્વનિતંત્ર હોય વગેરે ધ્વનિશાસ્ત્રના ધરમૂળના સિદ્ધાંતોની અવગણના થયેલી દેખાશે એ જ રીતે, ભાષાવિકાસની ભૂમિકાઓનુ નિરનિરાળાપણુ તેમની તેતે ધ્વનિકીય અને વ્યાકરણી વિશિષ્ટતાઓ પર નિર્ભર હોય છે એ વાત અહીં ધ્યાનમા નથી લેવાઈ. પરિણામે, અપભ્રંશ ભૂમિકાથી અર્વાચીન ભારતીય-આર્ય ભૂમિકાને જુદી પાડતુ લક્ષણ તે, આગલીમા રહેલા સંયુક્ત વ્યંજનો પાછલીમા ઋજુભાવ-

(સીમ્પ્લીફીકેશન, Simplification)ને પામે, એ હકીકત અવગણી હેમચંદ્ર, અભયદેવ, અબ્દલ રહમાન વગેરેના અપભ્રંશને ગુજરાતી ઠેરવી દેવાયો છે. ભારતની આર્ય ભાષાઓનો વિકાસ ત્રણ તબક્કામાં વહેંચી શકાય તેમ છે અને ગુજરાતી આમાંથી અર્વાચીન તબક્કાની ભાષાઓમાંની એક હોવાથી વિકાસનાં કેટલાંક વલણો અને વિશિષ્ટતાઓ ઇતર સહજન્ય ભાષાઓ તથા ગુજરાતી વચ્ચે સમાન છે એ લક્ષબહાર કેમ રખાય? તેમ નામકરણમાં એ વાત કેમ ભુલાય કે પાંચસોએક વરસ પર હાલના પશ્ચિમ રાજસ્થાન અને ગુજરાતમાં સામાન્ય વપરાશમાં એક જ ભાષાપ્રકાર હતો! આની જ સાથે સંકળાયેલો ગુજરાતીના વિકાસની ભૂમિકાઓનો પ્રશ્ન લઈએ. જુદાજુદા અભ્યાસીઓએ ઉદ્ગમકાળથી માંડીને આધુનિકકાળ સુધીમાં ગુજરાતીનો વિકાસ ત્રણચાર ભૂમિકામાં વહેંચાયો હોવાનો અભિપ્રાય આપ્યો છે, જો કે તેતે ભૂમિકાની સમયમર્યાદા પૂરતો સારો એવો મતભેદ છે. પણ વ્યાખ્યાનોમાં વિકાસગાળાને દેખીતાં જ કોઈ સિદ્ધાંતને અનુલક્ષ્યા વિના ૧૨મી–૧૩મી, ૧૪મી–૧૫મી, ૧૬મી–૧૭મી, ને ૧૮મી એ રીતે કૃત્રિમપણે સદી અનુસાર વિભક્ત કરી દીધો છે.

ટૂંકમાં, વ્યાખ્યાનોમાં જૂની પરંપરા પ્રમાણે ઉચ્ચ કોટિના અભ્યાસ અને પાંડિત્યની સાથેસાથ વિષયને મૌલિક દૃષ્ટિએ તપાસવાનું સ્પષ્ટ વલણ વ્યક્ત થતું હોવા છતાં અર્વાચીન પદ્ધતિ ને પૂર્વકાર્યના લાભથી તે વંચિત રહ્યાં હોવાથી વ્યાખ્યાતાનો શ્રમ પૂરેપૂરો તો સાર્થક નહીં જ થાય એવી બીતિ રહે છે બાકી તો આ વિષયના અભ્યાસીઓ ગણતર, ને ગુજરાતીનો વિકાસક્રમ સમગ્રતાથી અને સળંગરૂપે તપાસવાના પ્રયાસ પણ બેચાર—આવી સ્થિતિમાં સદીવાર ભાષાનમૂનાઓ આપીને તે પરથી તેતે નમૂનાનાં લાક્ષણિક રૂપો, શબ્દો ઇત્યાદિ પ્રત્યે ધ્યાન ખેંચતો, વચ્ચે અનેક શબ્દોનાં મૂળ ચર્ચતો, ને પ્રતિપાદનની પૂર્વપીઠિકા તરીકે વેદની ભાષાથી માંડીને અપભ્રંશ સુધીના ભાષાવિકાસ પર નજર ફેરવી જતો વિસ્તૃત પ્રયત્ન આપણા આવકાર ને આદરને પૂરતો પાત્ર હોવાની કોણ ના કહી શકે?

ઋ

# પોણોસો વર્ષના ગુજરાતી ભાષાના અભ્યાસનું વિહંગદર્શન*

પશ્ચિમના સંપર્કે આપણને જેમ સાહિત્યસર્જન માટે, તેમ શાસ્ત્રીય અભ્યાસ અને અન્વેષણ માટે પણ નવી દૃષ્ટિ અને પદ્ધતિ આપેલી છે એટલે પાશ્ચાત્ય કેળવણીના મૂળ આપણે ત્યાં નખાયાને થોડો સમય થયો ત્યાં જ વિદ્યાના જે વિધવિધ ક્ષેત્રો પર અભ્યાસદૃષ્ટિ ફરવા લાગી તેમાં ભાષાનો પણ સમાવેશ થયો અને ગુજરાતી ભાષાનો સંસ્કૃત ને પ્રાકૃતો સાથેનો સંબંધ, ગુજરાતીનું વ્યાકરણ, જૂની ગુજરાતીનું સ્વરૂપ, શબ્દોના મૂળ, પ્રાતિ. બોલીઓ, ભાષાશુદ્ધિ, ગુજરાતી જોડણી, ગુજરાતી કોશ વગેરે વિષયો સંબંધે આપણે વિચાર કરતા થયા. આ રીતના ગુજરાતી ભાષાના અભ્યાસની શરૂઆત ઓગણીસમી સદીના છેલ્લા ચરણ લગભગ થઈ કેળવણી અને વિદ્યાપ્રેમ વધવા સાથે ગુજરાતી ભાષાશાસ્ત્રનું અધ્યયન તેમ જ અન્વેષણ વિસ્તાર અને ઊંડાણ સાધતું ગયું, અને ત્યારથી, સમયેસમયે, અહીંનો કે વિદેશી, કોઈ. નહીં ને કોઈ વિદ્વાન આ વિષયમાં ઓછુંવધતું પ્રદાન કરતો રહ્યો છે

વિદ્યાની દરેક શાખાની જેમ ગુજરાતી ભાષાવિષયક અધ્યયનમાં પણ, અમુક સમય જતાં પ્રગતિ કેટલી થઈ તેનો આંક કાઢવો, કેટલું કાર્ય પૂરું થયું છે ને કયા કયા પ્રશ્નોનો ઉકેલ હજી લાવવાનો છે તેનું સિંહાવલોકન કરવું ઉપયોગી છે આ વિષયના આપણે ત્યાંના આગળના અભ્યાસીઓ કરતાં નરસિંહરાવનો અભ્યાસ વધારે વિસ્તૃત અને તત્ત્વાવગાહી હતો એટલે, સર્વપ્રથમ તેમણે જ તેમના પુરોગામીઓના કાર્ય ઉપર ઊડતી નજર નાખી છે પણ એ પછી નરસિંહરાવે પોતે તેમ જ ટર્નર, ટેસીટોરી, દવે વગેરે જેવા વિદ્વાનોએ ગુજરાતીના ઇતિહાસ, વ્યાકરણ ને સ્વરૂપને લગતું જે ખૂબ મૂલ્યવાન કાર્ય કર્યું છે તે, અને સમગ્રદૃષ્ટિએ ભાષાશાસ્ત્રના વિષયમાં તથા ભારતીય ભાષાઓના અભ્યાસના વિષયમાં જે ત્વરિત પ્રગતિ થઈ છે તે લક્ષમાં લઈને, ગુજરાતી ભાષાશાસ્ત્રમાં સરવાળે કેટલું કામ થયું છે ને કેટલું બાકી છે તેનો તોલ બાંધવાનું કાર્ય અભ્યાસીની નજરને નોતરતું ઊભેલું જ છે.

અધ્યાપક કાંતિલાલ વ્યાસે પોતાના ગુરુ નરસિંહરાવને અનુસરીને ગુજરાતી ભાષાશાસ્ત્રના વિકાસની રૂપરેખા એ નામના આ નાનકડા

---

*ગુજરાતી ભાષાશાસ્ત્રના વિકાસની રૂપરેખા લેખક અધ્યા કાન્તિલાલ બ વ્યાસ (ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક, પુસ્તક ૮, અંક ૧ માંથી પુનર્મુદ્રિત), ૧૯૪૬, પૃ ૧૪.

નિગમનમા ઉક્ત અપેક્ષા થોડે અંશે પણ પૂરી પાડવાનો એક આવકારપાત્ર પ્રયાસ કર્યો છે

શરૂઆતમા સામાજિક ને સાસ્કૃતિક ઇતિહાસ વગેરેની દૃષ્ટિએ ભાષાશાસ્ત્રના મહત્ત્વનો સહેજ ઉલ્લેખ કરી તેમણે શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસથી માડીને સમકાલીન અભ્યાસીઓ સુધીનામાથી ઘણાખરાનુ આ વિષયમા જે કાઈ પ્રદાન છે તેનો ટૂકમા ઉલ્લેખ અને મુલવણી કર્યા છે, અને સાથે ભવિષ્યની કાર્યદિશા તરફ આગળી ચીંધ્યા કરી છે. આરભકાળ, વિદેશી વિદ્વાનોનુ અર્પણ, પડિતયુગનુ ભાષાશાસ્ત્ર અને સમકાલીન ભાષાશાસ્ત્ર એમ તેમણે ઉચિત રીતે વિષયવિભાગ કર્યો છે, અને તેતે અભ્યાસીઓના કાર્યની વિશિષ્ટતા તેમ જ ખામી પ્રતિ આપણુ ધ્યાન ખેચ્યુ છે

આમ અપેક્ષિત દિશામાના એક મર્યાદિત પ્રયત્ન લેખે વ્યાસના પ્રસ્તુત નિબધની ઉપયોગિતા અને મૂલ્ય પર ભાર મૂકવા સાથે એ પણ કહેવુ ઘટે કે આવા ઊડતા અવલોકનને બદલે વિસ્તૃત સમીક્ષા આપી શકાઈ હોત તો ઘણુ સારુ હતુ આમા તો પ્રતિપાદ્યનો લગભગ અછડતો કહી શકાય તેટલો સ્પર્શ થયો છે કેટલેક સ્થળે પ્રમાણભાન પણ બરાબર જળવાયુ નથી વધારે ગભીર કહી શકાય તેવો દોષ તો એ છે કે અન્વેષણપદ્ધતિની શાસ્ત્રીયતા પર ભાર નથી મુકાયો.' ધ્વનિશાસ્ત્રનુ અને વિકાસવ્યાપારના સાચા સ્વરૂપનુ અજ્ઞાન અને આલોચનાત્મક દૃષ્ટિનો અભાવ આપણા ભાષાકીય અધ્યયનના એ પ્રમુખ દોષો વ્યાસની નજરે નથી ચડ્યા તે ખૂચે છે કયાક અગત્યની કૃતિનો ઉલ્લેખ પણ રહી ગયો છે અને મુલવણીમા પણ સો ટકા તટસ્થતા નથી જળવાઈ આપણે ઇચ્છીએ કે પ્રસ્તુત નિબધનો ઘટતો વિસ્તાર કરી, ઉપર સૂચવેલી કચાશને નિવારી, તેઓ આપણને વધારે મૂલ્યવાન અને આ વિષયમા પૂરતો પ્રમાણભૂત એવો એક નિબધ આપે એવો કોઈ પ્રયાસ આપણી સમક્ષ ન આવે ત્યા સુધીમા તો વ્યાસની પ્રસ્તુત રૂપરેખા એકમાત્ર સાધન રહેશે.

★

# ગુજરાતીના પ્રથમ વ્યવસ્થિત વૃત્તાંતનું ભાષાંતર*

આ ફાર્બસ ત્રૈમાસિકમા ૧૯૪૦માં પ્રકાશિત થયેલ, ગ્રીયર્સનના લીંગ્વીસ્ટીક સર્વે ઓવ ઇંડીઆના ગુજરાતીને લગતા ભાગનો અનુવાદ છે, અને વિદ્યાર્થીઓને ઉપયોગી હોઈ સ્વતંત્ર પુસ્તિકારૂપે ફરી મુદ્રિત કરાયો છે. ગુજરાતીનો વિકાસ, ગુજરાતીભાષી પ્રજા, તેની પ્રાતિક બોલીઓ, બીજી ભારતીય-આર્ય ભાષાઓ સાથે સંબંધ, જૂની તેમ જ અર્વાચીન ગુજરાતીના વ્યાકરણની રૂપરેખા, ઉચ્ચારણની વિશિષ્ટતાઓ વગેરે વિશે આમાં માહિતી આપવામા આવી છે. ચાળીશેક વરસ પહેલાનો પ્રયત્ન હોવાથી અને તે સમગ્ર ઉત્તર ભારતની ભાષા-સમીક્ષાના એક ભાગ તરીકે સ્થાનિક માણસોની મદદદ્વારા એક પરદેશી વિદ્વાનને હાથે થયો હોવાથી કેટલીક વીગતોમાં વિશ્વસનીય ન હોય તે સમજાય તેવુ છે. પણ તેનુ મૂલ્ય તો આ વિષયના અભ્યાસની પદ્ધતિ ને માર્ગદર્શન તેમાથી મળે છે તેમાં રહેલુ છે.

શાસ્ત્રીજીએ અનુવાદને વધુ ઉપયોગી કરવાનો પ્રયાસ પણ કર્યો છે. મૂળમાંની માહિતી જ્યાજ્યાં ખામીભરેલી જણાઈ છે ત્યાંત્યાં પાદટીપમાં તેમણે તેની શુદ્ધિ કરી છે, કે મતભેદો નોધ્યા છે. અંતે બોલીના નમૂનાઓ પરિશિષ્ટમા આપ્યા છે, તેમાં પણ ગ્રીયર્સને ન આપેલા કેટલીક બોલીઓના નમૂના એકઠા કરી મૂક્યા છે, અને એ રીતે શાસ્ત્રીજીએ આ વિષયના આરૂઢ અભ્યાસી ને સંશોધકને શોભે તેમ, અનુવાદગત માહિતીને અદ્યતન બનાવવાનો પ્રયત્ન કરાયો છે.

સાથે આ શાસ્ત્રીજી જેવાનો પ્રયાસ છે એટલે આ પણ નોધીએ કે "ઉચ્ચારણની દૃષ્ટિએ ઝાલાવાડ વધુ શિષ્ટ જણાય છે" (પ્રસ્તાવના પા. ૧૦), "જોડાક્ષરને લોપે પૂર્વ સ્વરના દીર્ઘ થવાની પ્રક્રિયા ૧૩મી સદીના આરંભની છે" (પા. ૨), હેમચંદ્રનો અપભ્રંશ તે નાગર નથી ...."ગૌર્જર અપભ્રંશ છે:" (પા. ૧૪), "'ળ' જિહ્વામૂલીય છે, Cerebral નથી" (પા. ૨૩), "ખરું જોતાં હેમચંદ્રના અપભ્રંશથી જ ગુજરાતી ભાષાનો આરંભ છે" આ બધાં વિધાનો ચિંત્ય છે. શિષ્ટ ઉચ્ચારણનો સ, કેટલીક પ્રાતિક બોલીઓમાં જે રીતે ઉચ્ચારાય છે, તે "કંઠ્ય 'સ'" ને 'હ' વચ્ચેનું

---

*ગુજરાતી ભાષા (સર જ્યૉર્જ એ. ગ્રીયર્સનકૃત ભારતીય-ભાષા-સમીક્ષા, ગ્રંથ ૯, ભાગ ૨જાનો અનુવાદ) · અનુવાદક પ્રા. કેશવરામ કા. શાસ્ત્રી. દ્વિતીય સંપાદન, ફાર્બસ ગુજરાતી સભા, ૧૯૪૯.

ઉચ્ચારણ નથી, પણ તે અઘોષ 'હ' છે, અને સંસ્કૃતમાં વિસર્ગ છે, તે જ આ અઘોષ હ. અંગ્રેજીમા પણ એ જાણીતો છે. એટલે કહેવાતા 'લઘુપ્રયત્ન' હકારને દર્શાવવા વિસર્ગને યોજવાનુ સૂચન (પા ૬૫) સ્વીકારી શકાય તેમ નથી. અને મારી દૃષ્ટિએ તો મ્હારું વગેરેમા રહેલો હકાર પૂર્ણપ્રયત્ન છે, ચાલુ હકારથી અભિન્ન છે એટલે તેને માટે જુદો સંકેત યોજવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. બોલીઓના નમૂના આ વિષયના જાણકાર માણસને હાથે લેવાયા હોત, અને તેમને રજૂ કરવામા વધારે વિશિષ્ટ ચિહ્નો વપરાયા હોત તો તેનુ મૂલ્ય વધત. ઝાલાવાડી, ગોહિલવાડી, ભીલીનો મિશ્ર નમૂનો ભાષાદૃષ્ટિએ ખાસ ઉપયોગનો ન ગણાય ગુજરાતની વ્યુત્પત્તિ વિશે ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સાન ઉટગ લાગે તેવા મતોની નોધનુ (પા ૧) કેટલુ મૂલ્ય? ભારતીય ભાષાઓના જૂથવિભાગને લગતો ગ્રીયર્સનના મત ઉપરાત બીજો મત નોધ્યો છે (પા. ૧૬–૨૦), ત્યા ચેટર્જીનો મત પણ આપવો આવશ્યક હતો 'આપડો' એ રૂપ (પા. ૪૩) ગોહિલવાડીમા સામાન્ય રીતે વપરાય છે. હનુમાનનુ હણમાન દ્વારા ગોહિલવાડમા હડમાન બોલાય છે તે અહીં ટાકી શકાય

ભાષાશાસ્ત્રીય વિષયોમા આપણે ત્યા ઊંડુ તેમ જ વ્યાપક એવુ ગણનાપાત્ર સંશોધન ન થયુ હોવાથી આવી બાબતોમા મતભેદ અને ચર્ચાને સારો અવકાશ છે અને એ દૃષ્ટિએ જ ઉપરની વીગતો નોધી છે.

ફાર્બસ સભાએ પ્રાચીન ગુજરાતી સાહિત્યના ઉદ્ધારનુ તેમજ ભાષાશાસ્ત્રીય દૃષ્ટિએ ઉપયોગી ગ્રથોના પ્રકાશનનુ જે કામ કર્યુ છે તે પ્રશસનીય છે. આપણે ત્યા સશોધનની અને ભાષા અને પ્રાચીન સાહિત્યમા રસ ધરાવતી ચાર પાચ સંસ્થાઓ છે. ગુજરાતીનો ભાષાશાસ્ત્રદૃષ્ટિએ અભ્યાસ કરવાના પોણોસોથી પણ વધારે વરસો થયા પ્રયાસો થયા છે. તેના પરિણામરૂપે કેટલુંક પ્રારંભિક કાર્ય થયુ છે તેની ના નહીં પણ સમગ્ર રીતે જોતા આપણે એ પ્રારંભદશાથી બહુ આગળ વધ્યા નથી તેનુ પરિણામ આપણા ઉચ્ચ અભ્યાસક્રમમા જે રીતે ગુજરાતી ભાષાનુ અધ્યયનઅધ્યાપન થાય છે, તેમા જોઈ શકાય છે. તેના પાઠ્યપુસ્તકો કા તો પરભાષામા કે પરદેશી વિદ્વાનોએ લખેલાં છે, ને તો તેમા અપાયેલી હકીકતો કાલગ્રસ્ત કે અશાસ્ત્રીય છે, સમગ્ર વિષયનું સ્પષ્ટરેખ, મુદ્દાસર ને વ્યવસ્થિત રૂપમા શાસ્ત્રીય પ્રતિપાદન કરતા અદ્યતન ભાષાશાસ્ત્રીય પાઠ્યપુસ્તકોની અપેક્ષા વણપુરાયેલી રહી છે, અને તેને અંગે એ વિષય અતિશય કૂટ, માથાકૂટિયો, નીરસ હોવાનો ખ્યાલ રૂઢ થતો જાય છે,

અને તેના અભ્યાસ કે સંશોધન તરફની રુચિ અત્યારે નહિવત્ છે. ગુજરાતીની પૂર્વભૂમિકા અપભ્રંશ સાથે પણ આપણને વધારેમા વધારે લાગતુંવળગતુ હોવા છતાં તેનુ એક પરિચયાત્મક અદ્યતન પ્રવેશપુસ્તક નથી. ગુજરાત યુનીવર્સીટી તેની સમગ્ર શાખાઓ સાથે પૂર્ણરૂપે કાર્ય કરતી થઈ છે તો આ અપેક્ષા પુરાવી જોઈએ અને તે દિશામા આપણી વિદ્યાસંસ્થાઓને હજી પણ ઘટતુ કરવાની વિનંતી અસ્થાને નહીં ગણાય.

★

અક્ષર syllable
અતિસંસ્કાર hyperurbanization
અનાલોચક uncritical
અનુગ postposition
અપધ્વનિ ablaut
અભિવિધિવાચક inclusive
અર્થછાયા nuance
અર્થંસ semanteme
અર્ધદગ્ધતામૂલક અપપ્રયોગ malapropism
અવાચ્ય એશિયાઈ Austro-Asiatic
અંગ-વિસ્તારક stem enlarging
અંતઃસ્તર વાદ substratum theory
આખ્યાત-નિશ્ચાયક verbal determinative
આખ્યાતિક અંગ verbal base
આઘાત accent
– આરોહ-અવરોહાત્મક pitch
– ઉચ્છ્વાસાત્મક respiratory
– ભારાત્મક stress
– રાગાત્મક musical
આદેશ substitution
આનુપૂર્વી alternance
આલોચનાત્મક critical
આવર્તધ્વનિ recursive
ઇતિહાસલક્ષી ભાષાશાસ્ત્ર historical linguistics
ઉપચય augment
ઉપશિષ્ટ slang
ઉપાંશુઉચ્ચરિત whispered
ઋજુભાવ simplification
એકાક્ષરી monosyllabic
ઐકાન્તિક નિબંધ monograph
કણસ્વર diphthongal element
કર્તૃવાચક agentive
કારક પ્રત્યય agentive
કુત્સાવાચક pejorative
કોશવિદ્યા lexicography
ક્રિયાવાચક નામ action noun
ગણધ્વનિ phoneme
ગીતિઓની lyrical
ઘર્ષ spirant, fricative
ઘર્ષભાવ spirantization
ચાટૂક્તિ euphemism
છાયા-ઘડતર, છાયારૂપ back-formation
તંત્રીવિવર glottis
તંત્રીસંવારોત્થ સ્પર્શ glottal stop
તાલવ્યભાવ palatalization
દંત્ય ઘર્ષ dental spirant
દ્યોતક શક્તિ expressiveness
દ્વિ-અક્ષરી dyssyllabic
દ્વિરુક્ત શબ્દ reduplicative
ધાતુ root
ધાતુવિસ્તાર root-extension

ધાત્વાદેશ verbal substitution
ધોરણસરનો standard
ધ્વનિ speech-sound
ધ્વનિકીય, ધ્વનિવિષયક phonetic
ધ્વનિતંત્ર phonetic system
ધ્વનિપરિવર્તન phonetic change
ધ્વનિપ્રક્રિયા phonology
ધ્વનિબિંબી જોડણી phonetic spelling
ધ્વનિવિકાર phonetic change
ધ્વનિવિકાસ phonetic development
ધ્વનિશાસ્ત્ર phonetics
ધ્વનિસ phoneme
ધ્વનિસંદર્ભ phonetic context
નામિક અંગ nominal base
નાસિક્ય nasal
નિપાત enclisis
નિપાત indeclinable
નિશ્ચાયક determinative
નિષિદ્ધ taboo
પ્રવાહી liquid
પ્રશિષ્ટ classical
પ્રાસરંગી સમાસ jingle compound
ભારત-ઈરાની Indo-Iranian
ભારત-યુરોપીય Indo European
ભારતીય-આર્ય Indo-Aryan
-પ્રાચીન Old
-માધ્યમિક Middle
-અર્વાચીન New
ભારદર્શક emphatic
ભાષાપરિવાર linguistic family
ભાષા-લય speech rhythm
મહાપ્રાણ aspirate
મૂર્ધન્યભાવ cerebralization
રૂપતંત્ર morphology
રૂપતંત્રકીય morphological
રૂપમ *morpheme*
લઘુત્વવાચક diminutive
લિપિવિજ્ઞાન palaeography
લૌકિક વ્યુત્પત્તિ folk-etymology

વ્યસ્ત analytical
વ્યાકરણી પદાર્થ grammatical category
વ્યાવર્તક *isolative*
શબ્દક્રમ word order
શબ્દજોડી doublet
શબ્દભંડોળ vocabulary
શબ્દાર્થવિજ્ઞાન semantics
શિષ્ટપ્રતિષ્ઠિત classical
શ્રુતિ glide
સધ્વનિતા homophony
સધ્વનિલોપ haplology
સપ્રાણતા aspiration
સભ-કી-બોલી lingua franca
*સબળ strong*
સમવિકાર-રેખા isogloss
સમસ્ત synthetic
સવર્ણ homorganic
સહચારી નાસિક્યતા associative nasalization
સહજન્ય cognate
સંકર blend
સંગદોષ contamination

સંયુક્ત સ્વર diphthong
સયોજક copula
સંવાર closure
સંવૃત *closed*
સાદૃશ્ય analogy
સાદૃશ્યમૂલક ઘડતર analogical formation
સાધક formative
સાધક પ્રત્યય formans
સાધારણ ભાષા common languge
સાધારણીકરણ normalization
સામાન્ય રૂપ oblique form
સારૂપ્ય assimilation
સાહિત્યાનુશીલન-વિષયક philological
સીસકારી spirant
સ્થળનામ place-name
સ્પર્શ plosive, stop
સ્પર્શ-ઘર્ષ affricate
સ્વરમધ્યગત intervocalic
સ્વાર્થિક pleonastic
સ્વીકૃત શબ્દ loan word

★

# વિષયસૂચી

★

★

# શબ્દસૂચી

★

★

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ અને પંક્તિ | શુદ્ધિ |
|---|---|
| ૧-૨૨ | સર્વત્ર 'લેંગ્વેજ' અને 'સીગ્મીન્ડીઝ' વાચવું |
| ૨-૧ | જરૂર રતા |
| -૧૭ | ઉત્પાદનવ્યાપારમા |
| -૨૯ | આના સારા |
| ૩-૨ | ધ્વનિ-સૂત્રો |
| -૧૮ | જેના |
| ૧૧-૧૩ | વધતેઓછે |
| -૧૭ | પૂર્વમીમાંસા |
| -૨૦ | શબ્દાધ્યાહાર |
| ૧૨-૯ | (યુની)વર્સીટી |
| ૧૩-૨ | વિ., વ. સુ. |
| -૩ | °મતી |
| -૧૦ | શબ્દારાપ, |
| -૨૫ | (ટેલી)ફોન |
| ૧૬-૫,૬,૭,૮ | 'દશા'ને બદલે 'વેલે' વધારે સભવિત |
| -૨૧ | 'દશા'ને બદલે 'વેળા' વધારે સભવિત |
| -૨૧ | વગેરે |
| -૩૨ | 'દડવત' રૂપે |
| ૧૭-૨૫ | અગારશકટિકા |
| ૨૧-૧૭ | 'પદાર્થો' એ શબ્દ 'વ્યાકરણી' પછી વાચવો |
| ૨૨ છેલ્લી પંક્તિ | જૈમિનિ |
| ૨૩-૧૩ | પડતા જ કેટલીકવાર તેને |
| ૨૩-૨૯ | અન્વિતાભિધાનવાદ |
| ૨૭ છેલ્લી પહેલાની પંક્તિ | Atharvaveda |

| પૃષ્ઠ અને પંક્તિ | શુદ્ધિ |
|---|---|
| ૩૦-૨૪ | રહેલા છે એવો ભ્રમ |
| ૩૫-૫ | સ્વતંત્ર પ્રવાસ માગી |
| ૩૬-૧ | ગ્રાય અંગ |
| -૨ | ધ્યર્થ |
| -૫ | ભાષાના |
| -૧૮ | શિષ્ટ ગણાતા |
| ૩૯-૨૩ | પૈડાવાળી |
| ૪૧-૯ | એવા |
| -૧૦ | વગેરેના |
| -૧૧ | અતિશય |
| -૧૨ | રાતું, |
| ૪૨-૧૬ | ઝૂડવું |
| ૪૫-૧૬ | ચાખીએ |
| -૧૮ | અનકૂટમા |
| -૨૦ | શક્કરપારા |
| -૨૩ | ,, |
| ૪૬-૧૭ | સસ્કૃતમાથી |
| ૪૯-૬ | ઇચ્છનીય |
| -૧૦ | બદલે |
| -૧૧ | ઓગસ્ટ |
| -૧૬ | પ્રશિષ્ટ |
| ૫૦-૩ | ઇચ્છનીય |
| ૫૧-૨ | જોઈએ એ |
| -૫ | માધ્યમિક ભારતીય-આર્ય |
| ૫૨ છેલ્લી પહેલાની | વિચ્છેદો |
| ૫૪-૧ | સાથેના સપર્કથી |
| ૫૪-૧૩ | પરભાષાનુ ઋણ : |
| ૫૫-૬ | ખોટાખરા- |

૫૬–૧૫ પ્રશ્નો
૫૭–૧૨ આર્યીકૃત
–૨૮ ઇતિહાસ
૫૯–૧ સર્વનામ
૬૩–૨૪ યશવંત,
૬૪–૧૬ ઇત્યાદિ
૬૫ ઇતિહાસ
૭૪–૧ *quo
૭૭–૬ આમન્ત્રણાર્થં
૮૦–૬ યુનીવર્સીટી
–૧૦ દરમિયાન
–૧૧ વહેંચેલા
–૧૮ ઇતર
–૧૯ પાણિનિ
–૨૩ Bohtlingk
૮૧–૧૦ શૌરસેની
–૨૭ વૈદ્ય
૮૪ છેલ્લેથી બીજી રૂપતંત્રમાં
૮૫–૧ અર્થની સમાનતા બીજા અમૌલિક
–૪ (ક્લાસીકલ)
૮૭–૧ પાઠ–
૮૮–૧૦ Bohtlingk
–૨૪ ધાતુમંજૂષા
૮૯–૧ રામશર્મન્
–૨ પાઇયલચ્છીનામમાલા
–૭ (૧૯૨૪)
૯૧–૬ પરસ્મૈપદ
–૯ આવી
૯૩–૫ આધારે
–૧૭ તેવાં
–૧૮ કેટલાંક
–૨૦ ઇતર
–૨૩ ઊલટું
–૨૬ ક્યાંયથી
૯૮–૪ પાંચમા
–૫ આવા
–૨૩ નવમાના
–૨૭ ધોલી ને
–૩૦ નવા
૯૯–૧૭,૧૮ અંગો પ્રકારભેદે
૧૦૧–૫ Wackernagel–
૧૦૩–૯ કૃદન્તો ને
–૧૯ કેટલાય
૧૦૪–૬ ઉદ્ભવેલાં
–૧૭ શબ્દભંડોળ
–૨૦ ચાર નંબરની પાદનોંધ ભૂલથી પૃષ્ઠ ૧૦૫ પર આવી છે.
૧૦૭–૭ દાખલા
–૨૪ પૂજામ્
૧૦૯–૩ કેટલીક
–૬ રૂપતંત્રમાં
૧૧૫–૨ કાળનાં
–૩ તેમ જ
–૮ રહ્યાં
–૨૪ જુદા જુદા ધાતુઓ મળે છે,
૧૧૮–૧૬ પ્રાકૃત
૧૧૯–૮ જોઈએ કે જો
–૧૪ કોશોમાં જ
૧૨૦–૧ પ્રાકૃત વ્યાકરણકારો*
૧૨૨–૧૯ સ્વીકારેલી
–૨૪ ઊતરી
૧૨૭ છેલ્લેથી બીજી તેવા

નિયમોના
૧૨૮–૮ ક્રમદીશ્વર
૧૩૦–૧૫ સિદ્ધહેમચન્દ્ર
૧૩૨–૨૪ ગણાની
૧૩૩–૮ સમયના
૧૩૬–૧૩ શકીએ
–૧૫ ,,
૧૩૭ છેલ્લેથી બીજી આમ આ
૧૩૮–૧૯ તપાસીએ
૧૪૧–૬ ,,
–૨૦ પોતાના
૧૪૩–૨ શકીએ
૧૪૪–૨૭ લહીએ
–૨૯ જાગવણી
૧૪૫–૩ હેમચન્દ્રના
–૧૩ वप्पीकी
–૧૭ कटारइ
– ,, कटर
૧૫૦–૧૧ ભગટદ્દાત્રિંશિકા, ક્યા ૨૪ (પૃ ૨૧)મા મ ઋણિ 'લવારી ન કર' એવો પ્રયોગ છે
૧૫૦–૧૩ આ ટાચણ નરપતિકૃત પંચદંડ, ૧–૯૬ ધ માથી
૧૫૧–૨૧ જ્ઞાનેશ્વરી (રાજવાડે, ૧/૩૬)મા 'તુરબ બાલુ' પ્રયુક્ત
૧૫૫–૩ નવા
૧૬૦–૧ અર્થ
–૭ ચાચરો
–૧૫ શાકે
૧૬૫–૧૯ લગભગના
–૨૨ ભાગતના
૧૬૮–૨૩ દેખાય છે તેનું
૧૬૯–૬ અપભ્રંશ
–૨૪ દેશ્ય
૧૭૪ છેલ્લી પંક્તિ રહી છે તે ધણુ
૧૭૮–૫ લગ્નવાઈએ
૧૭૯–૪ છાંડવઇ
–૨૮ ઇસી ઇચ્છા
૧૮૬–૧૪ करिन्
૧૯૧–૧૦ જેટલા
–૧૧ प्रस्तुत
–૨૨ इति
–૨૩ झटिति
૧૯૩–૧૫ ભભૂત
૧૯૬–૨૨ કારણુ
,, – છેલ્લી આદ્ય
૧૯૭–૨૧ સપર્દ–વિભાગના
૧૯૮–૨૧ વનો
૧૯૯–૩૦ જુદા
૨૦૧–૧૪ હ્રસ્વસ્વરો
૨૦૨–૨૪ મંસ્કૃત
૨૦૩–૧૦ કરીએ
૨૦૪–૧ ઉચ્ચારણુ
૨૦૫–૧ રૂપત નકીય
–૨૨ वलु
૨૦૬ છેલ્લેથી ચોથી ગોળ
,, છેલ્લી દઈ
૨૦૯–૧૮ અહીં
,, –૨૭ પ્રસન્નતા
,, છેલ્લી मुक्क–
૨૧૦–૮ મૂકવુ, તૂટવું

૨૧૧–૧૦ તેવા
,, –૧૨ કેટલાક
૨૧૯– ૪ 'વગોણુ'
૨૨૩ છેલ્લેથી ચોથી પાચમી
૨૨૫– ૫ મરાઠી બોલપટની જાહે
ગતમા 'સોજ્જ્વલ
ચિત્ર'
૨૨૬–૨૦ 'ખરો'ની ઉપર પાદનોધ
૪નો આક મૂકવો અને
પૃ ૨૨૭ ઉપરની નોધ
પને બેથી નોધ ગણવી
૨૩૦ છેલ્લીથી ત્રીજી વાછરડાં
૨૩૭–૨૧ લીમડો
૨૩૯–૨૭ 'દીધેલુ' વગેરેમા
°इएल्लय° પ્રત્યય હોય
૨૪૦–૧૨ –ટ્ટ–
૨૪૪– ૪ જેના
૨૪૪– ૨ સ્વરૂપનો
,, છેલ્લેથી બીજી પ્રવર્તેલા
૨૫૨–૧૩ પણવલ્લી અને
पणवल्लिका
૨૫૪ છેલ્લેથી ત્રીજી –આઅતી
સામાન્ય રૂપ
૨૫૬ खुरवासक,
,, वढवाण
૨૬૧–૧૧ શકીએ
૨૬૩– ૮ अश्वयुज्–+–क–
–૨૫ 'જાટ' ઉપર પાદનોધનો
૨ આક મૂકવો તે પાદ
નોધ પૃ ૨૬૪ ઉપર છે
૨૬૪– ૪ 'જાતા' ઉપર પાદનોધનો
૩ આક મૂકો

૨૬૫– ૫ के खाँमथ
–૧૫ મત્વર્થીય તરીકે
શકીએ
૨૬૭–૧૯ ગ નો ગા,
–૨૪ ભાઈ ધટીચોર
૨૬૯– ૪ ભાંડુ
–૧૮ ગુજરાતના
૨૭૦–૨૩ આદ્યાક્ષર
–૨૪ काँवा
૨૭૧–૨૮ સ્વરાઘાત
–૩૦ stress
૨૭૨–૧૩ મૂળ
, –૧૪ અસ્પષ્ટતા
,, –૧૭ 'મેવ-મેનાત' ઉમેરો
૨૭૫–૨૬ 'બટી (बरटी)' ઉમેરો
૨૭૬–૭ ચરકલીનુ પ્રાચીન રૂપ
૨૭૭–૨૪ પા ૨૫૮–૨૫૯
૨૮૦–૧૬ અને આઘાત
–૧૭ અને આઘાતની
૨૮૧–૧૭ અને હોત તો યે
૨૯૦–૨૬ 'ઢ કવો', વરશાસન'
ઉમેરો
૨૯૧–૧૭ જૂની
,, છેવથી ત્રીજી જોઈતો
૨૯૧–૨૨ ઉદાહરણ હેમચન્દ્રે
–૨૫ નિશાળ માટે અપભ્રશમા
उज्झासाल (=ઉપાધ્યાય
શાલા) વપરાયો છે
–૨૭ મા અનાદ્ય
૨૯૩–૨ વીણ,
, –,, ડૂંણુ
–૪ જાણીના છે